: મુદ્રક :
ગોરધનદાસ ખોડીદાસ શીંગાળા
શીંગાળા પ્રિન્ટીંગ પ્રેસ,
સર લાખાજીરાજ રોડ : રાજકોટ.

# નમ્ર નિવેદન

અધ્યાત્મવેત્તા, પંડિતરત્ન, બા. બ્ર. પૂજ્ય શ્રી કેશવલાલજી મહારાજ, તત્ત્વજ્ઞાની, તત્ત્વચિંતક અને અધ્યાત્મયોગી છે. તેઓશ્રી જ્યાં જ્યાં વિચરે છે ત્યાં ત્યાં પોતાનાં વ્યાખ્યાનોમાં તેમજ ચર્ચામાં તત્ત્વજ્ઞાનની સમજણ આપી રહ્યા છે.

આ અલ્પ આયુષ્યવાળા માનવભવમાં, આત્મ સ્વરૂપને પ્રગટાવવું તે ઉત્તમ કર્તવ્ય છે, જેથી દરેક મુમુક્ષુ જીવે તત્ત્વજ્ઞાન, એટલે કે 'દ્રવ્યાનુયોગ' સમજવો, એ પોતાના કલ્યાણ માટે ઘણું જરૂરનું છે. આ વિષય દરેક શ્રોતા સહેલાઇથી સમજી શકે તેવી સાદી અને સરળ ભાષામાં પૂ. મહારાજશ્રી તત્ત્વજ્ઞાનની સૂક્ષ્મ વાતોને પોતાનાં વ્યાખ્યાનમાં સમજાવે છે.

સંવત ૨૦૧૧ના રાજકોટ ચાતુર્માસ દરમ્યાન શ્રી ભગવતી સૂત્રનું તેરમું શતક અને છઠ્ઠા ઉદ્દેશા ઉપર પૂજ્ય મહારાજશ્રીએ વ્યાખ્યાનો આપેલાં છે. આ ભગવતી સૂત્ર, આગમોનું પણ પરમાગમ છે. આ પરમાગમમાં સાક્ષાત્ વીતરાગની ધ્વનિમાંથી ધોધ ઝીલી ઝીલીને અમૃતનાં રહસ્ય ભરી દીધાં છે. તેમાં ચૌદ બ્રહ્માંડના ભાવો ભર્યા છે, તેમાં સનાતન ધર્મ ધરી રાખ્યો છે. યથાર્થ આત્મ-સ્વરૂપની ઓળખાણ કરાવવી તે આ સૂત્રનો પ્રધાન ઉદ્દેશ છે. જ્ઞાનીઓએ ટૂંકામાં ઘણું જ ગૂઢ રહસ્ય મૂકી દીધું છે. એક એક પદે પૂર્ણતા દર્શાવી છે. તે જગતની ઉપલક કે બાહ્ય દૃષ્ટિથી નહિ દેખાય. આવાં ગૂઢ રહસ્યો પૂજ્ય મહારાજશ્રીએ ઘણી સાદી અને સરળ ભાષામાં વ્યાખ્યાનમાં પીરસ્યાં છે શ્રોતાઓ એકવાર ઉપયોગ સહિત સમજે તો જરૂર સમજાય.

(૧) અખંડ આત્મ સ્વરૂપની સમજણ (૨) વ્યવહાર નય અને નિશ્ચય નયનું સ્વરૂપ (૩) આત્મા કર્તા, ભોક્તા કેવી રીતે છે તેનું સ્વરૂપ (૪) ઉપાદાન અને નિમિત્તનું સ્વરૂપ (૫) નવતત્ત્વનું સ્વરૂપ (૬) છ દ્રવ્યોનું સ્વરૂપ (૭) નય, નિક્ષેપા અને પ્રમાણનુંસ્વરૂપ (૮) બંધ–મોક્ષનું સ્વરૂપ (૯) ૩૬૩ પાખંડી મતોનું સ્વરૂપ (૧૦) શુદ્ધ ચૈતન્ય-તત્ત્વનું સ્વરૂપ (૧૧) જ્ઞાતા, દૃષ્ટા, જ્ઞાયક ભાવનું સ્વરૂપ (૧૨) કર્મધારા અને ધર્મધારાનું સ્વરૂપ (૧૩) જીવ અને પુદ્‌ગલને નિમિત્ત–નૈમિત્તિકપણું હોવા છતાં બન્નેનું તદ્દન સ્વતંત્ર પરિણમન (૧૪) જ્ઞાનીને રાગ દ્વેષનું અકર્તા – અભોક્તાપણું; અજ્ઞાનીને રાગદ્વેષનું કર્તા – ભોક્તાપણું (૧૫) ગુણસ્થાન આરોહણમાં ભાવનું અને દ્રવ્યનું નિમિત્ત–નૈમિત્તિકપણું (૧૬) વિકારરૂપે પરિણમવામાં અજ્ઞાનીનો પોતાનો જ દોષ, પુણ્ય અને પાપ બન્નેનું બંધ સ્વરૂપ (૧૭) સ્વરૂપની સ્થિરતાની વૃદ્ધિમાં ટકીને પૂર્ણ મોક્ષ–પદ કેવી રીતે પમાય તેનું સ્વરૂપ, ઇત્યાદિ પૂજ્ય મહારાજશ્રીએ આ વ્યાખ્યાનોમાં ફરમાવ્યું છે. જે જીવ સરળ થઇને, જિજ્ઞાસુ થઇને, અંતરમાં ઉમળકો લાવીને, પાત્ર થઇને સમજશે તેને આ ભગવતી મૈયામાં ભરેલાં ચૌદ રાજલોક બ્રહ્માંડના ભાવો જરૂર સમજાશે.

અનંતકાળથી જીવ પોતાના સ્વરૂપને ચૂકીને, સ્વરૂપ પ્રત્યે ભ્રાંતિ સેવીને જન્મમરણ કરી રહ્યો છે, ચતુર્ગતિરૂપ સંસારમાં પરિભ્રમણ કરી રહ્યો છે. આ, જીવનું મહાન એકાંત દુઃખ છે. આ દુઃખ ટાળવા માટે જીવે પોતાના સ્વરૂપની સાચી સમજણ અને પ્રતીતિ કરવી પડશે આ સાચી સમજણ અને પ્રતીતિ કરવી તેનું નામ સમ્યગ્દર્શન છે. સમ્યગ્દર્શન જીવના કલ્યાણનો પાયો છે. આવું મહાકલ્યાણકારી સમ્યગ્દર્શન કેવી રીતે પ્રાપ્ત થઈ શકે,

તેના ઉપાયો, અને દ્રવ્ય-ગુણ-પર્યાયનું સ્વરૂપ તથા દ્રવ્યસ્વભાવોનું ઘણી જ સહેલાઇથી સમજી શકાય તેવી રોચક અને સરળ ભાષામાં પૂજ્ય મહારાજશ્રીએ નિરુપણ કર્યું છે.

આ અધિકારમાં કુલ વ્યાખ્યાનો ૧૪૪ આપવામાં આવ્યાં છે, તે પૈકીનાં ૭૯ વ્યાખ્યાનોનો આ સંગ્રહ છે.

આ વ્યાખ્યાનોનું સંશોધનકાર્ય, જામનગર નિવાસી (હાલ કલકત્તા) શ્રી જયસુખલાલ પ્રભુલાલ શાહ, બી એ. (ઓનર્સ) એલ. એલ. એમ. એ કર્યું છે અને મુદ્રણશુદ્ધિનું કાર્ય શ્રી શાંતિલાલ રેવાશંકર શાહ, શ્રી રાવબહાદુર મોહનલાલ પોપટભાઈ શાહ, શ્રી અંદરજીભાઇ પટેલ, શ્રી વાઘજીભાઈ કામદાર અને મોહનલાલ કસ્તુરચંદ શાહે કર્યું છે. તેઓએ લીધેલા પરિશ્રમ માટે તેઓ સૌનો આ તકે આભાર વ્યકત કરું છું.

અવતરણો કરવામાં રહી ગયેલી ક્ષતિઓ માટે વાચક વર્ગની ક્ષમા યાચું છું.

માગશર પૂર્ણિમા,
સં. ૨૦૧૫.

રામજી શામજી વીરાણી
પ્રમુખ
શ્રી સૌરાષ્ટ્ર સ્થાનકવાસી જૈન
ધાર્મિક શિક્ષણ સઘ.

# બીજી આવૃત્તિના બે બોલ

પ્રથમ આવૃત્તિની નકલો સિલકમાં ન રહેતાં અને તે માટે માગણીઓ આવતાં, આ બીજી આવૃત્તિ, જેમની તેમ, છાપવામાં આવી છે.

રાજકોટ નિવાસી–હાલ કલકત્તામાં રહેતા શ્રી શાંતિલાલ રેવાશંકરભાઈ શાહે સ્વ. પૂ. ગુરુદેવના અંતિમ ઉદ્‌ગારોનું વિવરણ કર્યું છે તેને આ પુસ્તકમાં સ્થાન આપવામાં આવ્યું છે.

આ પુસ્તકના પ્રકાશનખર્ચમાં મોરબી નિવાસી અને હાલ કલકત્તા રહેતા શ્રી નરભેરામભાઈ વનેચંદભાઇ દફતરી તરફથી રૂા ૯૦૦) નવસોની સહાય મળી છે તે માટે તેમનો આભાર માનવામાં આવે છે.

સૂત્રોની ગાથા તપાસવામાં લીધેલા શ્રમ બદલ પં. શ્રી વસંતકુમાર જૈનનો આભાર માનવામાં આવે છે. શ્રી કે. એમ. શાહે (બી. એ. ઓનર્સ, કોવિદ) પ્રૂફ–વાચનમાં બતાવેલ ઉત્સાહ અને ચીવટની નોંધ લેતાં હર્ષ થાય છે.

વસંત પંચમી–સંવત ૨૦૧૭
રાજકોટ.

મોહનલાલ પોપટભાઈ
પ્રમુખ
શ્રી સૌરાષ્ટ્ર સ્થાનકવાસી જૈન
ધાર્મિક શિક્ષણસંઘ

## —: સંસ્મરણાર્થે :—

સ્વ. પુત્રવધૂ અ. સૌ. **મધુકાન્તા** તથા પુત્રિ ચિ. **શારદા** બ્હેનના સ્મરણાર્થે રૂા. ૯૦૦) નવસો આપવામાં આવ્યા છે.

**કલકત્તા,**
નૂતન પ્રભાત,
સંવત ૨૦૧૭

**—નરભેરામ વનેચંદભાઈ દફતરી.**

# વિષય સૂચિ

| વિષય | પૃષ્ઠ |
|---|---|

---

અધ્યાત્મયોગી બા. બ્ર. પંડિત મુનિ
# શ્રી કેશવલાલજી મહારાજનાં
# વ્યાખ્યાનો

---

**સંવત ૨૦૧૧ના અષાડ વદ ૨ બુધવાર તા. ૬-૭-૧૯૫૫.**

**સાધ્યની** પૂર્ણ સિદ્ધિને અર્થે અરિહંત ભગવાનોને નમસ્કાર કરીને શ્રી ભગવતી સૂત્રનું વાંચન શરુ કરવાનું છે, તે પહેલાં નિયમ અનુસાર જે જણાવવાનુ છે તે જણાવે છે.

**સત્ વ્યવહારની જરૂર** :-પ્રથમ જે લક્ષ કરાવવું જોઈએ તે કરાવે છે; જે ધ્યેય રાખવું જોઈએ તે નક્કી કરાવે છે, પછી ક્રમે ક્રમે જે છે તે સમજાવશે. પ્રજ્ઞાવંત, તત્ત્વદર્શી જ્ઞાની પુરૂષો શુદ્ધ આત્મસ્વરૂપના ધ્યાનરૂપ પર્વત પર ચડવા ઇચ્છે છે. જયારે તેઓ શુદ્ધ આત્મસ્વરૂપના ધ્યાન પર ચડવા માંડે છે ત્યારે તેઓ સત્ વ્યવહારનું અવલંબન લઈને ચડે છે. પરંતુ શુદ્ધ આત્માના ધ્યાનરૂપી અતિ ઉત્તમ પર્વત પર ચડીને જ્યારે તેઓ સ્વરૂપની એકાગ્રતામાં તલ્લીન બની, તેમાં અચળપણે બિરાજમાન થાય છે ત્યારે વ્યવહારનુ અવલંબન છૂટી જાય છે જો કદાચિત્ કોઇ અન્ય કાર્ય માટે શુદ્ધ આત્માના ધ્યાનરૂપ પર્વત પરથી ઉતરવાનું થાય, અર્થાત્ કોઇ પ્રયોજનવશાત્ ધ્યાન છોડવું પડે તો તે જ સમયે, નિશ્ચયથી તે જ સમયે પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિ, પાંચ મહાવ્રત, ત્યાગ, વૈરાગ્યનું એટલે સત્ વ્યવહારનું અવલંબન રાખે છે. જો

આવા વખતે વ્યવહારનું અવલંબન ન રાખે તો પતન થાય. જે જે મહા પુરુષો મુક્તિરૂપી સંપત્તિને પામ્યા છે, તેઓ પ્રથમ પરમાર્થને પ્રેરે તેવા વ્યવહારનું પ્રથમ અવલંબન લઈને પછી નિશ્ચયમાં સ્થિર થઈને જ મુક્તિ પામ્યા છે. આજ ક્રમથી મહાપુરુષો મુક્તિને પામ્યા છે, પામે છે અને પામશે. આ સત્ વ્યવહારરૂપ નય કારણ છે અને અંતરની નિશ્ચય દૃષ્ટિ સત્ વ્યવહારરૂપ કારણથી સાધવા યોગ્ય કાર્ય છે, કારણ વિના કાર્ય થતું નથી. સત્ વ્યવહારના અવલંબનથી નિશ્ચયની પ્રાપ્તિ થાય છે, તે વિના નિશ્ચયની પ્રાપ્તિ થતી નથી. આ વાતને સ્થાપીને, નિશ્ચયની પ્રાપ્તિ થાય ત્યારે વ્યવહારને કારણ કહેવાય છે, તે વાતને લક્ષમાં રાખીને શ્રી ભગવતી સૂત્રનું વાંચન શરુ થાય છે.

**જિન ભગવાનને નમસ્કાર:**—સંસારમાં પરિભ્રમણ કરાવનાર એવા રાગ, દ્વેષ અને મોહને જેણે જીત્યા છે તેમને જિન ભગવાન કહેવાય છે. રાગદ્વેષનો સર્વથા ક્ષય થતાં પરમ વીતરાગતા અને અજ્ઞાનનો સર્વથા ક્ષય થતાં પૂર્ણ સર્વજ્ઞતા જેમને પ્રાપ્ત થઈ છે તેમને નમસ્કાર હો.

**જિન આગમોને નમસ્કાર :**—જગતના જીવોના ઉદ્ધારને અર્થે, જિન ભગવાનોએ સત્ય, સનાતન વીતરાગતાનો બોધ કર્યો, તે બોધ શબ્દોરૂપે જેમાં ગૂંથાયો છે તે શાસ્ત્રો, આત્મસંપત્તિ માટે પરમ આધારરૂપ છે. તેમા પ્રીતિ થાય, રૂચિ થાય, યથાર્થ શ્રદ્ધા થાય, એકાગ્રતા થાય તેવી રીતે, શ્રી જિન વીતરાગ પરમપુરુષના આશ્રય રૂપ સત્ વ્યવહાર તથા તેના નિશ્ચયનું યથાર્થ સ્વરૂપ સમજીને તેની આરાધના કરવી તે શ્રી સંઘને પરમ શ્રેયસ્કર છે, માટે એવા જિન આગમોને પણ નમસ્કાર હો.

**એકાંત નિશ્ચય પકડવાથી હાનિ :–** સંસારમાં અનેક મનુષ્યો સત્ વ્યવહારનો સર્વથા ત્યાગ કરી એકાંતે નિશ્ચય નયનો પક્ષ કરીને નષ્ટ ભ્રષ્ટ થઇ જાય છે. આવા મનુષ્ય, માત્ર શુષ્કજ્ઞાની થઈને અનંત સંસાર પરિભ્રમણ વધારે છે. 'હું આત્મા છું, તે અસંગ છે, મારે કંઈ કર્તવ્ય નથી, જે જે કરે છે તે તો જડ શરીર છે, શરીરના ધર્મો સાથે મારે કંઇ સંબંધ નથી, મારો આત્મા શુદ્ધ છે, બુદ્ધ છે, નિરંજન છે, તેને કર્મો લાગ્યાંજ નથી,' એમ માત્ર વાતો કરીને બાહ્ય અને અભ્યંતર અશુદ્ધિ દૂર કરનાર જે સત્ વ્યવહાર છે તેને યથાવિધિ સમજે નહિ, માને નહિ, સેવે નહિ અને એકાંતે નિષેધે તેવા જીવો દયાપાત્ર છે. આવા શુષ્ક જ્ઞાની પોતાનું ભાન પ્રગટાવ્યા વગર, આત્માના ક્રમને સેવ્યા વગર, અંતરની અશુદ્ધતા ટાળ્યા વગર, જ્ઞાનીનાં વચનોને સમજ્યા વગર, તેને એકાંતે પકડી પોતાના આત્મહિતને હણે છે; પોતાના આત્માનું ખૂન કરે છે; ચિરકાળ સુધી આત્મભાનને પામતા નથી; અને નષ્ટ-ભ્રષ્ટ થઈ અનંત સંસારરૂપી સાગરમાં જઇને પડે છે.

**એકાંત વ્યવહારથી કલ્યાણ નથી :–** તેજ રીતે જે માત્ર વ્યવહારમાં જ રાચી-માચી રહ્યા છે, કેવળ વ્યવહારનો જ આગ્રહ રાખી રહ્યા છે, તે ક્રિયા શુષ્ક જ થઈ જાય છે. સર્વ વ્યવહારાદિ સાધનો અને ક્રિયાઓ શાના માટે કરવાની છે? શુદ્ધ આત્માને માટે, કેવળજ્ઞાનને માટે, આત્માર્થે આત્માની અશુદ્ધ દશા જે વ્યવહાર છે તે ટાળીને નિશ્ચય નયથી જેવું તેનું સ્વરૂપ શુદ્ધ છે, બુદ્ધ છે, અસંગ છે, કેવળ ચૈતન્ય સ્વભાવમય છે તેવું પ્રાપ્ત કરવાનું લક્ષ કરીને અને રાખીને, જ્ઞાનીની આજ્ઞા અનુસાર પ્રત્યેક ક્ષણે સત્ સાધનો આરાધવા યોગ્ય છે. કેવળ વ્યવહારને મુક્તિ કે મોક્ષ

માર્ગનું સાધન માની લઇને કેવળ વ્યવહાર, કર્તવ્ય નથી. નિશ્ચય-પૂર્વક જે પરમાર્થપ્રેરક સત્ વ્યવહારે પ્રવર્તે છે, તેવા જ્ઞાનીઓ એકાંત ક્રિયાજડ થઇ જતા નથી.

**વ્યવહાર, નિશ્ચય, બન્નેની જરૂર :–** ચતુર્વિધ સંઘે બન્નેમાંથી એક નયને એકાંતપણે ગ્રહણ નહિ કરતાં, નિશ્ચય અને સદ્‌ભૂત વ્યવહાર એ બેમાંથી એકનો એકાંત આગ્રહ નહિ રાખતાં, આત્મસ્વરૂપ કેમ પ્રાપ્ત થાય તે લક્ષ યથાર્થપણે સતૂલક્ષે ગ્રહણ કરે એમ સ્યાદ્વાદ્દર્શી મહાન આચાર્યોએ કહ્યું છે. આમ બન્ને વાતનું લક્ષ કરાવીને ભગવતી સૂત્રની વાત ચાલે છે.

**શ્રી ભગવતીનું માહાત્મ્ય :–** શ્રી ભગવતીજી પરમાગમમાં શું રહસ્ય ભરેલું છે તેનું માહાત્મ્ય પ્રથમ સમજાવે છે. તેનું માહાત્મ્ય દ્રષ્ટાંતથી સમજાવે છે. ભગવતી સૂત્રમાં શું ભર્યું છે તે તો અનુભવથી અંદર ઉતરીને પોતે જુએ, નિરીક્ષણ કરે તો જ સમજાય તેમ છે. ભગવતી સૂત્રમાં અલૌકિક અને ચમત્કારી મંત્રો ભરેલા છે.

**દૃષ્ટાંન્ત :–**

તળાવના કાંઠા પર ઊભા રહીને જોવાથી તળાવનું પાણી કાંઠે અને મધ્યમાં સરખું જ છે તેમ લાગે પરંતુ પાણીના ઊંડાણનું માપ કરનાર જાણે છે કે તળાવના પાણીના ઊંડાણમાં કાંઠે અને મધ્યમાં ફરક હોય છે જે તળાવમાં ઉતરે તેને પાણીના ઊંડાણનો ખ્યાલ આવે, જેમ જેમ આગળ જાય તેમ ઊંડાણનો વાસ્તવિક ખ્યાલ આવે. તેમ સર્વજ્ઞ ભગવાનની વાણી દ્વારા દ્વાદશાંગીનો જે એકધારો ધોધ છૂટયો છે, તે ધોધમાંથી આચારાંગ આદિ શાસ્ત્રો રચાયેલાં છે તેમાંના પાંચમા શ્રી ભગવતીસૂત્રનુ માપ કોઈ ઉપલક દૃષ્ટિએ

કાઢવા માગે તો નીકળી શકે નહિ; પરંતુ જો અંદર ઊંડો ઊતરીને સમજે તો ભગવતી સૂત્રની મધ્યમાં કેવળજ્ઞાનનાં રહસ્ય ભરેલાં છે.

**વીતરાગ વાણી અભેદ છે :–** ભગવાનની વાણીમાં એક સાથે બધું આવે છે, તેમાં યત્કિંચિત્ પણ ભેદ પડતો નથી. અહીં શિષ્ય પ્રશ્ન પૂછે છે :– "આપ કહો છો તે બરાબર છે. પરંતુ ભગવાનની વાણીમાં ભેદ ન પડવાનું કારણ શુ ?' ગુરુ ઉત્તર આપે છે, "જ્યાં સુધી આત્મામાં ક્રોધાદિ હોય, ઊણી, હીણી, અધૂરી દશા હોય ત્યાં સુધી વાણી પણ ભેદવાળી નીકળે છે. પણ જ્યારે સંપૂર્ણ વીતરાગ દશા થાય છે, પર્યાયમા દશાનો ભેદ ટળીને પર્યાય અભેદ થાય છે, એટલે જ્યાં વીતરાગની અભેદ દશા થઇ ત્યાં વીતરાગની નિમિત્તરૂપ વાણીમાં અભેદ આવે છે જ્યા સુધી પર્યાયમાં ક્રોધાદિક છે ત્યાં સુધી વિકાર છે. આત્મા અનંત ગુણોનો પિંડ છે; તેથી કોઇ પણ ગુણમાં વિકાર હોય ત્યાં સુધી અવસ્થા એકરૂપ રહેતી નથી; પણ અવસ્થામાં ભેદ પડે છે, તેથી છદ્મસ્તની વાણીમાં ઘણી રીતે ભેદ પડે છે. પરંતુ સંપૂર્ણ દશા પ્રગટતાં જ પર્યાય પણ અભેદ થાય છે: એટલે તેની વાણી પણ અભેદ થઈ જાય છે તેવી વાણીને અને પરમાત્માને નમસ્કાર હોજો તે વાણીમા બધી ભાષાઓ સમાઇ જાય છે તે વાણીને સાભળવા માટે પશુ–પક્ષીઓ, ચક્રવર્તીઓ, દેવદેવીઓ આદિ બાર પ્રકારની પ્રખદા આવે છે; અને તે સૌ પોતપોતાની ભાષામાં સમજી જાય છે.

**અગાધ રસવાળી છે :–** ભગવાનને ઉપદેશ આપવાની જરા પણ ઇચ્છા હોતી નથી. સર્વજ્ઞ થાય ત્યારે કોઇ જાતની ઇચ્છા રહેતી નથી: એટલું જ નહિ પણ ક્યારે કોણ શું પૂછશે અને તેનો ઉત્તર શું આવશે તે બધું, એ ભગવાન એક સમયમાં પોતાના

અક્રમ જ્ઞાનથી એટલે કેવળજ્ઞાનથી જાણી રહ્યા છે. આ ભરત ક્ષેત્રમાં શ્રી મહાવીર પરમાત્મા જીવનમુકત દશામાં તીર્થંકર પદે બિરાજતા હતા ત્યારે તેમની પાસેથી ધોધમાર વાણી સાંભળીને, તેને ગ્રહણ કરીને ચાર જ્ઞાનના ધણી, ગૌતમ ગણધરદેવે આ ભગવતીજી આદિ શાસ્ત્રો રચ્યાં. તેમાં દિવ્ય વાણીના રસ ઉતાર્યા છે, તે વાતના ગૂઢ રહસ્યો ઊંડાણથી જોતાં જરૂર સમજાય તેમ છે; પરંતુ ઉપલક દૃષ્ટિએ જોતાં સમજાય તેમ નથી. અંતરથી જે જુએ તેને તેનો અપાર મહિમા પોતાના જ્ઞાનથી સમજાય. શબ્દ અલ્પ હોવા છતા તેનુ રહસ્ય અપાર છે. ભગવતીજીની મધ્યમાં કોઈ અગાધ અગાધ રહસ્યો ભર્યા છે તેમ શાસ્ત્રકાર કહે છે. ભગવતીજીના જેટલાં ગુણગ્રામ કરીએ તેટલાં ઓછાં છે.

દોહરો

"અસિત્ ગિરિસમસ્યાત્ કજ્જલં સિંધુપાત્રં
સુરતરૂવરશાખા લેખિની પત્રમુર્વી
યદિ લિખિત્વા શારદા સર્વકાલં
તદપિ તવગુણાનાં મિષ પારં ન યાન્તિ"

આ શ્રી ભગવતીજી સૂત્રની વાત અંદરથી કહેવાય તો જ સમજાય તેમ છે; શ્રી ભગવતીજીની વાત શબ્દોથી કહેવાય તેમ નથી, શબ્દોની તે પેલી પાર છે, મન અને કાયાથી પણ પેલી પાર છે. અહીં શિષ્ય પ્રશ્ન કરે છે: "જો તેમ હોય તો અમને શી રીતે સ્વરૂપની પ્રાપ્તિ થાય?" તેનો ઉત્તર ગુરુદેવ આપે છે :–

જેને ત્યાં સો બસો મણ અનાજ પાકતું હોય તેનાં વસવાયાં એટલે તેના કામ કરનારાને બે ત્રણ મણ અનાજ મળે પરંતુ જેને ત્યાં હજારો મણ અનાજ પાકતું હોય તેનાં વસવાયાંને પૂરેપૂરૂં

અનાજ મળે છે, તેમ અલ્પજ્ઞાનીની વાણીમાંથી શ્રોતાને થોડું મળે પણ પૂર્ણ સર્વજ્ઞની ધોધમાર વાણીમાંથી પાત્ર જીવને, લાયકાતવાળા જીવને શ્રુતના ધોધના ધોધ મળે. આ જ ભરતક્ષેત્રમાં મહાવીર દેવની ધોધમાર ધર્મની ધીખતી પેઢી ચાલતી હતી ત્યારે એ ધોધમાર વાણીનો લાભ સાક્ષાત્ ગણધરાદિને મળ્યો હતો તે મેળવીને શાસ્ત્રોની રચના થઈ છે, ત પરંપરાએ આપણા હાથમાં આવી છે. તે કેવી રીતે ઊઘડે છે, ખૂલે છે તેના ભાવભેદ ઘણા છે, તે અવસરે કહેવાશે.

---

## સંવત ૨૦૧૧ના અષાડ વદ ૩ ગુરુવાર તા. ૭-૭-૫૫.

**ભગવતીજીમાં અગાધ ભાવો છે :-** શ્રી ભગવતી સૂત્રનું માહાત્મ્ય અપરપાર છે. તેનું માહાત્મ્ય ભલભલા પણ વર્ણવી શકયા નથી પણ પોતાથી જેટલું વર્ણવી શકાય તેટલું વર્ણવ્યું તે માહાત્મ્ય જો હૃદયમાં બેસી જાય તો આત્માનું કલ્યાણ થઈ જાય. આ ભરતક્ષેત્રમાં જ્યારે ભગવંતોની ધોધમાર ધીખતી પેઢી ચાલતી હતી ત્યારે તેનો લાભ ગણધરાદિને મળ્યો હતો અને તેને ઝીલીને અગિયાર અંગ આદિ સિદ્ધાંતોની રચના કરી છે. ભગવતીજીના ઊંડાણમાં અમાપ અને અગાધ ભાવ ભર્યા છે. ગણધરોએ અને આચાર્યોએ ખરેખર ધર્મના સ્તંભ જેવું કામ કર્યું છે; તેમણે વીતરાગ શાસનને ટકાવી રાખ્યું છે. ભગવતી સૂત્રમાં દ્રવ્ય સ્વભાવોનું પરિપૂર્ણ, અચિંત્ય અને અલૌકિક વર્ણન કરેલ છે. ગણધરાદિકે સિદ્ધાંતની રચના ન કરી હોત તો, અને તેનો બોધ ન આપ્યો હોત તો ચતુર્વિધ સંઘ મોક્ષ માર્ગ કેમ જાણત ? આત્માનુ-ભૂતિને કેમ પામત ? વીતરાગ ભાવ પામી ચૂકેલા મુનિવરો કહે

છે-“સાક્ષાત વીતરાગ દેવ પાસેથી ગણધર દેવે વાણી ઝીલીને સિદ્ધાંતોની રચના ન કરી હોત તો અમે આત્મ-બોધને કેમ પામત?” ભગવતી સૂત્રમાં શબ્દે શબ્દે અને પદે પદે કેવળજ્ઞાનનું મહાન રહસ્ય ભર્યું છે. બાહ્યથી જોવાથી તે ન સમજાય, પરંતુ ઊંડા ઊતરીએ તો રહસ્ય હાથમાં આવે. ભગવતી સૂત્રનો મહિમા કહે છે. “ભગવતી સૂત્રમાં, હે નાથ! હે દેવાધિદેવ! હે પ્રભુ! હે તીર્થંકર! આપે અમૃતના ધોધ વહેવડાવ્યા છે. સંસારી જીવોના મોહાદિ ટાળવા માટે પરમ કરુણા કરીને, અમૃત વરસાવીને ભગવતીજીની રચના કરી છે. હે નાથ! આપે અનંત કરુણા કરીને જગતના જીવોનાં મરણ ટાળ્યાં છે.

દોહરો :- અહો અહો શ્રી સદ્ગુરુ, કરુણા સિંધુ અપાર,
આ પામર પર પ્રભુ કર્યો, અહો અહો ઉપકાર. (૧)

શું પ્રભુ ચરણ કને ધરું, આત્માથી સૌ હીન,
તે તો પ્રભુએ અર્પિયો, વર્તું ચરણાધીન. (૨)

....શ્રીરદ્

હે પ્રભુ! તમે અમારા ઉપર અકષાય કરુણા કરીને જગતનાં અજ્ઞાન મરણ ટાળ્યાં છે. હે પ્રભુ! આપ ‘જીવદયાણ’ છો, ‘બોહિદયાણ’ છો, ‘ધમ્મદયાણ’ છો, ‘ધમ્મદેસિયાણ’ છો.”

**ભગવતીજી કરુણાનો સાગર છે:-** ભગવતીજી સૂત્રમાં પદે પદે કરુણાના ધોધ વહે છે. આ વાત જેના કાળજામાં બેસી ગઈ તેણે મોક્ષનાં બીજ રોપ્યા; આ જીવ અનંતવાર બાલમરણે મૂઓ: હે નાથ! આપે તો બાલમરણ ટાળવા માટે સિદ્ધાંતોના ધોધના ધોધ વહેવડાવી જગત ઉપર પરમ ઉપકાર કર્યો છે. સંસારથી થાકેલા જગતના અશાંત તરસ્યા જીવો આવીને આ

જ્ઞાનામૃત પીએ તેવાં આપનાં સૌને સાગમટે નિમંત્રણ છે. આપ તો કહો છો :–"આવો, જ્ઞાનામૃત પીઓ, તરસ છીપાવો : અને મોક્ષમાં ચાલ્યા જાઓ. જરાય ગભરાવ નહિ; ડરો નહિ; સંસાર એક સમય પૂરતો છે." આ વાત જેને બેસી તેણે મોક્ષ દશાના માંડવા નાખ્યા હવે એક બે ભવે તેનો મોક્ષ છે. તેની મોક્ષ દશા થયા વગર રહે જ નહિ આ તો એકલા સ્વભાવ ભાવમાં જ મોક્ષ દશાની સંપૂર્ણ શ્રદ્ધા પોતાથી જ થઈ જાય તેવી અપૂર્વ વાત છે. તે દૃષ્ટાંત આપીને સમજાવે છે. જ્યારે વર પરણવા જાય છે ત્યારે સાથે મોટા મોટા આબરૂવંત શેઠિયાઓને સાથે લઈ જાય છે: તેનો હેતુ એ છે કે–કદાચ કન્યાપક્ષવાળા ફરી જાય અને પૈસા માગે તો તે વખતે આબરૂને ધક્કો ન લાગે અને વર, કન્યા પરણ્યા વગર પાછો ન ફરે સાથે આવેલા શેઠિયાઓને પણ એમ લાગે કે–'અમે આની સાથે આવ્યા અને કન્યા માંડવામાં ન આવે તો અમારું નાક જાય' કન્યાને માંડવામાં આવતાં થોડીવાર થાય તો પણ હોહા થઇ જાય; પરંતુ સાથે આવેલા શેઠિયાઓ કન્યાપક્ષનાં માબાપને બોલાવીને, સમજાવીને, અને સંતોષીને સમયસર કન્યાને હાજર કરાવે. તે જ રીતે અહીં સ્વરૂપ લક્ષ્મીવંત આચાર્ય ભગવંતો કહે છે–"અમારી વાત માનીને, સ્વીકારીને જેણે પોતાને આગણે મોક્ષ પરિણતિ સાથે માંડવા નાખ્યા તેની મોક્ષ પરિણતિ પાછી ફરે જ નહિ; તેની અલ્પ કાળમા મુકિત થાય જ અમને સાથે રાખ્યા છે એટલે તારી મોક્ષરૂપી કન્યા પાછી ફરે જ નહિ: કદાચ તારી મુકિત થતા વાર લાગે પરંતુ મુકિત થાય તો અવશ્ય; માટે અમોને સાથે રાખ" આચાર્ય ભગવાન વિશેષમાં કહે છે: "જગતના જીવોને પરમ સત્ય સમજાવવાનો અમોને જે વિકલ્પ ઉઠયો, જે વૃત્તિ થઇ એજ બતાવે છે કે, ભરતક્ષેત્રમાં એ

સમજનાર લાયક જીવો હોય નહિ તેમ બને જ નહિ. અમારી વૃત્તિ ખાલી જાય જ નહિ. માટે તું હા પાડ; ના ન પાડતો. પાંચમા આરાના અંત સુધી એકાવતારી જીવો આ ભરતક્ષેત્રમાં રહેવાના છે. માટે હા પાડ અને તારી નિર્મળ દશા પ્રાપ્ત થયા વગર રહેશે નહિ તે તારી પાસેથી પાછી ફરશે નહિ."

**આત્મસ્વરૂપની પ્રતીતિ તે ભાવદયા છે:**–રાગ, દ્વેષ અને મોહ એ વિકાર છે. પોતાના ત્રિકાળી સ્વભાવના ભાનથી કે ભાન થતાં, વિકાર મારો ધર્મ નથી, સ્વભાવ નથી, તેમ સમજાય છે. વિકાર ટળતાં જ હુ જ્ઞાતા, દ્રષ્ટા, અખંડ આત્મા છું તેવું જ્ઞાન થાય છે: અને તેજ સાચી કરુણા છે, આત્માની ખરી દયા છે. અત્યાર સુધી અજ્ઞાન, મોહ અને મિથ્યાત્વભાવે વિકારમાં દબાઈ જતો હતો. હવે આત્માનું ભાન થતાં વિકાર રહિત આત્માની પ્રતીતિ કરી. આત્માને વૈભાવિક ભાવથી રહિત, તેના સ્વરૂપે પ્રતીતિમાં લીધો તેજ ભાવદયા છે, દયા ધર્મ છે, સ્વદયા છે અને તેજ ભાવમરણ ટાળવા માટેની પરમ ઔષધી છે.

**દૃષ્ટાંત :–**

શીતળતા પાણીનો સ્વભાવ છે. અને ઉષ્ણતા વિભાવ છે. પાણીને ઉષ્ણ કરવું હોય ત્યારે સગડી, કોલસા, અગ્નિ, વાસણ આદિ સાધનોની જરૂર પડે છે. તેથી ઉષ્ણતારૂપ વિભાવની પ્રાપ્તિ સુગમ નથી પણ અસુગમ અને ઉપાધિરૂપ છે પરંતુ ઉષ્ણ જળને ઠંડુ કરવું હોય ત્યારે તેને સગડી ઉપરથી નીચે મૂકી દેવાની અગર તો અગ્નિથી દૂર રાખવાની જરૂર પડે છે. તેમાં કોઇ સાધનો, કે પ્રયાસોની જરૂર પડતી નથી. એ બતાવે છે કે સ્વભાવ પ્રાપ્તિ સુગમ છે, તેજ રીતે સ્વદયા, આત્માની દયા, પોતાના ભાવની

અનુકંપા તે સ્વભાવ છે. મનુષ્યાદિ ચારે ગતિ, ક્રોધાદિ વિભાવ અવસ્થા છે. અને તે વિભાવ અવસ્થાને માટે અનેક પરિશ્રમો કરવા પડે છે. પણ એ સર્વ વિભાવથી રહિત સ્વભાવરૂપ ભાવદયામાં આવવું હોય, તો પરમાં જે વૃત્તિ છે તેને પાછી વાળીને સ્વભાવમાં તેને જોડવી, એટલે પરભાવ ટળીને ભાવદયારૂપ ધર્મ થાય છે, તેને વીતરાગદેવ ભાવદયારૂપ ધર્મ કહે છે અને તે વિભાવરૂપ અવસ્થાને ટાળવા માટેની પરમ ઔષધી છે. જે પ્રસાદીજનો સુખ-દુઃખને અને તેનાં કારણોને સમજ્યા છે અને તેની ધારણા કરી છે, છતાં પ્રમાદને વશ થઇ ભાવદયારૂપ ચિંતવનને તજીને અન્ય કાર્યોમાં પ્રવર્તે છે, તેઓ ભાવદયારૂપ અમૃતને છોડીને ભાવમરણ-રૂપ ઝેરનું પાન કરે છે; માટે તત્ત્વજ્ઞોએ, જિજ્ઞાસુઓએ ભાવદયામાં સદા ટકવું જોઇએ. પ્રમાદને વશ થઈ ભાવદયા તજવી યોગ્ય નથી. ભાવમરણને ટાળવા માટે ભાવદયા પરમ ઔષધિ છે.

**ભાવ દયા પ્રગટાવો :**– અનંતકાળથી જીવને પોતાના સ્વભાવની ભ્રાંતિ વર્તે છે, વિસ્મૃતિ વર્તે છે અને તેથી દેહ આદિમાં પોતાપણાની માન્યતા ઊભી છે. આ વિપરીત માન્યતારૂપી ભૂલ તે ભાવ હિંસા છે. ભાવ હિંસામાં, હે ચેતન! 'અનંતા ભાવ મરણ ઊભાં છે; જેમાં ભાવ મરણ ઊભા છે તે મારો ધર્મ નથી, મારું સ્વરૂપ નથી, મારી શુદ્ધ જાત નથી, હું જ્ઞાતા, દ્રષ્ટા, જ્ઞાયક છું. ભાવ-હિંસાને ટાળીને હું મારા સ્વરૂપમા જ્ઞાતાપણે ટકું અને સ્વરૂપનું વેદન કરું તે જ આત્માની દયા છે, સાચી કરુણા છે.' એમ નક્કી કરી લે આત્મા, ભાવ-હિંસાથી દબાઈ જતો હતો અને તેથી જ સમયે, સમયે ભાવ-મરણ કરી રહ્યો હતો તે હવે સ્વ આશ્રયે જઇને, ભગવતીના ચરણે જઇને, મોક્ષના માંડવા

નાણીને, ભાવ-હિંસાથી છૂટો એવા આત્માને લક્ષમાં લે, તે સ્વદયા છે, નિર્જરાનું કારણ છે, પરમ ઔષધિરૂપ છે. માટે અનંત મરણ ટળી જાય તેવી ભાવદયાને લાવો

શાસ્ત્રો જગતનેત્ર છે:-સાક્ષાત વીતરાગની ધ્વનિમાંથી ઘોધ ઝીલી ઝીલીને ભગવતી સૂત્રમાં અમૃતનું રહસ્ય ભરી દીધાં છે અને તેમાં સનાતન ધર્મને ધરી રાખ્યો છે પાણી ભરવા જેમ ઠામ વાસણ જોઈએ તેમ ભગવાનની દિવ્ય ધ્વનિવાળી વાણીના વરસતા અમૃતને ભરી રાખવા માટે ભગવતી આદિ સૂત્રો પાત્રરૂપ છે. ગણધરોએ તેમા અમૃત ભરી દીધાં છે સનાતન જૈનધર્મનો ધોધમાર પ્રવાહ અનાદિથી ચાલ્યો આવતો હતો. પરંતુ વચ્ચે હલકો કાળ આવ્યો અને પરમ સત્ય વિસ્મરણ થવા લાગ્યું ત્યારે અમૂક પૂર્વના ધરનારા આચાર્યોએ એકત્ર થઈને સિદ્ધાંતરૂપી ભાજન વડે અમૃત ભરી ભરીને માર્ગને જયવંત રાખેલ છે. શ્રી મહાવીર પ્રભુ પછી અનેક વર્ષો બાદ આચાર્યદેવોએ મહાન પરમાગમ સૂત્રોની રચના કરી, તેનો મહિમા અપરંપાર છે. તે સૂત્રો ભરત-ક્ષેત્રનું અદ્વિતીય ચક્ષુ છે આ શાસ્ત્રો અજોડ છે તેની જોડે કોઈ શાસ્ત્ર ઊભું રહી શકે તેમ નથી. આ શાસ્ત્ર અદ્વિતીય ચક્ષુ એટલે જગતનું નેત્ર છે અનંત જ્ઞાન, આનંદઘન, વિજ્ઞાનઘનને પ્રત્યક્ષ કરતું અક્ષય જગત ચક્ષુ ભગવતી સૂત્ર છે. જેમ નેત્ર ઘટપટ આદિને પ્રત્યક્ષપણે દેખાડે છે તેમ ભગવતી સિદ્ધાંત આત્માના શુદ્ધ સ્વરૂપને અનુભવગોચરને પ્રત્યક્ષપણે દેખાડે છે. આ સૂત્રના એકતાલીસ શતક છે. અને તેમાં છત્રીશ હજાર પ્રશ્નો રહેલા છે. કયો શતક અને કોનો અધિકાર વંચાશે તે ક્રમે ક્રમે સમજાવાશે.

---

**સંવત ૨૦૧૧ના અષાડ વદ ૪ શુક્રવાર તા. ૮-૭-૫૫.**

પરમ માંગલ્યકારી પંચ પરમેષ્ઠીને નમસ્કાર કરીને ભગવતી સૂત્રનું રહસ્ય સમજાવે છે. ભગવતી સૂત્રમાં ચૌદ બ્રહ્માંડના ભાવો ભર્યા છે.

**ચૌદ રાજુ ઉત્તમ નભ પુરુષ પ્રમાણુ સંઠાણુ,**
**એમાં જીવ અનાદિથી ભટકે છે વિણુ જ્ઞાન.**

એના એકતાલીસ શતક છે: એક હજાર ઉદ્દેશા છે: અને છત્રીશ હજાર પ્રશ્નો છે તેમાં પરિપૂર્ણ રહસ્ય દર્શાવ્યું છે દ્રવ્ય, ગુણુ, પર્યાયથી ભરેલો અનાદિ અનંત આત્મા, એક એક પદે દર્શાવ્યો છે. મૈયા ભગવતી સૂત્ર આત્માને દર્શાવે છે: અનાદિ અનંત સ્વરૂપ સમજતાં અનંત કાળ ન લાગે મૈયા ભગવતીએ સિદ્ધાંત દ્વારા અલ્પકાળમાં આત્માનું સ્વરૂપ જેવું છે તેવું બતાવ્યું છે. જ્ઞાનીઓએ ટૂંકામાં ઘણું જ ગૂઢ રહસ્ય મૂકી દીધું છે. એકએક પદે પૂર્ણતા દર્શાવી છે. તે જગતની ઉપલક કે બાહ્ય દૃષ્ટિથી નહિ દેખાય. આ ભગવતી સૂત્ર એકવાર ઉપયોગ સહિત સમજતાં શ્રોતાને કંઈ પણ અજાણ્યું ન રહે. શ્રોતા શબ્દ ગુરુગમ સૂચવે છે. પોતાની મેળે, પોતાને છાંદે ગમે તેટલી મહેનત કરવા છતાં ભગવતી સૂત્રનું રહસ્ય સમજાય નહિ. પણ પોતાનો છાંદો મૂકીને ગુરુગમ દ્વારા સમજે તો જરૂર સમજાય. સાચા જ્ઞાની પુરુષના ચરણમાં અર્પણતા કરીને વાણીને સાંભળે અને સમજે તો શ્રોતાથી કંઈ અજાણ્યું રહે નહિ. આ હેતુથી જ શ્રોતા શબ્દ મૂકેલ છે. મારી મેળે સમજી લઉં, તીર્થંકર કે ગુરુની મારે જરૂર નથી, એમ માનીને પોતાને છાંદે, સ્વરૂપને સમજવા જાય તો ત્રણુ કાળમાં સમજાય તેમ નથી.

(૧) અખંડ આત્મ સ્વરૂપની સમજણ (૨) વ્યવહાર નય અને નિશ્ચય નયનુ સ્વરૂપ (૩) આત્મા કર્તા, ભોકતા કેવી રીતે છે તેનું સ્વરૂપ (૪) નિમિત્ત ઉપાદાનનું સ્વરૂપ (૫) નવતત્ત્વનું સ્વરૂપ (૬) છ દ્રવ્યનું સ્વરૂપ (૭) નય, નિક્ષેપાનું સ્વરૂપ (૮) બંધ-મોક્ષનું સ્વરૂપ (૯) ક્રિયાવાદી આદિ ચારવાદિઓનું સ્વરૂપ (૧૦) શુદ્ધ ચૈતન્ય-તત્ત્વનું સ્વરૂપ (૧૧) જ્ઞાતા, દૃષ્ટા, જ્ઞાયકભાવનું સ્વરૂપ (૧૨) કર્મધારા અને ધર્મધારાનું સ્વરૂપ (૧૩) અંતે સ્વરૂપની સ્થિરતાની વૃદ્ધિમાં ટકીને પૂર્ણ મોક્ષ પદ કેવી રીતે પમાય તેનું સ્વરૂપ, ઈત્યાદિ બધું કંઈ પણ બાકી રાખ્યા વિના બતાવ્યું છે. માટે અહો શ્રોતાજનો ! સરળ થઈ ને, જિજ્ઞાસુ થઈ ને, અંતરમાં ઉમળકો લાવીને પાત્ર થઈને સમજો. 'હું પાત્ર થઈને સમજું તો જરૂર મને બધું સમજાય: માટે હે ભગવતી માતા ! તારામાં ચૌદ રાજલોક બ્રહ્માંડના ભાવ ભર્યા છે. તારી વાણી કેવી મીઠી છે ! આત્માનો ઉપશમ રસ, રાગ દ્વેષ, મોહ રહિત નિરાકુળ એવા આનંદ રસના ભાવથી તારી વાણી નીતરી રહી છે. તારી વાણીમાં આત્માના શાંત સ્વભાવ રસ ટપકે છે.' જેમ ઘીથી ભરેલી તપેલીમાં પૂરણપોળી ખૂબ ઝબોળીને ઉપાડીએ તો તે પોળી અંદર અને બહાર ઘીથી ભરેલી ભરચક થઈ જાય અને બહારથી પણ ઘી નીતરે, તેમ હે ભગવતી મૈયા ! તારા અંતરમાં ભરચક રસ ભર્યો છે અને બહારથી પણ તે રસ ઝરી રહ્યો છે.

જે જીવ પુરુષાર્થ કરે તે જીવ શાંત રસને સમજી શકે છે. શાંત રસ અનત આનંદ મેળવવાનું સાધન છે. દેવતાઓએ રત્નો શોધવા સમુદ્ર મથન કર્યું. તેમને રત્નો પણ પ્રાપ્ત થયાં અને છેવટે અમૃત પણ પ્રાપ્ત થયું. તે જ રીતે ખૂબ પુરુષાર્થ કરી શોધી

કહેલ શાંત રસ ભગવતી મૈયામાં છે. શાંત રસ સર્વ રસોનો સરદાર છે, પ્રધાન છે. હે શ્રોતાજનો! તેને તમે અનુભવો. ભગવતી મૈયામાં શાંતરસ ભરપૂર ભર્યો છે, તેને શોધીને અનુભવો, મન, વચન અને કાયા, જડ અને અચેતન છે. જડના ગુણ શું? વર્ણ, ગંધ, રસ, સ્પર્શ આદિ જડના ગુણો પ્રત્યક્ષ જણાય છે. શાંત રસથી ભરપૂર આત્મા દેહ આદિમાં વર્તમાનમાં રહ્યો છતાં તે સર્વને જુએ છે અને જાણે છે. જાણવા, જોવાનો ગુણ તે દેહ આદિ જડ પદાર્થમાં નથી અને દેહ આદિ જડમાં વર્ણ આદિ છે તે આત્મામાં નથી, પરંતુ તેનાથી જુદાજ જ્ઞાનગુણ, શાંત રસ આદિ આત્મામાં રહેલા છે. શાંત રસનો પ્રત્યક્ષ અનુભવ થવા યોગ્ય છે માટે સ્વના અવલંબને શાંત રસને પામ.

જડ ચૈતન્ય બન્ને, દ્રવ્યનો સ્વભાવ ભિન્ન;
સુપ્રતીતપણે બન્ને, જેને સમજાય છે.
સ્વરૂપ ચેતન નિજ, જડ છે સબંધ માત્ર;
અથવા તે જ્ઞેય પણ, પર દ્રવ્યમાંય છે.
એવો અનુભવનો પ્રકાશ ઉલ્લસિત થયો;
જડથી ઉદાસી તેને આત્મવૃત્તિ થાય છે.
કાયાની વિસારી માયા, સ્વરૂપે સમાયા એવા;
નિર્ગ્રંથનો પંથ, ભવ અન્તનો ઉપાય છે.
દેહ જીવ એકરૂપે, ભાસે છે અજ્ઞાન વડે;
ક્રિયાની પ્રવૃત્તિ પણ, તેથી તેમ થાય છે.
જીવની ઉત્પત્તિ અને, રોગ, શોક, દુઃખ, મૃત્યુ;
દેહનો સ્વભાવ જીવ, પદમાં જણાય છે.
એવો જે અનાદિ એક, રૂપનો મિથ્યાત્વ ભાવ,
જ્ઞાનીનાં વચન વડે, દૂર થઈ જાય છે.

ભાસે જડ ચૈતન્યનો, પ્રગટ સ્વભાવ ભિન્ન,
બન્ને દ્રવ્ય નિજ નિજ, રૂપે સ્થિત થાય છે.

આત્મ-સ્વરૂપનું ભાન કરીને પોતે પોતાના સ્વરૂપમાં ઠરે તે અનંત ધર્મને પામી જાય. ભગવતી મૈયા ! તારી વાણી, અંદર અને બહાર, ઉપશમ રસથી ભરપૂર છે. એટલે આત્મ-સ્વરૂપનું ભાન કરે તેને તે સમયે અંતરમાં આત્માનો શાંત રસ અનુભવાય છે. બહારથી પણ પોતાની દશા અદ્‌ભૂત થઈ જાય છે. આંધળો દેખતો થાય છે. દરિદ્ર, શાહુકાર થઈ જાય છે. આ વાણી મુમુક્ષુ જીવોને અમૃતરસ પાનારી છે. જેને સંસારનો થાક લાગ્યો હોય, સંસારનો આતાપ અને ભય લાગ્યો હોય, જેને અંદરમાં ખરેખરી તરસ લગી હોય, આત્માની ધગશ લાગી હોય, તેવા જીવોને આ શ્રી પરમાગમ ભગવતીજી સૂત્ર અમૃત રસ પાય છે, શાંત રસ પાય છે. એ જેને રુચે છે, તેના જન્મમરણના ફેરા ટળી જશે. જેટલા ટકા સમજણ હોય તેટલા ટકા રુચિનું વલણ હોય. મહાવીર દેવની હૈયાતીમાં નવ ગણધર મોક્ષમાં ગયા. બે ગણધર રહ્યા, તેમાં ગૌતમ ગણધરને મહાવીર દેવના નિર્વાણ બાદ તુરત કેવળજ્ઞાન થયું. સુધર્મા સ્વામી ભગવતી સૂત્રની અંજલી ભરી ભરીને, જગતના જીવોને પડકાર કરી કરીને કહે છે કે—'લ્યો રે લ્યો, જન્મ મરણની તૃષા ટાળવા માટેનાં અમૃતપાન.' આ અમૃતનાં પાન કરે તે આત્મા અજર અમર થઈ જાય આવાં ટાણાં ફરી ફરી નહિ આવે જીવનમાં આવાં ટાણાં કોઈક જ વખને સાંપડે છે. "હે નાથ ! હે ભગવતીજી ! તારી પવિત્ર વાણીમાં તારા પદે પદે તારા એક એક અક્ષરમાં એવા મંત્રો છે કે અનાદિનાં ચડેલા હળાહળ ઝેર ઉતરી જાય છે." જેમ ચંદન વૃક્ષને વીંટળાઈને સર્પો પડયા હોય, તેમાં સુગંધ હોય, પણ એક મયૂરનો ટહુકો સાભળતાં જ તેના હાડેહાડ

ભાંગી જાય છે અને ચંદન વૃક્ષ છોડીને ચાલ્યા જાય છે, તેમ ભગવતી સૂત્રનો એક ટહુકો સાંભળતાં અનાદિના ચડેલાં ઝેર ઊતરી જાય છે. માતા ગીત ગાય છે કે—"મારો દીકરો ડાહ્યો ને પાટલે બેસીને નાહ્યો" તેમ જ્ઞાનીઓ ગાણાં ગાય છે કે—"જાગ રે બાપલા જાગ. જાગો, જાગો ને આત્મ–સ્વરૂપને સમજો" અતિમુક્ત કુમારની માતા અતિમુકતને ભગવાનને સોંપતી વખતે શું કહે છે તે સાંભળો.

કહે રે માતા, સુણ રે જાયા, જલ નેણા વરસાઈ,
મુજને છોડી અવર માવડી, મત કરજે ભાઈ.
ફરી જાઉં ફમી ન રહિ કોઈ,
જેણે ત્યાગ દીઓ સંસાર સમુદ્ર ઉદ ભલીઆઈ.

હે પુત્ર! તને તારા ગુરુએ જગાડયો છે, માટે તે માર્ગે એવું આરાધન કર કે તારે બીજો ભવ જ ન કરવો પડે તમને માતાના ખોળા ગમે છે કે જ્ઞાનીના ખોળા? વ્યવહારથી એમ જ કહેવાય કે 'હે ગુરુદેવ! તમારા વચનમાં જ મોક્ષ છે' આ સિદ્ધાંતો જેણે ગૂંથ્યા, અને આના રહસ્યો જેને રૂચ્યા તે આત્માઓ પોતે જ શુદ્ધ છે, બુદ્ધ છે, ચૈતન્યઘન છે સ્વયં જ્યોતિ સુખધામ છે.

શુદ્ધ બુદ્ધ ચૈતનઘન, સ્વયં જ્યોતિ સુખધામ,
બીજું કહીએ કેટલું, કર વિચાર તો પામ.

શ્રીમદ્.

હું આત્મા, મારા પોતાના આનંદને માટે, સ્વરૂપની પ્રાપ્તિ માટે પર વસ્તુની મારે જરૂર નથી. રાગ, દ્વેષનો સંબંધ પરની સાથે છે. સંકલ્પ, વિકલ્પનો સબંધ પરની સાથે છે, મારે તેની સાથે જરા પણ સંબધ નથી. મદાલસા માતા, ગોપીચંદનનાં ગાણાં ગાતાં કહે છે :–

शुद्धोसि बुद्धोसि निरंजनोसि, संसारमाया विवर्जितोसि,
संसार स्वप्नं त्यज मोहनिद्रा, मदालसा पुत्रमुवाच वाक्यम् ।

"હે પુત્ર! તું શુદ્ધ છે, બુદ્ધ છે, નિરંજન છે. સંસારની માયાથી તારો આત્મા જુદો છે. સંસારનાં સ્વપ્નાં અને મોહનિદ્રા છોડ." આ સંસ્કારો પુત્રના હૃદયમાં એવા પેસી ગયા કે નાની જ ઉંમરમાં સંતના માર્ગે ચાલી નીકળ્યો. તમને કાળાંમાંથી ધોળાં આવ્યાં તોપણ કેમ આ માર્ગ પર આવતા નથી? મારે પર દ્રવ્યની જરૂર નથી, એમ સમજી જે જાગૃત થાય, તે એક બે ભવમાં મોક્ષના કોલકરાર કરે છે અને કહે છે કે 'હવે અમારે વધારે ભવ જ નથી.'

જ્ઞાનીના જ્ઞાનમાં એક એવી શ્રેણી ઊગે છે કે જેમાં ઉપયોગ મૂકતાં તેને જણાય છે કે, હું કયાંથી આવ્યો ને કયાં જઈશ? આ તો મહાત્મા પુરુષની હૂંડી છે. જેમ શાહુકારની હૂંડી પાછી ન ફરે તેમ પોતાના સ્વરૂપની સાચી લક્ષ્મીવાળા જ્ઞાનીઓની હૂંડી પાછી ન ફરે. મહાત્મા પુરુષની હૂંડી આ ભગવતી સૂત્રમાં છે. તેની હૂંડી કદી પાછી ન ફરે ભગવતીજીનું અમૃત પીતાં જ તીવ્ર આસકિતનાં ઝેર ઊતરી જાય છે. અનંતી આસકિત તેજ ક્ષણે ટળી જાય છે. મૂર્ચ્છા ઊતરતાં શું ફળ આવે તે સમજાવે છે. અજ્ઞાન સમાન કોઈ દુઃખ નથી અને સમ્યક્ દર્શન સમાન કોઈ સુખ નથી. આત્માનું અહિત અને ભૂંડું કરનાર અજ્ઞાન જ છે. અજ્ઞાન દશા ટળી જતાં શું ફળ થાય છે? અમૃત રસ પીતાં, રાગ, દ્વેષ વિભાવ ભાવથી આત્મા થંભી જઈને તેની પરિણતિ નિજ સ્વરૂપ તરફ દોડે છે. દોડે છે એમ કહીને અહીં પુરુષાર્થનું

અનંતું જોર બતાવ્યું છે. માતા ભગવતીજીને સાંભળીને, સાંભળતાં સાંભળતાં પછી તેને ઓળખીને, આત્માને સમજતાં આત્માની પરિણુતિ ચૈતન્ય જ્યોતિ ભગવાન આત્મા તરફ જલ્દી પરિણુમી જાય છે, વાર લાગતી જ નથી. સંસારમાં સટ્ટો કર્યો હોય તો પૈસા મળતાં વાર પણુ લાગે અગર કદાચ ન પણુ મળે. પરંતુ અહીં જો તું ઝૂકી જા, તો ચૈતન્ય ભગવાન તરફથી પરિણુતિ જલ્દી પરિણુમી જાય છે.

**જે પદ શ્રી સર્વજ્ઞે દીઠું જ્ઞાનમાં**
**કહી શકયા નહીં પણુ તે શ્રી ભગવાન જો;**
**તેહ સ્વરૂપને અન્ય વાણી તે શું કહે ?**
**અનુભવ ગોચર માત્ર રહ્યું તે જ્ઞાન જો...અપૂર્વ.**

હે માતા ભગવતીજી ! આપ પરમ શુદ્ધ, પરમશુદ્ધ એવા આત્મ-સ્વરૂપને દર્શાવનારા છો. ભગવતીજી વાચક છે અને આત્મા વાચ્ય છે. 'ગોળ' શબ્દ લખ્યો તે વાચક કહેવાય અને 'ગોળ' તે વાચ્ય છે તેમ આપ પરમશુદ્ધ આત્મ-સ્વરૂપને દર્શાવનારા છો. વ્યવહારના અનેક ભેદોના સમજાવનારા આપ જ છો. રાગ, દ્વેષ, મોહને ભેદીને, સંકલ્પ-વિકલ્પ તોડીને અભેદ સ્વરૂપ સમજાવનારા આપ જ છો. રાગ, દ્વેષ, મોહ ક્ષણિક છે, જ્ઞાન અક્ષણિક છે, એમ જ્ઞાનીઓએ દર્શાવ્યું છે. એટલે અવિનાશીનો જે આશ્રય કરે છે તે જીવ નિશ્ચય સમ્યગ્ દૃષ્ટિ છે. આ ભગવતી મૈયાને હાથીની ઉપમા આપીને પછી માંગલિક કહીને તેનાં તત્ત્વો ને રહસ્યો સમજાવશે.

---

## સંવત ૨૦૧૧ના અષાડ વદ ૫ શનિવાર તા. ૯ – ૭ – ૫૫.

ભગવતી સૂત્રનું વાચન શરુ થયા પહેલાં તેનું માહાત્મ્ય ગાય છે. હે ભગવતીજી! આપ પરમ શુદ્ધ આત્માના સ્વરૂપને દર્શાવનારા છો. વ્યવહાર, નિશ્ચયને સમજાવનાર આપ જ છો. રાગ, દ્વેષ, મોહ, સંકલ્પ–વિકલ્પને તોડીને એકરૂપ એકાકાર આત્માને સમજાવનાર આપ જ છો. રાગ, દ્વેષ, મોહ ક્ષણિક છે. પરંતુ તેને જાણનાર જ્ઞાન અક્ષણિક છે. અક્ષય, અવિનાશી આત્માનો જે જીવ આશ્રય કરે છે તે જીવ નિશ્ચય સમ્યગ્દૃષ્ટિ છે. અને તે એક બે ભવમાં મોક્ષમાં જવાનો છે.

રાગ, દ્વેષ, મોહ, વિકાર, કામ, ક્રોધ, એક ભેદે નથી, પરંતુ અનેક ભેદે છે. આ કથનથી રાગદ્વેષનું સ્વરૂપ સિદ્ધ થાય છે. રાગદ્વેષની આદિ છે અને તેના અનેક ભેદો છે અને તેના લક્ષે આત્મ–સ્વરૂપની પ્રાપ્તિ થતી નથી, થવાની નથી અને થશે પણ નહિ. કારણ કે રાગાદિ ભેદરૂપે છે. તેથી તે ભેદોને ભેદ્યા વિના આત્મ–સ્વરૂપને પામી શકાતું નથી; પણ ભેદોને તોડતાં તોડતાં અને નાશ કરતાં કરતાં અભેદ સ્વરૂપને પમાય છે. ભેદને ગૌણ કરીને અભેદ સ્વરૂપને સમજાવે છે, તેથી ભગવતી મૈયા મહાન સિદ્ધાંતરૂપ છે.

જ્ઞાની ધર્માત્માને પણ સાધક દશામાં શુભ ભાવ હોય. શ્રેણિક મહારાજા ધર્માત્મા છે અને સંસારમાં હજી છે. એક અવતાર કરીને મોક્ષમાં જવાના છે. તેવા ધર્માત્માને સાધક દશામાં શુભ જ ભાવ હોય. જેટલા ટકા શુભ પરિણામ હોય તેટલા ટકા શુભ બંધ પડે. તીર્થંકર પદના પણ બંધ પડે, પરંતુ તેમાં તે ધર્મ માનતા નથી. જ્યારે જીવ એકાવતારી થાય ત્યારે તેજ ક્ષણે સર્વથા શુભ પરિણામ ટળી જાય, તેમ નથી. સંસારમાં રહેલા ધર્મિપુરુષો સાધક દશાવાળાને

જુએ, સાધર્મિને જુએ કે તરત જ અંદરમાંથી તેમના પ્રતિ પ્રેમ ઊછળે જ. ધર્મનાં ટાણાં આવે, વીતરાગના શાસનને દીપાવવાનાં ટાણાં આવે, દેવાદિની ભકિતનાં ટાણાં આવે, ત્યારે તે જ્ઞાનીઓ શુભ પરિણામમાં ઊછળી જાય એમ ભગવતી સૂત્રમાં કહ્યું છે.

શ્રી કૃષ્ણ, નેમનાથ ભગવાનના સમીપે જઈ પોતાના ઉપાદાનથી ધર્મને પામે છે, તીર્થંકર નામ કર્મ બાંધે છે. જે ભાવને કારણે તીર્થંકર નામ કર્મ બાંધે છે, તે ભાવને કારણે દ્વારિકા નગરીમાં ઢંઢેરો પીટાવે છે. "જેને ભગવાન નેમનાથ પાસે દીક્ષા લેવી હોય તે નીકળો." આમ ભલા ભાવમાં તેઓ ઊછળી જાય છે. દ્વારિકા નગરીમાં કોઈ નીકળે તો પણ ભલે, ન નીકળે તો પણ ભલે, છતાં પોતાને પોતાના શુભ પરિણામથી તીર્થંકર ગોત્ર બંધાઈ જવું હોય તો બંધાઈ જાય. કૃષ્ણજી પોતાના અંતઃપુરમાં પણ ઢંઢેરો પિટાવે છે. "હે કુટુંબીઓ! તમારે તમારા આત્માનું કલ્યાણ કરવું હોય તો નેમનાથ ભગવાન પાસે જઈ દીક્ષા ગ્રહણ કરો. હે કુટુંબીઓ! તમે પ્રભુ સમીપે નીકળતા હો તો નીકળો. હું મારા શરીરની સગવડતા જતી કરવા તૈયાર છું" આથી કર્મની નિર્જરા થાય છે અને નગરમાં ઢંઢેરો પીટાવતી વખતે પુણ્યાનુબંધી પુણ્ય બંધાય છે. અરર! પુણ્ય બંધાઈ જશે તો શું કરશું એમ ન બોલતા. આ સૂત્ર પુણ્યને પણ બતાવે છે અને આત્માના સ્વરૂપને પણ બતાવે છે.

હે માતા! તારી વાણી સાંભળતાં સ્વ અને પરના ભેદ પડી જાય છે, સ્વભાવ, પરભાવ બન્નેને તું ઓળખાવે છે. આત્મા, જ્ઞાન-સ્વરૂપ છે. જ્ઞાનનો પિંડ છે. કર્મ નિમિત્તે થતા રાગભાવ તે ઉદયભાવ છે. તે બંધનનું કારણ છે; ક્ષાયક ભાવ નિર્જરાનું કારણ છે, અને

પારિણામિક ભાવ તેજ શુદ્ધ ભાવ છે, એમ બધાયનું સ્વરૂપ બતાવનાર તું જ છે તારો મહાન ઉપકાર છે. સાધકનો સાથીદાર તું છો. જગતનો તું સૂર્ય છો. અજ્ઞાન અંધકાર ટાળવા માટે તું કેવળજ્ઞાન દીપક છો. તું જ પ્રભુ મહાવીરનો સંદેશો છો. દિવ્ય વાણીનાં રહસ્ય તારામાં જ ભર્યાં પડયાં છે. ચોરાશી લાખ યોનિના અવતારના થાક જેને લાગ્યા હોય, જન્મ મરણથી છૂટીને શાંતિ પ્રાપ્ત કરવી હોય તેને માટે વિસામારૂપ છો. સંસાર અને સંસારના ભયથી થાકેલા જીવો તારો આશરો લે છે. તું જ મુક્તિનો પંથ છો. ભગવતી સૂત્ર તથા ભગવાને કહેલી વાણીને શુદ્ધ સ્વરૂપમાં સમજતાં સમજતાં, સાભળતાં સાંભળતાં કર્મનો રસ અને અનુભાગ મંદ અને શિથિલ થઈ જાય છે. આત્મ–સ્વરૂપને સમજી તેમાં સ્થિર થતાં સર્વ કર્મો છૂટી જાય છે. સાતે નય દ્વારા આત્માને જાણતાં જ્ઞાનીઓનાં અંતર–હૃદય જણાય છે. પરિપૂર્ણ શુદ્ધ આત્માની રુચિ થતાં પરિપૂર્ણ આત્મા સિવાય કોઈ પદાર્થની રુચિ રહેતી નથી. હે ચેતન ! 'તું રીઝતાં, પ્રસન્ન થતાં, કેવળજ્ઞાન રૂપ આત્મા રીઝે છે.' અર્થાંત આત્મામાં કેવળજ્ઞાન પ્રગટે છે. ભગવતી મૈયા ! તારાં ગાણું ગાઈએ તેટલાં ઓછાં છે. બહારથી તારો મહિમા માપી શકાય તેમ નથી. પોતાના અંતર સ્વરૂપ શુદ્ધાત્મામાં ભગવતીનું સ્વરૂપ સમજાય, રુચિ જાગે, તો સમ્યગ્દર્શન પ્રગટે અને એક બે ભવમાં કેવળજ્ઞાન પણ પ્રગટે. આત્મસ્વરૂપની એકવાર ઓળખાણ થાય તો જ ભગવતીનો મહિમા સમજાય, અને ત્યારે જ ભગવતી આદિ સિદ્ધાંતોની કિંમત સમજાય.

ભગવતી સૂત્ર જેનુ બીજું નામ વિવાહપ્રજ્ઞપ્તિ છે તેને હસ્તિરત્નની ઉપમા આપી છે. જેમ હાથી, લીલા કરીને લોકોનાં

મનને હર્ષ પમાડે છે તેમ આ સૂત્રનો મનન પૂર્વક, ઉપયોગ સહિત અભ્યાસ કરવાથી સમ્યક્ પ્રકારે આત્માને પ્રમોદ થાય છે. જેમ હાથી ગુલગુલાટ કરે છે તેમ આ સૂત્રમાં ગહન ગંભીર સ્વાધ્યાય શબ્દો ગુલગુલાટ કરે છે. જેમ હાથી ઉત્તમોત્તમ લક્ષણોથી યુકત હોય છે, તેમ આ સૂત્ર લિંગ, વચન, અંતરશુદ્ધિ આદિ લક્ષણોપેત છે. જેમ ચક્રવર્તીનો હાથી દેવાધિષ્ઠ છે, તેમ આ સૂત્ર શાસન દેવાધિષ્ઠ છે. જેમ હાથી, સોના, ચાંદી, રત્નો આદિથી વિભૂષિત હોય છે, તેમ ભગવતી સૂત્ર અનેક રહસ્યોથી વિભૂષિત છે. જેમ હાથી મોટું પ્રાણી છે તેમ ભગવતી સૂત્રમાં એકતાળીસ શતક છે. હાથીને જેમ ચાર પગ છે તેમ ભગવતી સૂત્રમાં દ્રવ્યાનુયોગાદિ ચાર અનુયોગ રહેલ છે. જેમ હાથીને બે આંખ હોય છે, તેમ ભગવતી સૂત્રમાં સૂત્રધર્મ અને ચારિત્ર ધર્મ છે. જેમ હાથીને બે દાંત હોય છે તેમ અહીં દ્રવ્યાર્થિક નય અને પર્યાયાર્થિક નય છે. જેમ હાથીને બે કાન હોય છે, તેમ સૂત્રમાં વ્યવહાર નય અને નિશ્ચય નય પણ રહેલ છે. હાથીને જેમ ઘંટ છે તેજ રીતે ભગવતીની વાણી ફેલાય છે. હાથીનો જેમ રાજા છે તેમ ભગવતીનો રાજા મહાવીર છે. સૂત્રરૂપ હાથી ઉપર આરૂઢ થનાર ૩૬૩ પાખંડીના મતનો નાશ કરે છે. મતિ-શ્રુત જ્ઞાન શસ્ત્રરૂપ છે. આ સૂત્ર ચાર ગતિના દરવાજાનું નિકંદન કરે છે; ચક્રવર્તીના હાથીને ચારે તરફ ચૌદ રત્નો હોય છે, તેમ ભગવતી સૂત્રમાં ચૌદ પૂર્વરૂપ અંગોપાંગ રહેલાં છે. મિથ્યાત્વ, અવ્રત પ્રમાદાદિ શત્રુનો જય કરવારૂપ શ્રી મહાવીર પ્રભુના બળથી આ સૂત્ર યુકત છે. તેમાં મહાન સાગર સમા અત્યંત મહાન ગૂઢાર્થ રહસ્યો ભરેલાં છે. એકતાળીસ શતક અને છત્રીશ હજાર પ્રશ્નરૂપ તરંગો તેમાં ઊછળે છે. અંતર-ઉપયોગવાળા, પોતાના સ્વરૂપની જિજ્ઞાસાવાળા

જીવોને ભગવતી સૂત્રમાં કહેલાં રહસ્યો પ્રાપ્ત થઇ શકે તેમ છે. આ સૂત્ર સદાય જયવંત વર્તો. આ સૂત્રનું શ્રવણ, મનન, નિદિધ્યાસન, સ્વાધ્યાય, મરણના છેલ્લા શ્વાસોશ્વાસ સુધી કરવા જેવું છે. ભગવતી સૂત્ર તીર્થંકરની વાણીમાંથી આવેલ છે; માટે પદે પદે પૂર્ણ છે. ભગવાનના શ્રીમુખેથી નીકળેલી અને ગણધરો તથા મુનિવરોએ ઝીલેલી દૈવી વાણી છે, અપૂર્વ છે. ભગવતી સૂત્ર, ભરતક્ષેત્રના ભગવાન છે. ભરતક્ષેત્રે આવા સિદ્ધાંતો બીજા કોઇ નથી; સિદ્ધાંતો દૃઝણી ભેંસો છે. કામધેનુ ગાય છે, દૈવી નિધાન છે. હે મૈયા ભગવતી! તું ચૈતન્યનું નિધાન છે. તારી પાસે ચક્રવર્તીનું નિધાન પણ સૂકા તણખલા સમાન છે. આવું નિધાન એક એક આત્મા પાસે અનંતકાળથી પડેલું છે. એ શુદ્ધ આત્માનું સ્વરૂપ ભગવતીજીએ બતાવ્યું છે. શ્રી સુધર્મા સ્વામી પોતે પોતાના સ્વભાવ તરફના જોરથી પડકાર કરીને કહે છે કે 'હે આયુષ્યમાન જંબુ! આ અપૂર્વ અદ્દભૂત સિદ્ધાંત શાસ્ત્રોની વ્યાખ્યા કરીને સમજાવાય છે.' વ્યાખ્યા કરીને શું બતાવવાનું છે? તો કહે છે. "મારી પરિપૂર્ણતા આસ થાઓ, હે ચેતન! હવે તો પરિપૂર્ણતા લાવ" પરિપૂર્ણતાના ભણકારા સુધર્મા સ્વામીને થઇ રહ્યા છે, વાગી રહ્યા છે. કોઇને પ્રશ્ન થાય કે વર્તમાનમાં જંબુસ્વામીને સિદ્ધાંતનાં રહસ્યો સુધર્મા સ્વામી સમજાવે છે. સમજાવતાં સમજાવતાં વિકલ્પ વર્તે છે અને પરિપૂર્ણતાની માગણી કેમ કરે છે? તેનો જવાબ આપતાં કહે છે. "ભાઇ રે! પહેલા તો પરિપૂર્ણતાની શ્રદ્ધા લાવ. વિકલ્પ વર્તે છે તેની વાત પછી" વ્યવહારમા પણ કહેવાય છે કે શું વિચાર કરે છે? તો કહેશે-મુંબઇનો વિચાર કરું છું. અરે ભાઇ! પહેલાં નક્કી તો કર કે મુંબઇ જવું છે. પછી તુ વિચાર કર; તેમ

સુધર્મા સ્વામી અપૂર્ણ દશાનો નકાર કરે છે. વિકલ્પ છે, પરંતુ તેનું લક્ષ જ કોને છે? આ અંદરના અનુભવની વાત છે. દૃષ્ટિ તો ત્રિકાળી દ્રવ્યમાં છે. પરિપૂર્ણ સ્વભાવના જોરમાં વિકલ્પ વર્તે છે જ ક્યાં? એનું લક્ષ જ ક્યાં છે? વિકલ્પ વર્તે છે તેની વાત પછી. પોતાના અપ્રતિહત જ્ઞાનના જોરે સુધર્મા સ્વામી ઊપડી ચૂકયા છે. કેવળજ્ઞાન ન પ્રગટે ત્યાં સુધી હજી વર્તમાન અવસ્થામાં નિરંતર દરેક સમયે મલિનતા છે પરંતુ હવે આ ભગવતી સૂત્રનાં વાંચનના જોરે મલિનતા ટાળી શકાય છે. ભગવતીના રહસ્યને સમજતાં મારી અવસ્થામાથી મલિનતા ટળશે અને મારી શુદ્ધતા પ્રગટશે. આચાર્યદેવે ભગવતીની વાત ઉપાડી છે. જંબુસ્વામી આદિ બીજા મુનિવરો, શ્રાવક–શ્રાવિકાને ભગવતીનાં રહસ્ય સમજાવ્યાં છે. ભગવતીનાં રહસ્યનાં વરસાદ વરસાવીને ભવ્ય જીવોનાં ભાગ્ય ઉઘાડી દીધાં છે.

---

**સંવત ૨૦૧૧ના અષાડ વદ ૬ રવિવાર તા. ૧૦–૭–૫૫.**

મૈયા ભગવતી સૂત્રનું માહાત્મ્ય બતાવીને હવે માંગલિક કરે છે. માંગલિકનો અર્થ એ છે કે–'હે ચેતન! હવે તું સાચી સમજણ કર, આત્માના યથાર્થ સ્વરૂપની શ્રદ્ધા કર તારું સ્વરૂપ તારે આધીન છે. તારાં સાચા સ્વરૂપની સાચી સમજણ તારા આધારેજ છે' સાચી સમજણ તે માગલિક છે અનાદિથી આત્માની ઓળખાણ વગર, ત્રિકાળી સ્વભાવમાં ઠર્યા વગર અણસમજ અને અજ્ઞાનની ભ્રાંતિ વડે સંસાર પરિભ્રમણને વધાર્યું. ચેતન! તેં આમ જ પરિભ્રમણ વધાર્યું છે. માટે અણસમજને ફગાવી દઇને, આત્માને ઓળખ તે તો સંસારના રસની માંડી છે, અન્યાય, અનીતિની માંડી છે તે આજકાલની નથી, પણ અનાદિથી છે,

આરંભ, સમારંભ અને પરની માંડી છે તેને બદલે તારા સ્વરૂપને જાણી લે ત્રિકાળી ચિદ્રૂપ શુદ્ધાત્માને જાણી લે, તેને શ્રદ્ધી લે. અનાદિથી જે પરની માંડી છે તેને હવે બંધ કર, છોડી દે. ચિદાનંદ હું એક આત્મા છું, નિત્ય ટકતું અનાદિ અનંત દ્રવ્યને સમજી લે, પ્રગટાવી દે. અનાદિથી આત્માને પરપણે, રાગ, દ્વેષ, મોહ, ક્રોધપણે માનીને પરનો ઓશિયાળો થઇને બેઠો છે.

તું તો તારા આત્માનાજ સ્વભાવથી, ધારણાથી નિત્ય ટકતો આત્મા છે તેની તો સંભાળ કરી લે.

જો જીવ પાત્ર થઇને પોતાના સ્વરૂપને સંભાળે તો ચૈતન્ય નિધાનના કમાટ ખૂલી જાય છે. આ અપૂર્વ વાત છે. તે જેને કાળજે બેસે તેને સાચું માંગલિક થયું. આ માંગલિક જે પામ્યા, વીતરાગના માર્ગે ચાલ્યા તે પંચ પરમેષ્ઠીને નમસ્કાર હોજો.

તીર્થંકરની અખંડ દેશનાને સાંભળનાર ભવ્ય જીવ અંદરથી અપૂર્વભાવે ઊછળીને પોતાના સ્વરૂપની સહજતા લાવે કે હું પૂર્ણ કૃતકૃત્ય શુદ્ધાત્મા છું, હું નિત્ય છું, તે જીવ અવિનાશી માંગલિકને પામે. એવા માંગલિકને પામેલા પંચ પરમેષ્ઠીને નમસ્કાર.

**સકલ મંગલ મહા મંગલ, પ્રથમ મંગલ ગણું જેને,**
**પ્રભુ તે પંચ પરમેષ્ઠી, નમું છું પ્રેમથી તેને.**

નિત્ય પોતાના સ્વભાવ ભાવે, નિત્ય પર્યાય મંગલે, જે જીવ પરિણમ્યા છે તે ભવ્ય જીવ નૈગમનયે પરમાર્થના આશ્રયવાળા થઇ ચૂક્યા છે, તેમને જ નૈગમનય લાગુ પડે છે. બીજાને નહિ. 'દંસણ સમકિત પરમત્થ સંથવો વા સુદિટ્ઠ પરમત્થ સેવણા વાવિ વાવન્ન કુદંસણ વજ્જણા' સૂત્ર પાઠ–પૂર્ણ આત્મ–લક્ષે પુરુષાર્થ

ઉપાડીને પરમાર્થનો સંથવ કરે છે. નવ તત્ત્વમાં જીવ તત્ત્વ જ પરમાર્થ છે એમ સમજીને પૂર્ણ પવિત્ર પરમાત્મ દશા જે દરેક આત્મામાં શકિતપણે છે તેને તે જરૂર સમયે સમયે પ્રગટ કરી રહ્યા છે એવા વીતરાગ માર્ગે ચડી ચૂકેલા આચાર્ય, ઉપાધ્યાય, સાધુ મુનિરાજોને નમસ્કાર કરું છું.

**ॐकार बिन्दु संयुक्तम् नित्यम् ध्यायंति योगिनः**
**कामदं मोक्षदं चैव, ॐकाराय नमोनमः ॥**

ॐનું સ્વરૂપ સમજાવે છે. સિદ્ધ દશામાં રહેલા પરમાત્મા બધા 'અશરીરી' છે, તેનો 'અ' લીધો. તેરમા ગુણ સ્થાને વિચરતા અરિહંતનો 'અ' લીધો. અ+અ=આ થાય. આચાર્યનો 'આ' લીધો. આ+આ થતાં એક 'આ' ઊડી જાય છે. ઉપાધ્યાયનો 'ઉ' લીધો. આ+ઉ=ઓ થાય છે. મુનિનો 'મ' લીધો. ઓ+મ=ઓમ્=ॐકાર થાય છે. એવા ॐકારને નમસ્કાર હો. શુદ્ધાત્માને ઓળખીને એટલે કે તેના સ્વરૂપને ઓળખીને જે પંચ પરમેષ્ઠીને નમસ્કાર કરે છે તેને જ નૈગમનય લાગુ પડે છે. 'પરમાત્માને નમસ્કાર' એ ઇષ્ટ ભાવે પોતાના ભાવને જ નમસ્કાર છે. ભગવતી સૂત્રનો સ્વાધ્યાય શરૂ કર્યા પહેલા ॐકારરૂપ પંચ પરમેષ્ઠીને નમસ્કાર કરીને, ભગવાનની દિવ્ય વાણીને નમસ્કાર કરવારૂપ માંગલિક કર્યું.

ભગવતીજી સૂત્રનો સ્વાધ્યાય શરુ કર્યા પહેલાં સ્વાધ્યાયનો અર્થ સમજાવે છે. સ્વ+અધિ+આય એટલે સ્વાધ્યાય. સ્વ એટલે પોતે, અધિ એટલે સન્મુખ થઇને, આય એટલે જોડાવું. પોતાની સન્મુખ થઇને પોતામાં જોડાવું તેનુ નામ સ્વાધ્યાય. સ્વ સન્મુખ એટલે પોતાના સ્વભાવના અભ્યાસમાં જ પરિણમવું, પોતાના સ્વભાવમાં જોડાઇ જવું તેનું નામ સ્વાધ્યાય.

पढमं पोरिसिं सज्झायं, बीयं झाणं झियायई ।
तइयाए भिक्खायरियं, पुणो चउत्थीइ सज्झायं ॥
ઉ. સૂ અ. ૨૬ ગા. ૧૨.

સાધુ, સાધ્વી પ્રથમ પ્રહરે સ્વાધ્યાય કરે, બીજા પ્રહરે તેનો વિચાર કરે, ત્રીજા પ્રહરે સંયમ લક્ષે ગોચરી કરવા જાય અને છેલ્લા પ્રહરે સ્વાધ્યાય કરે.

માંગલિક એટલે ? મંગલ એટલે પાપને ટાળે. અપવિત્રતાને ટાળે ને પવિત્રતાને પમાડે તેનું નામ મંગલ સર્વજ્ઞ સ્વભાવ પ્રગટ છે જેમનો એવા તીર્થંકરની વાણીનો અભ્યાસ કરીને, વાંચણી કરીને, અંતરમાં શ્રુતગત કરીને, અરિહંતના દ્રવ્ય, ગુણ, પર્યાય, તે નિશ્ચયથી જાણી, સમજીને હું પણ તેવો જ છું, ભગવાન મહાવીર સર્વજ્ઞ થયા પહેલાં મારા જેવાજ હતા, અલ્પજ્ઞ હતા, પણ તેમણે પુરુષાર્થ કરીને સર્વજ્ઞતા પ્રાપ્ત કરી, એમ પૂર્ણ સ્વાધીન સ્વભાવની દૃષ્ટિ રાખી, જે જીવ અભેદનું લક્ષ કરે છે તે પોતે અવિનાશી માંગલિક થઈ જઈને (કારણ અરિહંત, સિદ્ધ પર્યાય માંગલિક છે) રાગદ્વેષ શુભાશુભ ઉપાધીરૂપ સર્વ કર્મનો ક્રમે ક્રમે નાશ કરે છે. ૐ શબ્દ વાચક છે પણ શુદ્ધ આત્મા પોતે જ ૐ કાર છે. પંચ પરમેષ્ઠીની પર્યાયને ધારણ કરનારો કોણ ? ઉત્તર :– પોતે જ. ૐ કાર વાચક છે. પણ ૐ કારની ઓળખાણરૂપ પોતે જ વાચ્ય છે.

શુદ્ધ આત્માની ઓળખાણ, તેની રુચિ અને તેમાં જ રમણતા થાય તો પૂર્ણ પવિત્રતાને દેનારી, પૂર્ણ પવિત્ર પરિણતિ પ્રાપ્ત થાય. યોગી પુરુષો શુદ્ધ આત્માનુ ધ્યાન ધરે છે અને ધ્યાનના પ્રતાપે શું પામે છે ? 'કામદં' મોક્ષદં ચૈવ' એટલે મોક્ષને પામે છે.

કામદં એટલે પોતાની દશા સાધતાં સાધતાં અધૂરી રહે તો સર્વાર્થસિદ્ધ વિમાનમાં દેવપણે ઉત્પન્ન થાય. પછી ત્યાંનુ આયુષ્ય પૂર્ણ કરી મનુષ્ય થઈ મોક્ષમાં જાય. એવા ૐ કારને વારંવાર નમસ્કાર હોજો. સૂત્રપાઠ :– " सत्तअट्ठलवमायाए" ૭ લવનું આયુષ્ય વધારે હોત તો મોક્ષમાં જાત. પંચ પરમેષ્ઠી આદિ પોતાના સ્વભાવને નમસ્કાર કરી ભગવતી સૂત્રનું વાંચન શરુ થાય છે.

ભગવતી સૂત્રના તેરમાં શતકમાં અને છઠ્ઠા ઉદ્દેશામાં ઉદાયન રાજાનો અધિકાર છે. ભગવંત એટલે આત્મા. સિદ્ધાંત એટલે સાર. આત્માનો સાર, ઉદાયન રાજા દ્વારા સમજાવશે. ઉદાયન રાજા કેવી રીતે મોક્ષમાં ગયા તે પણ સમજાવશે

અનાદિ કાળની વિરૂદ્ધ માન્યતા ટાળીને પ્રથમ સમજવાનું એ છે કે, જીવથી શું થઇ શકે છે અને શુ નથી થઈ શકતું ? શું થઈ રહ્યુ છે અને હું પોતે શું માની રહ્યો છું ? એનો નિર્ણય પહેલે જ ધડાકે તારા જ્ઞાનમાં થઈ જવો જોઇએ. એના નિર્ણય વિના, રુચિ વિના શાસ્ત્રો વાંચે, સાંભળે પણ જોઈએ તેવાં પરિણમે નહિ. પણ રુચિ કરીને સાંભળે તો જરૂર શ્રુતગત થઇને પરિણમી જાય.

આત્મા સ્વગુણમાં બધું કરી શકે. સ્વમાં કેવળજ્ઞાન, ક્ષાયક સમ્યગ્દર્શન, શુદ્ધ દશા લેવા ધારે તો લઈ શકે. આ વાત, પ્રથમ, કાળજે બેસાડવી પડશે આત્માની શ્રદ્ધા, જ્ઞાન અને સ્વરૂપનો અભિપ્રાય અને અખંડ શુદ્ધ સ્વભાવમાં રમણતા તે રત્નત્રયમય, નિજ સ્વભાવમય, શ્રદ્ધા, જ્ઞાન, રમણતા અને પુરુષાર્થ એ જ મોટો મોક્ષ–માર્ગ છે. તે સિવાય બાહ્ય સાધનથી, બાહ્ય વાતાવરણથી આત્માને લાભ ન થાય મનુષ્યપણું અને વાણીનું સાંભળવું, મન, વચન,

કાયા, એ બધું છે શું, તે નક્કી કરી લેજો એ બધું પ્રકૃતિનો સંયોગ છે. સત્‌નો સમાગમ થયો તે પૂર્વ પુણ્ય પ્રકૃતિનો યોગ છે. મન, વચન, કાયા, એ પણ પૂર્વ પ્રકૃતિનો યોગ છે.

**બહુ પુણ્ય કેરા પુંજથી, શુભ દેહ માનવનો મળ્યો,**
**તોયે અરે! ભવચક્રનો આંટો નહીં એકે ટળ્યો.**
**સુખ પ્રાપ્ત કરતાં સુખ ટળે છે, લેશ એ લક્ષે લહો!**
**ક્ષણ ક્ષણ ભયંકર ભાવ મરણે કાં અહો રાચી રહો! (૧)**

પૂર્વ પુણ્ય પ્રકૃતિનો યોગ છે, પણ તે તારા આત્માનો ગુણ નથી. સંસારના સુખ માટે જીવ બધું નક્કી કરે છે. પરંતુ મોક્ષમાં જવા માટે પોતાના સ્વરૂપનું ભાન જરા પણ કરતો નથી.

મનુષ્યપણું અને શાસ્ત્ર વચનોનું શ્રવણ, પૂર્વ પુણ્યના યોગે પ્રાપ્ત થયાં છે. તેમાં શ્રદ્ધા કરવી અને સંયમમાં પુરુષાર્થ ફોરવવો તે પોતાના હાથની વાત છે. આત્મા શું કરી શકે છે ને શું નથી કરી શકતો, તે નક્કી કરો પૂર્વે અજ્ઞાનના કારણે જીવે ઘણી ભૂલો કરી છે. પૂર્વે ભૂલો કરી અને તે અજ્ઞાનના કારણે, તે નક્કી વાત છે. આમાથી એ સિદ્ધાંત નીકળે છે કે સ્ત્રી, પુત્ર, કુટુંબ, સ્વજન ભૂલ કરાવી શકતા જ નથી. પણ જીવ માની બેઠો કે આણે ભૂલ કરાવી. પૂર્વે જે ભૂલ કરી તેનું ફળ વર્તમાન સંયોગો છે. મન, વાણી કે દેહની શુભ કે અશુભ પ્રકૃતિ શું છે? શુદ્ધાત્માએ પૂર્વે ઊંધી માન્યતા કરેલી તેનું ફળ છે. પણ તારા આત્માનો જે ગુણ છે, તે ગુણ તારાથી જુદો નથી. તેનું લક્ષ ન રાખવાનો તેં અપરાધ કર્યો તે કારણે, જૂની ભૂલને કારણે શરીરનો અને તેનો નિમિત્ત-નૈમિત્તિક સંયોગ થયો છે, પણ સમ્યગ્દર્શન, જ્ઞાન. અને ચારિત્ર

એ તો પોતાના પવિત્ર ગુણ છે. તેની શ્રદ્ધા કરીને તેમાં ઠરી જાય તો ભગવતી સાંભળીને, ઠરીને જીવ કેવળજ્ઞાન પ્રાપ્ત કરીને મોક્ષમાં જાય. જીવ ભૂલ કેવી રીતે કરે છે અને તે ભૂલ કેવી રીતે ટળે છે તે અવસરે કહેવાશે.

---

## સંવત ૨૦૧૧ના અષાડ વદ ૭ સોમવાર તા. ૧૧-૭-૫૫.

ભગવતીજી સૂત્રનું મહાન સિદ્ધાંતનું વાંચન ચાલે છે ભગવંન્ એટલે આત્મા. ભગવતી એટલે આત્માનો સાર, તે ઉદાયન રાજાના અધિકાર દ્વારા સમજાવાય છે. પ્રથમ નક્કી કરી લેવું જોઈએ કે, જ્ઞાનાદિ ગુણ તારા છે. તે ગુણોનું તેં લક્ષ ન રાખ્યું. જે ગુણો તારાથી જુદા નથી તે ગુણોમાં તેં લક્ષ ન રાખ્યું એ જ મહા અપરાધ કર્યો, ભૂલ કરી, તેથી કર્મ આવીને ચોટયાં. પોતામાં જે જ્ઞાનાદિ ગુણ છે તે નિર્મળ, પવિત્ર અને સ્વચ્છ ગુણો છે, તેની પ્રતીતિ કરવી જોઈએ. તેની શ્રદ્ધા થઈ નહિ તેજ ભૂલ છે. તેથી દ્રવ્ય કર્મ, નોકર્મ અને ભાવ કર્મ બંધાયા. દ્રવ્ય કર્મ તે આઠ કર્મો, આહાર શરીરાદિ છ પર્યાપ્તિ તે નોકર્મ. સંકલ્પ, વિકલ્પ, રાગ, દ્વેષ તે ભાવ કર્મ છે. તેને પોતાનાં માનવાં તે મહાન ભૂલ છે.

**આત્મ ભ્રાંતિ સમ રોગ નહિ, સદ્ગુરુ વૈદ્ય સુજાણ,**
**ગુરુ આજ્ઞા સમ પથ્ય નહિ, ઔષધ વિચાર ધ્યાન.**

એ વિપરીત માન્યતાને જીવે અનાદિ કાળથી ઠીક માની લીધી છે. તેને ટાળવાનો ઉપાય તે સાચી સમજણ.

**જે સ્વરૂપ સમજ્યા વિના પામ્યો દુઃખ અનંત,**
**સમજાવ્યું તે પદ નમું, શ્રી સદ્ગુરુ ભગવંત. ૧**

संबुज्झह ! किं न बुज्झह ? संबोही खलु पेच्च दुल्लहा।
नो हुवणमंति राइओ, नो सुलभं पुणरवि जीवियं ॥
श्री सूत्रकृतांग सूत्र.

"હે ભવ્યો ! તમે સમ્યગ્ બોધ પ્રાપ્ત કરો. બોધ કેમ પ્રાપ્ત કરતા નથી ? મૃત્યુ પછી જ્ઞાન પ્રાપ્ત થવું દુર્લભ છે. વીતી ગયેલી રાત્રિઓ પાછી આવતી નથી અને સંયમી જીવન ફરીથી મળવું સહેલું નથી."

પોતાની પવિત્ર જાતનો, જ્ઞાતા, દૃષ્ટા, સાક્ષીપણાનો, પરમ પવિત્ર રત્નને સાધવાનો પુરુષાર્થ ભૂલી ગયો. એટલે સાચી સમજણના ઉપાયને ભૂલી ગયો. પોતાના સ્વભાવનું જ્ઞાન, શ્રદ્ધા, ચારિત્ર એજ તારી સ્વતંત્રતા છે. તે સ્વતંત્રતાને તારે પ્રગટ કર ી જોઈએ બાહ્યનાં સાધનથી એટલે પરના કારણે સ્વનુ કાર્ય ન થાય. પણ સ્વનું કાર્ય સ્વના જ કારણે થાય આ વાતને પ્રથમ જ્ઞાનમાં બરાબર બેસાડવી પડશે. ભવ્ય જીવોનો આત્મા રત્નચારથી ભર્યો પડયો છે, પૂરો છે, જરાયે અધૂરો નથી, તેને તું ભાવ. (પામ) રત્નત્રયની જે જીવ આરાધના કરે છે, તેમાં જે જીવ એકાગ્રતા કરે છે તે અવશ્ય નિજ શાશ્વત સુખને પામે છે. તેનો અર્થ એ થયો કે સ્વના કારણે સ્વનું કાર્ય થાયજ અને અવશ્ય નિજ શાશ્વત સુખને પામે. હું એક ધ્રુવ છું, અચળ છું, અનુપમ છું, અવિનાશી છું, 'अप्पडिहय-वर-नाणं दंसणं-धराणं-वियट्ट-छउमाणं,' અપ્રતિહત એટલે પાછી ન પડે તેવી ચૈતન્ય શકિત મારામાં છે. એવા જ્ઞાન દર્શનને ધરનાર અનંત સિદ્ધોને નમસ્કાર કરીને જ્ઞાની અને ગુરુ પાસેથી નિર્ણય કરેલ એવું ભગવતી સિદ્ધાંત એટલે આત્માનો સાર કહીશું આત્માનાં

દર્શન કરવાને માટે, એકાગ્રના કરવા માટે, અનંત જ્ઞાનઘન, આત્માનાં દર્શન એટલે ભગવતી સિદ્ધાંત એટલે આત્માના સારનું ભેટણું ધરું છું આત્માના સારને ગ્રહણ કરવો શા માટે? કારણ તે પોતાનું જ સ્વરૂપ છે. સાક્ષાત્ ગણધરોએ ઝીલીને, રચના કરેલું શાસ્ત્ર અને પરંપરા આપણી પાસે આવેલું અને પોતાની જાતથી અનુભવેલું ભગવતી સૂત્ર ઉદાયન રાજાના અધિકાર દ્વારા સમજાવશે.

**तेणं कालेणं तेणं समएणं समणे भगवं महावीरे**
**गामाणुगाम दुइज्जमाणे जाव विहरई**

**भगवती सूत्र १३मुं शतक छट्ठो उदेशो.**

મહાવીર પ્રભુ જ્યારે ચોવીશસો એકાશી વર્ષ પહેલાં આજ ભરતક્ષેત્રમાં વિચરતા હતા ત્યારે સિંધુ નદીને કિનારે સૌવીર નામનો દેશ હતો; સિંધુ નદીના કાંઠાનો તે પ્રદેશ સિંધુ–સૌવીર–દેશ કહેવાય છે. 'તે કાળે અને તે સમયે' મહાવીર પ્રભુ વિચરતા હતા. 'તે કાળે અને તે સમયે' કહેવાનો હેતુ એ છે કે મહાવીર પ્રભુ વિચરતા હતા તે પહેલાં તે નગરી હતી તો ખરી, પરંતુ તે વખતે તેમાં જે પાત્રો હતા તેની વાત કહેવી છે. અને તે વાત અત્યારે કહેવી છે. તે વખતે જીવ દ્રવ્યોની જે પર્યાયો હતી, અજીવ દ્રવ્યોની જે પર્યાયો હતી, ષટ દ્રવ્યની જે પર્યાયો હતી તેવી અત્યારે નથી. જ્ઞાની ભગવાન મહાવીર દેવ સૂક્ષ્મ કાળની વાત પકડીને કહે છે. જે કાળ આજે વર્તતો હોય, તેવો જ કાળ કાલે નહિ, જે કાળ કાલે વર્તતો હશે તેવો કાળ પરમ દિવસે નહિ હોય, પણ ઘણો જ ફેરફાર થઈ ગયો હશે.

ભગવાનની વાણીમાં જે હોય તે જ હોય. રાગ, દ્વેષ રહિત દ્રવ્યાદિ પકડીને કહે છે, એટલે તેમની વાત કરવા યોગ્ય છે.

તમારી સ્થૂળ વાત કરતાં, તમારી જાડી વાત કરતાં અમારી સૂક્ષ્મ વાત જુદી પડે છે. જુદી પડે છે એવી અમારી વાત તમને બેસે તો શ્રેષ્ઠ ન બેસે તો અમારો આધાર રાખો, પણ ના ન પાડશો, ઊછળીને અંદરથી હા લાવજો. ગઈ કાલે છોકરો હતો તેના કરતાં આજે વધી ગયો છે આ વાત સ્થૂલ દૃષ્ટિવાળા ન જાણે. પરંતુ સૂક્ષ્મ દૃષ્ટિવાળા જાણે છે. આંખ ઉઘાડીને બંધ કરો તેમાં અસંખ્યાતા સમય જાય છે. તેમાંના એક એક સમયને કેવળી ભગવાન પકડી પાડે છે. તે માટે જ 'તે કાળે અને તે સમયે' એમ જ્ઞાની કહે છે. કેમકે 'તે કાળ અને તે સમય' બીજી રીતે ન કલ્પી શકાય. અમુક વર્ષે અને અમુક દિવસે આમ થયું તેમ જ્ઞાની ન કહે. એક સમયને પકડનાર જ્ઞાની એમ ન કહે કે અમુક દિવસે અને અમુક વરસે આ નગરી હતી. જ્ઞાનીના વચનમાં ફેર ન પડવો જોઈએ.

આત્મા દેહથી ભિન્ન છે. તેનું વાસ્તવિક સ્વરૂપ અનાદિ કાળથી જાણ્યું નથી. આત્માની બે અવસ્થા: એક શુદ્ધ અવસ્થા અને બીજી અશુદ્ધ અવસ્થા. અશુદ્ધ અવસ્થાને કારણે રાગ, દ્વેષ, કષાય, ક્રોધ, માન, માયા, લોભ અને અશુદ્ધ અવસ્થાથી આ સંસાર રહે છે, અને વધતો જાય છે. આત્મા દેહથી ભિન્ન છે, અને પરમાર્થે અશુદ્ધ અવસ્થાથી ભિન્ન છે કે નહિ ? તેનો ઉત્તર એ છે કે પરમાર્થે અશુદ્ધ અવસ્થાથી ભિન્ન જ છે, જો ભિન્ન ન હોય તો અશુદ્ધ અવસ્થા ટળીને શુદ્ધ અવસ્થા પ્રગટ થાય જ નહિ. માટે પરમાર્થે, નિશ્ચયથી આત્મા અશુદ્ધ અવસ્થાથી ભિન્ન છે, દેહથી પણ ભિન્ન છે, અને શુદ્ધ અવસ્થાથી અભિન્ન છે, માટે શુદ્ધ અવસ્થા જ આદરણીય છે. જીવનું સાચું સ્વરૂપ જીવે અનાદિ

કાળથી જાણ્યું નથી એવા સૂક્ષ્મ ભેદોની વાત, એવા સૂક્ષ્મ ભેદોને જ્ઞાની પોતાના જ્ઞાનમાં જાણીને, પકડીને કહે છે, એ જ જ્ઞાનીઓનું માહાત્મ્ય છે. આમાં 'તેણું કાલેણું' સૂત્ર સ્થાપ્યું

અનાદિ કાળથી જીવોને આત્મા જે સ્વભાવે છે તેનું સ્વરૂપ ન સમજાવાથી અનાદિથી પરિભ્રમણ ઊભું છે. સ્ત્રી, પુત્ર, કુટુંબ, કર્મની એકસો અડતાળીસ પ્રકૃતિને કારણે, કે કર્મના કારણે પરિભ્રમણ ઊભું નથી, પણ પોતાની ઊંધી માન્યતાથી ઊભું છે. આત્માનું સ્વરૂપ સમજ્યા વિના અનંત કાળનું પરિભ્રમણ કરનાર આત્મા પોતાના જ સ્વચ્છંદે, પોતાને જ છાંદે વર્તમાન સમજવા જાય તો ત્રણ કાળમાં સમજી શકાય તેમ નથી. સૂક્ષ્મમાં સૂક્ષ્મ વાત કદાચ કોઈ ન પણ પકડી શકે, પરંતુ જ્ઞાની પ્રત્યે અર્પણતા હોવી જોઇએ.

**દૃષ્ટાંત :-**

કુંભાર હાથમાં માટલું લઇને ઉપર ટપલાં મારે છે અને તે માટલામાં આધાર પણ રાખ્યો છે, તેથી માટલું પાકું થતું જાય છે. પણ જો કુંભાર આધાર ન રાખે તો માટલું તૂટી જાય. સંસારના રાગી જીવો સંસારમાં પડયા છે, તેને કુટુંબ, વેપાર આદિનાં ઘણાં ટપલાં ખાવાં પડે છે. તેમાં જો વીતરાગ વાણીનો આધાર, ગુરુના વચનનો આધાર રાખ્યો હશે તો તીવ્ર ક્રોધાદિ છૂટી જાય; અને સૂક્ષ્મ વાત ન સમજાય ત્યારે પણ જો ગુરુ પ્રત્યે અર્પણતા કરે તો સંસાર છૂટી જાય.

સૂક્ષ્મવાત-જેમકે પરોપકારની અપેક્ષાએ સ્વ-ઉપકારમાં વિશેષતા છે, જગત માની બેઠું છે કે પરોપકાર જેવો બીજો કોઈ

ધર્મ નથી, પણ જ્ઞાનીની વાત તેનાથી જુદી પડે છે. પર દયાની અપેક્ષાએ સ્વદયામાં વિશેષતા છે. જ્યાં પરદયા હોય ત્યાં સ્વદયા ન પણ હોય. પરંતુ સ્વદયા હોય ત્યાં પરદયા હોય જ. પરોપકાર તો મિથ્યાદૃષ્ટિ પણ કરી શકે છે. જ્ઞાની તો એટલે સુધી કહે છે કે પરોપકાર મિથ્યાદૃષ્ટિથી જ થાય છે. સમ્યગ્દૃષ્ટિથી પરોપકાર થઈ જાય તે જુદી વાત છે. પરંતુ સમ્યગ્દૃષ્ટિના આશ્રયમાં એટલે તેના નિમિત્તે સામો માણસ તેના પોતાના પુણ્યના ઉદયે લક્ષાધિપતિ થઈ જાય, છતાં તેને એમ ન થાય કે મેં ઉપકાર કર્યો તેથી પૈસાવાળો થઈ ગયો. પરંતુ મિથ્યાદૃષ્ટિને અભિમાન અને અહંકાર આવ્યા વગર રહે નહિ. સમ્યગ્દૃષ્ટિના આશયમાં ઉપકારભાવ નથી. મિથ્યાદૃષ્ટિના આશયમાં ઉપકારભાવ ભાસે છે. ઉદય ભાવમાં સમ્યગ્દૃષ્ટિનો અભિપ્રાય કર્તાપણાનો નથી. તે ભાવ તો અનાત્મા જ છે. એમ કહેવાનો આશય એ છે કે—ભાવ અનાત્મા, જડ મોહનીય કર્મ અનાત્મા જ છે. તેથી તે બધા ભાવ ત્રિકાળ સ્થાયી છે કે અસ્થાયી ? તો કહે છે કે અસ્થાયી છે. તેને સમ્યક્‌જ્ઞાની ઉપાદેય કેમ સમજે ? ન જ સમજે. પરંતુ અજ્ઞાની જીવ ઉપાદેય માને છે, સમજે છે અને તેમાં અહંકાર કરે છે. સમ્યગ્દૃષ્ટિ જીવને નિશ્ચય શ્રદ્ધા વર્તે છે કે હું પરનો ઉપકારી નથી. ને પર મારો ઉપકારી નથી, છતાં નિમિત્ત-નૈમિત્તિક સંબંધથી મહાન ઉપકાર થઈ જાય તો પણ તે ઉપકાર અંતરંગ શ્રદ્ધાને બાધક નથી. પણ અજ્ઞાનીનો ઉપકાર અંતરંગ શ્રદ્ધાને બાધક છે. બીજી સૂક્ષ્મવાત અવસરે કહેવાશે.

---

## સંવત ૨૦૧૧ના અષાડ વદ ૮ મંગળવાર તા. ૧૨-૭-૫૫.

ભગવતી સૂત્ર વંચાય છે 'તેણું કાલેણું તેણું સમયેણું'નું સ્થાપન કરતાં આપણે જોયું કે સૂક્ષ્મ વાતને છદ્મસ્થ ન જાણી શકે પણ સર્વજ્ઞ જાણી શકે. 'તેણું કાલેણું તેણુ સમયેણું' સૂત્ર સ્થાપવા માટે દ્રવ્ય, ગુણુ, પર્યાયની વાત લેવાની છે. તે વાત સૂક્ષ્મ છે. દ્રવ્ય, ગુણુ, પર્યાય કોને કહેવાય ? એક દ્રવ્યમાં અનંત ગુણુ એટલે બેહદ ગુણુ છે. દરેક જડ પદાર્થ અને દરેક ચૈતન્ય પદાર્થમાં અનંત ધર્મો રહેલા છે. દેહરૂપી દેવળમાં બિરાજી રહેલો આત્મા વિકારી નથી, પણ ત્રિકાળી છે. અનંત ગુણુ-સ્વરૂપ છે તેને જાણી, ઓળખીને તેમાં સ્થિરતા કરે તો શુદ્ધ ધર્મ પ્રગટે છે, આનું નામ ધર્મ છે.

સર્વજ્ઞ ભગવાને ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, કાળ, પુદ્ગલાસ્તિકાય અને જીવાસ્તિકાય, એ છ દ્રવ્યોમાં અનંતા ગુણો શાશ્વતપણે જોયા છે. તે એક સમયમાં જોયા કે સમયાંતરે ? એક સમયમાં જ જોયા. તેમાંથી અમુક ગુણો સમજાવશે. ષટ દ્રવ્યના ગુણુ શાશ્વતા એક સમયમાં ભગવાને જોયા છે. વળી તેની સાથે એ પણ જોયું કે કોઇના ગુણુ કોઇને આધીન નથી. ધર્માસ્તિ-કાયના અનંત ગુણો એક સમયમાં ભગવાને જોયા અને સાથે એ જોયું કે તેના ગુણુ કોઇને આધીન નથી. અનંત ગુણોમાંથી થોડા લઇને સમજાવાય છે.

દરેક પદાર્થમાં અસ્તિત્વ, વસ્તુત્વ, દ્રવ્યત્વ, પ્રમેયત્વ, અગુરૂ-લઘુત્વ અને પ્રદેશત્વ નામના ગુણો છે.

અસ્તિત્વ ગુણુની વ્યાખ્યા શું છે ? જે શકિતના કારણે દ્રવ્યનો નાશ ન થાય તે અસ્તિત્વ. અસ્તિત્વ ગુણુના કારણે

મારા આત્માનો ત્રણે કાળમાં નાશ ન થાય, તે મારા આત્માનો અસ્તિત્વ ગુણ. કોઇ પણ પદાર્થનો નાશ થયો નથી, થવાનો નથી, અને થશે પણ નહિ; તેમ મારો આત્મા પૂર્વે હતો, વર્તમાનમાં છે અને ભવિષ્યમાં રહેશે, તેનો ત્રણ કાળમાં નાશ થવાનો નથી. સત્પણું કે અસ્તિત્વપણુ એટલે સત્ગુણ કે અસ્તિત્વગુણ અનાદિ અનંત છે. દરેક વસ્તુ પોતા વડે કરીને સત્ છે. તમારો આત્મા તમારા વડે કરીને સત્ છે. દરેક વસ્તુનુ પોતાના ગુણને લઇને અસ્તિત્વ છે. દરેક પદાર્થની હયાતી તેના વડે કરીને છે, પરના ગુણને લઇને નહિ. માટે કોઇ દ્રવ્ય, કોઇ દ્રવ્યને આધીન નથી, પણ સ્વાધીન જ છે આ વાત જો સમજાય તો સ્વાધીન ધર્મ પ્રગટે પોતાનુ પરથી ભિન્ન જ્ઞાન થાય તો પોતાનો ગુણ પોતા સાથે ત્રિકાળ અસ્તિત્વપણાથી છે. મારા પોતાના ગુણ માટે મારે કોઇની જરૂર નથી એમ જો અસ્તિત્વગુણથી પોતાને સમજાઇ જાય તો પોતાને પોતાથી સ્વાધીન સુખ પ્રગટે.

વસ્તુત્વ ગુણની વ્યાખ્યા શી? જે શકિતના કારણથી કોઇ પણ દ્રવ્યમાં અર્થક્રિયા હોય કે થાય તેને વસ્તુત્વ ગુણ કહેવાય છે. દરેક દ્રવ્યની અંદર વસ્તુત્વ ગુણના કારણે અર્થક્રિયા થઇ જ રહી છે. ધર્માસ્તિકાયમાં વસ્તુત્વ નામનો ગુણ છે તેથી તે ધર્માસ્તિકાય પોતે પોતાની અર્થક્રિયામાં વસી રહ્યું છે. દરેક દ્રવ્યના, ગુણ, પર્યાય, વસ્તુત્વ નામના ગુણને કારણે પોતામાં વસી રહ્યા છે. વસ્તુત્વ નામના ગુણને લઇને પ્રયોજનભૂત ક્રિયા પોતે કરી શકે છે. આત્મા પરથી જુદો છે. સર્વ સંયોગોથી ત્રણે કાળે આત્મા જુદો છે. તેથી આત્માના ધર્મમાં બીજો કોઇ પેસીને ક્રિયા કરતું નથી. પણ પોતે પોતામા રહીને પોતે જ ક્રિયા કરે છે. માટે આત્માના ધર્મ

માટે બીજા કોઈ પદાર્થની જરૂર નથી. કોઈ કહે કે આવી ઝીણી વાત અમને ન સમજાય, તેને જ્ઞાની કહે છે કે અનંતકાળે મહા-દુર્લભ મનુષ્યપણું મળ્યું છે. તેની કિંમત શું ? આત્માના ધર્મની વાત, અનંત ગુણો પ્રગટે તેવી વાત, જો આ માનવ ભવમાં ન સમજાય તો માનવપણાની કિંમત શું ? આત્માના ભાન વગર કેટલાએ કાગડા, કૂતરા, બિલાડા, દેડકા, અળસિયા તરીકે જન્મે છે અને મરે છે, તેનો કંઈ મહિમા નથી. અનંતકાળે પૂર્વના અનંત પુરુષાર્થથી મળેલો મનુષ્યભવ તેમાં આત્મસ્વભાવને સત્‌ના સમાગમે ન જાણે તો તેની કંઈ કિંમત નથી. જો પાત્રતાથી જાણે તો તેનો મહિમા અપરંપાર છે. વસ્તુત્વગુણનો અર્થ પ્રયોજનભૂત પોતાની ક્રિયાનું કરવાપણું તે છે. દ્રવ્ય એક સમય માટે પણ નિવૃત્ત નથી કે બીજાની ક્રિયા કરવા જાય. એકે દ્રવ્ય એક સમય માત્ર નિવૃત્ત નથી. પણ સમય સમય પોતાની ક્રિયા પોતામાં જ કર્યા કરે છે. દરેક દ્રવ્યની પ્રવૃત્તિ વસ્તુત્વ નામના ગુણને લઈને અંદરમાં થયા જ કરે છે આત્મા પોતાની પ્રવૃત્તિ દરેક સમયે કર્યા જ કરે છે. જડ, પરમાણુ વગેરે પોતાની ક્રિયા પોતાથી સમય સમય કર્યા જ કરે છે. જડની ક્રિયા જડથી થયા કરે છે, અને ચેતનની ક્રિયા ચેતન કર્યા કરે છે, તેમાં બીજા કોઈની જરૂર નથી. દેહની ક્રિયા જીવની મદદ વગર દેહ દરેક સમયે સમયે વસ્તુત્વ નામના ગુણને લઈને કર્યા જ કરે છે. દેહની ક્રિયા દેહમાં રહેલા પરમાણુ દરેક સમયે વસ્તુત્વ નામના ગુણને કારણે કર્યા જ કરે છે.

**દૃષ્ટાન્ત :–**

યુવાન અવસ્થામાં અલમસ્ત પાડાને પકડવો હોય તો કોઈ માનવી પકડી લે. યુવાન અવસ્થા સમય સમય પલટીને વૃદ્ધાવસ્થા

આવી. જો દેહની ક્રિયા તારા હાથમાં હોય તો દેહને જુવાન રાખ, પણ તેમ બનતું નથી, માટે દેહની ક્રિયા દેહ સમય સમય વસ્તુત્વ નામના ગુણને લઇને કર્યા જ કરે છે. ક્રિયા થાય છે વસ્તુત્વ ગુણને કારણે, પણ જીવ માની બેઠો છે કે હું કરું છું જીવને ઊઠવાની ઇચ્છા થાય પણ જો દેહમાં વસ્તુત્વ નામનો ગુણ ઊઠવાની ક્રિયા કરે તો જ ઊભું થવાય. આત્મામાં પણ વસ્તુત્વ નામનો ગુણ છે. તેથી આત્માની ક્રિયા આત્માને કારણે પરની મદદ વગર સમય સમય અંદરમાં થયા જ કરે છે. આત્માની ક્રિયા આત્માને કારણે થયા જ કરે છે. જડ દેહાદિની ક્રિયા જડને કારણે થયા કરે છે, કોઈ દ્રવ્ય કોઈ દ્રવ્યની ક્રિયા કરી શકે નહિ.

પ્રમેયત્વ ગુણની વ્યાખ્યા શી ? આ ગુણ છએ દ્રવ્યમાં છે. જે શકિતને કારણે દ્રવ્ય કોઇને કોઇ જ્ઞાનનો વિષય હોય, કોઈ પણ પદાર્થ જ્ઞાનનો વિષય થવા યોગ્ય છે તે પ્રમેયપણું. એટલે દરેક દ્રવ્યમાં જણાવવાની યોગ્યતા છે. પાણી, અગ્નિ આદિમાં જણાવવાની યોગ્યતા છે. પણ જાણવાની યોગ્યતા નથી. દરેક પદાર્થમાં જણાવવાની યોગ્યતા છે. દરેક પદાર્થનુ કામ જણાવવાનું છે અને તારું કામ જાણવાનું છે. માટે તે જણાવતા જાય ને તું જાણતો જા. આવો સંબધ સિદ્ધ પરમાત્મામાં છે. તે સંબંધને અજ્ઞાનીઓએ તોડી નાખ્યો છે. અગ્નિનો સ્વભાવ બાળવાનો છે, અને પાણીનો સ્વભાવ ઠારવાનો છે. માટે તેનો સ્વભાવ જોઇને તારે રાગ-દ્વેષ કરવાનો નથી. તારો સ્વભાવ તો માત્ર જાણવાનો જ છે. દરેક પદાર્થમા જ્ઞેયપણું એટલે પ્રમેયત્વપણું છે. પદાર્થ પોતે પોતાના પ્રમેયત્વ ગુણથી મારા જ્ઞાનનો વિષય થાય છે અને જ્ઞાનનો સ્વભાવ જાણવાનો છે. કોઇ કહે છે કે આંખથી દેખાય છે.

ઉત્તર:- જ્ઞાન દ્વારાજ જણાય છે. આંખમાં જ્ઞેયપણું છે પણ તેનામાં જ્ઞાન નથી પણ જ્ઞાન વડેજ જણાય છે, દેખાય છે. જ્ઞાન જાણે, દેખે ત્યારે આંખ નિમિત્ત છે. જાણવાની ક્રિયા જ્ઞાન જ કરે છે. પણ આંખ જાણવાની ક્રિયા કરતી નથી. તેનામાં તો **પ્રમેયત્વ** ગુણ છે. આંખ તો અનંત રજકણનો પિંડ છે. તેને ખબર નથી કે અમે પોતે કોણ છીએ, પણ તેને જાણનારો જુદો રહીને જ જાણ્યા કરે છે જ્ઞાન વડે ટાઢુ ઊનું જણાય છે. જ્ઞાન, જ્ઞાન વડેજ જાણવાની ક્રિયા કરે છે જ્ઞાનની ક્રિયામાં જ્ઞાન અર્થાત આત્મા પોતે પોતાથી જાણે અને પર તેમાં નિમિત્તપણે જણાય; ભિન્નપણે, જ્ઞેયપણે, પ્રમેયત્વપણે જણાય જણાય એવો સ્વતંત્ર ગુણ છે. તે દરેક આત્માનો ગુણ છે. પોતે પોતાને જ્ઞેય કરે તો બધાય ધર્મો જણાય. આત્મા પોતે પોતાના ધર્મને જ્ઞેય કરે તો પોતાના જ્ઞાનમાં બધા ધર્મો જણાય. આ દેહમાં રહેલો આત્મા દેહથી જુદો છે એમ ન જાણે તો અંતરમાં જુદાપણાથી જ્ઞાનનું કાર્ય જે શાંતિથી થાય છે તે ન થાય પણ અજ્ઞાનનું કાર્ય જે અશાંતિ તે તો અનાદિ કાળથી કરી રહ્યો છે, તે થાય આત્માનો જ્ઞાન ગુણ ત્રિકાળી છે. અનંત ગુણોને પ્રગટપણે જાણવાની શકિત ધરાવે છે. અનાદિથી દેહ, ઇંદ્રિયોમાં નજર કરીને પોતે પોતાને ભૂલીને રાગ વડે પરને જાણ્યા જ કરે છે, દેખ્યા જ કરે છે નજર કરનારો પોતે અને કિંમત આપે પરને. દેહ હોય તો સુખી થવાય, ઇંદ્રિયો હોય તો દેખાય એમ માની પરને કિંમત આપે છે; પોતે પોતાના અનંતગુણને ચૂકીને પરને કેવી રીતે કિંમત આપી રહ્યો છે તે વાત જો સમજાય અને પરને કિંમત આપતો બંધ થાય અને સ્વમાં જો ઠરે અને સ્વને કિંમત આપતાં શીખે તો જીવ સમ્યગ્દર્શનને પામે અને છેવટે મોક્ષે જાય

---

## સંવત ૨૦૧૧ના અષાડ વદ ૯ બુધવાર તા. ૧૩-૭-૧૯૫૫.

ભગવતી સૂત્રનુ વાંચન ચાલે છે. 'તેણં કાલેણં તેણં સમયેણં' સૂત્રનો ન્યાય બેસાડવો છે. સ્થૂળ દૃષ્ટિવાળા જીવોને સૂક્ષ્મ વાત ન જણાય, પણ સર્વજ્ઞ તો જાણે છે. તે માટે જ 'તેણં કાલેણં' સૂત્ર બતાવેલ છે. ષટ દ્રવ્યો છે તેમાં અનંત ગુણો રહેલા છે તેમાંથી અમુક ગુણો લઈને સમજાવાય છે. અસ્તિત્વ આદિ છ ગુણો છયે દ્રવ્યોમાં છે. અસ્તિત્વ ગુણના કારણે દ્રવ્યનો નાશ થતો નથી. માટે તેને અસ્તિત્વ ગુણ કહેવાય. વસ્તુત્વ ગુણના કારણે ષટ દ્રવ્યોમાં અર્થ ક્રિયા થયા જ કરે છે, માટે તેને વસ્તુત્વ ગુણ કહેવાય છે. પ્રમેયત્વ ગુણના કારણે ષટ દ્રવ્યોમાં જણાવવાની શકિત છે અને જ્ઞાનમાં જાણવાની શકિત છે. પ્રદેશત્વ નામના ગુણને કારણે દ્રવ્યોનો કોઇ ને કોઈ આકાર હોય છે. ષટ દ્રવ્યનો આકાર પ્રદેશત્વ ગુણના કારણે થયા જ કરે છે. કોઇ પણ પદાર્થ આકાર વિના હોય જ નહિ. પણ દરેક પદાર્થ પ્રદેશત્વ ગુણના કારણે પોતાના આકારવાળો હોય જ. પર ક્ષેત્રના સંબંધ રહિત, પોતાના જ સ્વક્ષેત્રમાં પોતાના જ સ્વગુણ રૂપે ત્રિકાળ પોતાના સ્વરૂપે દરેક પદાર્થ છે (અરૂપીનો આકાર હોય? ઉત્તર :—જ્ઞાનચેતના તે સાકાર ઉપયોગ છે, દર્શન ચેતના તે નિરાકાર ઉપયોગ છે.) દરેક પદાર્થ પોતાના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવમાં છે. કોઇ પદાર્થ અસંખ્ય પ્રદેશી છે. કોઈ પદાર્થ અનંત પ્રદેશી પણ છે. દરેકે દરેક જીવ એટલે જીવાસ્તિકાય, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને લોક પ્રમાણ આકાશ અસંખ્ય પ્રદેશી છે. કાળ અને પુદ્ગલ પરમાણુ એક પ્રદેશી છે. એક પરમાણુને બીજો પરમાણુ ચોંટે તો દ્વિપ્રદેશી સ્કંધ થાય, એમ ત્રણ, ચાર, પાંચ પ્રદેશી પણ થાય.

પરમાણુ ઘણા મળે તો સંખ્યાત, અસંખ્યાત પ્રદેશી સ્કંધ અને અનંત પ્રદેશી સ્કંધ પણ થાય.

આ બધા દ્રવ્યોમાં દ્રવ્યત્વ ગુણ પણ છે, જે શકિતના કારણથી દ્રવ્ય સદા એક સરખાં ન રહે પણ તેની પર્યાયો (હાલતો) બદલાતી રહે તે દ્રવ્યત્વ ગુણ સમુદ્રનું પાણી સમયે સમયે તરંગરૂપે જે પરિણમી રહ્યું છે તે તેના દ્રવ્યત્ત્વ ગુણને કારણે જ થયા કરે છે, પણ પવનના કારણે નહિ

એક હાથી સમુદ્રના કાઠે ચાલ્યો જતો હોય `અને તેમાં પડે ને પાણી ઊછળે તે હાથીના કારણે ઊછળ્યું નથી. પરંતુ પ્રદેશત્વ ગુણના કારણે જ ઊછળ્યું છે. તે પાણીનો આકાર પ્રદેશત્વ ગુણના કારણે થયો છે; પણ હાથી તેમાં નિમિત્ત છે. તેમ આત્માનો આકાર પ્રદેશત્વ ગુણના કારણે થયો છે.

અગુરૂલઘુગુણ એટલે દ્રવ્યની દ્રવ્યતા જે શકિતથી કાયમ રહે તે. દ્રવ્યની દ્રવ્યતા કાયમ રહે એટલે શું ? એક દ્રવ્ય બીજા દ્રવ્યરૂપે ન પરિણમે. ધર્માસ્તિકાય દ્રવ્ય, અધર્માસ્તિકાયરૂપે ન પરિણમે. એમ છએ દ્રવ્યો એક બીજારૂપે ન પરિણમે તે અગુરૂલઘુ-ગુણના કારણે જ છે. એક દ્રવ્ય બીજા દ્રવ્યરૂપે ન પરિણમે. તેનો **બીજો અર્થ એ છે કે** જ્ઞાન ગુણ, દર્શનરૂપે ન પરિણમે, અને દર્શન ગુણ, જ્ઞાનરૂપે ન પરિણમે. એટલે દર્શન જાણવાનુ કામ ન કરે અને જ્ઞાન દેખવાનું કામ ન કરે. એટલે એક ગુણ બીજા ગુણનું કામ ન કરે. પરંતુ પોતે પોતાનું જ કામ કરે. જ્ઞાન જાણવાનું કામ કરે અને દર્શન દેખવાનું કામ કરે. ધર્માસ્તિકાયનો ગુણ જે ચલણ સહાયરૂપે છે તે સ્થિર સહાયરૂપે ન પરિણમે, અને અધર્મા-

સ્તિકાયનો ગુણ જે સ્થિર સહાયરૂપે છે તે ચલણ સહાયરૂપે ન પરિણમે. અગુરૂલઘુ-ગુણનો ત્રીજો અર્થ એ છે કે એક દ્રવ્યના અનેક અથવા અનંત ગુણ વિખરાઇને જુદાજુદા ન થઇ જાય. ચેતનપણું એટલે જાણવા દેખવાનો આત્માનો ગુણ છે. (આત્માની મનુષ્ય પર્યાય પ્રદેશત્વ ગુણને લઇનેજ છે) જ્ઞાન ચેતના તે જાણવાનો ગુણ છે. દર્શન ચેતના તે દેખવાનો ગુણ છે. આ ગુણ બીજી કોઇ ચીજમાં નથી. શરીરમાં ગૂમડાં થાય અગર ગમે તેવા સંયોગો ઊભા થાય છતાં જ્ઞાન તેને જાણી લે છે. દેહ—જડમાં જાણવાની શકિત નથી સુખ દુ:ખની જડ દેહને લાગણી નથી.

વર્તમાનમાં દેહને આકારે આત્મા હોવા છતાં દેહથી ભિન્ન ચૈતન્યઘન આત્મા છે તે પોતે પોતાના સ્વઆકારવાળો છે; અસંખ્ય પ્રદેશ તે જ તેનો આકાર; અને તે આકાર પ્રદેશત્વ ગુણના કારણે જ છે. રૂપ, રસ, ગંધ, સ્પર્શાદિને જાણનારો આત્મા છે. હવે સ્વ પરનું યથાર્થ સ્વરૂપ ન જાણે ત્યાં સુધી તેનુ જ્ઞાન સમ્યગ્ જ્ઞાન ન કહેવાય. નિરંજન એટલે રાગદ્વેષ વગરના. નિરાકાર એટલે જડ પુદ્ગલમાં જેવો આકાર છે તેવો આકાર આત્મામાં નથી, તે અપેક્ષાએ નિરાકાર છે. પરંતુ જ્ઞાન સાકાર છે અને દર્શન નિરાકાર છે. એટલે તે અપેક્ષાએ સાકાર છે. શરીરના બધા ભાગમાં આત્મા છે. તે પોતે અનંત ગુણનો પિંડ વર્તમાન દેહના આકારે છે પણ દેહથી જુદો છે. જીવનો જ્યારે મોક્ષ થાય ત્યારે કિંચિત્ ન્યૂનઘન પડે છે. જે આકારે પ્રદેશ રચાઇ ગયા તે શુદ્ધ વ્યંજન પર્યાય છે, તે પ્રદેશત્વ ગુણને કારણે છે. ચાર ગતિના દેહના આકારે જે આત્માના પ્રદેશ છે તે અશુદ્ધ વ્યંજન પર્યાય છે. તે પણ પ્રદેશત્વ ગુણના કારણે છે. તેરમા ગુણ સ્થાનકે વિચરતા ભગવાનમાં જેવું

કેવળજ્ઞાન છે તેવું જ કેવળજ્ઞાન સિદ્ધ ભગવાનમાં છે. પરંતુ કેવળજ્ઞાની મનુષ્ય પર્યાયમાં છે. સિદ્ધમાં કિંચિત્ ન્યૂનઘન પડે છે તે શુદ્ધ વ્યંજન પર્યાય છે. કેવળજ્ઞાનની અપેક્ષાએ કેવળી અને સિદ્ધ બન્ને સરખા છે પણ આકારની અપેક્ષાએ કેવળીની અશુદ્ધ વ્યંજન પર્યાય છે અને સિદ્ધની શુદ્ધ વ્યંજન પર્યાય છે. વ્યંજન પર્યાય એટલે દ્રવ્ય પર્યાય. હથેળીમાં આત્માના પ્રદેશો છે કે નહિ? છે. હથેળી વાળી તેમાં આત્માના પ્રદેશો છે કે નહિ? છે. આકાર પ્રદેશત્વ ગુણના કારણે છે. આત્મા સિવાયના પાંચ દ્રવ્યો ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય આદિ અચેતન પદાર્થ છે. તેનો ગુણ અચેતનપણું એટલે જડપણું છે. મૂર્તિકપણું એટલે વર્ણ, ગંધ, રસ, સ્પર્શ તે પુદ્‌ગલના ગુણ છે. પુદ્‌ગલમાં રૂપીપણું એટલે મૂર્તિકપણું છે. ધર્માસ્તિકાય અરૂપી અને અમૂર્તિક છે અમૂર્તિકપણું એટલે વર્ણ ગંધ, રસ, સ્પર્શરહિતપણું દરેક પદાર્થમાં અસ્તિત્વ, વસ્તુત્વ આદિ છ ગુણ, જીવમા ચેતનપણું, અજીવમાં અચેતનપણું, મૂર્તિકપણું અને અમૂર્તિપણું

તે ગુણોમાં સમય સમય પરિણમન થવું તે પર્યાય છે. ગુણ અનંત છે. માટે પર્યાય અનંત છે. એક એક દ્રવ્યમાં અનંતા ગુણો. તે ગુણોનું સમય સમય પરિણમન એટલે અનંત પર્યાય એટલે પલટાતી અવસ્થા, તે કયા ગુણને લઈ ને? દ્રવ્યત્વ ગુણને લઈને સમયે સમયે અવસ્થા પલટે છે. પરંતુ દ્રવ્ય ત્રિકાળ ટકી રહે છે તે અસ્તિત્વ ગુણને કારણે. પર્યાય એટલે પલટાતી અવસ્થા. તે પદાર્થ અથવા ગુણ માત્રમાં હોય છે. ગુણો જેને આશ્રયે રહેલ છે તેને દ્રવ્ય કહેવાય છે એક દ્રવ્યમાં વર્ણ, ગંધ, રસ, સ્પર્શ અથવા એક દ્રવ્યમાં જ્ઞાન, દર્શન ચારિત્રાદિ ધર્મો રહેલા છે તેને

ગુણો કહેવાય છે. દ્રવ્ય અનંત ગુણને આશ્રીને રહેલ છે. ગુણોનો સમૂહ તે દ્રવ્ય આત્મા એક દ્રવ્ય છે. જ્ઞાન, દર્શન આદિ તેના ગુણો છે. ભિન્ન ભિન્ન દેહરૂપે દ્રવ્યનુ જે રૂપાંતર થવું તે તેની પર્યાય છે.

गुणाणमासओ दव्वं, एगदव्वस्सिया गुणा ।
लक्खणं पज्जवाणं तु, उभओ अस्सिया भवे ॥ ६ ॥

શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર અ. ૨૮

"ગુણોનો આશ્રય તે દ્રવ્ય; રૂપાદિક ગુણો એક દ્રવ્યને આશ્રયે રહે છે; પણ **પર્યાયનું લક્ષણ એવું છે** કે તે દ્રવ્ય અને ગુણ બન્નેનું આશ્રિત છે."

આમ જ્ઞાની પુરુષ રાગાદિ રહિત દ્રવ્ય, ગુણ, પર્યાયને પકડીને વાત કરે છે. એટલા માટે જ્ઞાનીની પ્રતીતિ કરવા યોગ્ય છે. અજ્ઞાનીની સ્થુળ વાતો કરતાં જ્ઞાનીની સૂક્ષ્મ વાત જુદી પડે છે, તે વાત તમારે કાળજે બેસે તો બેસાડજો અને ન બેસે તો જ્ઞાનીનો આધાર રાખજો. એક શેર દૂધ લીધું તેમાં છાશનું ટીપું નાખ્યું અને સાંજે દહીંરૂપે જોયું ત્યારે સ્થુળ દ્રષ્ટિવાળો કહે છે કે સાંજ પડી તો દહીં થયું, સૂક્ષ્મ દૃષ્ટિવાળો જ્ઞાની કહે છે કે છાશનું ટીપું જ્યારથી પડ્યું ત્યારથી જ દહીં થવા માંડ્યું છે. દૂધમાં દહીં થવાની યોગ્યતા છે ત્યારેજ છાશનું ટીપું નાખવાથી દહીં થાય છે.

તે કાળે અને તે સમયે પ્રભુવીર વિચરતા હતા, તે કહેવાનો હેતુ એ છે કે પ્રભુ વિચરતા હતા તે કાળ પહેલાં તે નગરી

હતી. પરંતુ પ્રભુ વિચરતા હતા, તે કાળના પાત્રોની વાત કહેવી છે અને તે અત્યારે કહેવી છે. તે વખતે જીવ, અજીવની જે પર્યાયો હતી અને જે ક્રિયાઓ થતી હતી તેવી અત્યારે નથી. જ્ઞાની સૂક્ષ્મ વાત પકડીને કહે છે. જે કાળ આજે વર્તે છે તે આવતી કાલે નહિ હોય. ઘણાજ ફેરફાર થઈ જાય. તે દોષને ટાળવા માટે જ 'તેણં કાલેણં તેણં સમયેણં' સૂત્ર કહેલ છે.

---

## સંવત ૨૦૧૧ના અષાડ વદ ૧૦ ગુરુવાર તા. ૧૪-૭-૫૫.

પરમ માંગલ્યકારી પંચ પરમેષ્ઠીને નમસ્કાર કરીને શ્રી ભગવતી સૂત્રનું વાંચન ચાલે છે. "તેણં કાલેણં તેણં સમયેણં" સૂત્રનો હેતુ અને ભાવ બતાવતી દ્રવ્ય, ગુણ, પર્યાયની વાત કરી. ષટે દ્રવ્યનો જે પ્રદેશત્વ ગુણ છે તે ગુણના પરિણમનને દ્રવ્ય પર્યાય કહેવાય છે, અથવા વ્યંજન પર્યાય કહેવાય છે. ષટે દ્રવ્યની અંદર જે પ્રદેશત્વ ગુણ છે તેના પરિણમનને દ્રવ્ય પર્યાય કહી. બાકીના ગુણોના પરિણમનને અર્થ પર્યાય કહેવાય છે, અથવા ગુણ પર્યાય કહેવાય છે. દ્રવ્યના જેટલા શુદ્ધ પર્યાયો છે તે બધા સ્વભાવ પર્યાયો છે અને દ્રવ્યના જે અશુદ્ધ પર્યાયો છે તે વિભાવ પર્યાયો છે જીવ દ્રવ્યની પર્યાયો નરક, તિર્યંચ, મનુષ્ય, દેવ અને ચોરાશી લાખ જીવાયોનીમાં આત્મા જે શરીરાકારે રહે છે તે–પ્રદેશત્વ ગુણને કારણે છે. એટલે કે નરકપણામાં, તિર્યંચપણામાં, મનુષ્યપણામાં, દેવપણામાં આત્માના પ્રદેશો શરીરાકારે છે તે પ્રદેશત્વ ગુણની પર્યાય છે અને તે જીવ દ્રવ્યની વિભાવ પર્યાય અથવા વિભાવ વ્યંજન પર્યાય છે ચોરાશી લાખ યોનીમાં શરીરાકારે આત્માના પ્રદેશો છે તે પ્રદેશત્વ ગુણની વિભાવ પર્યાય છે. છેલ્લા શરીરથી કિંચિત્ ન્યૂન

જે સિદ્ધ પર્યાય છે તે સ્વભાવ પર્યાય છે તે પણ પ્રદેશત્વ ગુણને કારણે છે. ચાર જ્ઞાનની પર્યાય તે વિભાવ પર્યાય અર્થાત અર્થ પર્યાય છે અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતસુખ અને અનંતવીર્ય તે જીવના સ્વભાવ ગુણ અને અર્થ પર્યાય છે. મતિ, શ્રુત, અવધિ અને મનઃપર્યવ જ્ઞાન તે જીવના વિભાવ અને અર્થ પર્યાય છે. જેટલી વિભાવિક પર્યાય છે તે રાગ–દ્વેષના કારણે છે. હે ચિદાનંદ! જગતમાં તે બધાયના પરિચયમાં તું અનંતવાર આવી ગયો છે. અને તે સંસાર પરિભ્રમણના હેતુઓ છે. હવે તારે તેનું શું કામ છે? સત્વર છોડી દે; ચિત્તમાં જેનું નિરંતર ચિંતવન થયા કરે છે, જેનું તારે કશું કામ નથી, તેને શીઘ્રમેવ છોડી દે. પોતાના શુદ્ધ ચૈતન્ય આત્મ દ્રવ્યમાં અચળપણે સ્થિરતા કરી લે. તને તારા પૂર્ણ સાધ્યની સિદ્ધિ થશે બીજાના નિમિત્ત વિના જે અર્થ પર્યાય હોય, ગુણ પર્યાય હોય તેને સ્વભાવ અર્થ પર્યાય કહેવાય છે. બીજાના નિમિત્તથી જે અર્થ પર્યાય હોય તેને વિભાવ અર્થ પર્યાય કહેવાય છે. જેમકે રાગ, દ્વેષ, મોહ તે બધા વિભાવ અર્થ પર્યાય છે. તેનું તારે શું કામ છે? જીવનું કેવળજ્ઞાન સ્વભાવ અર્થ પર્યાય છે. તેનો જીવે જરાયે પરિચય કર્યો નથી બીજાના નિમિત્ત વિના જે પોતાના આત્મ દ્રવ્યની પર્યાય કે વ્યંજન પર્યાય હોય તેને જીવની સ્વભાવ વ્યંજન પર્યાય કહેવાય છે જીવની સિદ્ધ પર્યાય તે સ્વભાવ વ્યંજન પર્યાય છે બીજાના નિમિત્તથી જે વ્યંજન પર્યાય હોય તેને વિભાવ વ્યંજન પર્યાય કહેવાય છે, જેમકે નરક પર્યાય, મનુષ્ય પર્યાય, દેવ પર્યાય, તિર્યંચ પર્યાય.

ગુણોના સમૂહને દ્રવ્ય કહેવાય છે દ્રવ્યના પૂરેપૂરા ભાગમાં રહે અને તેની સર્વ હાલતમાં રહે તેને ગુણ કહેવાય છે. ગુણના

વિશેષ પરિણમન કાર્યને પર્યાય કહેવાય છે. આ રીતે સૂક્ષ્મ જ્ઞાની જે રાગાદિ રહિત છે તે દ્રવ્ય, ગુણ, પર્યાયની વાત કરે છે. એટલા માટે જ્ઞાનીની પ્રતીતિ કરવા યોગ્ય છે. આ બધી વાતને જ્ઞાનમાં પકડીને અનુભવવા જેવી છે.

જેમણે સ્વરૂપને અનુભવ્યું છે તેઓ સ્વરૂપને શા માટે કહે છે? કેવળજ્ઞાન આત્માના ગુણની સ્વભાવ અર્થ પર્યાય છે અને સિદ્ધ પર્યાય તે જીવની સ્વભાવ વ્યંજન પર્યાય છે. નરક, દેવાદિ તે દ્રવ્યની વિભાવ વ્યંજન પર્યાય છે. જ્ઞાનીની વાતને ધ્યાન રાખીને સાંભળ.

આત્માની શુદ્ધ પર્યાય અને અશુદ્ધ પર્યાય સાંભળવાથી જણાય અને જાણ્યા પછી જેમાં તારા આત્માનું શ્રેય લાગે તેને તું અનુભવી લે.

જ્ઞાની આત્માનું ચોથા ગુણસ્થાને નિર્વિકલ્પ અનુભવ વખતે, પર્યાય પર લક્ષ રહેતું નથી. પરંતુ અખંડ, અભેદ, સળંગ એવા આત્માના લક્ષે અંદરમાં એકાગ્ર થતાં નિર્મળ પવિત્ર પર્યાય પ્રગટે છે. પ્રગટે છે તેજ પર્યાયનું વેદન થાય છે. શુદ્ધ પવિત્ર નિર્મળ પર્યાયનું વેદન થાય છે. પરંતુ હું અખંડ દ્રવ્યનું લક્ષ કરું છું અને નિર્મળ પર્યાય પ્રગટે છે તેવો વિકલ્પ પણ ત્યાં હોતો નથી. વર્તમાન પર્યાયનો ભોગવટો છે.

વર્તમાન પર્યાયનું લક્ષ ત્રિકાળી, અખંડ, અભેદ દ્રવ્ય ઉપર છે. ત્રિકાળી દ્રવ્યમાં અભેદ થયો ત્યારે જ પર્યાય નિર્મળ થઈ છે. કોઇ પણ જીવને ત્રિકાળી દ્રવ્યનો ભોગવટો હોય નહિ. વેદન પણ

હોય નહિ; પરંતુ વર્તમાન પર્યાયનો ભોગવટો અને વેદન છે. કેટલાક જીવો કહે છે કે અમે આખા દ્રવ્યનો ભોગવટો કરીએ છીએ, તેમ કહેનારા જીવોને જીવ દ્રવ્ય શું તેનું ભાન નથી. જીવનું લક્ષણ બાંધતાં જ્ઞાની કહે છે કે ચૈતન્ય લક્ષણ, સદા સઉપયોગી, સુખ દુ:ખનો જાણ, સુખ દુ:ખનો વેદક. આખી વસ્તુ વેદનમાં આવતી નથી. પરંતુ નિર્વિકલ્પ અનુભવ વખતે દ્રવ્ય પર્યાયનો ભેદ નથી, પરંતુ સહજ શુદ્ધ પારિણામિક ભાવનું લક્ષ છે અને જે નિર્મળ પર્યાય પ્રગટી તેનો જ ભોગવટો લીધા કરે છે. બહારમાં પર તરફ લક્ષ થતું હતું તે લક્ષને અંતર સ્વભાવમાં વાળી એટલે પર્યાયને અંતર સ્વભાવમાં વાળી ત્યાં એકલો સામાન્ય સ્વભાવ જ લક્ષમાં રહ્યો. સામાન્ય સ્વભાવ અને પર્યાય અંતરમાં વાળી તે બન્ને અભેદ થઇ ગયા, તે વિશેષ અવસ્થા. જ્ઞાન જે તરફ વાળે તે સામાન્ય છે અને અવસ્થા પોતે વિશેષ છે. પાણીમાં તરંગો છે તે વિશેષ છે પરંતુ પાણી સામાન્ય છે. વર્તમાન ચાલતી અવસ્થા સામાન્ય તરફ વળીને જ્યાં એકાગ્ર થઇ ત્યાં દ્રવ્ય પર્યાયનો ભેદ રહ્યો નહિ. જેમ પાણીનો પરપોટો ફૂટીને પાણીમાં ભળ્યો, ત્યાં પાણી અને પરપોટાનો ભેદ રહ્યો નહિ. વર્તમાન, ચાલતું જ્ઞાન જો બાહ્યમાં લક્ષ કરે તો ભેદ પડે છે. માટે બાહ્યનું અને અવસ્થાનું લક્ષ છોડીને આત્મ સ્વભાવ તરફ લક્ષ જાય તો સામાન્ય અને વિશેષ એટલે દ્રવ્ય પર્યાય અભેદ થાય છે, તેમાં ભેદને વિકલ્પ નથી. આમ ત્રિકાળી સ્વરૂપને ઓળખીને તેમાં એકાગ્ર થતાં વિકાર ટળીને મુક્ત દશા પ્રગટે છે. સમ્યગ્દર્શન પ્રગટવું એટલે કેવળજ્ઞાનનું બીજ પ્રગટ્યું. સમુચ્ચય કેવળીમાં ગુણસ્થાન કેટલા? ઉત્તર: ૧૧. ચોથા ગુણસ્થાનવાળાને પણ કેવળી કહ્યો છે. સમ્યગ્દર્શન તે મોક્ષનું પહેલું પગથિયું છે. જ્યાં સંકલ્પ, વિકલ્પ ઊભા છે ત્યાં

આકુળતા, વ્યગ્રતા, અશાંતિ છે. પણ જ્યાં નિર્વિકલ્પતા છે ત્યાં નિરાકુળતા, અવ્યગ્રતા, અને શાંતિ છે. વિકલ્પમય આત્માને કર્મબંધ અને દુઃખની પ્રાપ્તિ છે. નિર્વિકલ્પ આત્માને કર્મનો અભાવ અને સુખની પ્રાપ્તિ છે. જ્ઞાની, દ્રવ્ય, ગુણ, પર્યાય અને આત્માની પર્યાયના ભોગવટા કરીને વાત કરે છે. રાગદ્વેષ રહિત થઈને વાત કરે છે. એટલા માટે તેમનાં વચનો અને તેમનાં સિદ્ધાંતોની પ્રતીતિ કરવા યોગ્ય છે. મહાન જ્ઞાની સૂક્ષ્મ વાતને જાણે છે. માટેજ 'તેણું કાલેણું' એમ કહે છે. આ વાત તમારે કાળજે બેસે તો બહુ સારું; અને ન બેસે તો જ્ઞાનીનો આધાર રાખજો અને અર્પણતા કરજો, તો જરૂર આત્માનો અનુભવ થશે.

જગતથી છૂટવાની ચેષ્ટા તો દેખાડો. ઘેર ગાય બાંધી હોય, અને તેને છોડવાનો સમય થાય ત્યારે બેન તેને છોડવા આવે છે. ત્યારે ગાય છૂટવા ખેંચતાણ કરે છે. બેન એક હાથે રાંઢવાને પકડે છે અને બીજા હાથે છોડે છે. ગાય જેવી ગાય પણ છૂટવાની ચેષ્ટા બતાવે છે અને છૂટી થતાં કૂદવા લાગે છે. તેમ અત્યારે આપણને છૂટવાનો ટાઈમ આવી ચૂકયો છે. સાતમા ગુણસ્થાને અપ્રમત્ત દશામાં પણ પર્યાયનો ભોગવટો છે. અપ્રમત્ત દશાનો ભોગવટો છે, અને દ્રવ્ય પર લક્ષ હોય છે. અપ્રમત્ત દશામાં લક્ષ ત્રિકાળી દ્રવ્યનું છે. ત્રિકાળી દ્રવ્યમાં અભેદ થયો ત્યારે જ અપ્રમત્ત દશા થઇ છે. કોઈ જીવને આખા દ્રવ્યનો ભોગવટો આવતો નથી, પણ પર્યાયનો જ ભોગવટો હોય છે. અર્પણતા ચાર પ્રકારની છે તે સમજવાની છે તે અવસરે કહેવાશે.

---

## સંવત ૨૦૧૧ના અષાડ વદ ૧૧ શુક્રવાર તા. ૧૫-૭-૫૫.

**ચાર પ્રકારની અર્પણુતા :-** શ્રી ભગવતીજી સૂત્રના તેરમાં શતક અને છઠ્ઠા ઉદ્દેશાનું વાંચન ચાલે છે. સૂક્ષ્મ જ્ઞાની પુરુષો દ્રવ્ય, ગુણ, પર્યાય પકડીને વાત કરે છે; એટલે 'તેણું કાલેણું' સૂત્ર. જ્ઞાનીઓ કહે છે કે અમારા અનુભવની વાત-મોક્ષની વાત તમારાથી પકડાય તો પણ એમજ છે અને ન પકડાય તો પણ એમજ છે. અર્પણુતા ચાર પ્રકારની છે તે સમજાવે છે. (૧) બાળપણમાં બાળકો માબાપ કહે તેમ કરે છે. બાળકોને માબાપ ખવરાવે છે, નવરાવે છે, પાલન-પોષણ કરે છે, રક્ષા કરે છે; તેથી માબાપ પ્રત્યે બાળકને પૂર્ણ વિશ્વાસ હોય છે અને તેમની આજ્ઞા પ્રમાણે બાળકો વર્તે છે. આટલો પણ સ્વચ્છંદનો નિરોધ બાળપણમાં પણ છે. માબાપ મને દુઃખી નહિ થવા દે તેવો બાળકને વિશ્વાસ છે અને તેથી માતાપિતા પ્રતિ તેની અર્પણુતા છે. (૨) બાળક જરા મોટું થાય એટલે તેને સંસારનું જ્ઞાન લેવા માતાપિતા નિશાળે મોકલે છે. નિશાળે બાળક, માસ્તર કહે તેમ કરે છે. શરીરના કારણે બહાર જવું પડે તોપણ માસ્તરની આજ્ઞા વગર જતું નથી. માસ્તર એકડો, બગડો, ક, ખ, આદિ શીખવે છે તેમ શીખે છે. તે એવો તર્ક કરે કે-એકડો તો આવો હોય ? તો તે બાળક એકડો શીખી શકે નહિ. અને ઘરભેગું થવું પડે. માસ્તર શીખવે તેમાં તર્ક કે શંકાને સ્થાન નથી એમ માની લે છે. માસ્તરમાં અર્પણુતા કરી માસ્તર એકડો, બગડો, ક, ખ, આદિ જે શીખવે તે જરૂર શીખે છે અને તેમાં હું તર્ક કરીશ તો અવળે રસ્તે ચડી જઇશ તેમ સમજે છે. એટલે શંકા અને તર્કને દૂર રાખી ભણ્યે જ જાય છે. (૩) ભણ્યા પછી શેઠની નોકરી કરે છે.

શેઠ ગમે તેવા હોય છતાં શેઠ કહે તેમ કરવું જોઇએ. શેઠ બાર વાગ્યે ઉઘરાણી કરવા મોકલે તો જવું જ જોઇએ; પણ અત્યારે બહુ તડકો છે માટે નહિ જઉં તેમ કહેવાય નહિ. તેમ કહે તો ઘરભેગું થવું જોઇએ; એટલે નોકરી કરતી વખતે શેઠમાં અર્પણતા કરવી પડે છે. આ ત્રણે અર્પણતા કરતાં જીવને આવડે છે. પરંતુ (૪) ચોથી અર્પણતા કરતાં જીવને આવડતી નથી. સંતપુરુષ અને જ્ઞાનીમાં અર્પણતા કરવી જોઇએ. શા માટે ? સંસાર તરવા માટે. સમ્યગ્જ્ઞાની, ધર્માત્મા પુરુષમાં અર્પણુતા કરવી જ જોઇએ. મુમુક્ષુ જીવોની અર્પણતા સંસારમાથી છૂટવા માટે જ્ઞાનીમાં જોઇશે. '**આણાએ મામ ધમ્મો, આણાએ મામ તવો.**' આજ્ઞા એજ મારો ધર્મ છે અને આજ્ઞા એજ મારું તપ છે. '**સુઇધમ્મો**' તેમા જ્ઞાન, દર્શન ધર્મ આવી જાય છે '**ખલુ ચરિત્ત ધમ્મો**' તેમાં ચારિત્ર, તપ, ધર્મ આવી જાય છે. જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ એ મારો ધર્મ. જ્ઞાની, સંતપુરુષની આજ્ઞામાં જ છે. મહાન સમર્થ વીતરાગી, જ્ઞાની પુરુષની આજ્ઞામાં છે. આમ અર્પણતા જ્ઞાનીમાં હોવીજ જોઇએ. એમ સમજીને સમજાવીએ છીએ, કબૂલીને કબૂલ કરાવીએ છીએ. '**આણાએ**' ધર્મ છે તો આપણને બધાને આજ્ઞા બતાવનાર જોઇશે ને ? ઠાણાંગજી સિદ્ધાંતમાં એક એવો લેખ છે કે–આજ્ઞા બતાવનાર વીતરાગ પ્રભુ એમ કહે છે કે–હે મુનિ, ચોમાસામાં પણ તને અજ્ઞાન અને અનાદિ કાળનુ પરિભ્રમણ ટાળવાનું કયાયથી જ્ઞાન મળતું હોય, આઠે કર્મ છૂટી જાય અને કેવળજ્ઞાન, કેવળ–દર્શન થાય તેવું મળતું હોય તો ચોમાસામાં પણ ત્યાં જવું, આ અમારી આજ્ઞા છે. લીલોતરી આદિની હિંસા થઇ જાય છતાં પણ અમારી આજ્ઞા એજ તારો ધર્મ છે. વીતરાગી પ્રભુ જ્ઞાની કહે છે, જેમ હાથીના પગમાં બધાના પગ સમાઇ જાય તેમ મુનિની

બાતમાં શ્રાવકની વાત આવી જાય છે. આજ્ઞા ફરમાવે છે કે, હે મુનિ, સત્યાર્થ, ભૂતાર્થ જ્ઞાનને કારણે ચોમાસામાં પણ વિહાર કરજે એવી અમારી આજ્ઞા છે. ભૂતાર્થ એટલે યથાર્થ. સત્યાર્થ એટલે જેવું છે તેવું જ. એમાં જો તને અધ્યવસાય થાય કે—અરર, ચોમાસામાં કેમ જવાય, કેટલી હિંસા થાય ? તું વિચાર કર કે કેવળજ્ઞાનીએ એ હિંસા નહિ જોઇ હોય ? એવો અધ્યવસાય થાય તો તેણે 'આયાત ચરેજ્જુ' સૂત્ર ધર્મને ઓળખ્યો નથી, પિછાણ્યો નથી, તેની દૃષ્ટિ અનાર્ય છે.

**આજ્ઞા સમજીને આચરો :**—આત્મા નિત્ય છે. તે ત્રિકાળી છે. તેની નિત્યતા કઇ રીતે સધાય ? દેહ, ઇંદ્રિય આદિ અનિત્ય છે તેનો વિયોગ કઇ રીતે થાય ? અનંત ભવિષ્ય કાળના ભવની ભીડ હું ભાંગું નહિ ત્યાં સુધી હું જંપીને બેસું નહિ તેવી પ્રતીતિ દરેકને હોવી જોઇએ. આવી દૃઢ પ્રતીતિને જોરે મુનિરાજ સત્યાર્થ, ભૂતાર્થ આત્માના જ્ઞાનને કારણે ચોમાસામાં વરસાદ વરસ્યો હોય, લીલફુગ આદિ થયા હોય છતાં જાય. કેટલા જીવો મરી જશે ! તેવો અધ્યવસાય ન કરે વીતરાગની આવી આજ્ઞા તે કેવી, તેવો વિકલ્પ પણ ન કરે અને જો કરે તો તે વીતરાગની આજ્ઞાને માનનારો નથી. સત્યાર્થ, ભૂતાર્થ એટલે પોતાની અહિંસક ભાવનાને લક્ષે જાય છે. તે જ્યાં જાય છે ત્યાં જ્ઞાનીના સમાગમે એવો ભાવ ઉઘડવાનો છે કે, ભવિષ્યના અનંતા ભવમાં અનંતા જીવોનો જે કુટો થવાનો હતો એવો જે અંદરમાં ભાવ પડયો હતો તેને ટાળીને અશરીરી સિદ્ધ થવાના છે. વર્તમાનમાં હિંસા છે પણ ભવિષ્યની હિંસા ટળી જવાની છે. વર્તમાનમાં જ હિંસા ટાળી, જે નથી જતો તેને ભવિષ્યમાં અનંતા શરીર મળે તેવો ભાવ

ઊભો છે. જેથી ભવિષ્યમાં અનંત જીવોની હિંસા થવાની છે તેને કાયમ રાખે છે. મુનિ ચોમાસામાં જાય છે તે સત્યાર્થ, ભૂતાર્થ જ્ઞાનના કારણે જાય છે. ત્યાં તેમને ઊંચામાં ઊંચા ભાવ છે; અને અનંતકાળની અહિંસાનું કારણ એવું જ્ઞાન મેળવે છે, તેથી અનંત હિંસા ટળી જશે. બાહ્ય ક્રિયા ગૌણ છે. માટે વીતરાગ પ્રભુ કહે છે કે આજ્ઞા સમજો અને આચરો તો પરિભ્રમણ ટળી જશે.

**જ્ઞાનીમાં અર્પણતા કરો :–** પુણ્યથી સ્વર્ગ મળે છે. પાપથી નરક મળશે. ભલા ભૂંડા ભાવથી ભલા ભૂંડા ભવ મળશે. પણ જો આજ્ઞાને સમજે તો પરિભ્રમણ ટળે; પણ પોતાની મરજીએ અને પોતાને છાંદે વર્તે તો પરિભ્રમણ ટળે જ નહિ જ્ઞાનીની આજ્ઞા પરિભ્રમણ વધે તેવી હોય જ નહિ. માટે જ્ઞાનીની અને તેમની આજ્ઞાની આરાધના કર. અનાદિ કાળથી જીવનો ઉપયોગ સ્થૂળ થઇ ગયો છે તેમાં આવી સૂક્ષ્મ વાત ન બેસે. જ્ઞાનીની વાતો તો સૂક્ષ્મ હોય છે માટે વાતને સમજવા માટે અર્પણતા જોઇશે.

**આણાએ મામ ધમ્મો :–** બંધ ભાવ કરવાની વીતરાગની આજ્ઞા હોય જ નહિ. મારો ધર્મ આજ્ઞામાં. આજ્ઞા કઇ, તે બતાવતાં કહે છે અને સમજાવે છે કે હું ત્રિકાળી જ્ઞાતા, દ્રષ્ટા, જ્ઞાન સ્વરૂપ છું. રાગાદિ, દેહાદિની ઉપાધિથી રહિત છું. આધિ એટલે માનસિક પીડા, વ્યાધિ એટલે શારીરિક પીડા, ઉપાધિ એટલે ચારે બાજુની પીડા, એમ ઉપાધિઓથી રહિત છું. રાગાદિથી જુદો છું, પુણ્ય પાપથી રહિત છું, શુભાશુભ પરિણામ અને મળમેલ રહિત છું, આ પ્રમાણે પ્રભુએ કહ્યું છે. ભગવાને કહેલું છે,

તે તેજ પ્રમાણે છે. સાચા મોતીએ વધાવીને તહત્ પ્રમાણ કરવા યોગ્ય છે. જ્ઞાન સામાયિક, દર્શન સામાયિક, દેશવિરતિ સામાયિક, સર્વવિરતિ સામાયિક, એમ ચાર પ્રકારની સામાયિક ભગવાને કહી છે. પોતાના શુદ્ધ આત્માના લક્ષે નિર્મળ, નિરુપાધિક થઇને ચોથા પ્રકારની સામાયિક, જેને જ્ઞાનીઓએ સ્વરૂપાચરણ કહ્યું છે તે ધારણ કરી, સમભાવમાં ટકી શુદ્ધ આત્માની આરાધના કરવી તેજ ધર્મ છે. આજ મારો ધર્મ છે. રાગ, દ્વેષ, ક્રોધ રહિત પવિત્ર સ્વભાવની સંભાળ અને સાવધાની સહિત પાંચસો ધર્માત્મા મુનિને ઘાણીમાં પીલ્યા, છતાં તેઓ કહે છે કે દેહાદિ સાથે અમારે કંઈ સંબંધ નથી. એક પરમાણુ પણ મારું નથી. એવી વીતરાગી દશામાં ટકી સળંગપણે, અક્ષોભપણે જ્ઞાનમાં સ્થિર થયા. સ્થિર ભાવચારિત્રમાં ટકયા. તે સ્થિર ભાવચારિત્ર અનંત જ્ઞાનીની આજ્ઞા છે. તે આજ્ઞાનું આરાધન કરવું તેનું નામ **'આણાએ મામ ધમ્મો.'** ઉત્કૃષ્ટ સ્થિરભાવમાં સ્થિર થવાની પ્રભુની આજ્ઞા છે. સ્થિર થવું તે મારો ધર્મ છે. માટે આજ્ઞાને સમજો, તેને ઓળખો અને તેમાં અર્પણતા કરો, તો જરૂર પરિભ્રમણ ટળશે. પરિભ્રમણ વધે તેવી વીતરાગી પ્રભુની આજ્ઞા હોય જ નહિ માટે જ્ઞાનીની અને તેની આજ્ઞાની તું આરાધના કર સ્વરૂપ પ્રગટ કરવા માટે જ્ઞાની પુરુષના ચરણમાં મુમુક્ષુ જીવોની અર્પણતા જોઇશે.

---

## સંવત ૨૦૧૧ના અષાડ વદ ૧૨ શનિવાર તા. ૧૬-૭-૫૫.

ભગવતીજી સૂત્રની વાત ચાલે છે. **'આણાએ મામ ધમ્મો અને આણાએ મામ તવો'** એ સૂત્રની વિચારણા ચાલે છે. હે નાથ! તારી આજ્ઞા એજ મારો ધર્મ, અને તારી આજ્ઞા એજ મારું તપ.

જીવ પોતે કોણ? શુદ્ધ સ્વરૂપમાં ટકનાર કોણ? જીવનું કાયમી સ્વરૂપ શું? ધર્મનો કરનાર કોણ? સ્વરૂપમાં ટકનાર કોણ? ધર્મ શું કરવાથી થાય? કેવી રીતે સ્વરૂપમાં ટકી જવાય? આ બધું જાણ્યા વિના, સમજ્યા વિના, વિચાર્યા વિના, ધર્મ શું, આજ્ઞા શું, તપ–જપ શું, ત્યાગ, વૈરાગ્ય શાના તે સમજાય નહિ. દરેક ચીજમાં બે ધર્મ હોય છે, સામાન્ય અને વિશેષ. તેમ આત્માના સામાન્ય એકરૂપ સ્વરૂપના લક્ષે જ ધર્મ થાય. પરંતુ પર્યાયના લક્ષે ધર્મ ન થાય. સામાન્ય એકરૂપ સ્વભાવ સદાય પરિપૂર્ણ છે. પરિપૂર્ણ સ્વરૂપમાં ભેદ, સંકલ્પ, વિકલ્પ નથી. એવી દશા પ્રગટે છે કે નહિ? મારી દશા ઓછી પ્રગટે છે કે પૂરી પ્રગટે છે, તેવા ભેદ કે વિકલ્પ સામાન્ય સ્વભાવમાં નથી. રાગ થાય છે તે કેવી રીતે થાય છે? વિકાર ત્રિકાળી સામાન્ય સ્વભાવમાં નથી. વિકાર તો પરલક્ષે, તે પણ વર્તમાન વર્તતી પર્યાયની યોગ્યતાથી એક સમય પૂરતો પોતે કરે તો થાય, ન કરે તો ન થાય. આંગળીના છેડે નખ વધે છે, તે આંગળીમાં ઠેઠ ભર્યા નથી, પણ આંગળીના ઉપલા ભાગમાંથી થાય છે. તેમ રાગ દ્વેષના ભાવ આત્માના સ્વભાવમાં નથી, પણ એક એક સમયના પર્યાયથી પરલક્ષે નવાનવા વિકારો થાય છે.

ત્રિકાળી સ્વરૂપમાં, સામાન્ય એકરૂપ સ્વરૂપમાં વિકાર નથી, ભેદ નથી, રાગદ્વેષ નથી. સંકલ્પ વિકલ્પ નથી. તેવા પોતાના ત્રિકાળી સ્વભાવમાં ઠરી જતા આત્માની પરિપૂર્ણ નિર્મળ દશા પ્રગટ થાય છે **શિવ, અચલ, અરૂપ, અનંત** તેમાં સ્થિરતા કરવારૂપ મુનિજનોનું સ્થિરભાવરૂપે આચરણ છે, તે સ્વરૂપ આચરણ છે તેને તું પામી જા. પ્રભુવીરની આ આજ્ઞા છે. તેને તહત્ પ્રમાણ કરી સ્વરૂપમાં ટકી જવું તેજ તારો ધર્મ છે. આત્મા ત્રિકાળી છે

એમ કહીએ છીએ એટલે ત્રણ કાળ પૂરા થાય ત્યારે આત્માની પૂર્ણતા થાય તેમ નથી. એમ માની ન લેવું, સમજી ન લેવું, પરંતુ વર્તમાન એકેક સમયમાં તે ત્રિકાળ સામર્થ્યથી પૂરો છે. આત્મા ગયા કાળમાં કે ભવિષ્યમાં વર્તતો નથી, પરંતુ વર્તમાનમાં જ રહે છે. વર્તમાન એક અવસ્થા પ્રગટ છે. તે સિવાય આખું દ્રવ્ય વર્તમાનમાં જ પડ્યું છે આત્માને જ્યારે જુઓ ત્યારે આત્મા વર્તમાનમાં છે. કોઇ પણ દ્રવ્ય, ભૂત કે ભવિષ્યમાં રહે નહિ, તેમ આત્મા પણ ભૂત કે ભવિષ્યમાં રહે નહિ. વર્તમાનમાં છે તે દ્રવ્ય ભૂતકાળમાં હતું અને ભવિષ્યમાં અનંતકાળ રહેશે, એ રીતે વર્તમાન ત્રિકાળનું સામર્થ્ય છે. પણ દ્રવ્ય તો જ્યારે જુઓ ત્યારે વર્તમાન રૂપે જ વર્તે છે. સદાય ચાલુ વર્તમાનકાળપણેજ વસ્તુઓ વર્તે છે. આત્મા ગયા કાળનું જ્ઞાન અત્યારે કરે, દશ વર્ષ પહેલાંનું જ્ઞાન કરે તેથી કંઇ આત્મા ગયા કાળમાં વર્તે છે તેમ નથી. પણ વર્તમાન કાળમાં જ વર્તે છે. ભવિષ્ય કાળનું જ્ઞાન કરે ત્યારે આત્મા ભવિષ્ય કાળમાં વર્તતો નથી, પરંતુ હું વર્તમાન વર્તતો આત્મા ત્રિકાળ છું એમ વર્તમાનમાં રહીને ત્રિકાળનું જ્ઞાન કરે છે, તેમાં અસંખ્યાતા સમય જાય છે. કેવળી એક સમયમાં બધું જાણે છે.

આપણો આત્મા ત્રિકાળનું જ્ઞાન કેવી રીતે કરે છે? એક માણસ પાંચ વર્ષ પહેલાંની વાત કરે છે અને કોઇ બીજો સાંભળતો નથી તેમ ભવિષ્યનો ખ્યાલ રાખે છે અને વર્તમાનમાં વાત કરે છે, એમ છદ્મસ્થપણ ત્રણે કાળનું જ્ઞાન કરે છે. આત્મા જ્યારે ભૂતકાળમાં વર્તતો હતો, ત્યારે વર્તમાન કાળરૂપે વર્તતો હતો અને જ્યારે ભવિષ્ય કાળ આવશે ત્યારે તેજ વર્તમાનરૂપ થઇ જશે એ રીતે વર્તમાન આત્માનો પરિપૂર્ણ સ્વભાવ છે. તે પરિપૂર્ણ સ્વભાવને

લક્ષમાં લેવા માટે લાંબા લાંબા કાળ ઉપર જરાયે જોવું પડતું નથી. વર્તમાન વર્તતી પર્યાય, ચાલતી પર્યાય, સમય સમયની પર્યાયને અંતરમાં વાળતાં પરિપૂર્ણ સ્વભાવ પોતાના લક્ષમાં આવે છે. વર્તમાન વર્તતી અવસ્થાનું લક્ષ, વર્તમાન વર્તતી અવસ્થાનું વલણ, ધ્રુવ સ્વભાવ તરફ કરવું. વર્તમાનમાં ધ્રુવ સ્વભાવ પણ પડયો છે, અને વર્તમાન પર્યાય પણ છે. વિકાર વખતે પણ ધ્રુવ સ્વભાવ હતો. વર્તમાન વર્તતી અવસ્થાનું, વર્તમાન વર્તતા ધ્રુવ સ્વભાવ તરફ વલણ કરવું તે જ મુક્તિનો ઉપાય છે. મુનિવરો પરમધ્રુવ સ્વભાવની ઓળખાણથી નિર્વાણ પદને પામે છે. દરેક મુમુક્ષુ જીવે તેની ઓળખાણ કરવા યોગ્ય છે.

મોક્ષનો ઉપાય કોણે કહ્યો છે? સર્વજ્ઞ ભગવાને કહ્યો છે:-

**मोक्खमग्गगइं तच्चं, सुणेह जिणभासियं।**
**चउकारण संजुत्तं, नाणदंसण लक्खणं ॥ १ ॥**

શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર અ. ૨૮

"હે ભવ્ય જીવો! શ્રી જિન-ભાષિત મોક્ષ માર્ગની સત્ય ગતિ તમે સાંભળો. તે ચાર કારણે કરીને સંયુક્ત છે અને જ્ઞાન, દર્શનના લક્ષણે કરીને સહિત છે."

તે મોક્ષમાર્ગ ચાર કારણયુક્ત છે. જ્ઞાન-દર્શન તેના લક્ષણ છે. આત્મ-સ્વરૂપની રમણતાને અનંત જ્ઞાનીઓની આજ્ઞા કહી છે, અને તેની આરાધના કરવી તે વીતરાગ સમ્યગ્રૂપ ધર્મ છે. તેનું જ નામ ધર્મ અને તપ છે. ઉત્કૃષ્ટ સ્થિરભાવમાં તું ઠરી જા. 'સ્થિર થા' તે પ્રભુની આજ્ઞા છે અને તેમાં ઠરવું તે જ આત્માનો

ધર્મ છે. આનું નામ '**આણાએ ધમ્મો અને આણાએ તવો.**' અનંત જ્ઞાનીની આજ્ઞા સમજે સમજ્યે જ તારો નિવેડો છે. પ્રભુની આજ્ઞામાં રાગ દ્વેષ વધે, સંસાર વધે તેવું હોય જ નહિ પ્રભુની આજ્ઞાને આરાધે તો ભવ ભ્રમણ છૂટી જાય.

જ્ઞાનીઓની આજ્ઞાનું આરાધન કર, દર્શનની આરાધના કર, જ્ઞાનની આરાધના કર, ચારિત્રની આરાધના કર, જઘન્ય કર, મધ્યમ કર, ઉત્કૃષ્ટ કર. એની આજ્ઞાને પહોંચી વળવા માટે મુમુક્ષુની અર્પણતા જોઈશે. પૈસા મેળવવા માટે કેટલો કાળ કાઢયો અને સંતપુરુષોને શોધવા માટે કેટલો કાળ કાઢયો ? તેમને શોધીને તેમની આજ્ઞાનું આરાધન કર. જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર, વીર્યાચાર એમ પાંચે આચારના વિકલ્પો છોડીને શુદ્ધ પારિણામિક ભાવમાં સ્થિર થવું તે જ મોક્ષનું કારણ છે. હું મોક્ષ પ્રાપ્ત કરું એવો વિકલ્પ ઊઠે તો પણ તું માનજે કે એ પણ લોભનો પ્રપંચ છે. મુનિવરો તેને છોડીને આત્મામાં લીનતા કરે છે. મુનિરાજ છઠ્ઠા અને સાતમા ગુણસ્થાનકે હિંડોળાની માફક ઝુલે છે. પારિણામિક ભાવ તે આત્માનો સહજરૂપ ત્રિકાળી સ્વભાવ છે અને તેની ભાવનાથી મોક્ષ થાય છે માટે હે મુનિવરો ! સર્વ વિકલ્પો મૂકીને સ્વભાવની ભાવનામાં લીન થાઓ, એજ પ્રભુની આજ્ઞા છે. સર્વ વિકલ્પોને છોડીને સાક્ષાત્ સ્વભાવમાં સ્થિર થાઓ, આનું નામજ **આણાએ ધમ્મો.** જ્ઞાનીઓની વાત સૂક્ષ્મ છે, અને અટપટી છે. જો જ્ઞાની ઉપર ભરોસો રાખીને સમજવા માગે તો જ સમજાય તેમ છે. જો મોક્ષ જોઈતો હોય તો જ્ઞાનીની આજ્ઞામાં વર્તવું જ જોઈએ.

શ્રી ભરત ચક્રવર્તીના હૈયામાં શ્રી આદિનાથ ભગવાન હતા. ભગવાન પ્રત્યે ભરત ચક્રવર્તીની પૂરેપૂરી અર્પણુતા હતી. ધીરા થઇને જુઓ, શ્રી ભરતજીના હ્રૃદયમાં શ્રી આદીનાથ ભગવાન કેવા વસ્યા હતા અને તેમની અર્પણુતા કેવી હતી તે આપણે જોઇએ. ભગવાન શ્રી આદિનાથજીને કેવળજ્ઞાન પ્રાપ્ત થયાના અને પોતાની આયુધશાળામાં ચક્રરત્ન ઉત્પન્ન થયાના, એ બન્ને સમાચારો ભરતજીને એકી સાથે મળે છે. ચક્રરત્ન ઉત્પન્ન થાય ત્યારે તેનું પૂજન કરવું જોઇએ, એવો સંસાર વ્યવહાર છે અને કેવળજ્ઞાન પ્રગટ થાય ત્યારે તેનો મહોત્સવ કરવો જોઇએ, એ એક ધર્મ કર્તવ્ય છે. ભરતજીને ક્ષણુવાર વિચાર આવ્યો. આ બેમાંથી પ્રથમ કયું કાર્ય કરું ? પરંતુ તુરતજ પોતે આજ્ઞા આપે છે કે—આજે કેવળજ્ઞાનનું પૂજન કરવાનું છે માટે તેની તૈયારી કરો. ચક્રરત્ન પોતાનું છે. છ ખંડમાં તેનાથી વિજય કરવાનો છે. તેનાથી જ ચોસઠ હજાર સ્રીના ધણી થવાનું છે. ભોગસામગ્રી તેનાથી જ પ્રાપ્ત થવાની છે. છતાં તેમનું હ્રૃદય કઇ તરફ વળે છે તે જુઓ. ભરતજીને પહેલું શું કરવું તેવો ક્ષણુભર વિચાર તો આવ્યો. પરંતુ તુરતજ તેમની વિચાર ધારા બદલી. અરે ! આમાં વિચાર શો ? વિશ્વના પ્રાણી માત્રને અભયદાનના દાતાર આદિનાથ પ્રભુ કયાં અને હિંસા કરનાર ચક્ર કયાં ? ચક્ર તો ઉત્પાત મચાવનાર છે. એનાથી મને જે લાભ થાય તે તો આ ભવ પૂરતો જ છે. ત્યારે પરમ તારક પિતાશ્રી આદિનાથ ભગવાનની પૂજા તો ભવોભવ સુખ આપનારી છે. ચક્ર રત્નમાં ફસાઇ જનારને અને એને નહિ તજતાં એનાજ ભોગવટામાં ચોટયા રહેનારને ચક્ર અને બધી સામગ્રી નારકીના દુઃખના ભેટા કરાવે છે જેના હૈયામાં ભગવાન ન હોય, ભગવાન પ્રત્યે અર્પણુતા ન હોય, તેને ચક્ર સંસારના ચક્રમાં જ ચડાવી દે છે.

સંસારની રુચિવાળો, જગતમાં વિજય ડંકો ફેરવવાની હોંશવાળો, પહેલી પૂજા ચક્રની જ કરે. પરંતુ આ તો જુદા માનવી હતા. ભરત મહારાજા પ્રભુને અર્પણતા કરી ચૂક્યા હતા. તેથી ચક્રની પુજાને મોકુફ રાખીને પ્રભુ તરફ પહેલા દોડયા. પ્રભુ પાસે જવા માટે પ્રથમ માતા પાસે ગયા પછી ઠાઠમાઠ પૂર્વક માતા અને ભરતજી ભગવાન પાસે ગયા. ભોગસામગ્રી પારવગરની હોવા છતાં તેમના કાળજામાં પ્રભુ વસ્યા હતા. પ્રભુ પ્રત્યે અર્પણતા હતી, પ્રેમ હતો, ઉમળકો હતો તેથી જ અરીસા ભુવનમાં કેવળજ્ઞાન ઉત્પન્ન થયું તે જાણવું જોઇએ. માટે સાધ્યની સિદ્ધિના લક્ષે જ્ઞાનીઓમાં અર્પણતા કરે તો જ સાધ્યની સિદ્ધિ થાય. જીવોને આજ્ઞામાં પણ આવી જ અર્પણતા જોઇએ.

---

## સંવત ૨૦૧૧ના અષાડ વદ ૧૩ રવિવાર તા. ૧૭-૭-૫૫.

ભગવતી સૂત્રનું વાંચન ચાલે છે. જ્ઞેય પદાર્થને જોવા તથા જાણવાનું સિદ્ધ તથા સંસારી જીવને થાય છે. સંસારી જીવો પણ જેટલી પોતાની જાણવાની, દેખવાની શકિત પ્રગટે છે, તેટલું જાણે અને દેખે છે બન્નેમાં તફાવત એટલો છે કે સર્વ પદાર્થોને જોવા, જાણવા છતાં સિદ્ધ પરમાત્મા તેમાં અહમપણું, મમપણું, રાગ-દ્વેષપણું, સંકલ્પ, વિકલ્પ આદિ કંઈ નહિ કરતાં, કેવળ નિર્વિકલ્પ દશામાં ટકે છે. સંસારી જીવો પદાર્થોને જોતાં ને જાણતાં તેમાં મમત્વપણું, અહમપણું, રાગ, દ્વેષ, સંકલ્પ, વિકલ્પ કરી કરીને અનંતા વિકલ્પોમાં જ પ્રવર્તે છે. સાધક દશામાં વર્તતા જીવોને પણ વિકલ્પો હોય છે; એટલે અજ્ઞાનીને અને જ્ઞાનીને પણ જ્ઞાનીઓની ભલામણ છે કે સાચી સમજણ દ્વારા તારા નિર્વિકલ્પ સ્વભાવમાં ઓતપ્રોત થઈ જા.

તારા સ્વભાવમાં ઓતપ્રોત થવું એજ તારો ધર્મ છે. તેનું નામ **'આણાએ મામ ધમ્મો.'** આકુળતા–વ્યાકુળતાયુક્ત સવિકલ્પ સુખ તો અનંતકાળના પરિભ્રમણમાં જીવે અનંતવાર ભોગવ્યું છે. તેથી તારા જ્ઞાનમાં તું નક્કી કરી લે કે સવિકલ્પ સુખ અનંતવાર ભોગવ્યું તે અપૂર્વ નથી પણ પૂર્વાનુપૂર્વ છે. અનંતકાળમાં નથી ભોગવ્યું તેવું નિર્વિકલ્પ સુખ પ્રાપ્ત કરીને ભોગવવાની તીવ્ર અભિલાષા લાગી હોય તો ઈંદ્રિય સુખની સર્વ સ્પૃહા છોડી દે, અને ઈંદ્રિય સુખમાંથી વિરમી અતીંદ્રિય આત્મિક સુખની અભિલાષાને કાયમ રાખીને, વિકલ્પોને તોડીને તારા સ્વભાવમાં સાવધાન થઈ જા.

હું મારા સ્વરૂપમાં સાવધાન થઉં છું, તું તારા સ્વરૂપમાં– આત્મામાં સાવધાન થઈ જા આ અમારી તને આજ્ઞા છે.

**'આરુગ્ગં બોહિ લાભં.'** આરુગ્ગં એટલે રાગ, દ્વેષ, મોહના રોગ રહિત, બોહિ લાભં એટલે બોધી બીજનો લાભ. તેમાં જરાયે રાગ, દ્વેષનો રોગ નથી. તેમાં સ્થિર થવું તે જ અમારી તને આજ્ઞા છે. રાગી, દ્વેષી, મોહી ચિત્ત વડે પદાર્થોને જાણવા જાય છે તેમાં જીવોને મહાન દુઃખ થાય છે; પ્રાણીઓને પણ દુઃખ થાય છે. રાગ, દ્વેષ, મોહ રહિત ચિત્તથી પદાર્થને જાણવા તે જ જ્ઞાન છે. જ્ઞાન દુઃખનું કારણ નથી; પણ રાગ, દ્વેષ અને મોહ જ દુઃખનું કારણ છે. રાગ, દ્વેષ, મોહયુક્ત ચિત્તથી પદાર્થને જાણવા તે જ દુઃખનું કારણ છે.

શુદ્ધ ચૈતન્ય અનંત આત્મ–દ્રવ્ય કેવળજ્ઞાન સ્વરૂપ શકિતરૂપે જેને સંપૂર્ણ વ્યકત થયું છે તથા વ્યકત થવાનો જે પુરુષો માર્ગ

પામ્યા છે તેમની આજ્ઞા શી છે તે વિચારો, સમજો અને આરાધો. પરમ સુખરૂપ, પરમ સુખ સ્વરૂપને સર્વ કાળ માટે પામ્યા, તેમની આજ્ઞા શું છે તે સમજીને આરાધો અને એજ પદમાં જેમનો લક્ષરૂપ પ્રવાહ છે એવા આચાર્ય, ઉપાધ્યાય અને સાધુની આજ્ઞાને આરાધો. જ્ઞાનીની આજ્ઞા પરિભ્રમણ વધે તેવી હોયજ નહિ. રાગ, દ્વેષ અને મોહપ્રશસ્ત અને અપ્રશસ્ત બધો બંધભાવ છે. બંધભાવ કરવાની આજ્ઞા, જ્ઞાનીની હોય જ નહિ. માટે તેમની આજ્ઞાને જરૂર સમજો જરૂર પરિભ્રમણ ટળશે. માટે જ્ઞાનીને અને તેની આજ્ઞાને સમજીને જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ આરાધના આ ભવેજ કર, આ પળેજ કર, અતીંદ્રિય સુખ માટે કર, એવી શિક્ષા જ્ઞાની આપે છે, તેમ સમજીને જ્ઞાનીમાં અર્પણતા કરીને તેની આજ્ઞા પ્રમાણે વર્તો તો જરૂર તમારા આત્મામાં રહેલું કેવળજ્ઞાન પ્રાપ્ત થશે આનું નામજ '**આણાએ મામ ધમ્મો.**'

હવે શ્રી પ્રભુ મહાવીર રાજગૃહી નગરી અને ગુણશીલ ઉદ્યાનમાંથી વિહાર કરીને કયાં પધારે છે તે સૂત્ર પાઠથી બતાવે છે.

**तेणं कालेणं तेणं समएणं चपा णाम णयरी होत्था वण्णओ, पुण्णभद्दे चेइए वण्णओ ॥ तएणं समणे भगवं महावीरे अण्णया कयाई पुव्वाणुपुव्विं चरमाणे जाव विहरमाणे, जेणेव चंपा नगरी, जेणेव पुण्णभद्दे चेइए, तेणेव उवागच्छइ, उवागच्छइत्ता जाव विहरइ ॥**

ચંપા નગરીમાં પૂર્ણભદ્ર નામનું ઉદ્યાન છે. તેનું વર્ણન કરતાં તે કાળે અને તે સમયે, એમ કહે છે, પણ અત્યારે છે તેમ કહેતા

નથી. તે કાળ અને તે સમયનો ન્યાય અપાઇ ગયો છે. ચંપા-નગરીમાં પૂર્ણભદ્ર નામના ઉદ્યાનમાં મહાવીર પ્રભુ આવવાના છે. મહાવીર પ્રભુ અને પૂર્ણભદ્ર યક્ષનો ન્યાય બતાવે છે.

મહાવીર પ્રભુ રૂપ અનંત ગુણનો પિંડ, જ્ઞાનઘન આત્મા એટલે અનંત ગુણ પિંડ સ્વરૂપ આત્મા અને આત્માનું સળંગ સ્વરૂપ તે મહાવીર, પૂર્ણભદ્ર યક્ષ તે પ્રકૃતિનું સ્વરૂપ. મહાવીર પ્રભુરૂપ કોણ ? અનંતજ્ઞાન સ્વરૂપ અનંતગુણ સ્વરૂપ આત્મા પોતે. પૂર્ણભદ્ર યક્ષ તે પ્રકૃતિનું સ્વરૂપ, તે કોણ ? જ્ઞાનાવરણીય કર્મની પાંચ પ્રકૃતિ. દર્શનાવરણીય કર્મની નવ પ્રકૃતિ, વેદનીયની બે પ્રકૃતિ, મોહનીયની અઠ્ઠાવીશ પ્રકૃતિ, આયુષ્યની ચાર પ્રકૃતિ, નામની ત્રાણું પ્રકૃતિ, ગોત્રની બે પ્રકૃતિ, અંતરાયની પાંચ પ્રકૃતિ એમ કુલ્લે એકસો અડતાલીસ પ્રકૃતિ છે, તે પ્રકૃતિ રૂપ યક્ષનું સ્વરૂપ. જેનું વલણ અને જેની રુચિ આત્માના ગુણ સ્વરુપ મહા-વીર તરફ નથી એટલે પોતાના ગુણ સ્વરૂપ એવા જે મહાવીર, તેના તરફ નથી પણ અંદર બેસેલ યક્ષ સ્વરૂપ પ્રકૃતિ તરફ જ રુચિ છે તેને સાચી વાત કહો, સત્ય કહો, તોપણ તેને કાળજે તે વાત બેસે નહિ. જેને જેના તરફ રુચિ અને વલણ તે તેની જ વાત કરે. આત્મા અને પ્રકૃતિના સળંગ સ્વરૂપની આ વાત છે. જેને પ્રકૃતિ તરફ રુચિ હોય તેને તે જ સ્થળે બેઠેલો મહાવીર સ્વરૂપ આત્મા કેવો છે તે જાણે નહિ, તેને માને નહિ, તેની રુચિ કરે નહિ. તે વખતે મહાવીર સમાન આત્માને માનનારા થોડા હતા મહાવીરને માનનારા થોડા હતા પરંતુ પ્રકૃતિરૂપ યક્ષને માનનારા ઘણા હતા.

યક્ષ તો દીકરા, ધન, સંપત્તિ આપે છે, યક્ષ તો સાક્ષાત હાજરાહજુર છે તેમ માની સંસારની સગવડતા માટે યક્ષને માનનારા ઘણા હતા. હે યક્ષ! તું મને પુત્ર આપીશ તો હું તને સોનાનું છત્ર ધરાવીશ, તેવી માનતા કરતા હતા. આજકાલ પણ જીવો વાંસે હાથ રાખીને હનુમાનને પગે લાગે છે, રાંધણછઠ્ઠ કરે છે. સાતમ આદિ બધી તિથિઓની માનતા કરે છે. ગારાનો નાગ બનાવી, દીવો કરી, તેને પાઘડી ઉતારી પગે લાગી કહે છે. "હે નાગ દાદા! તું અમને સુખી કરજે." એ રીતે પ્રકૃતિની માનતા કરે છે. પરંતુ જ્ઞાની કહે છે—પુણ્ય હોય તોજ સગવડતા મળે. ઘણા માણસો દેવી પાસે માથાં નમાવી નાળિયેર ફોડે પણ તેથી દેવી સહાય ન કરે. પુણ્ય વિના સુખ સગવડતા મળે જ નહિ. પરંતુ દેવ-દેવી સગવડતા આપે છે તેમ માનનારા ઘણા હતા અને છે. તે કાળે કેવળજ્ઞાની વિદ્યમાન હોવા છતાં આવા ગોટા ચાલતા હતા. અને આ રીતે લોકો જ્ઞાનીઓની અશાતના કરતા હતા. ઘણા બોલે છે, તે કાળે પણ યક્ષને માનનારા હતા, તો પછી અમે કેમ ન માનીએ? પરંતુ ભાઇ! એમ ઊંધું લેવાનું નથી. તે વાત ન્યાયથી સમજો. સંભૂત મુનિને સનતકુમાર ચક્રવર્તીનું સ્ત્રીરત્ન વંદન કરે છે. મુનિના શરીર પર રાણીના ચોટલામાંથી તેલનું બિંદુ પડે છે, પણ ચલાયમાન તો પોતેજ થાય છે. ત્યાં કોઇ સાધુ-સાધ્વી કહે છે, મુનિને પ્રકૃતિએ ભૂલ ખવડાવી. પ્રકૃતિએ ગોથાં ખવડાવ્યાં, પણ એમ નથી. પોતેજ ત્રિકાળી આત્મદ્રવ્યનું ભાન ભૂલી ગયા છે. પ્રકૃતિના ઉદયે મુનિને કંઈ કર્યું નથી. પણ પોતે જ ભૂલ્યા છે, ચૂકયા છે તેથી જ પોતે જ પતિત થઇ ગયા, એમ ભગવાને કહ્યું. પરંતુ લોકો ઊલટી ખતવણી કરીને કહે છે "આવા આવા મહાન પુરુષોને પ્રકૃતિએ ગોથાં

ખવડાવ્યાં, તો અમારું શું ગજું ?" આવી ખતવણી કરનાર, મરીને દુર્ગતિમાં જવાના છે. વળી કોઈ કહે છે, "મહાવીર પ્રભુની હૈયાતીમાં યક્ષને માનનારા હતા તો પછી અમે કેમ ન માનીએ?" પણ ભાઈ, અવળું લેવાનું નથી. કોઇ માયનો લાલ સમજે તો જરૂર સવળું ખતવે. એટલે સવળું ખતવનાર આત્મા તરફ વળે, અને અવળું ખતવનાર યક્ષ તરફ વળે.

એકની એક વાત છે તેને અવળી ન ખતવતાં સવળી ખતવવી. જીવ જેમાં પરિણમે તેમાં તેજ જાતનું દ્રશ્ય ખડું થાય છે. ભોગમાં પરિણમે તો ભોગનું દ્રશ્ય ખડું થાય. આત્મામાં પરિણમે તો આત્માનું સ્વરૂપ ખડું થાય. તીર્થંકરનાં વચનો જગતને ઉપકારીજ હોય. પરંતુ તેને મરડીને ખતવણી કરે, માનને માટે, મોટાઈને માટે અહિત તરફ લે તો તે વીતરાગ સ્વરૂપને સમજ્યો નથી. વીતરાગનાં વચનો જે આશયે કહેવાયાં, તે આશય તરફ લક્ષ અને વલણ હોય તો ,તે આત્માના વલણવાળો છે. પરંતુ વીતરાગના વચનના આશય તરફ લક્ષ ન હોય તો તે પ્રકૃતિનાજ વલણવાળો છે. જે સ્થળે ભગવાન મહાવીર છે, તેજ સ્થાને યક્ષ છે. તેનો ન્યાય કહેવાનો છે.

---

## સં. ૨૦૧૧ના અષાડ વદ ૦)) ને સોમવાર તા. ૧૮-૭-૫૫.

ભગવતીજી સિદ્ધાંતની વાત ચાલે છે. તે કાળે ચંપાનગરીમાં પૂર્ણભદ્ર વન છે ત્યાં ભગવાન મહાવીર દેવ પધાર્યા છે. મહાવીર કોને કહેવાય અને પૂર્ણભદ્ર યક્ષ કોને કહેવાય તે સબંધમાં કાલે કહેવાયું કે, અનંતજ્ઞાન સ્વરૂપ આત્મા તે મહાવીર અને ૧૪૮ કર્મની પ્રકૃતિઓ રૂપી કાર્મણ કોથળો તે પૂર્ણભદ્રયક્ષ. તે ન્યાય

દ્વારા આત્મા અને કર્મની પ્રકૃતિઓનું સ્વરૂપ સમજવાનું છે. આત્માનું કર્તવ્ય શું અને પ્રકૃતિઓનું સ્વરૂપ શું?

जस्सिं कुले समुपन्ने जेहिं वा संवसे नरे।
ममाइ लुप्पइ बाले अन्ने अन्नेहिं मुच्छिए ॥

श्री सूत्रकृतांग अ. १ गा. ४

આ જીવ જે જે કુળમાં ઉત્પન્ન થયો, જેના જેના પરિચયમાં આવ્યો ત્યાં ત્યાં મમતાવાળો થયો, મૂર્છિત થયો, સતાગ્રહમાં બંધાયો, મારાપણાના પરિણામમાં ઊભો. તેવા જીવ મહાવીર દેવના ન્યાય દ્વારા સમજવા માગે તો સમજી શકે અને તેનો નિવેડો લાવી શકે. લોકો એમ માને છે કે કુટુંબ, દેશ અને સમાજનું આપણે કંઇ કરી લઈએ; સેવા કરીએ, દવાખાનાં કરીએ અને આટલું થઈ જાય તો ગંગા નાહ્યા અને આપણે બધું કર્તવ્ય કરી લીધું તેમ માને છે. પરંતુ આ તો જે કાર્ય પોતાને આધીન નથી, તે કાર્ય કરવા માગે છે, અને તેમાં ધર્મ માની લે છે. પરંતુ જે કાર્ય થવાનું હશે તે થશે અને તેમાં આ જીવના દેહાદિનું નિમિત્ત ભજવાનું હશે તો જરૂર ભજશે અને તે કાળે જીવને દેશ, સમાજ અને કુટુંબનું હિત કરીએ તેવી વૃત્તિ પણ ઊઠે છે અને તેની યોગ્યતા હોય તો કાર્ય પણ થઈ જાય છે અને તે કાર્યમાં દેહાદિ અને ઊઠેલી વૃત્તિ માત્ર નિમિત્તભૂત થાય છે. પરંતુ જીવ એમ માને છે કે આ તો મારું કર્યું જ થયું છે. આ તો બધું મેં જ કર્યું છે અને આ બધું હું જ કરી શકું. આ બધી મિથ્યા માન્યતા છે અને આવી માન્યતાવાળો, યક્ષની માન્યતાવાળો છે.

અસંખ્ય પ્રદેશરૂપ ચંપાનગરી, મહાવીર રૂપ આત્મા અને યક્ષરૂપ કર્મની પ્રકૃતિઓ છે. કોઈ કહે કે હુ તો અનાસક્તપણે કામ કરું છું. પરંતુ તે શબ્દો પણ બતાવે છે કે હજુ કર્તાપણાની આસક્તિ અંદરમાં ઉભી છે. જેને કર્તાપણાની બુદ્ધિ છૂટી ગઈ છે તે એમ ન કહે કે હું કરું છું પ્રકૃતિનાં કાર્યો ચેતન કરી શકે નહિ. પ્રકૃતિનાં કાર્યો પ્રકૃતિને કારણે જ થાય છે. શરીરમાં રોગ આવે, પ્રકૃતિની સ્થિતિ પૂરી થાય ત્યારે રોગ ચાલ્યો જાય. પોતે લખપતિ હોય, દાનપુણ્ય ન કરતો હોય, છેવટે મરવા પડયો, દાન પુણ્ય કરવાની ભાવના થઈ ત્યારે જીભનો લવો વાળવા ઘણી મહેનત કરે છે, છતાં લવો વળતો નથી માટે ભાઈ, સમજી લે કે પ્રકૃતિનું કાર્ય તારે હાથ નથી.

આનંદ શ્રાવક ઘરની બધી વ્યવસ્થા કરીને મોટા પુત્રને ઘરનો ભાર સોંપીને પોતાની પોલાશ નામની પૌષધશાળામાં જઈને શ્રાવકની અગિયાર પડિમા ધારણ કરે છે અને છેવટે તેમને અવધિજ્ઞાન પ્રાપ્ત થાય તેવી દશા થઈ છે. ગૌતમ સ્વામી તેમને દર્શન દેવા જાય છે. ગૌતમ સ્વામી ત્યાં જઈને ઊભા રહે છે. પરંતુ આનંદ કહે છે—" પ્રભુ! ઊભા થઈને આપના ચરણની રજ લઈ શકું તેમ નથી. એવું શરીર અશક્ત થઈ ગયું છે" એ બતાવે છે કે પ્રકૃતિનું કાર્ય પ્રકૃતિ જ કરે છે. આત્મા તો જ્ઞાતા, દૃષ્ટા છે. તે સર્વને જાણ્યા જ કરે છે. આત્મા એક વસ્તુ છે તે વસ્તુનો સહજ સ્વભાવ ભૂલીને જીવ તેને બીજું માને છે, અને હું જ બીજાને સુખી કરી શકુંછું. ત્રણસોનો પગાર લાવુંછું. જો હું ન હોત તો તેમનું શું થાત? ભીખ માગત તોપણ પેટ ન ભરાત. હું બીજાને સુખી કરું છું બીજાનું રક્ષણ કરું છું વગેરે વગેરે

વિપરીત સ્વભાવને માને છે. એટલે જડ પ્રકૃતિના વલણુવાળા જે ભાવ, તેને જે પોતાનો માને છે એ પોતાના નિર્દોષ ગુણુને દોષિત કરે છે. પોતે ઇષ્ટ, અનિષ્ટની કલ્પના કરી ભારે અભિમાન કરે છે કે-હું જ કરું છું જુઓ મેં કેવું સરસ કર્યું ? બીજા કેવું કરશે તે હુ જોઈ લઇશ; અને તું જીવતો હો તો જોજે. એમ પોતાના જ્ઞાનસ્વરૂપ ચૈતન્યને ચૂકીને પોતાને જડ જેવો કરે છે; અને જડની માન્યતા કર્યે જ જાય છે જે કોઈ ચૈતન્યના જ્ઞાન સિવાય બીજું કંઈ પોતાના આધારે માને છે અને પોતાનું કાર્ય માને છે તે જડ પ્રકૃતિના પક્ષના વલણુવાળો છે અને સ્વનો હિંસક છે; પોતે જ પોતાનો અપરાધી છે. પ્રાતઃકાળમાં વહેલો ઉઠી અંતરમાં પશ્ચાતાપનાં પરિણામ લાવજે. અભિમાન, સ્વની હિંસા અને અપરાધ કરવામાં કંઈ બાકી રાખી નથી. દયા અને પુણ્યનો આદર, તે બંધનો આદર છે. પાપને ટાળવા માટે પુણ્ય બરાબર છે. પુણ્યનો આદર ન કરે તોપણ પુણ્યના પરિણામ થઇ જાય છે. સાચી ખતવણી કેમ કરવી તેની સાચી સમજણ નહિ હોવાથી, પુણ્ય, પાપ, સંવર, નિર્જરા કેમ ખતવવા તેની સાચી સમજણ નહિ હોવાથી, વર્તમાન કાળમાં સત્ સ્વરૂપથી વિપરીત માન્યતા માનનારાઓનો મોટો વર્ગ છે. આરંભ, સમારંભ, પુણ્યના પરિણામમાં ધર્મ માનાનારાનો મોટો વર્ગ છે. આત્માનુ કર્તવ્ય 'જાણવું, જાણવુ' જ છે. પ્રકૃતિ તો જડ છે. પ્રકૃતિ જાણવામાં કશું કરતી નથી. તેમાં જાણવાનો ગુણ જ નથી. છતાં માને છે ક મેં ભલા પરિણામ કર્યા. પાંચ લાખનું દાન આ ભાયડો જ કરી શકે. એમ પ્રકૃતિનાં કાર્યને પોતાનાં કાર્ય માને છે. પક્ષ તરફ વળીને જે પરિણામ થયાં તે પર તરફનાં પરિણામ હોવા છતાં મારાં કર્યાં થયાં. પર તરફનું વલણુ, મોહ કર્મના રજકણોની અસરથી શુભાશુભ પરિણામ થયાં, તે હું જ

કરી શકું, મારાં કર્યાં જ થાય એમ જે માને છે તે આત્માનું નિરુપાધીક શાંત લક્ષણ ભૂલીને બંધનો આદર કરે છે, અને તેને પોતાના માને છે, ઠીક માને છે, તેમાં શાંતિ માને છે. તે જીવ તે બધાને છોડવા યોગ્ય કયારે માને અને છોડવાવાળો કયારે થાય? તેની રુચિ અને વલણ પ્રકૃતિના ઘર તરફ છે. આત્મા તરફ નથી. આત્મા અને પ્રકૃતિ એક ક્ષેત્રે રહેલ છે. પ્રકૃતિ તરફનું વલણ આત્મા તરફ વાળવાનું છે.

શિષ્ય પ્રશ્ન કરે છે, આપ કહો છો તે તો ઠીક છે. પણ પ્રકૃતિની રુચિ અને વલણ શું કરવાથી છૂટે? તેનો જવાબ ગુરુ આપે છે, શિષ્યની જિજ્ઞાસા જોઇને, આત્મ-ઘર તરફ વલણ અને રુચિ કેમ થાય તે સમજાવે છે. આત્મા પોતાની વસ્તુ છે. તે ત્રિકાળ છે. આત્માનો પરમ શુદ્ધ ત્રિકાળી સ્વભાવ તે જ ઉપાદેય છે. ચક્ષ તરફના જેટલા ભાવો થાય છે તે બધ ભાવો છે અને તે બધા છોડવા યોગ્ય છે. કર્મ પ્રકૃતિના વલણવાળા જેટલા ભાવો છે તેને અશુદ્ધ ભાવનાં જે પડખાં છે તેમાં નાખી દે. ચક્ષ તરફની રુચિ અને તે તરફના વલણના થતા ભાવો તે અશુદ્ધ ભાવો છે. અશુદ્ધ ભાવનાં પડખાંમાં રહેવાથી શુદ્ધ ભાવ પ્રગટે તેમ નથી, સમ્યગ્દર્શન, ધર્મ પણ થતો નથી. પણ પોતાના ઘરની રુચિ અને તેનું જ વલણ કરવાથી આત્માના શુદ્ધ ભાવ-રૂપ ધર્મ થાય. આત્માનો શુદ્ધ ભાવ જ ઉપાદેય છે. વિકાર માત્ર હેય છે. એક સ્વ સિવાય, પરનું લક્ષ છોડવા યોગ્ય છે. જડ કર્મોથી પ્રકૃતિ તરફના વલણથી થતા વિકારી ભાવોથી આત્મા જુદો છે. આત્મા સદાય એકરૂપ છે. 'એક, એક, હું એક છું, નહિ ત્યાં જુદો ભાવ.' આત્મા જ્ઞાન-સ્વરૂપ છે. તેના સ્વભાવમાં વિકાર નથી. આત્માનો સ્વભાવ

## " समयं गोयम! मा पमायए "

(ઉત્તરાધ્યયન ૧૦ અ.)

"હે ગૌતમ ! એક સમય માત્રનો પ્રમાદ ન કર." પોતાના ભાઈના ત્યાગને ઝાંખપ લગાડનારા શબ્દો સાંભળીને સુભદ્રા બોલી-ઊઠયાં–" બોલવું સહેલ છે. પરંતુ ત્યાગ કરવો મુશ્કેલ છે." સુભદ્રાના આ શબ્દો સાંભળતાં જ ધન્નાજી જાગૃત થઈ ગયા. શાલિભદ્ર અને ધન્નાજીનો જીવ ત્યાગ માટે જ સરજાયેલો હતો; ધન્નાજી પોતાના ઉપાદાનને કારણે પોતે જ જાગૃત થયા, તેમાં સુભદ્રાજી નિમિત્ત થયાં. ધન્નાજી કહે છે–" જેણે પોતાનું વલણ, રુચિ, લક્ષ અને આશ્રય કરવો છે તેને પ્રમાદ શો ? લે, લે, આજથી જ મારે આઠે સ્ત્રીઓનો ત્યાગ." પોતાના સ્વરૂપનું વલણ થતાં બધું સહજ છૂટી જાય છે. પરંતુ સમજાવવા માટે કહેવું પડે છે કે–"આજથી જ મારે આઠેનો ત્યાગ." સુભદ્રા અને બીજી સાત પત્નીઓ ધન્નાજીને ખૂબ સમજાવે છે, પરંતુ પોતાનો નિર્ણય ફેરવતા નથી. વીતરાગ માર્ગે જવા નીકળ્યા, શાલિભદ્રના ઘેર પડકાર કર્યો. "ચાલો, હું આઠેનો ત્યાગ કરી નીકળ્યો છું. તમે પણ અત્યારે જ ચાલો. બત્રીશ દિવસનો પ્રમાદ શો ?" પછી તુરતજ શાલિભદ્ર તેમની સાથે ચાલી નીકળે છે, અને બન્નેએ વીતરાગ માર્ગે જઈ આત્માનું કલ્યાણ કર્યું. પ્રકૃતિનું વલણ કેમ છોડવું અને કોણે છોડયું તેનો ન્યાય અપાયો; હજુ પણ ન્યાય આપશે.

---

## સંવત ૨૦૧૧ના શ્રાવણ શુદ ૧ મંગળવાર તા. ૧૯-૭-૫૫.

ભગવતી સૂત્ર વંચાય છે. મહાવીર સમાન આત્મા જે ક્ષેત્રે છે, તેજ ક્ષેત્રે યક્ષ સમાન કર્મો છે. તે ભગવાન મહાવીર દેવ અને યક્ષના ન્યાય દ્વારા સમજાવે છે. કર્મને પોતે ઇષ્ટ માને છે એટલે કર્તાનું કર્મ; એટલે કર્તાનું ઇષ્ટ તે કર્મ તેને ઇષ્ટ માને, સારું માને તો તે જીવ કર્મ છોડવા યોગ્ય છે એમ ક્યારે માને ? તે તત્ત્વથી તથા ભગવાન મહાવીરના સ્વરૂપથી અજાણ છે. આત્માના સ્વરૂપથી અજાણ છે, અને યક્ષ સમાન કર્મની જ રુચિ છે. કર્તાનું ઇષ્ટ કર્મને સારું માની અજ્ઞાન ક્રિયા કરી પાપાનુબંધી પુણ્ય કરી ભલે નવમી ગ્રૈવેયકે જાય, પણ તેનો સંસાર નષ્ટ થાય નહિ. જૈનના સાધુ થયા વગર નવમી ગ્રૈવેયકે જવાય નહિ. પુણ્યની રુચિવાળો અજ્ઞાની, જૈન સાધુ થઈ પંચમહાવ્રતોને પાળીને નવમી ગ્રૈવેયકે જાય છતાં તેનો સંસાર ઓછો થાય નહિ સતનો નકાર કરનારા ઘણા છે, પરંતુ સાચો ધર્મ પાંચમા આરાના છેડા સુધી ટકવાનો છે, તો તેને ટકાવનાર પવિત્ર આત્માઓ પણ પાંચમા આરાના છેડા સુધી રહેવાના.

बुज्झिज्जत्ति तिउट्टिज्जा, बंधणं परिजाणिया ।
किमाह बंधणं वीरो, कि वा जाणं तिउट्टइ ॥ १ ॥

શ્રી સૂયગડાંગ સૂત્ર, ૧લું અધ્યયન, ૧લી ગાથા.

"શાસ્ત્રકાર ફરમાવે છે કે હે માનવ ! બંધનના સ્વરૂપને બધી બાજુથી જાણી, સમજીને છૂટી જા. વીર ભગવાન, બંધન કોને કહે છે, અથવા શું જાણીને શેનાથી છૂટી જવું ?"

કર્મની ઉપાધિ વગરનો છે. કાર્મણ કોથળાનો ખળભળાટ કાર્મણ કોથળામાં જ છે. કર્મની અપેક્ષાથી જે ભાવો પ્રગટે છે, યક્ષ અને કર્મની પ્રકૃતિના વલણવાળી રુચિથી જે ભાવો પ્રગટે છે, તે તારા આત્માનો સ્વભાવ નથી. આ રીતે યક્ષ તરફની રુચિ અને વલણને છોડીને પોતાના શુદ્ધ સ્વભાવની રુચિ, વલણ, લક્ષ અને તેનો આશ્રય, વર્તમાનમાં પોતે પોતાના પુરુષાર્થથી કરે તો નિવાર્ણ પદ પ્રગટે, કેવળજ્ઞાન કેવળદર્શન પ્રગટે.

વીતરાગ માર્ગમાં–જૈન ધર્મમાં આવતો ધન્ના–શાલિભદ્રનો પ્રસંગ ઘણો જ ક્રાંતિકારી છે. તે યક્ષ તરફનું વલણ છોડીને ક્યાં ચાલ્યા જાય છે? "એકજ દે ચિનગારી, મહાનલ! એકજ દે ચિનગારી" એક સહજ સરખી ચિનગારી, વલણ, રુચિ, લક્ષ અને આશ્રય ફેરવી નાખે છે. એક સમયે રાજગૃહીના માલિક, શ્રેણિક રાજા શાલિભદ્રની રિદ્ધિ સિદ્ધિ જોવાને આવ્યા. શાલિભદ્રની માતાએ અગાઉથી બધી તૈયારી કરી રાખી છે. શાલિભદ્ર મહા પુણ્યશાળી હતા. રાત્રિ દિવસ ભોગઉપભોગમાં મસ્ત હતા. વલણ, રુચિ, લક્ષ અને આશ્રય, ભોગ તરફ હતું. રાજા પધારતા માતાએ શાલિભદ્રને કહેવરાવ્યું કે–"રાજા આવ્યા છે. નીચે આવીને તેને મળો." શાલિભદ્રે 'રાજા' શબ્દ પહેલીજ વાર સાંભળ્યો. તે એમ સમજ્યા કે 'રાજા' નામની કોઇ વસ્તુ આવી હશે, એટલે તે કહેવરાવે છે, "તેને વખારમાં નખાવો, અને જેટલા પૈસા થાય તેટલા આપી દો. તેમાં મને શું પૂછવાનું છે?" ત્યારે માતા શાલિભદ્ર પાસે જઇને સમજાવે છે. 'રાજા' નામની કોઈ ચીજ નથી 'રાજા' એટલે આપણી નગરીનો માલિક, એટલે આપણો પણ માલિક, માટે નીચે આવી તેનો આદર કરો. આ શબ્દો સાંભળતાં જ શાલિભદ્ર વિચારમાં

પડી ગયા. હજુ મારા પુરુષાર્થમાં ખામી છે, એટલે મારા ઉપર રાજા છે. મારા પુણ્યમાં હજુ ખામી છે આમ વિચારણા કરી માતાનું વેણ રાખવા નીચે આવ્યા અને રાજાનો આદર-સત્કાર કર્યો. પરંતુ તે જ ક્ષણે નિશ્ચય કર્યો કે હવે આ સંસારમાં રહેવું નથી. તેણે નિર્ણય કર્યો :- "આજથી રોજ એક એક સ્ત્રીનો ત્યાગ કરવો. અને અંતે દીક્ષા લેવી. બત્રીશમે દિવસે બત્રીશેનો ત્યાગ કરી વીતરાગ માર્ગે જઇશ" અને તે વાત જાહેર પણ કરી દીધી. રાત્રિ, દિવસ, ચક્ષ તરફની રુચિ, વલણ અને આશ્રયવાળાને એક પ્રસંગથી જ ત્યાગ માર્ગનું વલણ આવ્યું.

બીજી બાજુ શું બને છે? શાલિભદ્રની બહેન સુભદ્રાને પણ આ વાતની ખબર મળી છે. તેના પતિનું નામ ધન્નાજી હતું. એક વખતે સુભદ્રા પોતાના પતિના માથામાં તેલ નાખી રહ્યાં હતાં. તેલ નાખીને ઘસતાં ઘસતાં સુભદ્રાને શાલિભદ્રનો વિચાર આવ્યો. આંખમાં અશ્રુ આવ્યાં. એક ઉષ્ણ અશ્રુ ધન્નાજી પર પડ્યું. આ જોઈ ધન્નાજી પૂછે છે "કેમ રોવું આવ્યું? શું દુઃખ છે? જલ્દી કહો" સુભદ્રા કહે છે "આજે સમાચાર મળ્યા છે કે મારા ભાઇનુ મન સંસાર પરથી ઊઠી ગયું છે. આજથી બત્રીશમે દિવસે-રોજ એક, એક સ્ત્રીને ત્યાગીને બત્રીસેને ત્યાગી ત્યાગ માર્ગે જવાના છે, બાકી તમારે ઘેર મને શું દુઃખ હોય?" આ સાભળી ધન્નાજીને હસવું આવ્યું અને કહ્યું "હજુ શાલિભદ્રનો ત્યાગ કાચો લાગે છે. હજુ તે ત્યાગમાં વાયદો કરે છે' અને તે પણ બત્રીશ દિવસનો તે વાયદો પૂરો થયા પહેલાં કાળ નહિ આવે, તેની કોઇ ખાત્રી છે? ત્યાગમાં બત્રીશ દિવસનો પ્રમાદ શા માટે કરવો જોઇએ? ભગવાને પણ ગૌતમને કહ્યું છે-

## " समयं गोयम ! मा पमायए "

(ઉત્તરાધ્યયન ૧૦ અ.)

"હે ગૌતમ ! એક સમય માત્રનો પ્રમાદ ન કર." પોતાના ભાઇના ત્યાગને ઝાંખપ લગાડનારા શબ્દો સાંભળીને સુભદ્રા બોલી-ઊઠયાં-" બોલવું સહેલ છે. પરંતુ ત્યાગ કરવો મુશ્કેલ છે." સુભદ્રાના આ શબ્દો સાંભળતાં જ ધન્નાજી જાગૃત થઇ ગયા. શાલિભદ્ર અને ધન્નાજીનો જીવ ત્યાગ માટે જ સરજાયેલો હતો; ધન્નાજી પોતાના ઉપાદાનને કારણે પોતે જ જાગૃત થયા, તેમાં સુભદ્રાજી નિમિત્ત થયાં. ધન્નાજી કહે છે-" જેણે પોતાનું વલણ, રુચિ, લક્ષ અને આશ્રય કરવો છે તેને પ્રમાદ શો ? લે, લે, આજથી જ મારે આઠે સ્ત્રીઓનો ત્યાગ." પોતાના સ્વરૂપનું વલણ થતાં બધું સહજ છૂટી જાય છે. પરંતુ સમજાવવા માટે કહેવું પડે છે કે-' આજથી જ મારે આઠેનો ત્યાગ." સુભદ્રા અને બીજી સાત પત્નીઓ ધન્નાજીને ખૂબ સમજાવે છે, પરંતુ પોતાનો નિર્ણય ફેરવતા નથી. વીતરાગ માર્ગે જવા નીકળ્યા, શાલિભદ્રના ઘેર પડકાર કર્યો. "ચાલો, હું આઠેનો ત્યાગ કરી નીકળ્યો છું. તમે પણ અત્યારે જ ચાલો. બત્રીશ દિવસનો પ્રમાદ શો ?" પછી તુરતજ શાલિભદ્ર તેમની સાથે ચાલી નીકળે છે, અને બન્નેએ વીતરાગ માર્ગે જઇ આત્માનું કલ્યાણ કર્યું. પ્રકૃતિનું વલણ કેમ છોડવું અને કોણે છોડયું તેનો ન્યાય અપાયો; હજુ પણ ન્યાય આપશે.

## સંવત ૨૦૧૧ના શ્રાવણ શુદ ૧ મંગળવાર તા. ૧૯-૭-૫૫.

ભગવતી સૂત્ર વંચાય છે. મહાવીર સમાન આત્મા જે ક્ષેત્રે છે, તેજ ક્ષેત્રે યક્ષ સમાન કર્મો છે. તે ભગવાન મહાવીર દેવ અને યક્ષના ન્યાય દ્વારા સમજાવે છે કર્મને પોતે ઇષ્ટ માને છે એટલે કર્તાનું કર્મ; એટલે કર્તાનું ઇષ્ટ તે કર્મ તેને ઇષ્ટ માને, સારું માને તો તે જીવ કર્મ છોડવા યોગ્ય છે એમ ક્યારે માને? તે તત્ત્વથી તથા ભગવાન મહાવીરના સ્વરૂપથી અજાણ છે. આત્માના સ્વરૂપથી અજાણ છે, અને યક્ષ સમાન કર્મની જ રુચિ છે. કર્તાનું ઇષ્ટ કર્મને સારું માની અજ્ઞાન ક્રિયા કરી પાપાનુબંધી પુણ્ય કરી ભલે નવમી ગ્રૈવેયકે જાય, પણ તેનો સંસાર નષ્ટ થાય નહિ. જૈનના સાધુ થયા વગર નવમી ગ્રૈવેયકે જવાય નહિ. પુણ્યની રુચિવાળો અજ્ઞાની, જૈન સાધુ થઈ પંચમહાવ્રતોને પાળીને નવમી ગ્રૈવેયકે જાય છતાં તેનો સંસાર ઓછો થાય નહિ સતનો નકાર કરનારા ઘણા છે, પરંતુ સાચો ધર્મ પાંચમા આરાના છેડા સુધી ટકવાનો છે, તો તેને ટકાવનાર પવિત્ર આત્માઓ પણ પાંચમા આરાના છેડા સુધી રહેવાના.

बुज्झिज्जत्ति तिउट्टिज्जा, बंधणं परिजाणिया।
किमाह बंधणं वीरो, किं वा जाणं तिउट्टइ ॥ १ ॥

શ્રી સૂયગડાંગ સૂત્ર, ૧લું અધ્યયન, ૧લી ગાથા.

"શાસ્ત્રકાર ફરમાવે છે કે હે માનવ! બંધનના સ્વરૂપને બધી બાજુથી જાણી, સમજીને છૂટી જા વીર ભગવાન, બંધન કોને કહે છે, અથવા શું જાણીને શેનાથી છૂટી જવું?"

સમયે સમયે ચૈતન્યની ક્રિયા જુદી, જડની ક્રિયા જુદી, ચેતનની વિકારી ક્રિયા જુદી, અવિકારી ક્રિયા જુદી. મન, વચન, કાયાની ક્રિયા જુદી. વિકારી ક્રિયાને 'કરોતિ ક્રિયા' કહેવાય છે. જ્ઞાન ક્રિયાને 'જ્ઞપ્તિ ક્રિયા' કહેવાય છે. જ્ઞાન ક્રિયાથી જાણ અને પ્રત્યાખ્યાન ક્રિયાથી તોડ, માટે 'જ્ઞાન ક્રિયા' જુદી અને 'કરોતિ ક્રિયા' જુદી પુદ્‌ગલમાં સ્કંધમાં થઈને પરિણમે તે જડની વિકારી ક્રિયા છે અને એક પરમાણું પરિણમે તે જડની અવિકારી ક્રિયા છે. હું કરી શકું અને હું કરું અને એનાથીજ મને ઠીક થશે જડ વસ્તુના કુદરતી ધર્મની ક્રિયાને, તેની સમય સમયની ક્રિયાને પોતાની માને અને તેને પોતાનું કર્તવ્ય માને અને રાગ-દ્વેષ અને પુણ્યના પરિણામને પોતાનો ગુણ માને, તે આઠ કર્મની રુચિ અને વલણવાળો છે. તે જીવ પોતાના આત્માનો ખૂની છે એટલે પોતાના જ્ઞાનને આવરે છે, ઢાંકે છે, તેને નિર્દોષ જ્ઞાનનું વલણ ગોઠતું નથી. પુદ્‌ગલની ક્રિયા એના કારણે થયા કરે છે, હું તેનો કર્તા નથી, આમ જો માને તો પુદ્‌ગલ તરફનું વલણ ને રુચ છૂટી જાય. યક્ષ અને મહાવીરના ન્યાય દ્વારા જ્ઞાતા-દ્રષ્ટા સ્વરૂપને સમજાવે છે તે તેને ગોઠતું નથી, અને રાગદ્વેષને પોતાનાં માની તે જ કર્તવ્ય છે, એમ માની રહ્યો છે.

દયા, પુણ્યનાં પરિણામ, કર્મનો ઉદય છે ત્યાં સુધી સહજ થઈ જાય છે. તીર્થંકર નામ કર્મનો બંધ ચોથે, પાંચમે, છઠ્ઠે, અને સાતમે ગુણસ્થાને પડે છે. કોઈ મુનિ સાતમે ગુણસ્થાને અપ્રમત્ત દશામાં હોય અને તેને કોઈ દુશ્મન લાકડાં ખડકીને બાળી નાખે તે વખતે મુનિ પોતાના સ્વરૂપમાં રહેવાથી કેવળજ્ઞાન લઈને મોક્ષમાં જાય, અને જો તે મુનિરાજ અપ્રમત્ત દશામા હોય તે વખતે

તીર્થંકર નામ કર્મનો બંધ પડવો હોય તો પડી જાય. એટલે દયા-પુણ્યનાં પરિણામ પ્રકૃતિનો ઉદય હોય છે ત્યાં સુધી સહજ થઈ જાય છે. પણ યાદ રાખજો કે પુણ્યનાં કે દયાનાં પરિણામ કર્મ-પ્રકૃતિના ઉદયે કરાવ્યાં નથી, પણ પોતે કરે તો જ થાય. અપ્રમત્ત દશામાં પણ હજી પુરુષાર્થ અધૂરો છે તેથી જ દયા, દાન, પુણ્યનાં પરિણામ સહજ પ્રકૃતિના ઉદયે થઈ જાય છે. તે પરિણામ જઘન્ય, મધ્યમ કે ઉત્કૃષ્ટ પુણ્ય બંધાય તેવાં થઈ ગયાં હોય અને પછી તેનું અભિમાન કરે કે મેં કર્યા તો જ થયાં આ કરવા યોગ્ય છે તેમ માને તો તેણે આત્માના ગુણની ઘાત કરી. ભલે તે સાધુ હોય છતાં ક્ષણે ક્ષણે મોહનીય કર્મ બંધાય છે. પુણ્ય પરિણામ થઈ જાય તેને ગુણ માને છે, ઠીક માને છે તેથી મહા મોહનીય કર્મ બાંધે છે. કર્મનો શું સ્વભાવ છે, કર્મનું શું કર્તવ્ય છે, પોતાનો શું સ્વભાવ છે, પોતાનું શુ કર્તવ્ય છે તેનો લોકો વિવેક લાવીને વિચાર કરતા નથી. ક્રોધ, માન, માયા, લોભ, રાગ-દ્વેષ, પુણ્ય-પાપના પરિણામ શું છે, કોના તરફના વલણવાળા છે, તેની ખબર જ પડતી નથી.

જયાં સ્વ દયા હોય ત્યાં પર દયા હોય જ. પરંતુ પર દયા જ હોય ત્યાં સ્વ દયા લાવવી કયાંથી? પોતાના ગુણની હિંસા કેમ થાય છે, તેની લોકોને ખબર જ નથી. પોતે સમય સમય જાણનારો છે તેને ભૂલીને પરનું કર્તવ્ય પોતામાં ખતવે છે, તેને ઠીક માને છે, અને વિકારી ભાવોને ધર્મ માને છે. ધર્મનાં બહાના હેઠળ આરંભ, સમારભ સેવાય છે તેટલા બીજે ભાગ્યે જ સેવાતા હશે. કારણ આરંભ સમારંભના કર્તવ્યને ધર્મ માને છે. જ્ઞાની કહે છે કે "ભાઈ જરા ધીરો તો થા. વિવેક રાખીને જો તો ખરો. ભલા

સમયે સમયે ચૈતન્યની ક્રિયા જુદી, જડની ક્રિયા જુદી, ચેતનની વિકારી ક્રિયા જુદી, અવિકારી ક્રિયા જુદી. મન, વચન, કાયાની ક્રિયા જુદી. વિકારી ક્રિયાને 'કરોતિ ક્રિયા' કહેવાય છે. જ્ઞાન ક્રિયાને 'જ્ઞપ્તિ ક્રિયા' કહેવાય છે. જ્ઞાન ક્રિયાથી જાણ અને પ્રત્યાખ્યાન ક્રિયાથી તોડ, માટે 'જ્ઞાન ક્રિયા' જુદી અને 'કરોતિ ક્રિયા' જુદી પુદ્ગલમાં સ્કંધમાં થઈને પરિણમે તે જડની વિકારી ક્રિયા છે અને એક પરમાણુ પરિણમે તે જડની અવિકારી ક્રિયા છે. હું કરી શકું અને હું કરું અને એનાથીજ મને ઠીક થશે જડ વસ્તુના કુદરતી ધર્મની ક્રિયાને, તેની સમય સમયની ક્રિયાને પોતાની માને અને તેને પોતાનું કર્તવ્ય માને અને રાગ-દ્વેષ અને પુણ્યના પરિણામને પોતાનો ગુણ માને, તે આઠ કર્મની રુચિ અને વલણવાળો છે. તે જીવ પોતાના આત્માનો ખૂની છે એટલે પોતાના જ્ઞાનને આવરે છે, ઢાંકે છે, તેને નિર્દોષ જ્ઞાનનું વલણ ગોઠતું નથી. પુદ્ગલની ક્રિયા એના કારણે થયા કરે છે; હું તેનો કર્તા નથી, આમ જો માને તો પુદ્ગલ તરફનું વલણ ને રુચ છૂટી જાય. ચક્ષ અને મહાવીરના ન્યાય દ્વારા જ્ઞાતા-દ્રષ્ટા સ્વરૂપને સમજાવે છે તે તેને ગોઠતું નથી, અને રાગદ્વેષને પોતાનાં માની તે જ કર્તવ્ય છે, એમ માની રહ્યો છે.

દયા, પુણ્યનાં પરિણામ, કર્મનો ઉદય છે ત્યાં સુધી સહજ [illegible] જાય છે. તીર્થંકર નામ કર્મનો બંધ ચોથે, પાંચમે, છઠ્ઠે, અને [illegible]ાતમે ગુણસ્થાને પડે છે. કોઈ મુનિ સાતમે ગુણસ્થાને અપ્રમત્ત દશામાં હોય અને તેને કોઈ દુશ્મન લાકડા ખડકીને બાળી નાખે તે વખતે મુનિ પોતાના સ્વરૂપમાં રહેવાથી કેવળજ્ઞાન લઈને મોક્ષમાં [illegible] જો તે મુનિરાજ અપ્રમત્ત દશામાં હોય તે વખતે

તીર્થંકર નામ કર્મનો બંધ પડવો હોય તો પડી જાય. એટલે દયા–પુણ્યનાં પરિણામ પ્રકૃતિનો ઉદય હોય છે ત્યાં સુધી સહજ થઈ જાય છે. પણ યાદ રાખજો કે પુણ્યનાં કે દયાનાં પરિણામ કર્મ–પ્રકૃતિના ઉદયે કરાવ્યાં નથી, પણ પોતે કરે તો જ થાય અપ્રમત્ત દશામાં પણ હજી પુરુષાર્થ અધૂરો છે તેથી જ દયા, દાન, પુણ્યનાં પરિણામ સહજ પ્રકૃતિના ઉદયે થઈ જાય છે. તે પરિણામ જઘન્ય, મધ્યમ કે ઉત્કૃષ્ટ પુણ્ય બંધાય તેવાં થઈ ગયાં હોય અને પછી તેનું અભિમાન કરે કે મેં કર્યાં તો જ થયાં આ કરવા યોગ્ય છે તેમ માને તો તેણે આત્માના ગુણની ઘાત કરી. ભલે તે સાધુ હોય છતાં ક્ષણે ક્ષણે મોહનીય કર્મ બંધાય છે. પુણ્ય પરિણામ થઈ જાય તેને ગુણ માને છે, ઠીક માને છે તેથી મહા મોહનીય કર્મ બાંધે છે. કર્મનો શું સ્વભાવ છે, કર્મનું શું કર્તવ્ય છે, પોતાનો શું સ્વભાવ છે, પોતાનું શું કર્તવ્ય છે તેનો લોકો વિવેક લાવીને વિચાર કરતા નથી. ક્રોધ, માન, માયા, લોભ, રાગ–દ્વેષ, પુણ્ય–પાપના પરિણામ શું છે, કોના તરફના વલણવાળા છે, તેની ખબર જ પડતી નથી.

જ્યાં સ્વ દયા હોય ત્યાં પર દયા હોય જ. પરંતુ પર દયા જ હોય ત્યાં સ્વ દયા લાવવી ક્યાંથી ? પોતાના ગુણની હિંસા કેમ થાય છે, તેની લોકોને ખબર જ નથી. પોતે સમય સમય જાણનારો છે તેને ભૂલીને પરનું કર્તવ્ય પોતામાં ખતવે છે, તેને ઠીક માને છે, અને વિકારી ભાવોને ધર્મ માને છે. ધર્મનાં બહાના હેઠળ આરંભ, સમારંભ સેવાય છે તેટલા બીજે ભાગ્યે જ સેવાતા હશે. કારણ આરંભ સમારંભના કર્તવ્યને ધર્મ માને છે. જ્ઞાની કહે છે કે "ભાઈ જરા ધીરો તો થા. વિવેક રાખીને જો તો ખરો. ભલા

આદમી, તું જેને કરવા જેવું માને છે, ઠીક માને છે, ઈષ્ટ માને છે, ફરજ માને છે, પોતાનો ગુણ માને છે તે શું છે? શાંતિથી જો તો ખરો કે દુશ્મન છે કે સજ્જન? બંધભાવ છે કે અબંધભાવ છે? જડ પ્રત્યેના વલણવાળો ભાવ છે કે ચૈતન્યના વલણવાળો ભાવ છે? પૂર્ણભદ્રયક્ષ છે કે મહાવીર છે? આ બધા વિચાર કર."

કોઈને અહીં પ્રશ્ન થાય કે–મહારાજ, વ્યવહારથી દયા, દાન, પુણ્ય આદિના શુભ ભાવ, પરિણામો કેમ થશે? તેનો ઉત્તર એ છે કે–ભાઈ રે! સામાનાં પુણ્ય હતાં તો તમને આપવાની ઈચ્છાનો વિકલ્પ આવ્યો. આ મારે ત્યાં આવ્યા છે, ગરીબ છે, તેને મદદ કરું, તેવા વિચાર સામાનાં પુણ્ય હતાં તોજ તમને આવ્યા. તમે જમવા બેઠા ને વિકલ્પ આવ્યો કે જો મુનિરાજ મારે આંગણે પધારે તો નિર્દોષ આહાર પાણી આપું સામાનાં પુણ્ય હતાં તો જ તમને તેવો વિકલ્પ આવ્યો. આ વિકલ્પની પાછળ શું હોવું જોઈએ? મારે આંગણે મારા ગુરુરાજ પધાર્યા તે તો વીતરાગતાને આરાધે છે, જ્ઞાનને આરાધે છે, હું તો હજી વીતરાગતાની વિરાધના કરી રહ્યો છું. વીતરાગતાની આરાધના કરવાવાળા મુનિરાજ મારે આંગણે પધાર્યા છે તેને હું વહોરાવું તો મારું અનાજ લેખે લાગે. વ્યવહારે એવા લક્ષવાળો, ચારિત્ર વહોરાવે છે. અનાજ નહિ પણ ચારિત્ર આપે છે. આત્મ–સમાધિનું લક્ષ હોય તો જીવ આત્મ–સમાધિને પામી જાય, અને પાત્રે દાન પડવાનું હોય તો પડી જાય, અને ન થવાનું હોય તો ન થાય થવું ન થવું તે કાર્ય તારે હાથ નથી.

જીરણ શેઠ ભગવાનનાં દર્શન કરવા જાય છે. તેમનાં દર્શન કરી તેમના શરીરનું વર્ણન કરે છે અને ભાવના ભાવે છે કે– 'હે નાથ, આપનું ચાર માસનું તપ પૂરું થાય ત્યારે આ રંકના આંગણાંને જરૂર પાવન કરજો" આ વાંઝણી ભાવના નથી, પણ ભાવપૂર્વક ચાર ચાર માસ ભાવના ભાવે છે. ભગવાનનું ચાર માસનું તપ પૂરું થયું. ભગવાનને એવો વિચાર નથી આવતો કે– 'ચાર ચાર માસ સુધી જીરણ શેઠ ભાવના ભાવતો હતો, માટે લાવ, તેના ઘેર જઉં.' પ્રભુને એમ ન થાય. પ્રભુ તો આહાર લેવા માટે ફરતા ફરતા પૂરણ શેઠને આંગણે ગયા. બહાર ઊભા રહ્યા. નોકર શેઠને કહે છે કે કોઇ ભિક્ષુક અહીં આવીને ઊભો છે. ભિક્ષુકનો ખરો અર્થ તો એ છે કે કર્મની ભેખડાને જે ભાંગે તે ભિક્ષુક. પૂરણ શેઠ કહે છે–'ઘરમાં જે હોય તે આપી દે" નોકર પ્રભુને આપે છે પ્રભુ તો કરપાત્રી છે. હાથમાં લઇને ત્યાંજ આહાર કરે છે. પૂરણ શેઠના પુણ્યના ઉદયે સાડાબાર ક્રોડ સોના મહોરની વૃષ્ટિ દેવોએ કરી. આ બાજુ જીરણ શેઠ આત્માની ભાવનામાં ચડી ગયા. એવામાં દેવદુંદુભી સંભળાઇ. ત્યાં જીરણ શેઠ વિચારે છે કે હું પ્રભુને દાન દેવામાં ભાગ્યશાળી ન થયો. દાન દેવાની ક્રિયા તો જેના હાથે થવાની હોય તેને હાથે થાય. જીરણ શેઠ આત્મ–સમાધિને પામી જાય છે અને પૂરણ શેઠને ત્યાં પુણ્યના ઉદયે સાડાબાર ક્રોડ સોનૈયાની વૃષ્ટિ થઈ, પરંતુ તેનો સંસાર તો એવોને એવોજ અંતરમાં ઊભો છે.

શ્રી કૃષ્ણ, નેમનાથ ભગવાનને પૂછે છે કે 'મારું મૃત્યુ કેમ થશે?' ત્યારે ભગવાન કહે છે કે–'હે કનૈયા, તારું મૃત્યુ જરાકુમારના હાથે થશે' શ્રી કૃષ્ણ સમ્યગ્દૃષ્ટિ છે, તેથી તેને

એવી શ્રદ્ધા વર્તે છે કે ભગવાને જેમ જોયું તેમ થશે. જે કાળે બનવાનું જોયું છે તેજ કાળે બનશે કેવળજ્ઞાનીએ જોયું છે તેજ ભજવાનું છે, અને જે ભજવાનું છે તેજ કેવળીએ જોયું છે. જરાકુમાર કહે છે–'મારા હાથે મારા ભાઈનું મૃત્યુ થવા નજ દઉં.' એને કેવળીની શ્રદ્ધા નથી. તેથી જરાકુમાર કુટુંબ કબીલો છોડીને વનમાં ચાલ્યા ગયા, અને ત્યાંજ રહેવા લાગ્યા. આ બાજુ શ્રી નેમનાથ ભગવાને જોયું હતું તેમજ થયું. દ્વારિકાનગરી બળી ગઇ. બળભદ્ર અને શ્રી કૃષ્ણ બે જ બચ્યા. અને કુંતા ફઈબાના ઘેર જવા માટે નીકળ્યા રસ્તે અટવીમાં શ્રી કૃષ્ણને તરસ લાગી. બળભદ્ર તેમના માટે પાણી લેવા જાય છે. શ્રી કૃષ્ણ ઝાડ નીચે સૂતા. એવામાં તે તરફ જરાકુમાર નીકળે છે, દૂરથી શ્રી કૃષ્ણને કાળિયાર મૃગ સમજી તેના ઉપર બાણ છોડે છે અને તેમને વીંધી નાખે છે શ્રીકૃષ્ણને જરા ક્રોધ આવ્યો, ત્યાં તો જરાકુમાર પાસે આવીને ઊભા રહે છે. ત્યારે શ્રી કૃષ્ણ કહે છે–કે ભાઇ, કેવળીએ જે ભાવ જોયા તેમજ થયું છે. ભલે તેં રાજપાટ છોડયા, છતાં જે બનવાનું હતું તેજ બન્યું.

દુનિયા કહે છે કે અમને ક્રમબધ્ધ પર્યાયની શ્રદ્ધા છે. મહાવીર દેવની શ્રદ્ધા છે. પરંતુ આવા પ્રસંગે તેને સમભાવ ન રહે તો તેની શ્રદ્ધા ગધેડાનાં શીંગડાં જેવી છે. ગધેડાને શીંગડાં હોય નહિ તેમ અહીં શ્રદ્ધા નથી. ઘેરથી બજારમાં ગયો. પચીસ રૂપિયાનું ઘી ખરીદી ઘેર આવ્યો, પત્નીના હાથમાં આપ્યું અને તે ઘી ઢોળાઈ ગયું. તે વખતે જો તેને કેવળીની શ્રદ્ધા હોય તો સમભાવ રહે. અને માને કે કેવળીએ જે ભાવ જોયા હતા તેમ જ થયું છે. બીજું

કંઇ થયું નથી. શ્રી કૃષ્ણને બાણ વાગ્યું ત્યારે તેમના શરીરમાં બળ હતું, છતાં તેમને શ્રદ્ધા છે કે કેવળીએ જે દીઠું તેમજ થવાનું છે. માટે સમભાવમાં ટકી રહ્યા. આત્મા પ્રકૃતિનો કર્તા નથી. આત્મા તો જાણવાનું જ કામ કરનાર છે.



## સંવત ૨૦૧૧ના શ્રાવણ સુદ ૨ બુધવાર તા. ૨૦-૭-૧૯૫૫.

પરમ માંગલ્યકારી પંચ પરમેષ્ઠીને નમસ્કાર કરીને જ્ઞાનીઓએ સિદ્ધાંતથી સમજાવેલ ભગવતી સૂત્રનું વાંચન ચાલે છે. ભગવાન મહાવીર દેવ રાજગૃહી નગરી અને ગુણશીલ ઉદ્યાનમાંથી નીકળી–વિહાર કરી ગ્રામાનુગ્રામ ફરતા ફરતા ચંપા નગરીમાં પૂર્ણભદ્ર યક્ષનું દેવળ છે ત્યાં પ્રભુ પધાર્યા છે. જે કર્મની પ્રકૃતિનું કાર્ય છે તે કાર્ય, પ્રકૃતિને કારણે થઈ જાય છે, તેને પોતાનું કાર્ય માનવું, તેને વીતરાગ દેવ, અજ્ઞાન કહે છે. જગતના જીવોને પરભાવ ત્યાગની વાત ગમતી નથી. પરંતુ દયા, રાગ, ઈચ્છા, પુણ્યનાં પરિણામને પોતનાં માને છે, અને તેને, ઉપરથી ગુણ અને કર્તવ્ય માને છે. તેવો માનવી સજ્જન નથી, એટલે મૂઢ છે, અજ્ઞાની છે, મિથ્યાત્વી છે, કારણ કે તે નિર્દોષ જ્ઞાતાપણાનો અનાદર કરે છે.

કોઇને પ્રશ્ન ઊઠે કે આત્માના સ્વભાવનો અનાદર કરવાનો કોઇને ભાવ હોય? પોતાના સ્વરૂપનું ભાન નથી, ખ્યાલ નથી, શુભાશુભ પરિણતિ જે મોહજનિત વૃત્તિ છે તેનો જ આદર છે, તે સૂચવે છે કે નિર્દોષ જ્ઞાતાનો અનાદર છે. કોઇ કહેશે, તમે કહેતા હશો તે સાચું કહેતા હશો પરંતુ તેની અમને ખબર પડતી નથી. ભાઈ! ત્રિકાળી જ્ઞાનસ્વરૂપ, સતરૂપ આત્મા પોતે જ છે.

સરકારનો કાયદો બહાર પડયો હોય અને પોતે ન વાંચે અને પછી બચાવ કરવા માંડે તો બચાવ ન થાય.

જ્ઞાની હોય, ધર્માત્મા હોય, મોક્ષગામી જીવ હોય, દયા, દાન, સેવા, ભક્તિ વગેરે કાર્યો દેહના વેપારરૂપ યોગ થઈ જાય, પણ તેને તે ધર્માત્મા પોતાનાં આત્માનું કાર્ય છે તેમ માનતો નથી. પણ કોઈ અજ્ઞાની, મોહી, મૂઢ તેને ઠીક માને, મનાવે. પ્રકૃતિના શુભાશુભ કાર્યને (પ્રકૃતિનું શુભ કાર્ય પુણ્ય બંધનું કારણ છે, પ્રકૃતિનું અશુભ કાર્ય પાપ બંધનું કારણ છે) પરમાર્થે તેને રૂડા માને, મનાવે તો તે અજ્ઞાન જ છે. જ્ઞાની જાણે છે, માને છે કે પ્રકૃતિનો એવો જ યોગ છે, તેથી સાથે સાથે દયા, સેવા, ભક્તિની ભાવના થઈ જાય છે. પોતે દયા, સેવાદિના ભાવ કરે ત્યારે પ્રકૃતિનો એવો જ યોગ હોય. જ્ઞાની જાણે છે કે પ્રકૃતિના યોગે સેવાદિનાં કાર્યો થઈ જાય, પરંતુ પરમાર્થે હું તેનો કર્તા નથી. છઠ્ઠે ગુણસ્થાને હોય ત્યારે બુદ્ધિપૂર્વક થાય, અને સાતમે હોય ત્યારે અબુદ્ધિ-પૂર્વક થાય. સાતમે ગુણસ્થાને ટકે, ટકે તો એક અંતર્મુહૂર્ત રહે અને જો વધારે ટકે તો કેવળજ્ઞાન થાય પણ જો પાછો છઠ્ઠે આવે તો વીતરાગની વાણી સાંભળે, છઠ્ઠના પારણે છઠ્ઠ કરે, પ્રતિક્રમણ કરે, કોઈને વાંચણી પણ આપે, આ બધું બુદ્ધિપૂર્વક થાય છે. જ્ઞાની જાણે છે કે પ્રકૃતિનો કોઈ એવોજ યોગ વર્તે છે કે તેની સાથે દયા, દાનાદિનાં પરિણામ થઈ જાય છે.

કોઈ ગરીબ તમારે આંગણે આવે, તેને દેખતાં તમોને દયા આવે અને દશ રૂપીઆ આપો, તે વખતે ચારિત્રમોહનીયનો મંદ ઉદય વર્તે છે એમ જ્ઞાની જાણે છે. દયા, દાનનું કાર્ય થઈ ગયું,

તેનો પરમાર્થે હું કર્તા નથી. અનાથી મુનિ ધ્યાનમાં છે, તેને જોઈને શ્રેણિકને દયા આવે છે અને કહે છે, "તમને નાથ ન હોય તો હું તમારો નાથ થાઉં." ત્યારે મુનિ કહે છે, "તું પહેલાં તારો તો નાથ થા. પછી મારો નાથ થવા આવજે." શ્રેણિક માની બેઠો હતો કે મારે બે દેશ, આટલી રાણીઓ, આટલા હાથીઓ, પુત્રો એ બધાનો હું નાથ છું પણ આ મુનિ તો કંઈ બીજું જ કહે છે. શ્રેણિક, મુનિને પૂછે છે–"આપ અનાથ કોને કહો છો?" મુનિ તેને અનાથ–સનાથપણું સમજાવે છે અને શ્રેણિક રાજા તે સમજી જાય છે, અને પરના ધણીપણાને છોડી દે છે. ધર્માત્મા કહે છે–"જે ચૈતન્યનું કર્તવ્ય છે તેનાથી વિપરીત પુણ્ય પાપનાં કર્તવ્યોને, બંધનાં કર્તવ્યોને, કોઈ મારા માથે નાખે અને આત્મા પુણ્યવાળો છે, પાપવાળો છે એમ કહે તો તે આત્મા ઉપર કલંક નાખે છે. જ્ઞાની કહે છે કે આત્માને રાગી, ક્રોધી કહેવો, તે આત્માને ગાળ દેવા બરાબર છે; કારણ કે રાગ ક્રોધ તે તો વિભાવ છે; પક્ષ તરફની પ્રકૃતિના વલણવાળા ભાવ છે. પરલક્ષે જે વિકાર થાય. આત્મામાં નાખવા, તે આત્મા ઉપર કલંક નાખવા બરાબર છે, અને પોતે પોતાના સ્વરૂપનો હિંસક છે; જ્ઞાનનું આવરણ કરનારો છે.

અવિકારીને વિકારી કહેવા જેવું છે. વિકાર, આત્માથી દશામાં થાય છે. પરંતુ અંદરથી પડકાર લાવ કે વિકાર તે હું નહિ, પણ હું તો અવિકારી. રાગ તે હુ નહિં, હું તો વીતરાગી, શરીર છે તે પારકું છે, છતાં પોતાનું માનવું, તે ચોરને શાહુકાર કહેવા સમાન છે, છતાં કોઈ પોતાની અણસમજના કારણે પોતાના ભાવને ન જાણે તેથી સમય, સમય પોતાના ભાવની હિંસા થયા જ કરે છે. રાગમાં ટકવું તે કલુષિતતા છે, અને એજ ઠીક છે, એજ મારું

કર્તવ્ય છે અને તેજ રાખવા યોગ્ય છે, એમ જે માને છે તેણે અવિકારી, શાંત સ્વરૂપ આત્મામાં ટકવું એમાં જ લાભ છે એમ નથી માન્યું.

દારૂ પીને ગાંડો થયેલો માણસ મળમૂત્રમાં પડ્યો હોય અને પોતે સુખમાં છે તેમ માને છે. ડાહ્યો માણસ તેની વાતને સાચી માનતો નથી. તેમ જેને આત્માની પ્રતીતિ કે ભાન નથી તે મોહનીય કર્મના ભ્રષ્ટભાવે રાગાદિ જડની ક્રિયા હું કરું, સંસારની ક્રિયા હું કરું, આમ કરું, અને તેમ કરું, તેમ માને છે. પરંતુ પ્રકૃતિનું કાર્ય, ઉદય અનુસાર થયા જ કરે છે, અને આત્મા તો ખરી રીતે તેને માત્ર જાણે છે. દાખલા તરીકે એક માણસે બીજા માણસ ઉપર ક્રોધ કર્યો અને ધર્મસ્થાનકમાં આવી કહે છે– આજે પેલા માણસ ઉપર બહુ ક્રોધ થઇ ગયો. એમ જાણ્યું કોણે? સ્વભાવના કારણે કોઇ કાળે ક્રોધ થાય જ નહિ. જો સ્વભાવના કારણે ક્રોધ થતો હોય તો કેવળીને પણ ક્રોધ થવો જોઇએ, અને ક્રોધને ટાળવાનો ઉપદેશ પણ હોય નહિ. માટે સ્વભાવને કારણે ક્રોધ હોય જ નહિ. ભ્રાંતિમાં પડેલો માને છે કે ક્રોધાદિનાં પરિણામ સારાં છે અને બીજાને કહે છે, જોજે હો, મારું નામ લેનો નહિ. નહિતર મારા જેવો કોઇ ભૂંડો નથી. આમ આત્મા ઉપર કલંક નાખે છે. જોગાનજોગ પ્રકૃતિનો ઉદય અને વિભાવ થયો. ક્રોધ કરવો તે નિશ્ચયથી મારો સ્વભાવ નથી. કોઇ માણસ બજારમાં ઊભો છે અને લેવડદેવડમાં કોઇ માણસ સાથે તેણે ખૂબ જ ક્રોધ કર્યો. ત્યાંથી કોઇ મુનિરાજ નીકળ્યા. તે મુનિરાજને તેણે જોયા. તેની સાથે તે ધર્મસ્થાનકે જાય તે ત્યાં મુનિરાજ કહે છે. 'બજારમાં જેવો ક્રોધ કર્યો હતો તેવો કરી દેખાડ.' ત્યારે તે કહે છે–'તેવો

ક્રોધ અત્યારે કેમ થઈ શકે ? ન જ થઈ શકે.' માટે ભાઈ, ક્રોધ તે તારું સ્વરૂપ નથી. પણ ક્ષમાભાવ રાખવા ધારે તો રાખી શકે છે, તેમ સમજી લે. ઉદય અનુસાર પ્રકૃતિનાં કાર્યો થયાં જ કરે છે. પરંતુ આત્મા તેનો કર્તા નથી, પરંતુ તેનો જ્ઞાતા, દૃષ્ટા છે. અનાદિકાળથી આત્મા પરપદાર્થને પોતાનો નાથ માને છે, પરભાવનો સ્વામી પોતાને માને છે.

કોઈને પ્રશ્ન થાય કે તો તો દયા, દાનનાં કામ અટકી જશે જેને વસ્તુસ્વભાવનો ખ્યાલ આવે તેને તેવાં કામ કરવા કહેવું પણ ન પડે. ધર્માત્માના હાથે, સજ્જનના હાથે જેટલાં લૌકિક, પવિત્ર કાર્યો થાય તેટલાં રૂડાં કાર્યો અજ્ઞાનીને હાથે થતાં નથી. જ્ઞાની, ધર્માત્મા જ્યાં સુધી સંસારમાં છે, જ્યાં સુધી વીતરાગ થયો નથી, દેશવિરતિ છે, ત્યાં સુધી દયા, દાન, દેવ–ગુરુ–ધર્મની ભક્તિ અને ધર્મની કરણી થાય. શું શ્રેણિક અને કૃષ્ણના હાથે ન થઈ ? અરે ! કૃષ્ણે દ્વારિકામાં ઢંઢેરો પીટાવી દીધો કે 'જે ભગવાન નેમનાથ પાસે દીક્ષા લેવા માગતા હોય તેમણે કુટુંબની ચિંતા કરવી નહિ. તેમના કુટુંબનુ પાલન–પોષણ હું કરીશ.' દયા દાનાદિના વિકલ્પો આવે પણ દાન દેવાની ક્રિયા તો જેને હાથે થવાની હોય તેને હાથે થાય. પણ વિકલ્પ તો ઊઠે. જ્ઞાનીને હાથે દાન દેવાની ક્રિયા થાય છે ત્યાં પણ ચારિત્રમોહનીય-કર્મનો ઉદય મંદ વર્તે છે અજ્ઞાનીના હાથે દાન, દયા, ધર્મની ક્રિયા થાય છે, ત્યાં પણ તેમને નિમિત્તરૂપે ચારિત્રમોહનીય કર્મનો ઉદય મંદ વર્તે છે. ધર્માત્માને અંદરમાં દર્શનમોહનીય કર્મ નથી અને અજ્ઞાનીને દર્શનમોહનીય કર્મ છે. તેથી અજ્ઞાનીને અંદરમાં ભાવ ઊઠે છે કે–'આવા ફાળામાં આટલા પૈસા તો હું જ આપી

શકું. બીજા ન આપી શકે' આમ વૃથા અભિમાન કરે છે. જ્ઞાની જાણે છે કે ચારિત્રમોહનીય કર્મનો ઉદય મંદ વર્તે છે અને દાનકરણી થવાની હતી તો થઇ ગઇ. એટલા રૂપીયા એ માર્ગે જવાના હતા તે ગયા. એમાં મેં કંઇ કર્યું નથી, એમ સમાધાન કરે છે અને નિરાભિમાનપણે વર્તે છે.

(૧) સુખદુ:ખનો અનુભવ કોણ કરાવે છે (૨) શાતા, અશાતારૂપ નિમિત્ત કોણ દેખાડે છે (૩) આત્માના ગુણને આવરણ કોણ કરે છે (૪) ઘાતીકર્મ શામાં નિમિત્ત થાય છે (૫) કોના વડે રતિ–અરતિનો અનુભવ થાય છે. (૬) એક દ્રવ્યથી બે ક્રિયા બને કે નહિ. આ છ પ્રશ્નનો ઉત્તર તમે જાતે અંદરમાં ઊંડા ઊતરીને લાવજો.



## સંવત ૨૦૧૧ના શ્રાવણ સુદ ૩ ગુરુવાર તા. ૨૧–૭–૫૫.

ભગવતીજી સિદ્ધાંતનું વાંચન ચાલે છે, તેની અંદર ૧૩મું શતક, છઠ્ઠો ઉદ્દેશો કે જેની અંદર ઉદાયન રાજાનો અધિકાર છે, તેનું વાંચન ચાલે છે 'ભગવતી' એટલે આત્માનો સાર. ભગવાનશ્રી મહાવીર દેવ રાજગૃહી નગરીથી વિહાર કરી ચંપાનગરીએ પૂર્ણભદ્ર ચૈત્યમાં બિરાજે છે અને આત્માનું સ્વરૂપ અને કર્મપ્રકૃતિનું સ્વરૂપ સમજાવે છે. જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપનું કર્તવ્ય શું છે? તે સ્વગુણ છે, અને પ્રકૃતિનુ કર્તવ્ય શુ છે? તે પરગુણ છે. તેને જેમ છે તેમ સમજે તો વિભાવ ટળે જડનુ કાર્ય, વિભાવ ભાવનું કાર્ય, મારાથી કેમ થાય? મારું કાર્ય તો તને જાણવાનું છે, તેનો વિચાર આવે. જો જીવ સ્વગુણ અને પરગુણ જેમ છે તેમ

જાણે તો તેને સમજાય કે પરભાવનું કાર્ય, વિભાવનું કાર્ય મારાથી ન થાય. અંદરમાં સૂક્ષ્મ ભાવને જાણવાની રુચિ નથી, પરંતુ પરનેજ જાણવાની રુચિ છે. જો સ્વગુણને જાણવાની રુચિ થઇ હોત તો પરગુણ છૂટી જાત.

દૃષ્ટાન્ત :–

શ્રેણિક રાજાએ પોતાના રાજ્યમાં હિંસા અને કતલખાનાં બંધ કરાવ્યાં, તેથી તે બંધ થઇ ગયાં. શ્રેણિક રાજા સમ્યગ્દૃષ્ટિ આત્મા છે. તેનું વલણ પોતાના આત્મા તરફ છે. તેથી તે એમ ન માને કે મે જે કતલખાનાં બંધ કરાવ્યાં. મેં જ બધાને બચાવ્યા તેમ પણ ન માને. પણ તે એમ માને કે સામા જીવોનો પુણ્યનો ઉદય હોય ત્યારે જોગાનજોગ એમ બની જાય, અને વ્યવહાર ભાષાથી એમ જ કહેવાય કે રાજાએ કતલખાનાં બંધ કરાવ્યાં, અને મહાન લાભ ઉઠાવ્યો, પણ પરમાર્થે શ્રેણિક રાજાએ જે કંઇ બન્યું તેનું માત્ર જ્ઞાન કર્યું છે. શુભ રાગનો ઉદય હતો તેના ફળ રૂપે કતલખાનાં બંધ થયાં છે એમ જ્ઞાનથી જાણે છે.

કતલખાનાંમાં જતી પાંચસો ગાયોને ધર્માત્માએ બચાવી. લોકો તેને કહે 'આપેજ ગાયો બચાવી' પણ ધર્માત્મા તો એમજ માને છે કે–'મેં કંઇ કર્યું નથી, પરંતુ ગાયોના આયુષ્યના ઉદયે અને પુણ્યના કારણે તે બચી ગઈ અને તે વખતે પ્રકૃતિનો ઉદય મારો એવોજ વર્તતો હતો તેથી તે કાર્ય થઈ ગયું. તે વખતે પ્રકૃતિના પરમાણું પણ ત્યાં પડયાં હતાં. પુણ્યની ઇચ્છા જે ઊઠી તે મોહનીય કર્મના નિમિત્તથી ઊઠી હતી. ગાયોનું આયુષ્ય હોવાથી જોગાનજોગ એવી ક્રિયા થઈ જાય છે.

ગોશાળાનું આયુષ્ય હોવાથી જોગાનજોગ અનુકંપાની ક્રિયા થઈ જાય છે. મહાવીર દેવ તેને માત્ર જાણે છે. એ જ ગોશાળો સુનક્ષત્ર અને સર્વાનુભૂતિ મુનિ ઉપર તેજોલેશ્યા નાખે છે, તે વખતે પ્રભુ બિરાજમાન હતા, છતાં ત્યાં દયાનાં પરિણામ કેમ ન આવ્યાં? તેથી નકકી થાય છે કે મહાવીર દેવને મોહકર્મ સર્વથા છે જ નહિ. દયાનાં જે પરિણામ ઊઠે છે તે તો ચારિત્રમોહનીય કર્મના મંદ ઉદયના કારણે જ થાય છે. પરંતુ જો જીવ તે શુભ વૃત્તિમાં જ અટકી જઈ તેને ઠીક માને અને બીજાને ઠીક મનાવે તો તે જ્ઞાની ન કહેવાય. પાપપુરુષાર્થી કરતાં પુણ્યપુરુષાર્થી નિંદનીય નથી. પરંતુ પુણ્યપુરુષાર્થને જ પોતાનો માની, તેમાં સંતોષી બને અને તેને પોતાનું સ્વરૂપ માને તેવાને ધર્માત્મા ન કહેવાય. જ્ઞાનીને પુણ્યનો આદર નથી છતાં પુણ્યપરિણામ થઈ જાય છે. અજ્ઞાનીની જેવા પુણ્યનાં પરિણામ થાય છે તેના કરતાં અનંતગણા ઉચ્ચ પુણ્યપરિણામ ધર્માત્માને થાય છે. તીર્થંકર, સર્વાર્થસિદ્ધ, ચક્રવર્તી અને ૬૩ શલાકા પુરૂષના પદ, ધર્માત્માને બંધાય છે. છતાં તે પુણ્યપરિણામનો આદર ધર્માત્માને નથી, અને જો આદર હોય તો તે ધર્માત્મા નથી. કોઈને ઘેર જમવા જાઓ, ભાણામાં કંસાર પીરસાય અને બહેન ઘી નાખવા આવે તે વખતે ના પાડો તો ઘી ઘણું આવે અને 'નાખ, નાખ' એમ કહો તો ધાર તુરત બંધ થઈ જાય. એટલે માગવામાં અને ત્યાગવામાં ઘણો ફરક થઈ જાય છે. ધર્માત્માને પુણ્યનો આદર જ નથી તેથી સહજ ઊંચા પુણ્ય બંધાઈ જાય છે. સંકલ્પ-વિકલ્પ એટલે શુભાશુભ પરિણામ અને તે શુભાશુભ પરિણામનાં ફળ, તે હું નહિ. તું કોણ? હું તો સિદ્ધ ભગવાન જેવો શુદ્ધ છું. પરમાર્થે રાગ, દ્વેષ, પુણ્ય, પાપ વિનાનો છું. પુણ્યનાં પરિણામ થઈ જાય પણ હું તેનો સંગ્રહ કરતો નથી. હું સિદ્ધ

ભગવાન જેવો છું. પુણ્યાદિ વિનાનો છું, છતાં શુભાશુભ રાગ થાય છે. ચોથે શુભાશુભ હોય છે, પાંચમે શુભ હોય છે, છઠ્ઠે અશુભ હોય જ નહિ. જ્ઞાન, દર્શન, ચારિત્રના જોરે સકામ નિર્જરા થાય છે. પૂર્વ પ્રકૃતિના કારણે અંદર કષાયની મંદતા છે તેથી ઊંચામાં ઊંચું લોકોત્તર પુણ્ય બંધાય છે. જઘન્ય ભાવથી કર્મની ક્રોડો ખપે. એટલે શ્રાવકને સમ્યગ્જ્ઞાન છે, સમ્યગ્દર્શન છે, દેશવિરતિ ચારિત્ર છે, તેથી તેના જોરે ગુણશ્રેણી, નિર્જરા પણ થઈ રહી છે. એમાં જો ઉત્કૃષ્ટ રસ આવી જાય તો ઉચ્ચમાં ઉચ્ચ લોકોત્તર પુણ્ય બંધાય જાય; એટલે તીર્થંકર ગોત્ર બંધાઇ જાય. જે ભાવે નિર્જરા થાય છે તે જુદો ભાવ અને જે ભાવે પુણ્ય બંધાય છે તે ભાવ પણ જુદો. નિર્જરા થાય તે તો જ્ઞાન, દર્શન, ગુણનું કાર્ય છે. પ્રતિક્રમણ થાય છે તે વચન યોગ છે; અને અગિયાર પ્રકૃતિનો ઉદય નથી એટલે દર્શનના જોરમાં કર્મની ક્રોડો ખપે છે, તે સકામ નિર્જરા છે. પ્રતિક્રમણ કરવાનો જે પ્રશસ્ત ભાવ છે તે ભાવથી પુણ્ય બંધાય છે, તીર્થંકર ગોત્ર બંધાય છે. જે શુભ ભાવ તે બંધનું કારણ છે, તેનો જ્ઞાનીને આદર નથી તેથી સહેજે સહેજે આવા ઊંચા પુણ્ય બંધાય છે. સળંગ અર્થ એ છે કે વિકલ્પ, શુભાશુભ પરિણામ તે હું નહિ અને તેનાથી બંધાયેલ કર્મનાં ફળ તે હું નહિ, હું તો સિદ્ધ ભગવાન જેવો છું તેના જોરે કર્મની નિર્જરા થાય છે અને શુભ ભાવથી લોકોત્તર પુણ્ય બંધાઈ જાય છે. પરમાણુંની ક્રિયા જે પ્રમાણે થવાની હોય તે પ્રકારે તે દેહની ક્રિયા અને ઇચ્છા થઈ જાય છે. જેને તેની મીઠાશ નથી અંદરમાં અહુપણું, મમત્વપણું નથી જેને પરભાવની ઉપાધિઓની ઇચ્છા નથી તેને જ ઉત્કૃષ્ટ પુણ્ય સહજ બંધાઈ જાય છે. પરંતુ જેને પુણ્યની મીઠાશ છે, જડ ક્રિયાની મીઠાશ છે, તેને ઉત્કૃષ્ટ પુણ્ય બંધાતાં નથી.

તેને જ્ઞાતા-દૃષ્ટાનું ભાન નથી, રુચિ નથી. એટલે કે તેઓ પ્રકૃતિના વલણવાળા છે, અજ્ઞાની છે. કંઈ કામ કરે તો કહે છે-"મેં કેવું કર્યું ! સારું જ કર્યું થાય આ બધા ભાવ મેં કર્યા તોજ થયા. પાંજરાપોળની મેં સેવા કરી તો જ થઇ, મેં દયા કરી તો જ થઇ." આવું અભિમાન અજ્ઞાનીમાં ભર્યું છે. આત્મા એક છે એટલે એકત્વમાં બેપણું ઉપાધિપણું, માને છે. અને તે ઉપાધિપણાની હોંસ કર્યા કરે છે. ૬૦ વર્ષની ઉંમર હોય, ઘરમાં ૬૦ લાખ રૂપિયા હોય અને એકે સંતાન ન હોય ત્યાં એક પુત્રની પ્રાપ્તિ થાય. ત્યાં જુઓ. છોકરે વર્તમાનમાં શું કામ કર્યું છે ? કશું કર્યું નથી. છતાં ૬૦ લાખના ઢગલા ઉપર આવીને જન્મે છે. આવી ઊભો રહે છે. જ્ઞાતાપણું ભૂલીને પરના કર્તાપણામાં, મમભાવપણામાં ઉત્સાહ દેખાડે છે. તે મહા વિપરીત દૃષ્ટિ છે. તે મહા વિપરીત દૃષ્ટિના જોર પોતાના જ્ઞાન, દર્શન, ગુણની અને વીતરાગ ભાવની હિંસા કરનાર છે.

હું કંઈ કરું તો થાય, ન કરું તો ન થાય, એ બીજા પ્રકારનું અભિમાન છે. તું તારા સ્વરૂપમાં ટકી જા. સહેજે ઊંચા પુણ્ય બંધાઈ જશે. એક રાજાનો બગીચો છે. તેમાં એક માળી છે. તેને ૭૦ રૂપીયાનો પગાર છે. તે માળીનું કામ બગીચાના ફૂલઝાડને પાણી પાવાનું છે. તે માળીની પ્રવૃત્તિ જુઓ. તે ફૂલઝાડના મૂળમાં પાણી પાય છે કે ફૂલને અને પાંદડાને પાય છે ? તે માળી મૂળમાં પાણી પાય છે, અને તેથી ફૂલઝાડ લીલાંછમ રહે છે. રાજા બગીચો જોવા આવે છે અને રાજી થઈ માળીને ઈનામ આપે છે. જો માળી ફૂલ અને પાંદડાને જ પાણી પાય, પરંતુ મૂળને પાણી ન પાય તો ફૂલઝાડ સુકાઈ જાય. માળીને ઠપકો મળે ને નોકરી પણ જાય.

તેમ આ જીવે પૂર્વભવે દયા, દાન, સંત સમાગમ કરેલ છે તથા આત્મા સામે જોયું છે તેથી જ લાખ, બે લાખ, પાંચ લાખ રૂપિયારૂપ પાંદડાં મળ્યાં છે. પણ જો તેને જ પંપાળ્યા કરશો તો આ પાંદડાં સુકાઈ જશે, અને દુઃખી-દુઃખી થઈ જશો. માટે હે પ્રાણીઓ ! વર્તમાનમાં તે પાંદડાંને પંપાળવાની મહેનત છોડી દઈ, દેવાદિની ભક્તિ કરવા લાગી જાઓ. કોઈ જીવને પુણ્યની જ મીઠાશ વર્તે છે, અને તેમાં અહં-મમપણું રાખે, ધર્મનાં બહાનાં નીચે પ્રકૃતિને આધીન થઈને વર્તે છે. એવા જીવોને જોઈને જ્ઞાનીઓને દયા આવે છે. વસ્તુનો સ્વભાવ જ્ઞાનીઓ કહે છે, તેમજ છે. બીજું સ્વરૂપ ત્રણ કાળમાં પણ નથી. આત્મા જ્ઞાતા દ્રષ્ટા છે. જાણવા, દેખવા સિવાય બીજું તે કરતો નથી. આત્મા તો ત્રિકાળી, પૂર્ણ, કૃતકૃત્ય, જ્ઞાતા અને દ્રષ્ટા છે. તે સિવાય બીજું કાર્ય પ્રકૃતિનું છે. એટલે આત્માનું કાર્ય આત્મામાં ખતવજો, અને પ્રકૃતિનું કાર્ય પ્રકૃતિમાં ખતવજો.



## સં. ૨૦૧૧ના શ્રાવણ સુદ ૪ ને શુક્રવાર તા. ૨૨-૭-૫૫.

ભગવતીજી સિદ્ધાંતનું વાંચન ચાલે છે. ઉદાયન રાજાના ન્યાય દ્વારા આત્માનું સ્વરૂપ સમજાવે છે. ભગવાન મહાવીર અને પૂર્ણભદ્રયક્ષના ન્યાય દ્વારા કર્મની પ્રકૃતિનુ કાર્ય શું છે અને આત્માનું કાર્ય શું છે તે સમજાવે છે. આકાશ પ્રદેશની શ્રેણી પર આત્મા અને કર્મ બન્ને રહેલા છે. એ બન્નેના સ્વરૂપને સમજે તો આત્માનું કલ્યાણ થઈ જાય. આત્માના સ્વભાવને કારણે રાગાદિ, મોહાદિ સંકલ્પ-વિકલ્પ થતા નથી. પરંતુ પર તરફ લક્ષ કરવાથી, પરનો આશ્રય કરવાથી જ ક્રોધાદિ, રાગાદિ થાય છે. માટે નક્કી

કરી લેજો કે રાગાદિ, ભોગાદિ, સંકલ્પ-વિકલ્પ, આત્માનું સ્વરૂપ નથી. તેના ફળરૂપ હર્ષ અને હર્ષનાં સ્થાનો પણ આત્મસ્વરૂપમાં નથી. તારો સ્વભાવ તો જુદો જ છે. હર્ષ અને તેનાં સ્થાનો, ખેદ અને તેનાં સ્થાનો અને તેના ક્ષણિક ભાવોથી રહિત તારો ત્રિકાળી ભાવ શું છે તેમ સમજ. ક્ષણિક હર્ષભાવની ઉત્પત્તિ પહેલાં, ક્ષણિક ખેદભાવની ઉત્પત્તિ પહેલાં, તારો સ્વભાવ એવોને એવો જ હતો. હર્ષ ખેદભાવ વખતે પણ એવો ને એવો જ હતો. હર્ષ અને ખેદભાવ વખતે પણ એવો ને એવોજ છે. તેના નાશ પછી પણ એવો ને એવો રહેશે. માટે તું તારા સ્વભાવને ઓળખ અને તેનો આદર કર, તેમાં સમર્પણ કર. તને કેવળજ્ઞાન થશે અને સંસારનો છેડો આવશે. પારકી ચીજને લેનાર, ચોરનાર, ઉપાડી જનાર, લૂંટનાર જેમ ચોર ને ડાકુ છે, તેમ જીવ, પર વસ્તુને પોતાની માને છે તે પણ મિથ્યાત્વી અને લૂંટારો છે. વેપાર કરતાં બે લાખ આવે ત્યારે કહે કે આ તો પુણ્યનું ફળ છે, નાખો તિજોરીમાં, એમ જ્ઞાતા રહે, અને જાય ત્યારે ખેદ ન કરે. પાપના ઉદયે જતા રહ્યા એમ સમજી જ્ઞાતાપણે રહે. પર વસ્તુને દેખીને હર્ષ કરવો તે પણ આત્માની ચીજ નથી. પુણ્ય પ્રકૃતિના કાર્યને દેખીને હર્ષ કરે અને તે ભાવને ગ્રહણ કરે અને પોતાનાં માને, તે ચોર છે, લૂંટારો છે, યક્ષની રુચિવાળો છે. મહાવીર દેવની રુચિવાળો નથી. પરભાવને પોતાના માને છે, પુણ્યને પોતાનાં માને છે, તે ચોર છે, ધર્મી નથી. ધર્મી જીવોને પણ કોઇક વખતે હર્ષ-ખેદના ભાવ થઇ જાય, તો પણ તે ભાવોને પોતાનું સ્વરૂપ માનતા નથી, અને તે ભાવોમાં એકતા કરતા નથી, પરંતુ પોતાના ચૈતન્ય સ્વભાવમાં એકતા કરે છે. જે જે ગુણસ્થાને જીવ હોય તે ગુણસ્થાને જીવની લાયકાત પ્રમાણે શુભ-અશુભ પરિણતિ થઇ જાય. તેને

ધર્મી જાણે પણ ઉપાદેય માને નહિ, તેથી તેના બાહ્ય ફળમાં કે તેમાં હર્ષ કે ખેદ થાય તેને ધર્માત્મા પોતાનું સ્વરૂપ માનતા નથી. સર્વ વિભાવ રહિત ત્રિકાળી એકરૂપ સ્વભાવનો જ તેમને આદર છે, પરંતુ રાગાદિ કે પરભાવનો તેમને જરા પણ આદર નથી. આદર નથી એટલે શું ? આદર નથી એટલે તેમના ઉપર દૃષ્ટિ નથી. એટલે રાગાદિ ભાવો અને અધૂરાશ વખતે પણ આત્માનો સ્વભાવ શુદ્ધ અને પરિપૂર્ણ છે. (પાણી ઉષ્ણ હોય તે વખતે પણ તેનામાં શીતળતા છે.) તેની જ્ઞાનીઓને અપૂર્વ શ્રદ્ધા છે. ત્રિકાળી દૃષ્ટિ વગર ખરેખર ધર્મની શરૂઆત થતી નથી. જે જીવ શુભ રાગને જ આદરણીય માને છે, અને શુભ ભાવના ફળરૂપ લક્ષ્મી વગેરે પરદ્રવ્યમાં એકત્વ બુદ્ધિ કરે છે, અને હર્ષભાવને પોતાનુ સ્વરૂપ માનીને ભોગવે છે, તેને પોતાના શુદ્ધ પારિણામિક ભાવની શ્રદ્ધા નથી; તેથી તેને વર્તમાનદશામાં સમ્યગદર્શન-જ્ઞાન-ચારિત્રરૂપ આત્માનો શુદ્ધ ભાવ પ્રગટતો નથી. આત્માનો ધર્મ પ્રગટતો નથી, તેથી અજ્ઞાની જીવ, કર્મચેતના અને કર્મફળચેતનાને જ ભોગવે છે. તે જીવ કર્મ પ્રકૃતિના વલણવાળા છે. તું વસ્તુના યથાર્થ સ્વરૂપને સમજ, તો તને સમ્યગદર્શન પ્રાપ્ત થશે. આત્માના સ્વરૂપને ગુરુગમથી યથાર્થ સમજ્યા વિના પુરુષાર્થ અને સમ્યગદૃષ્ટિપણું હોઈ શકે જ નહિ. જે એમ માને કે હમણાં પુણ્ય કરીએ છીએ અને પરંપરાએ અમને ગુણ થશે તે બંધભાવમાં જ રોકાઈ જવાના છે પણ જો પોતે સ્વથી ઊપડે, પરમ શુદ્ધ પારિણામિક ભાવથી ઊપડે તો પરને પણ જાણે અને સ્વને પણ જાણે; પરભાવના કર્તૃત્વભાવથી અળગો રહે અને જ્ઞાતાપણે ટકે. કર્તાનું ઇષ્ટ તે કર્મ, તે ન્યાયે પર વસ્તુમાં ટકવું થાય છે અને માને છે કે હું પરને રાખું છું,

પરને ટકાવું છું, અને પરને રાખવા, બચાવવા તથા ટકાવવાનો આગ્રહ રાખે છે, તેને જ્ઞાતાપણાનું ભાન નથી.

પરને રાખવાનો તું ગમે તેટલો આગ્રહ રાખ, છતાં શરીર તો એક દિવસ પડી જ જવાનું છે. શરીરના વાળ કાળા મટી ધોળા થાય છે. આવો આગ્રહ રાખનાર જીવ કર્મપ્રકૃતિના વલણવાળો છે. ભવ્ય જીવો! વસ્તુ સ્વરૂપને સમજો. અને સ્વઘરની રુચિ કરી પરમ શુદ્ધ પારિણામિક ભાવ જે ઉપાદેય છે એમ જાણી તેને ભોગવો, તે ભોગવટો કેવળજ્ઞાનને પમાડે છે.

૧ સુખદુઃખનો ભોગવટો કોણ કરાવે છે? સુખદુઃખનો ભોગવટો, અનુભવ, જડ તત્ત્વ કરાવતું નથી. મોહનીય કર્મનો ઉદય કરાવતું નથી. કારણ આત્મા ચૈતન્ય લક્ષણ, સદા સઉપયોગી, સુખદુઃખને જાણે છે, વેદે છે. અજ્ઞાનચેતનાજ સુખદુઃખનો ભોગવટો કરાવે છે. મોહકર્મનો ઉદય તો મેતાર્ય મુનિને પણ હતો, છતાં તે કેવળજ્ઞાનને પામી ગયા. પરંતુ પોતે પોતાના ભાન વિના અજ્ઞાનચેતનાથી સુખદુઃખને ભોગવે છે. અજ્ઞાન એજ દુઃખ છે. સમ્યગ્જ્ઞાનચેતનાથી સુખનો ભોગવટો થાય છે, માટે સુખદુઃખનો અનુભવ ચેતનાજ કરાવે છે. દુઃખનો અનુભવ કર્મચેતના કર્મફળ ચેતના જ કરાવે છે. દુઃખનો ભોગવટો અજ્ઞાન કરાવે છે. સુખનો ભોગવટો જ્ઞાન-ચેતના કરાવે છે.

૨ શાતાઅશાતાના નિમિત્ત કોણ દેખાડે છે? પાપના સંયોગો થતાં અશાતારૂપે નિમિત્ત દેખાડે છે, બીજું કોઈ નિમિત્ત દેખાડતું નથી. પુણ્યના સંયોગો શાતારૂપે નિમિત્ત દેખાડે છે, અને પાપના સંયોગો અશાતારૂપે દેખાડે છે. બીજો કોઈ પદાર્થ શાતા-

અશાતાના સંયોગો દેખાડતા નથી એટલે કે અઘાતી કર્મ જ શાતા–અશાતારૂપે નિમિત્ત દેખાડે છે.

૩ આત્માના ગુણને કોણ આવરણ કરે છે? અંતરંગ જે મિથ્યાત્વ, અજ્ઞાન, અનંતાનુબંધી કષાય છે અને નિમિત્ત રૂપે જે મોહકર્મનો ઉદય છે તે જ આત્માના ગુણને આવરણ કરે છે. મોહકર્મ, ઘાતીકર્મ છે, તેજ આવરણ કરે છે.

૪ ઘાતીકર્મ શામાં નિમિત્ત થાય? અજ્ઞાની જીવને પોતાના શુદ્ધ સ્વરૂપની ભ્રાંતિમાં સહકારી નિમિત્ત જો કોઈ હોય તો ઘાતીકર્મ છે. અજ્ઞાની જીવ સમયે સમયે પોતાના શુદ્ધ સ્વરૂપની ભ્રાંતિમાં જ પડયો છે.

**"આત્મ ભ્રાંતિ સમ રોગ નહિ, સદ્ગુરુ વૈદ્ય સુજાણ,**
**ગુરુ આજ્ઞા સમ પથ્ય નહિ, ઔષધ વિચાર ધ્યાન."**

આત્મસિદ્ધિ શાસ્ત્ર–ગા. ૧૨૯.

તેથી ઘાતી કર્મ નિમિત્તરૂપે છે, તેમ કહેવાય છે. ઘાતીકર્મ ભ્રાંતિ કરાવતું નથી, પરંતુ તેની અસરને લઈને ભ્રાંતિ કરે છે.

૫ કોના વડે રતિ અરતિનો અનુભવ થાય છે? સ્વરૂપની ભ્રાંતિમાં સહકારી નિમિત્ત રૂપે ઘાતીકર્મ છે તેથી રતિ–અરતિનો અનુભવ થાય છે. વાસ્તવિક રીતે સ્વરૂપની ભ્રાંતિ વડે જ રતિ–અરતિનો અનુભવ થાય છે.

ભ્રાંતિ અને ઘાતીકર્મને પોતાના સમ્યગ્જ્ઞાન વડે ટાળવામાં જો કોઈ નિમિત્ત હોય તો પોતાનો સમ્યક્ પુરુષાર્થ જ–આત્માનો પુરુષાર્થ છે. ઘાતીકર્મ ટળતાં ચાર અઘાતીકર્મ એની મેળે જ

ટળી જાય. સર્વજ્ઞ કેવળી ભગવાન પણ અઘાતીકર્મના ઉદયને ટાળી શકે નહિ. જ્ઞાન વડે રાગ. દ્વેષ, ભ્રાંતિ મિથ્યાત્વ ટળી જાય છે. રાગ, દ્વેષ, તથા કર્મમળને આત્માએ ટાળ્યા એમ કહેવું તે વ્યવહાર છે. આત્મા પોતે પોતાના પરમ શુદ્ધ પારિણામિક ભાવમાં ઠર્યો એટલે ઘાતીકર્મો ચાલ્યાં ગયાં, તેમ સમજવું તે નિશ્ચય છે. બધું નક્કી કરવું પડશે.

દુનિયાના જીવોએ નક્કી નથી કર્યું તેથી જ મૂંઝાણા છે. જીજ્ઞાસુ જીવ સંસારને ફેંકી દઈને વિચારપૂર્વક ઝટ સમજી લે છે. જ્ઞાનીઓએ સમજવા માટે રચના પણ સહેલી રીતે કરી છે. અજ્ઞાનીઓ બાહ્ય દૃષ્ટિએ અને પોતાના છાંદે સમજવામાં તો બીજું કાઢીને, પરને પોતાનું માનીને બેઠા છે. અનંતકાળમાં જે સમજાયું નથી તે સમજવાની રીત કોઈ અપૂર્વ અને જુદી છે. દુનિયા પોકાર કરે છે " અમારે શું કરવું ?" જ્ઞાનીઓ તેને કહે છે– પોતાના ત્રિકાળી શુદ્ધ સ્વભાવની રુચિ કરવી, વલણ કરવું, તેનો અનુભવ કરવો. બીજો કોઈ પોતાનો આધાર નથી.

પર દ્રવ્ય કોના આધારે છે તેના ભાવભેદ અવસરે કહેવાશે.

---

## સંવત ૨૦૧૧ના શ્રાવણ સુદ ૫ શનિવાર તા. ૨૩-૭-૫૫.

અહીં ભગવતી સૂત્રનું વાંચન ચાલે છે. ઉદાયન રાજાના અધિકાર દ્વારા આત્માનો સાર બતાવાય છે. ભગવાન મહાવીર ચંપાનગરીમાં પધાર્યા છે. મહાવીર કોને કહેવાય ? યક્ષ કોને કહેવાય ? મહાવીર સમાન આત્મા અને પૂર્ણભદ્રયક્ષ સમાન પ્રકૃતિઓનું સ્વરૂપ, ભિન્નરૂપે સમજાવે છે. આત્માનું કર્તવ્ય શું

અને કર્મનું કર્તવ્ય શું, તેનો ભાવ સમજશો. તે ભાવ સમજીને કેવળજ્ઞાન પ્રાપ્ત કરીને મુક્તિમાં જશો.

આ આત્મા અનાદિનો છે. આજ કાલનો નથી, નવો નથી, પર્યાય પૂરતો નથી. આત્માનો કોઈ કર્તા નથી, અને આત્માનો જો કોઈ કર્તા હોય તો કર્તાનો કર્તા કોણ? કર્તાનો કોઈ કર્તા નથી, માટે આત્માનો કોઈ કર્તા નથી આત્મા અનાદિનો છે. આત્માનો પૂર્વે મોક્ષ થયો નથી. જો પૂર્વે કદી મોક્ષ થયો હોત તો અત્યારે સંસારમાં ન હોત, સંસારપર્યાયમાં ન હોત, ચાર ગતિમાં રખડતો ન હોત, વિકારમાં ન હોત.

વર્તમાનમાં આત્મા સંસારમાં છે તે કોનાથી બંધાયેલો છે? જીવ પોતે પોતાના અશુદ્ધ ભાવથી બંધાયેલો છે. રાગ, મોહ, સંકલ્પ, વિકલ્પ તે જીવના શુદ્ધ ભાવ નથી કર્મે તેને બાંધ્યો નથી, વ્યવહારભાષામાં તેમ કહેવાય છે, પરંતુ વાસ્તવિક રીતે તો જીવ પોતાના અશુદ્ધ ભાવથી જ બંધાયેલો છે. જીવે પોતે અશુદ્ધ ભાવ કર્યા, તેના નિમિત્તથી બંધાયેલો છે. જીવનો સ્વભાવ પુણ્ય, પાપ, શુભ, અશુભ ભાવથી રહિત છે. શુદ્ધ જ્ઞાયક સ્વભાવ છે. તેને પોતાનો સ્વભાવ ન માનતાં વિકારને પોતાનું કર્તવ્ય માનવું, સંકલ્પ–વિકલ્પને પોતાનું કર્તવ્ય માનવું, તે અશુદ્ધ ભાવ છે. પોતાના અશુદ્ધ ભાવથી જીવ બંધાયેલો છે પોતે પોતાના પુરુષાર્થથી શુદ્ધ બની જાય તો કર્મો તેને રસ્તે ચાલ્યાં જાય, પરંતુ પોતાના શુદ્ધ ભાવને ન માનતાં, તેનો આદર ન કરતાં, વિકારને પોતાનો સ્વભાવ માનવો તે અશુદ્ધ ભાવ છે.

મનુષ્ય જીવન એ નાટક છે. નાટકમાં નિરંતર એક પછી એક દૃશ્ય બદલાતાં રહે છે. સીનેમાનાં ચલચિત્રો તો તમે જોયાં

હશે! કેટલી ઝડપે ગમનાગમન કરે છે? ક્યારેક સારાં તો ક્યારેક ખરાબ દૃશ્યો આવ્યાં જ કરે છે. સામાન્ય સંસારી માણસ જોવા બેઠો હોય અને સારું દૃશ્ય આવે તો આનંદ અનુભવે છે. લાગણીઓમાં વહેતો થાય છે. તેમાં ઓતપ્રોત થઈને ક્ષણભંગુર, મનોહર દૃશ્યને જીવનનું કાયમી દૃશ્ય સમજવા લાગે છે. ત્યાં તે પોતાની જ્ઞાતા-દૃષ્ટારૂપ જાતને ખોઈ બેસે છે, અને સર્વથા દીનહિન થઈ જાય છે. એજ ન્યાયે સંસારરૂપી નાટકનાં દૃશ્યો જુઓ. પૂર્વના પુણ્ય – પાપના ફળરૂપે સગવડતા, અગવડતારૂપ દૃશ્યો સંસારરૂપ નાટકમાં બદલાયાંજ કરે છે. તેમાં જ્યારે પૂર્વના પુણ્યરૂપ સગવડતાનાં દૃશ્યો આવે ત્યારે જીવ સગવડતામાં ઓત-પ્રોત થઈ આનંદ અનુભવે છે, અને માને છે કે હવે મારી દશા બદલાવાની નથી, પરંતુ સવાર કેવી ઊગશે તે ખબર નથી. આવા ક્ષણભંગુર પ્રસંગને પોતાનું કર્તવ્ય માની બેસે છે. તે માનવારૂપ જે ભાવ તે અશુદ્ધ માન્યતાનો ભાવ છે, અને તેનાથી જ જીવ, બંધાયેલો છે, કર્મે તેને બાંધ્યો નથી પૂર્વનાં પાપનાં ફળરૂપે અગવડતાનાં દૃશ્યો આવે ત્યારે કહે છે કે–'આ તો ભોંમાંથી ભાલાં નીકળ્યાં.' 'પણ ભાઈ! ભોમાંથી નથી નીકળ્યાં, તેં જ વાવ્યાં છે, માટે તું જ લણી લે.' પરંતુ તેમ કરવાને બદલે એટલે સમભાવે સહવાને બદલે જીવ, દુ:ખમાં ઓતપ્રોત થઈ જાય છે; અને માને છે કે હું અનાથ થઈ ગયો. તે માન્યતારૂપ ભાવ તે અશુદ્ધ ભાવ છે, જેનાથી જીવ બંધાયેલો છે. લગભગ અખિલ માનવ સૃષ્ટિ આ રીતે હસવામાં, રોવામાં, તેમાં ઓતપ્રોત થઈ જવામાં અને તેને જ પોતાનું કર્તવ્ય માનવામાં જીવન ગુજારી દે છે. આમાંથી ધર્માત્માને બાદ ગણવા. પરંતુ જ્ઞાની આપણને પડકાર કરીને કહે છે કે–'આત્માનો સ્વભાવ હસવાનો કે રોવાનો

નથી. પરંતુ પુણ્ય-પાપનાં દૃશ્યોથી રહિત, સગવડતા, અગવડતાનાં દૃશ્યોથી રહિત, શુદ્ધ જ્ઞાતા, દૃષ્ટાપણાનો છે. તે સ્વભાવને ન માનતાં પૂર્વના પુણ્ય-પાપથી આવતાં ફળો તેને, ઓ મૂઢ! પોતાનું કર્તવ્ય માનવું, આ અશુદ્ધ ભાવથી જ જીવ બંધાયેલો છે. આ શરીર, મન, વાણી, આઠ કર્મો તે જડ છે. તે જડ પુદ્ગલોનું પરિણમન છે. આત્મા તેનાથી જુદી જ વસ્તુ છે. આ શરીરાદિ મારા, અને તેનું હું કંઈ કરી આપું તે સ્થૂલ મિથ્યાત્વ છે. એટલે જાડું મિથ્યાત્વ છે. આત્માની દશામાં ક્ષણે ક્ષણે પુણ્ય-પાપની એટલે વિકારની લાગણી થાય છે, તેને પોતાનું સ્વરૂપ માનવું તે પણ મિથ્યાત્વ છે.

પોતાના આત્માને કેવા સ્વરૂપથી ઓળખવાથી, જાણવાથી પોતાનો શુદ્ધ ભાવ પ્રગટે અને અનાદિનું આ બંધન ટળે તે જ્ઞાનીઓ આ ન્યાય દ્વારા બતાવે છે. આત્માનો ત્રિકાળ એકરૂપ સહજ ચૈતન્ય સ્વભાવ છે. તેની શ્રદ્ધા કરવાથી મિથ્યાત્વ ટળે છે, તેમાં વિશેષ સ્થિરતા એટલે લીનતા કરવાથી કષાય ટળે છે, અને છેવટે અકંપન દશા પ્રાપ્ત થાય છે.

છઠ્ઠો પ્રશ્ન એ છે કે એક દ્રવ્યથી બે ક્રિયા બને કે નહિ? લોકો એમ બોલે છે અને એમ જ સમજીને બેઠા છે કે અમે મનની ક્રિયા કરીએ છીએ, અને સમજણની ક્રિયા પણ કરીએ છીએ. પરંતુ મનની-વચનની અને કાયાની ક્રિયા તે જડની ક્રિયા છે. તે જડની ક્રિયા પણ કરું છું, અને જ્ઞાતા, દૃષ્ટા, જ્ઞાયકપણે રહીને સમજીને પણ કરું છું એમ જાણક સ્વભાવ રૂપ પોતાની સમજણની ક્રિયા અને તેજ સમયે મન, વચન, કાયાની એટલે જડની ક્રિયા હું કરું છું-તે બે ક્રિયામાં તો વિરોધીપણું છે, માટે એક દ્રવ્યથી

બન્ને ક્રિયા બને જ નહિ. ધર્માત્મા જ્ઞાની, પુણ્યને કર્તાબુદ્ધિએ ગણતો નથી, અને પોતે જ્ઞાતા, દ્રષ્ટા છે પણ કર્તા નથી. એટલે ધર્માત્મા જ્ઞાની, પુણ્યને કર્તાબુદ્ધિએ કરતો નથી, બાંધતો પણ નથી. એટલે જે પરમાણુ છે એને તેનાથી ભિન્ન રહીને જાણે છે. કર્મનો પ્રવાહ ચાલ્યો આવે છે તેને જ્ઞાની જેમ છે તેમ જાણ્યા કરે છે, અજ્ઞાની તેમાં કર્તૃત્વ બુદ્ધિ કરીને સલવાઈ જાય છે. માટે એક દ્રવ્યમા એક સમયે બે ક્રિયાનું બનવાપણું હોતું નથી.

**દૃષ્ટાંત :-**

**અર્જુન માળી :-** અર્જુનનો અર્થ સુવર્ણ પણ થાય છે. આત્મા અર્જુન જેવો છે, એટલે સો ટચનું સોનું છે. હવે ઉપાદાનની શકિત જાગૃત થતાં નિમિત્ત આવે, ઉપાદાનની શુદ્ધ કે અશુદ્ધ શકિત જાગૃત થતાં નિમિત્ત આવે. આખો સંસાર નિમિત્ત ઉપર ઊભો છે. અર્જુન માળી એક યક્ષની સેવા કરતો હતો, સેવા સાથે પૂજા પણ કરતો હતો, ખૂબ હૃદયના ભાવ અને ઉમળકાથી પૂજા કરતો હતો, તન, મન, અને ધનથી કરતો હતો. તે જ ગામમાં છ દુર્જન, વિષયલંપટ, વિષયના ભિખારી પુરુષો રહેતા હતા. પાંચ ઈંદ્રિય અને છઠું મન જો અવળું પડે તો વિષયલંપટ પણાનું પાપ લાગે, અને પોતાના સ્વરૂપની હિંસા થાય. તે છ પુરુષોએ તે અર્જુન માળીની સ્ત્રીને પકડીને, માળીને દોરડેથી બાંધીને, તેની સ્ત્રીના શિયળનો ભંગ કરી ચાલ્યા ગયા. આ બધું જોતાં અર્જુનને રગેરગે ક્રોધ વ્યાપી ગયો અને ક્રોધના આવેશમાં યક્ષને ઠપકો આપી કહેવા લાગ્યો. 'અરે પથ્થર! મેં જીંદગીભર તારી સેવા કરી, અને મારી હાજરીમાં મારી જ સ્ત્રીને પરપુરુષ ભોગવે અને તું જોયા કરે એનો શો અર્થ? તું સહાય આપે છે કે નહિ? નહિતર તને

હમણાંજ ઉખેડીને ફેંકી દઉં છું’ ત્યાં તો યક્ષે અર્જુન માળીના શરીરમાં પ્રવેશ કર્યો, અને તે પ્રવેશ કરતાંની સાથે જ અર્જુન માળીએ છએ પુરુષને તથા પોતાની સ્રીને મારી નાખી. આમ દરરોજ છ પુરુષ તથા સ્રીને મારતો. પરિણામે શહેરમાં ત્રાસ ફેલાઈ ગયો નગરમાં રાજાએ ઢંઢેરો પીટાવ્યો કે–“કોઈ શહેર બહાર નીકળશો નહિ, અર્જુન માળી જે તરફ ફરે છે તે તરફ કોઈ જશો નહિ” છતાં પણ તે તો રોજરોજ છ પુરુષ અને એક સ્રીની હત્યા કરે છે. આ ઉપદ્રવ છ માસ ચાલ્યો, તેમાં તેણે ૧૨૬૦ હત્યા કરી. આજ નગરમાં તે નગર શેઠનો એક પુત્ર છે. તે ધર્માત્મા છે. પ્રભુ દર્શનની રુચિવાળો છે. તેણે સાંભળ્યું. કે–નગર બહાર ઉદ્યાનમાં સર્વજ્ઞ ભગવાન પધાર્યા છે. તે ખબર સાંભળતાં જ તેની રુચિએ જોર કર્યું. તેનુ નામ સુદર્શન છે. તેને પ્રભુદર્શનની ઇચ્છા થઈ. તે દિશા તરફ જ અર્જુન માળીનો ઉપદ્રવ છે. તે નગરશેઠનો પુણ્યવંત પુત્ર છે. તે પોતાના પિતા પાસે પોતાની ઇચ્છા જાહેર કર છે. પરંતુ પિતા ના કહે છે. પિતા કહે છે–“તે તરફ અર્જુન માળીનો ભયંકર ત્રાસ છે, માટે ત્યાં જવા મારી આજ્ઞા મળશે નહિ અહીંથી જ વંદન નમસ્કાર કરીને સતોષ માનો.” પરંતુ સુદર્શનનો પ્રભુ–દર્શનનો વેગ જોરદાર હતો, તેથી માબાપને કહીને નીકળી પડે છે. જે બાજુ અર્જુન માળીનો ત્રાસ છે, તે જ તરફ પ્રભુ મહાવીર પાસે જવાનો પંથ છે. ગામના માણસો ગઢ ઉપર ચડીને, સુદર્શનને જતો જુએ છે, અને મન ફાવે તેમ બોલે છે. “ડાહ્યા માણસોએ ના પાડી છતાં માન્યો નહિ. જોઇ લો, ધર્મના ઢીંગલાનું શું થાય છે.” સુદર્શન તો પ્રભુ સન્મુખ થવા માટે સ્વરૂપના લક્ષે ચાલ્યો જાય છે.

અર્જુન માળી ખરેખર પરમાર્થે તો સુવર્ણ સ્વરૂપ છે, પરંતુ તેણે જડ પ્રકૃતિની સહાયતા માગી છે, એટલે તેનું તે તરફ લક્ષણ છે. ઘાતીકર્મની પ્રકૃતિની સહાયતા માગી છે. જ્યારથી સહાયતા માગી છે ત્યારથી તે યક્ષભૂતડાને વશ થયો છે. અંદર ઘાતીકર્મનું ભૂતડુ પેસી ગયું છે, અને તેને વશ થવાથી હિંસાદિ ઉત્પાત મચાવ્યા કરે છે, સુવર્ણ જેવો અર્જુન માળી પ્રકૃતિને વશ થવાથી યક્ષરૂપ બની ગયો છે.

સુદર્શન, પ્રભુની સન્મુખ જઇ રહ્યો છે. તેજ વખતે ક્રોધથી ભરેલો અર્જુન માળી સુદર્શન તરફ હુંકાર કરતો હાથમાં મગદળ ઉપાડીને મારવા દોડતો આવે છે. આ પ્રસંગ જોઇ સુદર્શન, મર્યાદિત સંથારો કરી પદ્માસને બેસીને વિચારવા લાગ્યો. " હું શુદ્ધ છું, બુદ્ધ છું, નિરંજન છું, નિર્ભય છું, અવિનાશી છું, હું સ્વયં જ્યોતિરૂપ છું," એમ વિચારતો પ્રભુનું ધ્યાન ધરે છે. સુદર્શન મહા પુણ્યશાળી છે, ધર્માત્મા છે, આત્માના સ્વરૂપ તરફના વલણવાળો છે, અને સ્વરૂપને જાણનાર છે. અર્જુન માળી હાથમાં મગદળ લઇને સુદર્શન પાસે આવી પહોંચ્યો. પણ ત્યાંને ત્યાં થંભી ગયો, અને વિચારવા લાગ્યો. "આ પુરુષ કોઇ બીજી જાતનો લાગે છે. ઉત્તમ પ્રકારનો લાગે છે." તે જરાવાર થંભ્યો અને ટગમગ ટગમગ જોવા લાગ્યો. જોતાં સમજાયુ કે–"આજે હું કંઇ કરી શકીશ નહિ." હું જુદો છું, એમ વિચારવા માંડયો ત્યાં તો યક્ષભૂત અર્જુનના શરીરને છોડીને ચાલ્યું ગયું, અને છ માસનું ભૂખ્યું શરીર પડી ગયું. સાવધાન થઇને તે સુદર્શનને પૂછે છે. "ભાઇ, તમે કયા જાઓ છો ?" સુદર્શન કહે છે–"પ્રભુનાં દર્શન કરવા." અર્જુન પૂછે છે–"તમે પ્રભુનાં દર્શન કરવા જાઓ

છો, તો મને પણ લઇ જશો ?" સુદર્શને તેને સાથે લીધો. બન્ને પ્રભુ પાસે આવી પ્રભુને આદર પૂર્વક, પૂજ્યભાવે પ્રણામવંદના કરી સમીપે બેઠા, અને પ્રભુની વાણી છૂટી. તે સાંભળતાં અર્જુન માળી એકત્વ સ્વરૂપમાં ઠરી ગયો. બન્ને પાત્રતા લઇને ગયા હતા. જેમ દરિયાની માછલી સ્વાતિ નક્ષત્રના બિંદુની રાહ જોતી હોય છે, અને તે નક્ષત્ર આવતાં જ બિંદુ ઝીલી લે છે; પછી તેમાં સાચાં મોતી પાકયાં વગર રહે જ નહિ. તેમ અહીં પ્રભુની સ્વાતિ નક્ષત્રરૂપ વાણીનો વરસાદ, સ્વરૂપ લક્ષે ઝીલે છે, તે જાગ્યા વગર રહે નહિ. જાગેલો જીવ દાબ્યો રહેતો નથી. જ્યારે પોતે શુદ્ધ, અવિનાશી સ્વભાવે જાગ્યો, ત્યારે પ્રકૃતિનું ભૂતડું ટળ્યું. જે જીવ આત્માની સ્વાધીનપણે શ્રદ્ધા કરી પૂર્ણશુદ્ધ આત્માનું જ્ઞાન કરી પૂર્ણ સ્વભાવમાં સ્થિરતા કરે છે, તે જીવ કયાંય અટકતો નથી. તે પૂર્ણ સ્વરૂપ જરૂર પામે છે.

અર્જુન માળી પૂર્ણરૂપે જાગ્યો છે. હવે પૂર્ણ જ્ઞાન પ્રગટ કર્યે જ છૂટકો છે. અર્જુન માળી પ્રભુ પાસે દીક્ષિત થાય છે, સ્થિર થાય છે, સાધ્ય સાધ્યપણે આત્મામાં ઠરી જાય છે. સાધુ દશામાં વિચરતાં, પૂર્વ પ્રકૃતિના કારણે અનેક પ્રકારના ઉપસર્ગો અને પરિષહો આવે છે. તેને અર્જુન માળી શું માને છે, અને પહેલાં શું માનતો હતો, કયાં પહેલાની દશા, અને કયાં અત્યારની દશા ? તેના ભાવભેદ ઘણા છે તે અવસરે કહેવાશે.

---

## સંવત ૨૦૧૧ના શ્રાવણ સુદ ૬ રવિવાર તા. ૨૪-૭-૫૫.

ભગવતીજીના તેરમાં શતકની વાત ચાલે છે. કેવળજ્ઞાની ભગવાન શ્રી મહાવીર રાજગૃહી નગરીના ગુણુશીલ ઉદ્યાનમાંથી વિહાર કરી ચંપાપુરીના પૂર્ણુભદ્ર યક્ષના ઉદ્યાનમાં પધાર્યા છે. મહાવીર સમાન આત્મા અને યક્ષ સમાન પ્રકૃતિઓ, તેનું સ્વરૂપ બતાવે છે. આત્માના કાર્યને આત્મારૂપે જાણશે અને પ્રકૃતિના કાર્યને પ્રકૃતિરૂપે જાણશે, તેનાં જન્મ, જરા, મરણના ફેરા ટળી જશે. અનંત કાળથી જીવે ઊંધી માન્યતા કરી છે, પોતાના સ્વરૂપના કાર્યને જાણ્યું નથી, અને પ્રકૃતિના કાર્યને પોતાનું સ્વરૂપ માની બેઠો છે, તે જીવ પોતાના અને પ્રકૃતિના કાર્યને ભિન્નરૂપે સમજે તો આત્માનું કલ્યાણ થાય.

તે સંબંધી અર્જુન માળીનું ગઈ કાલે દૃષ્ટાંત આપ્યું. અર્જુન માળી જયારે પ્રકૃતિને આધીન હતો ત્યારે શું માનતો હતો, અને પ્રકૃતિના વલણમાથી છૂટ્યો ત્યારે શું માને છે, તેમાંથી ઘણું સમજવાનુ અને જાણવાનું મળે છે.

શ્રેષ્ઠી પુત્ર સુદર્શન પ્રભુ-દર્શનનો ઉત્કૃષ્ટ અભિલાષી છે. આત્માની સ્થિરતા સાધીને પૂર્ણ પુરુષાર્થ કરી સિદ્ધિ કરવાનો કામી છે સુદર્શન અને અર્જુન માળી બન્ને પ્રભુનાં દર્શન કરવા જાય છે. બન્ને પાત્રતા લઈને ગયા છે, તેથી પ્રભુની દિવ્યવાણી સાંભળી અર્જુન માળી ઠરી ગયો. તે વિશેષ સ્થિરતા રૂપ પામી જાય છે, અને સુદર્શન સમ્યગ્ ધર્મને પામી જાય છે. પ્રભુનાં દર્શન થતાં આત્મા જાગૃત થાય. જેનામાં સર્વજ્ઞ અંશની ચિનગારી પ્રગટ થાય, તે પૂર્ણ પ્રભુત્વને જરૂર પામે, એકતાપણું પામી જાય, અવિનાશી સ્વભાવ જાગી જાય.

આત્માની સ્વાધીનપણે શ્રદ્ધા કરી તેથી પૂર્ણ શુદ્ધ આત્માનું અખંડ જ્ઞાન કરીને તેમાં શ્રદ્ધા કરી છે. પૂર્ણ જ્ઞાનઘન, નિરાવરણ, મોક્ષ સ્વભાવ પ્રગટ કર્યે જ છૂટકો છે. પછી જીવ ક્યાંય અટકે નહિ, દ્રવ્ય ક્ષેત્ર, કાળ અને ભાવમાં ક્યાંય અટકવાનો આત્માનો સ્વભાવ નથી.

અર્જુન માળી પ્રભુ પાસે દીક્ષિત થયો સાધક દશા પામ્યો. છતાં પૂર્વ પ્રકૃતિના કારણે અનેક પ્રકારના પરિષહ અને ઉપસર્ગ આવે છે. જ્યારે અજ્ઞાન દશામાં હતો ત્યારે ઉપસર્ગો અને પરિષહો આવ્યા, અને સાધક દશામાં પણ આવ્યા, પરંતુ જ્ઞાનદશા હોવાથી સાધક તેને પોતાના માનતો નથી, તેને પોતાનું સ્વરૂપ માનતો નથી, તે તો જાણે છે અને માને છે કે—જેટલા ભૂંડાભાવ, અશુભભાવ થાય તે જીવ-સ્વરૂપ નથી. અર્જુન માળી કહે છે કે—ભૂંડાભાવ કરવામાં બાકી રાખ્યું નથી. તેજ અર્જુન માળી સાધક દશામાં જાણે છે કે—આ બધા પરિષહ તે હું નહિ, અને તે અશુભ ભાવથી પાપ કર્મ બંધાય તે પણ જીવ—સ્વરૂપ નથી. પાપ કર્મનો ઉદય થતાં બાહ્યમાં પ્રતિકૂળ સંયોગો થયા, તે પણ જીવ—સ્વરૂપ નથી. અને તે પ્રતિકૂળતા વખતે જે ખેદ થાય છે, સંકલ્પ—વિકલ્પ થાય છે તે પણ જીવ-સ્વરૂપ નથી. જીવનું સ્વરૂપ તે બધાથી અગોચર છે. અજ્ઞાનીએ પોતાના મૂળ સ્વરૂપને ન જાણ્યું તેથી બાહ્યમાં કમઠાણ ઊભુ કર્યું. તે પણ એવું ઊભું કર્યું કે અશુભ પરિણામ થયાં તે હું, પાપકર્મ બંધાય તે પણ હું, તેના ઉદયથી પ્રતિકૂળ સંયોગો આવ્યા તે બધાં મને દુઃખ કરનારાં. તેથી ખેદના, સંકલ્પ—વિકલ્પનાં પરિણામ થાય તેનો કર્તા હું છું, એમ અજ્ઞાનીએ આ દ્રષ્ટિથી આખો સંસાર ઊભો કર્યો છે. વિકારને પોતાનું સ્વરૂપ માની સંસારમાં રખડ્યા કરે છે.

આત્મા સહજ સ્વભાવે આનંદની મૂર્તિ છે. જ્ઞાનનો પિંડ છે. તેવા આત્મ–સ્વભાવમાં દુઃખ નથી. પરંતુ અજ્ઞાની જીવ પોતાના ત્રિકાળી સ્વરૂપને ભૂલીને બાહ્યમાં પોતાપણું માની રહ્યો છે. બહારની અનુકૂળતાથી પોતાને સુખી માની રાજી થાય છે, અને બહારની પ્રતિકૂળતા આવે તો પોતાને દુઃખી માની શોક કરે છે. હર્ષ કે શોકરૂપ ભાવો આત્માના સ્વભાવમાં નથી, આત્માને બહારના પદાર્થોથી સુખ કે દુઃખ નથી, તેમજ આત્માની ચૈતન્ય ભૂમિકામાં હર્ષ કે શોકને સ્થાન નથી. આવી સમ્યક્ શ્રદ્ધા કર્યા વગર જીવને સ્વભાવની જાગૃતિ કે શાંતિ થાય નહિ, અને અનાદિનો વિકારભાવ ટળે નહિ

બહારમાં અપયશ મળે, હાર થાય, પ્રતિકૂળતા આવે, તેને હવે અર્જુન માળી પાપ–પ્રકૃતિનું કાર્ય માને છે. પહેલાં એમ માનતો હતો કે બધું મારું કર્યું થાય છે, પરંતુ હવે તે ભાવ પલટાઇ ગયો. સાધક દશામાં ધર્મને પામેલા અર્જુન માળીને અનેક પ્રકારના પરિષહ આવે છે, પરંતુ પોતાના સ્વભાવમાં ધૈર્ય રાખીને તે બેઠો છે. તેનો અપયશ થાય છે, તેના પર પત્થરનો વરસાદ લોકો વરસાવે છે, છતાં શાંત છે. આ સ્થિતિમાં મૂઢ જીવો દુઃખ માને છે. મૂઢ જીવો બાહ્યની પ્રતિકૂળતામાં દુઃખ માની ખેદ કરે છે, કોઇ અંદરમાં શોક કરે છે, કોઇ અણગમો કરે છે, પરંતુ જ્ઞાની કહે છે કે કોઇને બાહ્યની પ્રતિકૂળતાનું દુઃખ નથી. ખરું દુઃખ તો પોતાની મૂઢતાનું છે. અત્યારે જે છે તેના કરતાં અનંતગણા પ્રતિકૂળતાના સંયોગો અનંતવાર આવી ગયા. મહા પાપ કરીને, પાપનાં પોટલાં ઉપાર્જન કરીને સાતમી નરકમાં, જ્યાં પાણી કે અનાજ નથી, એવા અપઇઠાણા નરકાવાસમાં ઉત્પન્ન

થયા છીએ. ત્યાં અબજોના અબજો વર્ષો સુધી રહ્યો ત્યાં કદી ચોખાનો એક કણિયો, પાણીનું ટીપું, વસ્ત્રનો તાંતણો પણ મળતો નથી, એવા સંયોગોમાં આ જીવ એકવાર નહિ પણ અનંતીવાર રહેવા છતાં જીવનો એક પ્રદેશ પણ ઓછો થયો નથી, જીવના ગુણોમાંથી એક ગુણ પણ ઓછો થયો નથી. એવો ને એવો પરિપૂર્ણ સ્વભાવ છે. માટે જ્ઞાની કહે છે, 'હે જીવ! તું બહારના સંયોગોથી જુદો છે. બાહ્ય સંયોગોના લક્ષે જે હર્ષ તથા શોકના ભાવ થાય છે તે પણ તારો સ્વભાવ નથી. તારો સ્વભાવ તો સહજ ચૈતન્યરૂપ છે. તે ચૈતન્ય સ્વભાવને તું ઓળખીશ ત્યારે સંસારનાં દુઃખ તારે ફરી ભોગવવાં નહિ પડે. આત્મા સિદ્ધ ભગવાન જેવો છે. જેમ સિદ્ધના આત્મામાં વિકાર કે દુઃખની ઉત્પત્તિ થતી નથી, તેમ આ આત્માના ચૈતન્ય ક્ષેત્રમાં–સ્વભાવમાં દુઃખ કે વિકારની ઉત્પત્તિ થતી નથી. આત્માના સ્વભાવમાં અતીંદ્રિય આનંદ જ ઉત્પન્ન થાય છે. વિકાર થાય છે તે ચૈતન્ય ભૂમિકામાં પાકતા જ નથી, ચૈતન્ય શકિતના આધારે ટકતા પણ નથી. એ તો એક સમયે આવે, અને બીજા સમયે ચાલ્યા જાય છે. ચૈતન્ય ભૂમિકાનો એવો સ્વભાવ છે કે તેમાં કેવળજ્ઞાન પ્રગટે, હર્ષ અને શોક રહિત કેવળ આનંદ જ પ્રગટે. વિકાર તે ચૈતન્યનો સ્વભાવ નથી. વિકાર તે પ્રકૃતિનું કાર્ય છે. અર્જુન માળીને અનેક પરિષહો આવવા છતાં, તે પ્રકૃતિના કાર્યને પ્રકૃતિમાં અને આત્માના કાર્યને આત્મામાં ખતવે છે. અને એ રીતે પુણ્ય, પાપ અને તેનાં કાર્યો, તે બધાનો જ્ઞાતા અને દૃષ્ટા છું તેવો ભાવ કરી, સળંગ જ્ઞાનમાં સ્થિરતા કરીને તેણે પોતાનું આત્મકલ્યાણ કર્યું. આ દૃષ્ટાંતમાંથી ઘણું સમજવાનું છે. એક જ આત્માની, પહેલાનો કેવી દશા અને અત્યારની કેવી દશા, તે વિચારવાનું છે. બન્ને દશા જુદી છે. યક્ષની પ્રકૃતિને જો મૂકી દેશો, તો કલ્યાણ થશે.

પરંતુ જે જીવને પુણ્યાદિ ભોગવતાં તેમાં અનુકૂળતામાં સુખ બુદ્ધિ છે, જેને પુણ્ય કરવાની જ મીઠાશ છે એવા ઉપદેશકો અને કહેવાતા ધર્મીઓ, તેવા બાલ જીવો, માત્ર પુણ્યની ક્રિયા ઉપર, બાહ્ય ક્રિયા ઉપર ખૂબ જોર આપે છે, ફકત દેહના બ્રહ્મચર્ય ઉપર, બાહ્ય ક્રિયા ઉપર ભાર આપે છે, અને બાહ્ય સ્થૂલ દયા, દાનાદિ અને ગોઠતા રાગની ક્રિયાના પોષણની વાત કરે છે. પરંતુ સમ્યગજ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ તેજ ધર્મ છે અને તેજ મોક્ષનો ઉપાય છે, તે વાતને સ્વપ્ને પણ જાણતા નથી. કર્તૃત્વભાવની અને બંધકથાની વાત તો જીવે અનંતીવાર સાંભળી છે, અને રુચિ પણ રાખી છે. માત્ર વર્તમાનની દૃષ્ટિવાળા પ્રકૃતિના વલણમાં પડેલા, પુણ્યની જ મીઠાશવાળા, માખણ ચોપડનારા, વાહવાહ કરીને તેવા ઉપદેશકનું, મિથ્યાદૃષ્ટિ ઉપદેશકનું, માન વધારે છે. પણ જ્ઞાની કહે છે કે-શ્રદ્ધા પૂર્વક બ્રહ્મચર્ય પાળો, ઉપવાસ કરો; અને તે ભાવ આવ્યો તે પુણ્યનાં પરિણામ છે. પરંતુ તેની પાછળ, ઇચ્છા નિરોધ ભાવને લાવો સમ્યગદર્શનની પાછળ પાંચે વ્રતોનું પાલન હોય, અને તેને તેજ પ્રમાણે ખરાવો, તેમ ખતરીને સ્વરૂપમાં ઠરી જાઓ. કેવળજ્ઞાન પણ થશે. પરંતુ તેમ નહિ માનનારા પ્રકૃતિના વલણવાળા છે. તેમને સાચો વિવેક સમજાતો નથી. કારણ ભગવાન આત્માનું મહામાન તેમની દૃષ્ટિમાં આવતું નથી. આત્માનું સહજ સ્વરૂપ અને તેની રહસ્યભૂત વાતોની ઝીણવટમાં પડવાનું તેને પોષાતું નથી.

શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ૨૯ માં અધ્યયનમાં

"जहा सूई ससुत्ता पडिया न विणस्सई,
तहा जीवे ससुत्ता संसारे न विणस्सई ।

ઓઘ પદ માં" એક વાત કહી છે કે પાકા સુતરના તાર પરોવેલી સાય ખાવાઈ જાય નહિ, તેમ સંસારરૂપી કર્મના કચરામાં અનંત રજકણા વચ્ચે રહેવા છતાં તે સમ્યગ્દર્શનરૂપી શ્રદ્ધા સાથે, જ્ઞાનની સ્થિરતા સાથે, આત્માની પૂર્ણતાની સાક્ષી લાવે તો તે જીવ સંસારમાં ખાવાઈ જવાનો નથી, પરંતુ અલ્પકાળમાં મોક્ષ સ્વભાવ પ્રગટ કરશે માટે હે ભવ્ય જીવો! બાહ્યના ઐશ્વર્યને ભૂલો અને પૂર્ણ સ્વાધીન સ્વભાવનો સ્વાદ કરો, આદર કરો, ત્યારે જ સત્ય સમજાય છે.

લોકાને સત્યની પરીક્ષા નથી, સત્યનો આદર નથી, મહાવીર પ્રત્યેનું વલણ નથી, પ્રકૃતિની જ રુચિ અને વલણ છે, અને બાહ્ય પુણ્યાદિનું મહાત્મ્ય અને મીઠાશ છે, તેથી ભગવાન આત્માની વાતો, જ્ઞાન, દર્શનની વાતો, મોક્ષની વાતો ઘણી જ દુર્લભ થઈ પડી છે. પુણ્ય અને પુણ્યના ભાવોનો આદર કરનારાઓએ આત્માનો આદર કર્યો નથી. આત્માનો અનાદર કરીને પુણ્ય અને તેના ભાવોનો આદર કર્યો છે.

તીર્થંકરદેવ પુણ્યમાં જબરા, અને આત્મ–ગુણમાં પણ જબરા છે, તેથી મોક્ષે પધાર્યા ચક્રવર્તીઓ પણ જે પુણ્યમાં જબરા હતા પણ ગુણમાં, આત્મ–ગુણમાં મીંડાં હતાં, તે પુણ્યનો આદર કરીને મરીને સાતમી નરકે ગયા. પૂણીઆ શ્રાવક પુણ્યમાં મીંડાં હતા પરંતુ ગુણમાં જબરા હતા, તો એક ભવ કરીને મોક્ષે જશે પુણ્યમાં પણ મીંડાં અને ગુણમાં પણ મીંડાં જોવાં હોય તો જગતના વિષય–ભોગના ભિખારીઓને જોઈ લ્યો કે જે મરીને દુર્ગતિમાં જવાના છે.

પાપની અપેક્ષાએ પુણ્ય નિંદનીય નથી, પરંતુ પુણ્ય તે પોતાનો સ્વભાવ નથી. જેટલા ઔદયિક ભાવો છે તે બધા જડ

પ્રકૃતિનું કાર્ય છે, પરંતુ જ્ઞાની ધર્માત્માનું કાર્ય નથી. આમ જાણીને પ્રકૃતિ તરફના વલણ તરફથી ખસીને, પોતાના ઘરની રુચિ કરશે તેજ સ્વરૂપને પામશે.

---

## સંવત ૨૦૧૧ના શ્રાવણ સુદ ૭ સોમવાર તા. ૨૫-૭-૫૫.

ચંપાનગરી, પૂર્ણભદ્રયક્ષ જ્યાં છે તે ઉદ્યાનમાં મહાવીરદેવે વાસ કર્યો. અત્યાર સુધી યક્ષ સમાન પ્રકૃતિઓ અને મહાવીર સમાન આત્માનું સ્વરૂપ વર્ણવ્યું. ભગવાન આત્માનું કાર્ય અને સમ્યગ્દર્શન શું, તે જણાવી રહ્યા છે, પ્રભુ આત્મધર્મ જણાવી રહ્યા છે. તેમાં આત્માનું અને પ્રકૃતિનું જે કર્તવ્ય બતાવ્યું તે બધું ત્રણે કાળ માટે સિદ્ધ થયેલું તેમણે કેવળજ્ઞાનમાં જોએલું છે, તે વર્ણવ્યું છે. અત્યારે મહાવિદેહ ક્ષેત્રમાં જઘન્ય વીશ તીર્થંકર બિરાજે છે. તે તીર્થંકર દેવો સત્પદરૂપ આત્મ-સ્વરૂપને જણાવી રહ્યા છે. એક, એક આત્મામાં પરમાત્માપણું, સર્વજ્ઞતા, સ્વાધીનપણે છે. તે ત્રણે કાળે નિરુપાધિક, અબાધિત છે તેમ ભગવાન જણાવી રહ્યા છે. તે બધું છે તે પરરૂપે નથી. પણ સ્વરૂપે છે. સંકલ્પ-વિકલ્પ રહિત છે, શુભાશુભ ઇચ્છા રહિત છે. સમ્યગ્દર્શન જ્ઞાન, ચારિત્ર, તપરૂપ ધર્મ છે. જેને સાચી સમતાને શાંતિની જરૂર છે તેને આ ધર્મ સમજ્યે જ છૂટકો છે.

આ આત્મા અસંયોગી, અસ્પૃશી અને અસંગ છે. વર્ણ, ગંધ, રસ કે સ્પર્શ આત્માને નથી. વિપરીત અભિપ્રાય અને વિરોધ રહિત, સમ્યગ્દર્શન, જ્ઞાન સ્વરૂપ, જ્ઞાતા, દ્રષ્ટા, અરાગી આત્મા, નિશ્ચયથી પરની સહાય વિનાનો, પૂર્ણ કૃતકૃત્ય, સ્વાધીન છે.

આવી શ્રદ્ધા તે સમ્યગ્દર્શનરૂપ ધર્મ, અને એમાં જ સ્થિરતા તે સમ્યક્ચારિત્રરૂપ ધર્મ છે. તેમાં દેદીપ્યમાનપણું પ્રગટ થાય તે સમ્યક્તપરૂપ ધર્મ છે, તેમાં કોઈ વિકલ્પ પેસી શકે નહિ. જન્મ–મરણ મટાડવાને માટે આ વાતને સમજીને, પૂર્ણભદ્રયક્ષ અને મહાવીરના ન્યાયને સમજીને, પૂર્ણભદ્રયક્ષ તે પ્રકૃતિનું સ્વરૂપ અને મહાવીર તે આત્માનું સ્વરૂપ, તેના ન્યાય દ્વારા સહજ સ્વભાવ, પરની સહાયતા વિનાનો, સ્વાધીન સ્વભાવની તારે અંદરથી હા લાવવી જ પડશે, અને તેની સાક્ષી પોતાને પોતાની શ્રદ્ધામાં અને પોતાના જ્ઞાનમાં આવે છે. ત્રિકાળ જ્ઞાનીનો આ માર્ગ છે, રાંકનો માર્ગ નથી. જે આ વાતની એટલે આત્માના સ્વરૂપની, નિજધર્મની–તે જેમ છે તેમ રુચિ અને વલણ આ માનવ ભવમાં ન કરે એટલે સત્પદ પ્રરુપણાની ના પાડે તેને અભવી જાણવો, અથવા અનંત સંસારી જાણવો. ભવભ્રમણમાં રખડવાવાળો માનવો. તેની સ્થૂલ બુદ્ધિથી, અને સ્થૂલ દૃષ્ટિથી સર્વજ્ઞનો ન્યાય નહિ પકડાય, તો પણ સર્વજ્ઞના જ્ઞાનનો નકાર કરવો તે અનંત જ્ઞાનીઓની આશાતના છે. આશાતના કરવાવાળાનો મોક્ષ ત્રણે કાળમાં નથી. વ્યવહારમાં તેને આપણે અનંત જ્ઞાનીઓની આશાતના કહીએ છીએ, પરંતુ નિશ્ચય નયથી તો તે પોતાના આત્માનો નકાર છે. તેથી તે પોતાના આત્માની જ અશાતના કરનારો છે.

ભગવાન મહાવીર એક વખત કહેતા હતા કે–“ અમારા અનંત જ્ઞાનીઓની આ ઝીણી વાત, સૂક્ષ્મ ન્યાયને સાધુ–સાધ્વી ન સમજી શકે તોપણ તેનો નકાર ન કરાય. પરંતુ તેઓ એમ કહે કે–અમારી જાડી બુદ્ધિથી આ વાત પકડાતી નથી, પરંતુ જો તેઓ નકાર કરે તો તેથી અનંત જ્ઞાનીઓની આશાતના થાય છે, અને નિશ્ચયથી પોતાના જ્ઞાનની આશાતના છે.”

કોઈ એમ માને કે મને તેમાં વિરોધ નથી, પરંતુ યથાર્થ શ્રદ્ધા અને હું કોણ છું તેના ભાવ વગર, તેને ગૌણતામાં અનેક વિરોધી અભિપ્રાય ઊભા છે. એ કયારે મુખ્યતામાં આવી જાય અને કયારે નકાર થઈ જાય તે કહેવાય નહિ. આવા જીવો પણ દીર્ઘસંસારી છે.

અંદરમાં વિરોધ છે. સૂક્ષ્મ ભૂલ છે તેને સમજીને ટાળે તો પોતાના વીતરાગ સ્વભાવની, ઘરની વાત અવિરોધપણે અહીં બેઠા બેઠા સમજાય તેવી છે, અને અનુભવી પણ શકાય છે. સત્ સ્વભાવની શ્રદ્ધામાં એટલે પોતાના સમ્યગ્ અભિપ્રાયમાં ઠરવું તે જ ધર્મ છે. આ સત્ ધર્મને જે સમજે, માને, અને કબૂલે તેને ચોવીસે કલાક ધર્મ છે.

શ્રેણિક મહારાજા સમ્યગ્દર્શનને પમ્યા. તે સમ્યગ્દર્શન જ્યાં સુધી ટકે છે ત્યાં સુધી તેમને સદાય ધર્મ છે, પછી ભલેને તે ગમે તે ગતિમાં જાય. જ્ઞાન પોતાના એકત્વભાવમાં ટકીને સદાય જ્ઞાનમાત્ર ક્રિયા જે વીતરાગ ભાવે કરે છે તે જ ક્રિયાથી ધર્મ છે અને તેથીજ તેનો મોક્ષ છે. એટલે અહિં જ્ઞાતા પોતે દર્શન, જ્ઞાન, ચારિત્રમાં ટકીને સદાય પોતાના વીતરાગભાવે ક્રિયા કરે છે તે જ પોતાનો વીતરાગ ભાવરૂપ ધર્મ છે.

લોગસ્સ બોલતી વખતે તમે શું કહો છો ?

"चदेसु निम्मलयरा आइच्चेसु अहियं पयासयरा
सागरवर गंभीरा सिद्धासिद्धिं मम दिसंतु।"

ચંદ્ર જેવા તમે નિર્મળ છો એટલે સમ્યગ્દર્શન નિર્મળ છે, સૂર્ય જેમ પ્રકાશ કરે છે તેમ જ્ઞાન પણ પ્રકાશ કરે છે, અને ચારિત્રમાં સાગર સમાન ગંભીર છો તેમ તમે પણ આ ત્રણ પદમાં ટકીને વીતરાગ ભાવે ક્રિયા કરશો તો 'સિદ્ધાસિદ્ધિ' પદને પામશો.

માટે અનાદિના અધર્મના પરિણામને ટાળીને પોતાની જ્ઞાનક્રિયાની સ્વાધીનતાને સ્વીકારીને એકત્વ જ્ઞાનભાવમાં ટકવું તેજ આત્માનું કર્તવ્ય અને ધર્મ છે. મારો સ્વભાવ નિરુપાધિક છે, તો હવે એવોજ થાઉં એમ પૂર્ણ પવિત્રતાના લક્ષે જ્ઞાનબળનો પુરુષાર્થ જરૂર ઊપડે છે. પ્રથમ વિપરીત અભિપ્રાય રહિત આત્માની સાચી શ્રદ્ધા જોઇએ. પૂર્વે શ્રદ્ધા વિના અનંતવાર ભલા ભાવ કર્યા પરંતુ સહેજ સ્વભાવી, નિર્મળ જ્ઞાનઘન આત્માને જ સમજ્યો નહિ. સત્‌ધર્મનું મૂળ એક સમ્યગ્દર્શન છે. તે સિવાય બધું કરી ચૂક્યો, પરંતુ જ્ઞાનમાં આવી આત્માનું સાચું ભાન કર્યું નથી. અનંતીવાર લૌકિક અને લોકોત્તર નીતિરૂપ ધર્મને પામ્યો, છતાં પોતાના સ્વરૂપને ન પામ્યો. હવે અંતરંગ સ્વાધીન સ્વરૂપ સમજવા માટે દિવ્ય દૃષ્ટિ વડે જ્ઞાનનો અપૂર્વ પુરુષાર્થ લાવો. દરેક આત્મામાં તે જાતની અનંતી પાત્રતા ભરી છે, પણ લાયકાત જોઇએ. અનંતજ્ઞાન શકિત સ્વાધીન છે. સાચી શ્રદ્ધા અને સાચું જ્ઞાન એક અંશે પણ પ્રગટ્યું તે પોતાનો—જ્ઞાતાનો ધર્મ છે. જેને હું પરથી મુકત છું તેવી સ્વાધીનતાની શ્રદ્ધા થઇ તે અંતરંગમાં મુકત છે. પૂર્ણતાની શ્રદ્ધા પછી જેટલે અંશે નિરુપાધિક જ્ઞાનની શ્રદ્ધા થઇ તેટલી મુકિત છે. દરેક સમયે મોક્ષ સ્વભાવ પ્રગટ થાય છે. જોઈ લીઓ, શ્રેણિક મહારાજાનું ૮૪ હજાર વર્ષનું અંતર કંઢી નાખો તો શ્રેણિક રાજા મોક્ષમાં જ બિરાજે છે.

જેમ સો ગાઉના રસ્તે સિદ્ધપુર જવું હોય ને રસ્તામાં આગળ ચાલતાં થાક લાગ્યો, રાત પડી, વચ્ચે ધર્મશાળા આવે અને ત્યાં એક રાત થાક ઉતારવા રહેવું પડે, તેથી તે ધર્મશાળાનો ધણી બનીને બેસી જતો નથી. પરંતુ રાત્રિએ પણ તેને સિદ્ધપુર પહોંચવાનાં સ્વપ્નાં આવે છે અને વિચાર પણ એ જ છે કે–ક્યારે સવાર પડે અને ક્યારે સિદ્ધપુર તરફ જવા ઊપડીએ અને ત્યાં પહોંચી જઈએ. ત્યાં આરામ માટે રાત્રિ રહ્યો, છતાં ભાવ તો આવાજ હોય છે. તેમ આ ક્ષેત્રે, આ કાળે, દ્રવ્યમોક્ષ નથી. પરંતુ જ્ઞાનબળના વીર્યને અને પુરુષાર્થને વધારતો રહે, વીતરાગ ભાવ વધારતો રહે, અને પૂર્ણ વીતરાગ થયા પહેલાં આ દેહ છૂટી જાય છે ત્યાં ભાવસમાધિ અને આત્માનું સળંગ જ્ઞાન સાથે લઈને જાય છે. દેવગતિમાં જાય છે. ત્યાં પણ વિસામો લે છે, પરંતુ વૈક્રિય શરીરરૂપી ધર્મશાળાનો ધણી થઈ જતો નથી.

કેટલાક જીવો આ શરીરરૂપી ધર્મશાળાના ધણી થઈને બેસે છે, તેથી ચાર ગતિની બેડીમાં પડે છે, પરંતુ જે જીવ આ શરીરનો ધણી થઈને બેસતો નથી, પરંતુ તેને વિસામારૂપ ગણે છે તે જ્યાં જાય છે ત્યાં આત્માનું સળંગજ્ઞાન સાથે લઈને જાય છે, અને ત્યાં પણ પોતાના જ્ઞાનસ્વભાવમાં ટકી રહેવાની જાગૃતિ રાખે છે. અધૂરી સાધના પૂરી કરવાની ધગશ અને ઝંખના રહે છે. તે ઝંખના સહિત તે ધર્મશાળામાં થાક ઉતારવા રોકાય છે. પરંતુ ધર્મશાળાને બાપની કરવા રોકાતો નથી. દેવગતિમાં પણ અધિક બળ મેળવવા માટે રોકાયો છે.

પુરુષાર્થ જે કર્યો હતો તે મોળો રહી ગયો, અને તેમાં થાક લાગ્યો, તેથી થાક ખાવા રોકાયો, પરંતુ ત્યાં પણ પ્રભાત

થવાની રાહ જુએ છે. પ્રભાત થાય કે તુરતજ પૂર્ણ પુરુષાર્થ કરી પૂર્ણ થઈ જઉં એ જ તેની ભાવના છે. હું સિદ્ધપુરની વાટે ચડયો છું. હું સ્વયંસિદ્ધ પરમાત્મા છું, તો હવે તેવો જ થઈ જઉં અને પૂર્ણતાએ પહોંચી જઉં. થાક ખાવા બેઠો છે ત્યારે પણ આજ ભાવના ભાવે છે. ભાવનાની પાછળ પૂર્ણતાએ પહોંચવાનો ભાવ છે, અને તે જ પોતાનો ધર્મ છે. પૂર્વાપર વિરોધ રહિત, સાચી શ્રદ્ધા, સાચું જ્ઞાન, તથા સાચું વાસ્તવિક ચારિત્ર, તેમાં ટકી જવું એ જ સંવર છે, એ જ સ્થિરતા છે અને એજ ધર્મ છે. તે ધર્મને પહોંચી વળવા માટે આત્માની રુચિરૂપ વ્યવહાર કરવા યોગ્ય છે.

એક હોય ત્રણ કાળમાં, પરમાર્થનો પંથ,
પ્રેરે તે પરમાર્થને; તે વ્યવહાર સંમત.
આત્મસિદ્ધિ શાસ્ત્ર–ગાથા ૩૬.

નિશ્ચય અને વ્યવહાર ધર્મને જે જીવ જેમ છે તેમ જાણશે, તે જીવનું કલ્યાણ થઈ જશે. વીતરાગની વાણીને સાંભળીને અનેક જીવો ધર્મને પામી ગયા.

હવે ભગવાન મહાવીરદેવ વિહાર કરી કઈ તરફ જાય છે તે સમજાવે છે. તે કાળ અને તે સમયે સિંધુ નદી પાસે સૌવીર દેશને વિષે વીતીભય નામે નગર હતું. સિંધુ નદીના કાંઠાનો દેશ તેને સિંધુસૌવીર દેશ કહે છે. ત્યાં ભગવાન મહાવીરના વખતમાં ઉદાયન રાજા થઈ ગયા છે, તેના જીવનમાંથી ઘણું જાણવાનું મળે છે, તેનો વિસ્તાર અવસરે કરાશે.

---

## સંવત ૨૦૧૧ના શ્રાવણ સુદ ૮ મંગળવાર તા. ૨૬–૭–૫૫.

ભગવતી સૂત્ર તે પાંચમું અંગ છે. તે સૂત્રના આધ્યાત્મિક અર્થોનું પાન એટલે જ્ઞાનનું પાન પોતાના ત્રિકાળી સ્વરૂપને પ્રગટ કરાવે છે. જ્ઞાનામૃત પાન, આત્માની સ્વભાવિક, અજર, અમર શકિતને પ્રાપ્ત કરાવે છે. મુકિતગામી આત્મા જ ભગવતીજીના સિદ્ધાંતના જ્ઞાનામૃતનું શ્રવણ, મનન, નિદિધ્યાસન અને સ્વરૂપમાં પરિણમન, ભાવપૂર્વક કરી શકે છે. તે સૂત્રનું પાન, વકતા અને શ્રોતાની શાંતિને વધારે છે એટલે ક્ષયોપશમ શકિતને વધારે છે. આધ્યાત્મિક રસના પાનથી જેનું જીવન તરબોળ થયું હોય, આત્માના પ્રદેશ ઉપરથી અમુક કર્મો ખસી ગયાં હોય તે જ જીવ આ સૂત્રના આધ્યાત્મિક અર્થને સાંભળવાની યોગ્યતા પામ્યો છે.

કર્મો આઠ છે, તેમાં આયુષ્યકર્મ સિવાયના સાત કર્મોની સ્થિતિ જ્યાં સુધી એક ક્રોડાક્રોડી સાગરોપમથી પણ ઓછી થતી નથી ત્યાં સુધી શ્રી મહાવીર દેવના આધ્યાત્મિક વચનોનું ભાવથી શ્રવણ થઈ શકતું નથી. મોહનીય કર્મની સ્થિતિ વધુમાં વધુ ૭૦ ક્રોડાક્રોડી સાગરોપમ છે, તેમાંથી ૬૯ ક્રોડાક્રોડી સાગરોપમથી વધુ સ્થિતિ કપાઈ જાય, નામકર્મ અને ગોત્રકર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ ૨૦ ક્રોડાક્રોડી સાગરોપમની, તેમાંથી ૧૯ ક્રોડાક્રોડી સાગરોપમથી વિશેષ સ્થિતિ કપાય, અને જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અંતરાયની ઉત્કૃષ્ટ સ્થિતિ ૩૦ ક્રોડાક્રોડી સાગરોપમની છે, તેમાંથી ૨૯ ક્રોડાક્રોડી સાગરોપમથી વિશેષ સ્થિતિ કપાય, અને વેદનીયની ઉત્કૃષ્ટ સ્થિતિ ત્રીશ ક્રોડાક્રોડી સાગરોપમની છે, તેમાંથી ૨૯ ક્રોડાક્રોડી સાગરોપમથી વિશેષ સ્થિતિ કપાય એટલે આયુષ્ય કર્મને છોડીને બાકીના સાતે કર્મોની સ્થિતિ એક કોડાક્રોડી સાગરોપમથી

સહેજ ઓછી થાય ત્યારે જિનેશ્વરદેવનાં વચનો સાંભળવાની યોગ્યતા આવે છે. આમાં દોષ કર્મનો નથી, પણ પોતાની અવળાઈથી પોતે જ યોગ્યતા ખોઈ છે, કર્મ તો તેમાં નિમિત્ત કહેવાય. હળુકર્મી જીવ, યોગ્યતાને પામેલો લઘુકર્મી જીવ, ભગવાન શ્રી મહાવીર દેવે પ્રરુપેલું અને ગણધરે ગૂથેલું ભગવતીસૂત્ર અને તેના આધ્યાત્મિક અર્થને સાંભળે અને પોતાના ઉપાદાનથી પોતામાં પરિણમાવે તો પોતાની લાયકાતથી જ પોતાને કેવળજ્ઞાન થાય. આ જીવ કેવળી પાસે જઈને આવ્યો, છતાં કોરો રહ્યો, તેનું કારણ પોતાની યોગ્યતાને ખોઈ બેઠો છે, તે છે.

વીતરાગમાર્ગે વિચરનાર જ્ઞાનદાનના દાતાર છે. તમે તો રોટલાના દાતાર છો. જ્ઞાનદાનના દાતાર એટલે મોક્ષલક્ષ્મીના દાતાર. સ્વરૂપને પામી ચૂકેલા, છઠ્ઠે સાતમે ગુણસ્થાને વિચરનારા સંત-પુરુષો જ જગતને મોક્ષલક્ષ્મીનું દાન કરે છે, અને તે દાનને ભવ્ય અને લાયક જીવજ ઝીલી શકે છે. પ્રવચનની પ્રભાવનાને ભવ્ય અને લાયકાતવાળો જીવ જ ઝીલી શકે છે, અને સમજીને સાચી રીતે પચાવી અને પરિણમાવી શકે છે. લઘુકર્મીતા તો અભવી જીવ પણ પામી શકે છે, અને ભવ્ય જીવો પણ પામી શકે છે. પરંતુ તે જીવો સંતપુરુષ વીતરાગી ધર્માત્મા દ્વારા અપાતા બોધને ઝીલી શકતા નથી. ભવ્ય જીવોમાં પણ જે જીવોની ભવિતવ્યતા સારી હોય, એટલે લઘુકર્મી હોય અને સાથે લાયકાત પ્રગટાવી હોય તે જ જીવો વીતરાગની વાણીને ઝીલી શકે છે, તેનું મનન કરી શકે છે, તેને પરિણમાવી શકે છે અને સમ્યગ્દર્શનને પામી શકે છે. અભવી જીવો અને લાયકાત વિનાના ભવી જીવો આ બોધને ઝીલી શકતા નથી. પરંતુ ભવ્ય હોય, લઘુકર્મી હોય, સારી ભવિતવ્યતા

વાળા હોય, લાયકાતવાળા હોય તો બોધને ઝીલી શકે છે, અને આત્મામાં પરિણમાવી મોક્ષને પણ મેળવી શકે છે. માટે જ્ઞાની ભલામણ કરે છે કે, અમારા બોધને ઝીલવા માટે લાયક બનો. દરેક વસ્તુ માટે પ્રથમ લાયક બનવું જોઇએ. ઘરમાં તિજોરીની ચાવી કોને સોંપાય ? સમજદારને. લાયકાત વગર સારી ચીજ ખાવામાં પણ ફળે નહિ. પાચન શકિત ન હોય અને પૌષ્ટિક પદાર્થ ખાય તો ખોરાકથી પુષ્ટિ થવાને બદલે ઝાડા થાય, અને મૂળ શકિતમાં પણ કમીના આવી જાય.

ધર્મસ્થાનમાં આવવું હોય તો પવિત્રતા જોઇએ, લાયકાત જોઇએ. ધર્માત્મા ગુરૂદેવની સ્તુતિ, ભકિત કરવી હોય તો વિશેષ ઉમળકા પૂર્વક લાયકાત જોઇએ. માટે જ ધર્મસ્થાનમાં આવતાં જ 'નિસ્સિહિ, નિસ્સિહિ' કહેવાનું છે. તેનો અર્થ એ છે કે–સંસારના વ્યાપારને સર્વથા છોડું છું, અને મોક્ષલક્ષ્મીને સાધું છું. આત્મિક શુદ્ધિ માટે બાહ્ય શુદ્ધિ જોઇશે, બાહ્ય શુદ્ધિની સાથે બુદ્ધિની શુદ્ધિ પણ આવશ્યક છે. વીતરાગવાણીનાં પીણાં દ્વારા જ્ઞાની પહેલે જ ધડાકે યોગ્યતાને સ્થાપે છે. બુદ્ધિની શુદ્ધિને સ્થાપે છે. આ આધ્યાત્મિક જ્ઞાનામૃતપાન સર્વજ્ઞના મુખમાંથી નીકળેલું છે. તે દિવ્ય ધ્વનિનુ પાન જે જીવને રુચિ જાય તે લઘુકર્મી છે, લાયકાતવાળો છે, એવા જીવો પુરુષાર્થ ઉપાડીને પોતાની ત્રિકાળ સ્થિતિમાં જામી જાય તો એક ભવ કરીને મોક્ષે જાય.

તે કાળ અને તે સમયે સિંધુ નદી પાસે સિંધુસૌવીર દેશ હતો, તેમાં વીતીભય નગર હતું મહાવીર દેવના વખતમાં તે નગરમાં ઉદાયન રાજા થઇ ગયા હતા. કોની વાત, કયા ક્ષેત્રે, કયા કાળે, અને ભાવ શું એમ ચારે પ્રકારે વસ્તુનું પ્રમાણ અપાય છે.

આ નગર પશ્ચિમ તરફ છે. પ્રભુ મહાવીરદેવ હાલ પૂર્વ તરફ છે. એટલે ન્યાય એવો છે કે, પૂર્વમાં ઊગેલો સૂર્ય પશ્ચિમ તરફ આવે છે, એટલે ભાવનાના બળે એ નગરીના રાજાના કોઈ પૂર્વનાં શુભ પુણ્યના ઉદયે, તેને મહાવીર દેવનો જોગ મળી જાય છે. તમે જમવા બેઠા હો, અને ભાવના ભાવતા હો કે મારું અન્ન સુપાત્રે પડે તો લેખે લાગે અને જો તે ભાવનામાં બળ હોય, અને પૂર્વનાં પુણ્યનો ઉદય હોય તો સત્ પુરૂષનો જોગ મળી જાય, પરંતુ જોગ ન મળે, અને પોતે ભાવનાનું બળ ઉપાડે તોપણ જીવ સ્વરૂપને પામી જાય. ભાવનાના બળે સત્‌નો યોગ મળી જાય છે.

વીતીભય નામે નગર હતું. પ્રથમ નિઃશંકતાનો અને નિર્ભયતાનો ગુણ આવવો જ જોઈએ, આત્માની પર્યાયમાંથી અનાદિ કાળનો ભય નીકળી ગયો છે, તેનું નામ વીતીભય નગર એટલે અનાદિ કાળના બંધનમાંથી છૂટવાનો માર્ગ, એટલે કે મારા પોતાના મોક્ષમાર્ગ માટે સમ્યક્ રત્નચાર છે. સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, સમ્યગ્ચારિત્ર અને સમ્યક્તપ, તેમાં પ્રથમ સમ્યગશ્રદ્ધા જોઈએ. જ્યાં સુધી જીવની શ્રદ્ધા અને રુચિમાં ફેર છે ત્યાં સુધી તેનું વલણ બદલાય નહિ, માટે પ્રથમ ગુણ, સાચી શ્રદ્ધા જોઈશે. નિઃશંક અને નિર્ભય થનાર જીવને સાચી શ્રદ્ધાનો માર્ગ હાથમાં આવે છે. મારા હાથમાં સોનામહોર છે અને તમારા હાથમાં ચાંદીનો રૂપિયો છે, પરંતુ હું તમોને સોનામહોરનું સ્વરૂપ સમજાવું તે તમે જ્યાં સુધી સમજો નહિ ત્યાં સુધી રૂપિયાને નહિ મૂકો, અને જ્યાં સોનામહોરનું સ્વરૂપ સમજાયું કે તુરત જ રૂપિયો છૂટી જશે. સાચી શ્રદ્ધા વગર, નિર્ભયતારૂપ ગુણનગરીમાં કોઈ જીવ જઈ શકે નહિ. જ્ઞાનનો ભંડાર તે સિંધુસૌવીર દેશ છે. તે જ્ઞાનના ભંડારમાં જ પોતાનો

પુરુષાર્થ, તે વીર્યગુણની પર્યાય છે. તે જ પોતાનો સિંધુસૌવીર દેશ. નિર્ભયતાનો ગુણ, તે વીતીભય નગર. શ્રી મહાવીરદેવ સ્વ-ચતુષ્ટયને પામ્યા, વીરપણું પામ્યા, તે આત્મસ્થાને પોતાના સમ્યક્ પુરુષાર્થે પામ્યા.

શાસ્ત્રો દ્વારા મેં જાણ્યું છે કે, આત્માનું વીર્ય તેના ધ્યાન દ્વારા જેટલું આત્મામાં રહે તેટલો પોતાનો સિંધુસૌવીર દેશ અને વીતીભય નગર.

પૈસા કમાવા પરદેશ જાઓ છો. જતી વખતે સ્ત્રી, પુત્ર વગેરે કહે છે કે-પરદેશના મામલા છે, તમે એકલા જાઓ છો, કંઈક થશે તો ? ત્યારે તમે કહો છો-"એવી ચિંતા કે શંકા કરો નહિ." એકનો એક યુવાન પુત્ર વિલાયત ભણવા જાય છે, ત્યારે તેની માતા કપાળે કંકુનો ચાંદલો કરી તેને ગોળધાણા આપે છે. તે વખતે કોઈ બાઈ આવીને કહે કે-એકના એક દીકરાને કાળાપાણી ઓળંગીને કેમ મોકલો છો ? ત્યાં શું નું શું થઈ જાય ? ત્યારે માતા કહે છે-"એમજ થતું આવ્યું છે. અનેકના પુત્ર ગયા છે. શંકા કરવાનું કંઈ કારણ નથી."

અહિં તો ચૌદરાજ લોકોનું ભ્રમણ ટાળવું છે, ત્યાં ડરીને શંકા કરે છે. સાચી એટલે આધ્યાત્મિક વાતને માનનારા થોડા છે, અને સંસારની વાતને માનનારા ઘણા છે. જગતના જીવો અમારી વાત ખોટી હશે તો ? એવી શંકા કરે, તો નિઃશંકતાના ગુણમાં રહી શકે જ નહિ, અને નિર્ભયતાને કેળવી શકે નહિ. પરંતુ જ્ઞાની પોતાના જ્ઞાન અનુભવથી પડકાર કરીને કહે છે કે મરણાંત કષ્ટ આવી પડે તોપણ અમારા સમકિતની નિઃશંકતા અને નિર્ભયતા

થઈ શકે છે. અર્હન્નક શ્રાવક પર મરણાંત સંકટ આવ્યું તોપણ નિઃશંક અને નિર્ભય ગુણને ટકાવી શક્યો અર્હન્નકના સાથીદારો કહે છે કે—"અમારાં જીવન બચાવવા માટે તું એકવાર ધર્મ ખોટો છે તેમ કહી દે." અર્હન્નક કહે છે. "તે વાત અસંભવિત છે. મારા રાઈ રાઈ જેવડા ટુકડા કરે તોપણ ધર્મને હું ખોટો નહિ કહું." આત્મા પોતે પોતાના પુરુષાર્થને પોતા તરફ વાળે તો જરૂર નિર્ભય અને નિઃશંક ગુણરૂપ વીતીભય નગરમાં પહોંચી શકે છે. સિંધુ એટલે જ્ઞાનનો દરિયો, તે સિંધુસૌવીર દેશ છે, તેમાં જવા માટે પ્રથમ વીતીભય નગરમાં આવવું જ પડશે.

---

## સંવત ૨૦૧૧ના શ્રાવણ સુદ ૯ બુધવાર તા. ૨૭-૭-૧૯૫૫.

ભગવાન મહાવીર ચંપાનગરીમાંથી વિહાર કરી સિંધુ સૌવીર દેશના વીતીભય નગરમાં પધારે છે. જ્ઞાન સમુદ્રમાં છોળ મારતો આત્મા પોતે જ સિંધુસૌવીર દેશ છે. વીતીભયનગર એટલે જેણે નિઃશંકતા, નિઃસંદેહતા, અને નિર્ભયતા પ્રાપ્ત કરી છે તેજ વીતીભય નગર છે. સિંધુસૌવીર દેશમાં ફરવા માટે વીતીભય નગરમાં આવ્યા વિના છૂટકો નથી. જે વીર્ય સંસાર તરફ વળે છે તેને પોતા તરફ વાળે, જે વીર્ય કષાયમાં પરિણમી રહ્યું છે તેને સ્વભાવ તરફ વાળે તો નિર્ભયતાને પ્રાપ્ત કરે, અને પોતાના જ્ઞાનભંડારમાં પહોંચી જાય. પુણ્ય અને પાપની પહેલી પાર જે આત્મા છે તેમાં ધર્મ રહેલો છે. દૃષ્ટિ બદલ્યા વગર જીવને પોતાનું સાચું સ્વરૂપ સમજાતું નથી.

માયા કપટનાં પરિણામ તે પર સ્વભાવ છે. અસત્ય જ્ઞાન, અસત્ય શ્રદ્ધા કે કુચારિત્ર પણ આત્માનો સ્વભાવ નથી. માટે તે

પણ પરમાર્થે અજીવ છે. નિશ્ચયનયે આત્માને અજીવથી–જડથી– કશું નુકશાન નથી થતું. પરંતુ પૂર્વે બાંધેલાં કર્મના નિમિત્તથી આત્મા માયા – કપટના ભાવમાં લક્ષ કરે છે, તેથી આત્માને નુકશાન થાય છે.

જડ અને ચૈતન્યના સ્વરૂપને ભિન્નપણે જાણીને આત્મા પોતાના સ્વરૂપમાં ટકે તો આત્મા નિર્ભય થાય છે. નિર્ભયતા અને નિઃશંકતાનાં ગુણ આવ્યા વગર, લાવ્યા વગર, પ્રગટાવ્યા વગર આત્માના જ્ઞાનભંડારરૂપ સિંધુસૌવીર દેશમાં પહોંચી શકાય નહિ.

અનાદિના બંધનથી છૂટવાને માટે અને અબંધ દશા મેળવવા માટેનો માર્ગ સમ્યગ્ રત્નત્રય છે, તેમાં પ્રથમ સમ્યગ્દર્શન જોઈશે. સમ્યગ્દર્શન પ્રગટ થાય તો બાકીના બે ગુણ કોઈ પણ પ્રકારે અને કોઈ પણ સ્વરૂપે જરૂર અંદરમાં પ્રગટ થઈ જશે. આત્મા જ્યારે સ્વભાવમાં લીનતા કરે છે ત્યારે સમ્યગ્દર્શન પ્રાપ્ત થાય છે. એટલે ક્ષાયક સમકિત ચોથા ગુણસ્થાનથી માંડીને સાતમાં ગુણસ્થાન સુધી કોઈ પણ ગુણસ્થાનમાં થઈ શકે છે. ક્ષાયક સમ્યગ્જ્ઞાન તેરમે ગુણસ્થાને થાય છે. અને ક્ષાયક સમ્યક્ચારિત્ર ચૌદમાં ગુણસ્થાનના અંતમાં થાય છે. હવે મોક્ષમાર્ગ સ્વરૂપ રત્નત્રયીમાં ક્રમસર પ્રથમ સમ્યગ્દર્શન છે.

આત્મા દેહથી જુદો છે તેમ પ્રમાણદ્વારા નિર્ણય થાય ત્યારે તે જીવની દશા આખી જુદી હોય. પરંતુ સમ્યગ્દર્શનની ભૂમિકા સમજ્યા વિના જે ઊપડવા જાય છે તે પાછો પડે છે. દેવગતિના અનંત ભવ કર્યા. નરકના ભવ અનંત કર્યા. તિર્યંચના ભવ પણ અનંત કર્યા. વનસ્પતિમાં પણ અનંતાં ભવો કર્યા, પરંતુ

આત્મા શું ? સિંધુસૌવીર દેશ શું ? વીતીભય નગર શું ? તે સમજ્યા વગર સંસાર ટળે નહિ

લોકો પૂછે છે—"અમારે શું કરવું ?" પ્રથમ આત્મભાન કરવું. સ્વભાવની દશા પ્રાપ્ત કરવી, તો સિંધુસૌવીર દેશમાં પહોંચી શકાય છે.

પ્રથમ નિઃશંકતાનો ગુણ આવવો જોઈએ. જ્યારે નિઃશંકતા અને નિર્ભયતાનો ગુણ હોય ત્યારે વ્યવહારમાં પણ સત્તાધિકારી થવાય છે, તે જગતનો અનાદિનો રિવાજ છે. એટલે સત્ય શ્રદ્ધા, સત્ય જ્ઞાન અને સત્ય ચારિત્ર સહિત કોઈ સાધુ કે શેઠીઆ જાગે તેની કદર કરતાં લોકોને ન આવડે તો સાધુમંડળની અને સંઘની પડતી નિશ્ચય થવાની.

સરળપણાને જોવા માટે હૃદયમાં સરળતા જોઈએ. વિશાળપણું અને મધ્યસ્થપણું પણ જોઈએ. આવા ગુણોવાળા ધર્માત્માની જે કદર કરે તે જીવ નિર્ભય અને નિઃશંકતાના ગુણને પામે. જ્ઞાની પુરુષ પડકાર કરીને કહે છે—આત્માનો પરમ પારિણામિક આત્મસ્વભાવ તેજ સિંધુસૌવીર દેશ છે. એજ તારો દેશ છે. તે જ સર્વ જીવોને ઉપાદેય છે. ત્યાં પહોંચવા માટે વીતીભય નગરરૂપ નિઃશંકતા, નિર્ભયતા અને નિઃસંદેહતા લાવ. આવા સ્વભાવને ઓળખીને તેનો આદર કરે, સત્કાર કરે, ઉપયોગને તેમાં લગાવી દે તો જીવને નિઃસંદેહતા, નિઃશંકતા અને નિર્ભયતાગુણ પ્રાપ્ત થાય છે, આત્માના સ્વભાવમાં જન્મ નથી, જરા નથી, મરણ નથી, આત્માના સ્વભાવમાં ચાર ગતિનું ભ્રમણ પણ નથી. ચાર ગતિમાં ભ્રમણનું કારણ મિથ્યા શંકા, મિથ્યા ભય અને વિકારજ છે,

એવાં ભ્રમણનાં કારણ સિંધુ સૌવીરમાં નથી. એટલે આત્મ–સ્વભાવમાં નથી. તે બધા ભાવો, વિકારી, ભયવાળા, શંકાશીલ, અને ક્ષણિક છે. તે ભાવોને જીવ પોતાનું સ્વરૂપ માની અનાદિ કાળથી સંસારમાં રખડી રહ્યો છે. અને તે ભાવથી વીતીભય નગરીએ પહોંચાશે નહિ માટે આવા ક્ષણિક ભાવોવાળી દૃષ્ટિ છોડીને, આત્માના ત્રિકાળી સ્વભાવને તું લક્ષમાં લે તેમાં જન્મ, જરા, મરણ, વિકાર, શંકા, ભય નથી, એવા પોતાના સિંધુસૌવીર દેશને–એટલે આત્માના જ્ઞાન સાગરરૂપ સ્વભાવને ઓળખીને તેની જ તું ભાવના કર, તેની સાચી ઓળખાણથી નિ:શંકતા અને નિર્ભયતાની પ્રાપ્તિ થશે. સિંધુ સૌવીર દેશમાં પહોંચાશે અને ત્યાંથી મુકિતમાં જવાશે. ન્યાય :–કેટલાક ચીભડાં અને કાકડી અંદર તો મીઠાં હોય છે. પણ તેની છાલ ઉપરથી કડવી હોય છે. ત્યાં માણસો સમજે છે કે, આખી કાકડી કે ચીભડું કડવું નથી, પણ તેની છાલ જ કડવી છે; અને અંદરનો ભાગ મીઠો છે, તેમ આત્મા, આનંદનો ગોળો છે, જ્ઞાનનો ભંડાર છે, તે જ પોતાનો સિંધુસૌવીર દેશ છે. તેની પર્યાયમાં ભય, શંકા, રાગ–દ્વેષ, અને મોહરૂપી કડવાશ ભરી છે, પરંતુ તે ઉપરની છાલ જેવી ક્ષણિક છે. જેમ કાકડીની ઉપરની છાલ કાઢી નાખો છો તેમ આ બધા ભય, શંકા, રાગ, દ્વેષ કાઢી નાખો તો સમજાશે કે અંદરના અખંડ સ્વભાવમાં કડવાશ છે જ નહિ. પણ ઊપર ઊપરથી જોનારને એટલે અવસ્થા દૃષ્ટિથી જોનારને, આત્મા ભયવાળો, રાગ, દ્વેષવાળો અને વિકારી લાગે છે. પરંતુ અંદરનું નિર્ભય સ્વરૂપ તેને દેખાતું નથી. પરંતુ અંતર દૃષ્ટિથી, ગુણદૃષ્ટિથી જોતાં, આત્માનું સ્વરૂપ, ભય, શંકા અને વિકાર વિનાનું છે તે સમજાશે.

તેનો અનુભવ થતાં નિર્ભયતા, નિઃશંકતા અને નિઃસંદેહતા ગુણ પ્રગટે છે. માટે જ જ્ઞાનીઓ કહે છે. "સિંધુસૌવીર દેશમાં પહોંચવાને માટે વીતીભય નગરરૂપ નિર્ભયતા લાવ, નિઃશંકતાને લાવ. અંતરમાં પોતાના દ્રવ્ય સ્વભાવવાળી દૃષ્ટિથી, ભૂતાર્થ, સત્યાર્થ, પરમાર્થ દૃષ્ટિથી સ્વભાવને એકવાર તો જો. આ દૃષ્ટિથી જોતાં આત્માનું નિર્મળ સ્વરૂપ વિકાર, ભય, અને મોહ રહિત છે, તેનો અનુભવ થાય છે. પરંતુ પર્યાયમાં ક્ષણિક વિકારને જોતાં, ભય, મળ અને મેલને જોતાં આખા આત્માને વિકારી, મેલવાળો, માની લેવો તે ચોરાશીના અવતારનું કારણ છે, અને તે તેનું મૂળ છે. પરંતુ સિંધુસૌવીર દેશનું મૂળ નથી. પરંતુ આત્માના અંતર સ્વભાવમાં મળ, મેલ, ભય, શંકા, કે વિકાર નથી. તેમજ કૂલ કે યોની નથી. સ્વભાવમાં જો યોની હોય તો સિદ્ધના જીવને યોનીમાં આવવું પડે એવા સ્વરૂપની દૃષ્ટિ સિંધુસૌવીર દેશમાં પહોંચવાની સાથે મુક્તિનું કારણ છે. સિંધુસૌવીર દેશને પહોચી વળવાનું મૂળ જો કોઈ હોય તો દ્રવ્યદૃષ્ટિ છે. સત્યાર્થ, ભૂતાર્થ, ગુણ, સ્વભાવ દૃષ્ટિ છે. જીવની અવસ્થામાં જે રાગ, દ્વેષ છે, જીવાયોનીમાં ભમવાના ભાવ છે તે મારું ખરું સ્વરૂપ નથી. એમ નહિ માનતાં એમ માને કે તે જ મારું સ્વરૂપ છે તો તે મિથ્યાદર્શનશલ્યરૂપ અઢારમું પાપ છે, એમાં જ અનંત જન્મ મરણ ઊભા છે. જે જીવે ત્રિકાળી સ્વભાવને સ્વીકારીને, મિથ્યા માન્યતા છોડીને, ભય, શંકા છોડી તેને ત્યાંજ નિઃશંકતા અને નિર્ભયતા જરૂર પ્રગટે છે. આ જે પ્રગટ્યું તે જ વીતીભય નગરરૂપ નિઃશંકતા અને નિર્ભયતા. તેથી સિંધુ સૌવીર દેશને પહોંચી વળી શકાય છે. માટે હે ભાઈ! તારા સિંધુસૌવીર દેશને પહોંચવા માટે વીતીભય નગરરૂપ નિર્ભયતા અને નિઃશંકતા લાવ.

તે લાવવાનો ઉપાય જ્ઞાનીએ બતાવ્યો છે તે જ ઉપાયમાં દ્રઢ રીતે પુરુષાર્થ કરીને લાગી જા. હવે બાકીની જીંદગી તેમાં કાઢ, અને તેમાં લાગી ગયા વિના છૂટકો જ નથી.

અહિ શિષ્ય પ્રશ્ન કરે છે: "અનાદિની મિથ્યાભયવાળી દશા કેમ ટળે અને નિર્ભયતા કેમ પ્રગટ કરી શકાય?" તેનો જવાબ-વિકાર આમ ટળે, સિંધુસૌવીર દેશમાં આમ પહોંચાય, વીતીભય નગરમાં આમ જવાય તે બધું દૃષ્ટાંતથી સમજાવશે. પરમ શુદ્ધ પારિણામિક ભાવ જ તારું સ્વરૂપ છે. વીતીભય નગરરૂપી નિર્ભયતા, નિઃશંકતા અને નિઃસંદેહતા પ્રગટ કરી પોતાના સ્વભાવના પુરુષાર્થમાં જે જીવ આગળ વધશે તે જીવ અલ્પકાળમાં મોક્ષમાં જશે.

---

## સં. ૨૦૧૧ના શ્રાવણ સુદ ૧૦ ને ગુરુવાર તા ૨૮-૭-૫૫.

પ્રભુ મહાવીર સ્વામી ચંપાનગરીથી વિહાર કરી સિંધુ સૌવીર દેશ ઉપર આવેલા વીતીભય નગરમાં આવે છે. સિંધુ સૌવીર દેશ અને વીતીભય નગર કોને કહેવાય? નિર્મળ, જ્ઞાયક, જ્યોત આત્મા જે જ્ઞાનનો ભંડાર છે, તે સિધુસૌવીર દેશ છે. તેને પહોંચી વળવા માટે વીતીભય નગરરૂપ નિઃશંકતા, નિર્ભયતા અને નિઃસંદેહતાને લાવ. નિર્ભયતા આદિને એવા લાવ કે તે પાછા જાય જ નહિ. અપૂર્વ વિવેકશકિત અને ભેદજ્ઞાન રૂપ જાગતી જ્યોતિને તું લાવ. રાગ-દ્વેષ, પુણ્ય, પાપ વગેરેથી નિરાળો આત્મા, સહજ શુદ્ધભાવવાળો આત્મા, સહજ શુદ્ધ સ્વભાવે, અસંગ, એક, એકલો, સ્વતંત્ર, સ્વાધીન, જ્ઞાયક, તેની યથાર્થ શ્રદ્ધા, તેનું યથાર્થ જ્ઞાન, અને

અખંડ જ્ઞાનની સ્થિરતા વડે, સમતા વડે કરીને સદ્‌વિવેક જે ભવ્ય આત્માએ પ્રગટ કર્યો છે તેણે અપૂર્વ શાન્તિનું જીવન જીવીને પોતાનું જીવન સફળ કર્યું છે, તે જીવ કૃતકૃત્ય થયા. જે જીવ નિ:શંક થયા તેને પરમાર્થે બંધન નથી. જેને નિર્ભયતા આવી તેને પરમાર્થે બંધન નથી. જેને સાચો અભિપ્રાય થયો તેને હવે સંસાર નથી. કારણ વિકારી ઊંધી માન્યતા એટલે મિથ્યાદૃષ્ટિ હતી તે ટળી અને તે જ સમયે ખોટી મિથ્યાદૃષ્ટિનો નાશ અને સત્ય, પવિત્ર, નિ:શંક દૃષ્ટિનો જન્મ થાય છે, અને આત્મભાવ ધ્રુવ રહે છે, તે જ તારો ત્રિકાળી સિંધુ સૌવીર દેશ છે. તે દૃષ્ટિ કેવી રીતે લાવવી તેનું દૃષ્ટાંત આપીને સમજાવે છે.

એક મનુષ્ય છે. મહાન વિકારી છે. તે મહા વિકારની લાલસાને લીધે કામભોગને વશ થયો છે. પોતાની પત્નીનું ચિંતન કરે છે. રાત્રિના અગીઆર વાગ્યા છે. જે ઓરડામાં તે બેઠો છે તે જ ઓરડામાં કંઈક કામ માટે તેની સગી માતા આવે છે. માતાએ તે વખતે જેવાં તેની પત્ની કપડાં પહેરે છે તેવાં જ કપડાં પહેર્યાં છે. માતાને પત્ની માની કામભોગને વશ પડેલો યુવાન ભ્રમથી પૂછે છે. "તું આવી!" માતા જવાબ આપે છે: "હા, બેટા, હું જ છું" તે જ સમયે વિકારી ભાવ આખો પલટાઈ ગયો; અને તે યુવાન અવિકારી થઈ ગયો. તે જ દૃષ્ટાંતને ઘટાવીએ. રાગાદિ પ્રકૃતિને વશ મોહભાવમાં વર્તતો જીવડો, પોતાના ઓરડામાં બેઠો હતો ત્યાં પવિત્ર સમતારૂપી–ક્ષમારૂપી સ્વભાવરૂપ માતાનું દર્શન થયું. ત્યાં તેજ ક્ષણે વિકારી ભાવ ટળીને પવિત્ર અવિકારી ભાવ પ્રગટ્યો, સહજ નિત્ય સ્વભાવ પ્રગટ થયો. ભ્રાંતિ ટળી ગઈ. જેમ માતાને ઓળખ્યા પછી, નિ:શંક થયા પછી તેમાં વિકાર ન

થાય, તેમ સહજ સ્વભાવની સહજ સમતાનાં દર્શન કર્યા પછી નિઃશંક, નિર્ણય થયા પછી ભૂલ ન થાય, ક્ષાયક સમકિત આવ્યા પછી ત્રણ કાળમાં ભૂલ ન થાય. અનાદિના મોહ કર્તવ્યથી શુભાશુભ કર્તવ્યમાં, રાગ, દ્વેષના કાર્યમાં, અને તેમાં સ્વધર્મની માન્યતાથી તે અશાંતિ અનુભવી રહ્યો હતો, અને પ્રકૃતિરાણીના જ ચિંતવનમાં પડયો હતો, તેમાં શુદ્ધ સ્વભાવની પરિણતિ, સદ્બોધરૂપ માતાએ અંદરથી પોતાના સ્વઘરમાંથી જવાબ આપ્યો, સાક્ષીભાવ આપ્યો, તે જ ક્ષણે શાંતિ થઇ.

આ દેહદેવળમાં અવિકારી, પૂર્ણ પવિત્ર, ચૈતન્ય પ્રભુ અંતર સ્વભાવમાં બિરાજે છે. અંદર આત્મા બિરાજે છે. તેમાં મોહકર્મની વિકારી પ્રકૃતિના રાગના અભ્યાસે કરી અનાદિનો ભ્રાંતિરૂપે, મિથ્યાત્વરૂપે પોતાને અન્યથા માનતો હતો. પરંતુ પોતાના ઘર સન્મુખ આવતાં મહાન વીતરાગી જ્ઞાની ભેટયા, અને ભેટતાં જ તે કહે છે કે–"અષ્ટ પ્રવચન માતા તે હું જ છું. સાચા સુખનું સ્થાન હું જ છું. અવિકારી સત્સ્વરૂપ તે હું જ છું. પ્રકૃતિરાણીની આધીનતા, કર્મપ્રકૃતિની આધીનતા તે હું નહિ. કષાયની આકુળતા તે હું નહિ."

પરમ ચૈતન્ય તું કોણ? હું શાંત સમતારૂપ જ્ઞાન છું. જ્ઞાન ચેતના તે જ આત્મા છે. તેમાં એકત્વપણે સ્વાધીનતા આવી. સ્વાધીન શ્રદ્ધામાં, નિઃશંક નિશ્ચયમાં, સળંગ સ્વ આત્મબોધથી ત્રણ મુખ્ય ગુણ જે હતા તે પ્રગટયા. સમ્યગ્જ્ઞાન–સમ્યગ્દર્શન અને સમ્યક્ચારિત્ર. એ વડે સ્વભાવની સમતા–સમાધિ પ્રાપ્ત થઈ. પછી પોતાના નિજ ઘર ભણી વળ્યો. ભૂલ સમજાય તો ઘર તરફ

ચળાય, અને નિઃશંકતા થાય. પોતાના ગુણ–ગુણીરૂપ નગરીમાં પરાક્રમ વિના જવાય તેમ નથી. માટે પ્રથમ નિઃશંકતા, નિર્ભયતા અને નિઃસંદેહતા લાવ. જેણે પૂર્વાપર વિરોધ રહિત, નિઃશંકપણે, નિર્ભયપણે સહજ સ્વભાવની પ્રતીતિ કરી, સિંધુસૌવીર દેશ સ્વભાવરૂપ જ્ઞાન માત્ર સ્વભાવનો સ્વીકાર કરી અને તેમાં જ નિઃશંક, નિર્ભયપણે સાવધાની કરી હશે, કેવળ વીતરાગતાનું બહુમાન પોતે જાત–અનુભવના જોરે કર્યું હશે તેને દરેક સમયે આત્મામાં સમાધિ જ હોય છે. ખાતો હોય, પીતો હોય, બેઠો હોય, કે લડાઇ કરતો હોય, છતાં સમાધિ છે.

પરભાવની રુચિ રહિત, કર્તૃત્વભાવ, મમત્વભાવથી રહિત, હું પરથી જુદો, નિર્મળ, વીતરાગ છું. ત્રિકાળી જ્ઞાયક છું. એ પરમાર્થ તત્ત્વ, સ્વભાવને લક્ષમાં લઇ લ્યો. (રાગ, દ્વેષ, સ્ત્રી, પુત્ર, મોટર, લક્ષમાં લેવા જેવા નથી.) જ્ઞાનમાં જ્ઞાનદ્વારા સ્વચ્છપણું તેનું નામ સમાધિ. દશાશ્રુતસ્કંધમાં ભગવાને દશ પ્રકારની સમાધિ કહી છે. તેમાં સૌથી પ્રથમ સમ્યગ્દર્શનને સમાધિ કહે છે. આવા જીવો વિચારે છે કે હું નિઃશંકપણે જ્ઞાનમાં ટકીને હું પૂર્ણ કેવળજ્ઞાન ભંડારરૂપ છું. નિર્ભય નિઃશંકરૂપ હું છું. નિશ્ચય જ્ઞાનમાં તેઓએ અતીંદ્રિય ઔષધનું નિઃશંકપણે સેવન કર્યું છે, તેથી મૃત્યુની અનંતી ભીંસ ટાણે પણ ઉપાધિ જરા પણ નથી. પરંતુ નિરુપાધિક પરમાત્માપદમાં ટકતો, લીન થતો, નિર્ભયપણે સિંધુ–સૌવીર દેશમાં ઠર્યો, તે એક અવતાર કરી કેવળજ્ઞાન પામી મોક્ષમાં જશે.

આવું સમાધિમય જીવન, અનંતા જીવનમરણ છેદીને પોતાના સિંધુસૌવીર દેશ રૂપ જ્ઞાનભંડારને પહોંચી વળે છે તેવો જ્ઞાનીનો ત્રિકાળ અબાધિત નિયમ છે.

આત્મા ક્ષય છે કે અક્ષય ? આત્મા ક્ષય વિનાનો અક્ષય છે. અધૂરાશ વિનાનો પૂર્ણ જ્ઞાનનો ભંડાર અવિનાશી છે. શિવપદનો ધણી છે. તે આત્માનો સહજ સ્વભાવ છે. હવે તે અક્ષય સુખ પ્રગટ કરવાનું અક્ષય બીજ સમ્યગ્દર્શન છે. આત્મા પરમાર્થે પુણ્ય, પાપ, રાગાદિનો કર્તા નથી. હું પરથી જુદો, ત્રિકાળ જ્ઞાનરૂપ મારા સ્વભાવમાં એકત્વપણે ટકનારો જ્ઞાયક છું. સ્વતંત્રપણે જ્ઞાનનો જ કર્તા છું. એવી પૂર્ણ પવિત્ર જ્ઞાનઘન સ્વભાવની નિઃશંકતા, નિર્ભયતા, શ્રદ્ધા, પ્રતીતિ, ભરોસો, વિશ્વાસ, ખાત્રીરૂપ અક્ષય બીજ વડે ઉત્તમ એવું મોક્ષ સુખ જરૂર ઉત્પન્ન થાય છે.

હું મારા જ્ઞાન માત્ર સ્વભાવમાં, સળંગ શાન્તિમાં, બેહદ સમતાપણે ટકયો છું. પર ભાવનો અંશ પણ મારામાં નથી.

"એક પરમાણુ માત્રની મળે ન સ્પર્શતા,
પૂર્ણ કલંકરહિત અડોલ સ્વરુપ જો;
શુદ્ધ નિરંજન ચૈતન્ય મૂર્તિ અનન્યમય,
અગુરુ લઘુ, અમૂર્ત સહજ પદરૂપ જો. અપૂર્વ."

એવી સ્વાધીન, એકત્વ સ્વભાવની નિર્ભયતા, નિઃશંકતા, અને શ્રદ્ધા જ્ઞાન અને સળંગજ્ઞાનમાં રમણતા રૂપ ચારિત્ર તેમાં નિઃશંકપણે ક્ષપક શ્રેણીમાં કષ્ટ વિના સિંધુસૌવીર દેશરૂપ મોક્ષ-ભાવ સધાય છે. પુણ્યાદિ પરભાવનો આદર નથી, રુચિ નથી. કેવળ પૂર્ણ વીતરાગ સ્વભાવનો આદર છે પરથી ભિન્નપણાનું લક્ષ અને અનુભવ વર્તે છે. પરથી ભિન્નપણાની નિઃશંક પ્રતીતિ પ્રવર્તે છે, તે સાધક છે. જ્ઞાનમાં રમણતા કરનાર સાધક જીવને પોતાના સ્વભાવમાં વર્તતાં અક્ષય મોક્ષસુખ પ્રગટ થાય છે. તેમાં પહોંચ્યા પહેલાં, વચ્ચે તીર્થંકરપદ, ચક્રવર્તીપદ, ઇંદ્રપદ, બળદેવપદ,

વાસુદેવ પદ એવા મોટા પદના ઠાઠ બંધાય છે. પણ ત્યાં પુણ્યનો મહિમા નથી. ખેડૂત ખેતરમાં દાણા માટે બીજ વાવે છે. દાણા પાકે, સાથે રાડાં પણ ગાડાં ભરાય તેટલાં થાય છે. પરંતુ ત્યાં દાણાનો મહિમા છે. રાડાંનો નહિ. તેમ અહીં પણ સાધક, પરથી ભિન્ન જ્ઞાયક માત્ર રહ્યો તે પુરુષાર્થનો મહિમા છે. આત્માના ભાનની ભૂમિકામાં, નિઃશંકતા અને નિર્ભયતાના ગુણમાં પુણ્ય અને પુણ્યના ભાવનો નકાર હોવા છતાં તીર્થંકર આદિ પદના પુણ્ય સ્હેજે બંધાય છે. આત્માની ઓળખાણ થતાં, ચારિત્રનું બળ ફાટતાં, પોતાના સમ્યક્ પરાક્રમથી સિંધુસૌવીર દેશને પહોંચી શકાય છે. જ્ઞાનનો દરિયો તે સિંધુસૌવીર દેશ છે; અને તેમાં પુરુષાર્થ એ જ આત્માનું કાર્ય છે અને ત્યાં જીવ જરૂર પહોંચી શકે છે. પહોંચતાં, પહોંચતાં અધૂરું રહે તો વચ્ચે પુણ્યના મોટા પદ બંધાય છે અને દેવપણે, તીર્થંકરપણે, અગર ચક્રવર્તીપણે ભવ કરે છે.

ક્ષાયક ભાવ તે આત્માની શુદ્ધ દશા છે. આત્માની શુદ્ધ દશા સાદિ અનંત છે. પરમાણુની શુદ્ધ દશા સાદિ સાંત છે. એટલે પરમાણુ એક વાર શુદ્ધ થયા પછી પાછું અશુદ્ધ થાય છે પરમાણુ શુદ્ધપણે ટકે તો અસંખ્યાત કાળ રહે છે. પછી તેને નિયમા અશુદ્ધ થવું પડે છે. એકવાર સ્કંધથી છૂટા થયા પછી પાછો સ્કંધમાં ભળે છે. તે તેનો સ્વભાવ જ છે. આવા સ્વભાવવાળાની ભાઇબંધી ન જોઇએ. પરંતુ આત્મા એકવાર શુદ્ધ થયા પછી ફરી કદી અશુદ્ધ થતો નથી. એવો તારો પૂર્ણ સિંધુસૌવીર દેશ શુદ્ધ જ છે. પણ પર્યાયમાં શુદ્ધતા લાવવા માટે નિર્ભયતા, નિઃશંકતા અને નિઃસંદેહતારૂપ વીતીભય નગરમાં આવ, એમાં આવવા માટે પુરુષાર્થ કર, અને આત્મ-સ્વભાવની શ્રદ્ધા કર. જરૂર તારામાં નિ.શંકતા આદિ ગુણ પ્રગટશે.

---

## સંવત ૨૦૧૧ના શ્રાવણ સુદ ૧૧ શુક્રવાર તા. ૨૯-૭-૫૫.

જ્ઞાનીઓએ જે સિદ્ધાંતો સમજાવ્યા તે ચાર ગતિના વિકલ્પો છોડીને ભગવતીજી દ્વારા સાંભળશે તેનું જરૂર કલ્યાણ થશે. આ માનવભવ આત્માનું કલ્યાણ કરવા માટે જ છે. આવા ભવમાં જો તેં તારા આત્માનું કલ્યાણ ન કર્યું તો આ માનવભવ મળ્યો તોપણ શું અને ન મળ્યો તોયે શું ?

પરમાણુ એકવાર શુદ્ધ થયા પછી ફરી સ્કંધમાં ભળી અશુદ્ધ થાય છે, તે તેનો સ્વભાવ છે. પરંતુ આત્મા એક વાર શુદ્ધ થાય તે ફરી કદી અશુદ્ધ થતો નથી. એક વાર કર્મનો સર્વથા ક્ષય થયા પછી ફરી કદી કર્મનો સંયોગ થતો નથી.

આત્મા પર્યાય વગરનો કદી હોતો નથી. કાં તો તેની સિદ્ધ દશા હોય અને કાં તો સંસાર દશા હોય. એમાંથી એક દશા દરેક સમયે ઉત્પાદરૂપે હોય જ. સંસાર જેટલો જ આત્મા નથી, સિદ્ધ દશા જેટલો જ આત્મા નથી. પરંતુ આત્મા તો તે પર્યાય વખતે આખો ધ્રુવ સ્વભાવે એકરૂપ છે. તે ત્રિકાળી આત્મ-દ્રવ્ય છે, તે જ સિંધુસૌવીર દેશ છે. સંસાર દશા કે સિદ્ધ દશા પોતાની જ અવસ્થા છે, પણ તે એક અવસ્થા જેટલો જ આત્મા નથી. સંસારી દશા આત્માની વિકારી અવસ્થા છે. સિદ્ધ દશા આત્માની અવિકારી અવસ્થા છે. સંસાર દશામા કોની અપેક્ષા છે અને મોક્ષ અવસ્થામાં કોની અપેક્ષા છે ? સંસાર દશામા કર્મના સદ્‌ભાવની અપેક્ષા છે, સિદ્ધ દશામાં કર્મના અભાવની અપેક્ષા છે. જ્ઞાનીઓ કહે છે, માનવભવ મળ્યા પછી અવતાર ન હોય. જ્યારે અજ્ઞાનીઓ અવતારની જ વાત કરે છે ત્યારે જ્ઞાનીઓ અવતાર ઉપર ઘા મૂકે છે. કુહાડાના ઘા મારે છે.

સર્વથા કર્મનો અભાવ કરનાર કોણ ? કોના દ્વારા કર્મનો સર્વથા અભાવ થાય ? એક અવસ્થાથી આત્માનું આખું સ્વરૂપ સમજાતું નથી. પોતાના સ્વભાવનું જે પરિણમન, વર્તમાન સદાય એક સરખું વર્તે છે તેને પારિણામિક ભાવ કહે છે, તેનાથી આખું દ્રવ્ય જણાય છે. તેથી પારિણામિક ભાવ જ ઉપાદેય છે. બંધ ઉપાદેય નથી અને જે ઉપાદેય છે તે જ સિંધુસૌવીર દેશ છે. તેને પહોંચવા માટે નિ:શંકપણાને લાવ, નિ:સંદેહતાને લાવ, સમ્યગ્દર્શનને લાવ. કર્મના સર્વથા ક્ષય વખતે જે થાય તે ક્ષાયિક ભાવ છે. કર્મના ક્ષયોપશમ વખતે આત્મામાં જે થાય છે તે ક્ષાયોપશમિક ભાવ છે. કર્મના ઉદય વખતે થાય છે તે ઔદયિક ભાવ છે. કર્મના ઉપશમ વખતે થાય છે તે ઔપશમિક ભાવ છે. આ ચારે ભાવમાં કર્મનો સદ્‌ભાવ અને કર્મના અભાવની અપેક્ષા છે, અને સર્વ કર્મ રહિત આત્માના સ્વભાવમાં જે શુદ્ધ પરમ પારિણામિક ભાવ છે તેને પારિણામિક ભાવ કહેવાય છે. તે નિરપેક્ષ સહજ ત્રિકાળી ભાવ છે. પારિણામિક ભાવ બધાને એક સરખો છે, તે જ શુદ્ધ જીવતત્ત્વ છે. તેની ઓળખાણ, પ્રતીતિ, વિશ્વાસ અને ખાત્રીથી નિ:શંકતા અને નિર્ભયતા પ્રગટે છે અને તે જ ધર્મ છે. સર્વ કર્મરૂપી ઉપાધિથી રહિત આત્માના જે ભાવ છે તે પારિણામિક ભાવ છે. આ ભાવને પરની અપેક્ષા નથી. આ ભાવને આશ્રયે જ ધર્મ થાય છે, નિ:શંકતા આવે છે. સમ્યગ્દર્શન પણ આ ભાવમાંથી જ થાય છે. પોતાના સહજ સ્વાભાવિક પરિણામમાં હોય તે જ પારિણામિક ભાવ છે. અને તે ભાવ વસ્તુ–સ્વભાવથી જુદો નથી. પરંતુ વસ્તુ–સ્વભાવથી એકમેક છે, તે સદાય શુદ્ધ છે. પોતાનો કારણ પરમાત્મા સ્વભાવ છે તે જ સિંધુસૌવીર દેશ છે. એવા પોતાના સ્વભાવને લક્ષે અને આશ્રયે સમ્યગ્દર્શન થાય, કેવળજ્ઞાન

થાય. તેજ મોક્ષનું કારણ છે. તે જ ઉપાદેય છે. તેને પહોંચી વળવા માટે નિઃસંદેહતા અને નિઃશંકતા ગુણને લાવ. તે ગુણ તારો લાવ્યો જ લાવી શકાશે, બીજા કોઈ નહિ લાવી શકે. સમ્યગ્દર્શન અનંતગુણરૂપી આત્મામાં શ્રદ્ધા લાવે છે. સમ્યગ્દર્શનના પ્રતાપથી સૂક્ષ્મ અતીંદ્રિય આત્માનો અનુભવ થાય છે. તે આત્માના અનુભવથી જ કર્મનો ક્ષય થાય છે સમ્યગ્દર્શન આત્માની અનંત પર્યાયો ઉપર વિશ્વાસ લાવે છે અનંત અનંત ગુણરૂપી પર્યાયનો પિંડ તે આત્મા છે. અનંત ગુણરૂપી આત્મામાં શ્રદ્ધા લાવનાર કોણ? સમ્યગ્દર્શન સૂક્ષ્મ અતીંદ્રિય આત્માનો અનુભવ કરાવનાર, અનંત-ગુણ પર્યાયોમાં વિશ્વાસ કરાવનાર સમ્યગ્દર્શન છે. સમ્યગ્દર્શન એ આત્માનો નિર્વિકલ્પ સૂક્ષ્મ ગુણ છે. તે ગુણ ઊઘડતાં આત્મા આંધળો હતો તે દેખતો થયો. સમ્યગ્દર્શન ગુણ ઊઘડતાં આત્મા, સર્વ કર્મ, નોકર્મ, દ્રવ્ય કર્મ, અને ભાવ કર્મથી ભિન્ન પરમાત્મવત્ ઝળકે છે. આવો સમ્યગ્દૃષ્ટિ જીવ નિર્ભયતાપૂર્વક નિજ આત્માનો અનુભવ કરે છે ત્યારે વીતરાગ ભાવોથી કર્મની નિર્જરા થતી જાય છે, અને આત્મા પોતે સિંધુસૌવીર દેશને પહોંચી વળે છે.

આવો આત્મા ધર્મના કર્તવ્યમાં જરા પણ ઢીલ ન કરે. તે લોભ છોડી દાનના કાર્યમાં ઊછળી ઊછળીને દાન આપે છે. ધર્માત્માને હાથે દાનની જેવી કરણી થાય, તેવી અજ્ઞાનીઓને હાથે થતી નથી. અજ્ઞાની જીવો લોભના કૂવામાં પડયા છે. તેને બહાર કાઢવા માટે જ્ઞાની દાનનો ઉપદેશ આપે છે એ ઉપદેશને જે સમજપૂર્વક ઝીલે છે તે દાન, શીલ, તપ ને ભાવનાં ટાણાં આવે ત્યારે ઊછળ્યા વિના રહે જ નહિ. પરંતુ જે દર્શનમોહથી આંધળો છે તેની આવી પ્રતીતિ નથી.

સમ્યગ્દર્શન અમૂર્તિક આત્માનું શ્રદ્ધાન્ રાખે છે. સમ્યગ્દર્શન આત્માનો નિર્મળ સ્વભાવ છે. વળી સમ્યગ્દર્શન આત્માનુભવરૂપ મોક્ષ માર્ગ પર વિશ્વાસ રાખે છે. ત્યારે દર્શનમોહના ઉદયથી અંધ મિથ્યાદૃષ્ટિ જીવને અશુદ્ધ આત્માનું જ શ્રદ્ધાન્ હોય છે. હું સિદ્ધ સમાન, શુદ્ધ, નિર્વિકારી, અમૂર્તિક આનંદમય આત્મા છું, અને આ આત્માના ધ્યાનથી કર્મની નિર્જરા થાય છે. એ જ આત્મ–અનુભવ યથાર્થ મોક્ષ માર્ગ છે એવું નિ:શંક નિર્મળતાનું સાચું શ્રદ્ધાન્ સમ્યગ્દૃષ્ટિને થાય છે. તે જીવ યથાખ્યાત ચારિત્રને ભાવે છે, અને જ્યારે ચારિત્ર આવે ત્યારે છએ ખંડના ભાવને છોડીને વીતરાગના માર્ગે પોતે ચાલ્યો જાય છે.

વર્તમાન લક્ષ્મી મળી છે. તેમાં ઝેરનાં છાંટણાં છે કે અમૃતનાં છાંટણાં છે, તે તો જો તારી લક્ષ્મીનો દુર્વ્યય થતો હોય તો માનજે કે તેમાં ઝેરનાં છાંટણાં છે. સિનેમા, નાટક, હૉટલો, નાયકાઓ, વિવાહ આદિમાં વપરાતાં હોય તો તેમજ માનજે. પરંતુ સાધનને અભાવે ધર્મકરણીમાં ન જોડાઈ શકતા હોય તેમની સહાયમાં, જિજ્ઞાસુઓને ધર્મકરણીમાં જોડવા માટે, અને લોભને છોડવા માટે તારી લક્ષ્મી વપરાતી હોય તો માનજે કે તેમાં અમૃતનાં છાંટણાં છે. મિથ્યાદૃષ્ટિ જીવને નિર્મળ સ્વભાવની શ્રદ્ધા થતી નથી. તેથી પોતાના આત્માને રાગી, દ્વેષી માને છે અને તે માન્યતામાં ભય અને શંકાને વેદે છે. તેમ થવાથી નિ:શંકતા અને નિર્ભયતા કેળવી શકતો નથી. માટે હે ભાઈ! તારે સિંધુ–સૌવીર દેશમાં પહોંચવા માટે સંતોષ જોઈશે. આમ શંકા અને ભયને વેદીશ તો સ્વરૂપ સમજી નહિ શકે, માટે નિ:શંકતા લાવ.

અનાદિના મિથ્યાત્વ પરિણામથી છોડાવનાર જો કોઇ હોય તો સમ્યગ્દર્શન છે. જ્યાં સુધી શ્રદ્ધામાં ફેર છે, ત્યાં સુધી ખોટું વલણ બદલાય નહિ, માટે તારી સર્વજ્ઞ શકિતની પ્રતીતિ લાવ. આત્મા સ્વતંત્ર, પૂર્ણ સુખનું અવિનાશી ધામ છે. તારે તે શકિત જો ઉઘાડવી હોય તો સંસારમાં જે દ્રવ્ય મળ્યું છે, તેને ફેંકી દે. આત્માનું અનંત જ્ઞાન, ઐશ્વર્ય કે શકિતરૂપ કેવળજ્ઞાન નિધાન પોતાનામાં અંદર ભર્યું છે તે મોક્ષ લક્ષ્મી અને અનંત સુખને પામવું હોય તો એકવાર નિઃશંક શ્રદ્ધા કર. આખા સંસારને ખંખેરી નાખ એટલે મિથ્યાત્વરૂપી સંસારને ખંખેરી નાખ. પૂર્ણ વીતરાગભાવમાં ઢળી જા. ભોગમાં અનેકવાર—અનંતીવાર ઢળી ગયો અને તેમાં અનંતા પૈસાનો વ્યય કરી નાખ્યો, પણ દાનની બાબતમાં તો પાંગળો જ રહ્યો. માટે નિઃશંક શ્રદ્ધા કર, એકવાર વીતરાગને નમન કર. પરનું કર્તવ્ય છોડ અને તું જેવો છે તેવો થવામાં લોભ અને સમત્વબુદ્ધિ કનડે છે માટે પરના કર્તવ્યને છોડ અને તું જેવો છે તેવો થા. એક આત્માજ જ્ઞાનનિધાન સિંધુ, જ્ઞાનનો દરિયો પવિત્ર અને રૂડામાં રૂડો છે તે આત્મ—સ્વભાવનું શરણું લે. આજ રીતે રાગ અને લોભાદિની અસરથી જુદો રહીને જ્ઞાની સદા જ્ઞાન માત્રમાં વર્તે છે એવા જ્ઞાનીઓ ચતુર્વિધ સંઘને પડકાર કરીને કહે છેઃ—"મારા સરખું કામ મને ફરમાવો." એક ગુરુને પાંચ શિષ્ય છે. તેમાંથી એક શિષ્યને અવારનવાર કામ સોંપે છે. તે શિષ્ય વિચાર કરે છે—'મારા પુણ્યનો ઉદય છે, મને ગુરુ જે કામ સોંપે છે તે મહાન લાભનું જ કારણ છે' તો તેને અનંત નિર્જરા થાય છે. પરંતુ જો એમ વિચારે કે 'મને જ દેખ્યો છે, બીજાને કાંઇ કહેતા નથી તો અનંત સંસાર વધી જાય.'

શ્રાવક અને શ્રાવિકા બન્નેનો ઘરમાં સરખો ભાગ છે. શ્રાવક સો રૂપિયાનું દાન કરે તો શ્રાવિકા પણ તેટલું દાન કરી શકે. તેમાં શ્રાવક ના ન પાડી શકે.

વીતરાગતાનું જ શરણું લે, તેને નમન કર, સિંધુસૌવીર દેશ રૂપ આત્માનું શરણું લે, રાગાદિથી જુદો પડ, જ્ઞાની સદા જ્ઞાનમાં જ વર્તે. મહા પવિત્ર, બ્રહ્મચારી, જ્ઞાની મુનિ, સંસારી લક્ષણોથી તદ્દન જુદા કેવળ વીતરાગ ભાવનું આચરણ અને અનુમોદન કરી રહ્યા છે. ત્રણ લોકનો નાથ તે જ્ઞાની આત્મા છે જેના નિર્મળ જ્ઞાનસ્વભાવમાં એકજ સમયમાં ત્રણે લોકના ભાવ જણાય છે, તેવો જ્ઞાયક સ્વભાવ આત્માનો છે. જેનો આવો જ્ઞાન-સ્વભાવ છે, તે કોને ન જાણે ? કોઈ પણ નિમિત્તમાં અટકયા વિના બધાયને જાણવાનો આત્માનો સ્વભાવ છે. જાણવું તેમાં ન જાણવું ન આવે. આ ન્યાયને લક્ષમાં રાખીને જ્ઞાની કહે છે-ત્રિકાળી આત્મા-ચૈતન્ય જ્ઞાનઘન જ્યોતને સંપૂર્ણપણે પ્રગટાવવા માટે સાધુઓ જ્ઞાન-દર્શન-ચારિત્ર-તપ, ભાવમાં અખંડપણે વિચરે; અને શ્રાવકો દાન, શિયળ, તપ, ભાવમાં અખંડ ભાવે વિચરે.



## સંવત ૨૦૧૧ના શ્રાવણ સુદ ૧૨ શનિવાર તા. ૩૦-૭-૫૫.

ભગવતી સૂત્ર, તેરમું શતક, છઠ્ઠો ઉદ્દેશો વંચાય છે. ભગવાન સિંધુસૌવીર દેશના વીતીભય નગર તરફ વિહાર કરી રહ્યા છે. સિંધુસૌવીર દેશ અને વીતીભય નગર કોને કહેવાય અને પોતાને પહેલાં કયાં આવવું જોઈએ અને શું કરવું જોઈએ તે બાબતમાં સુધર્મા સ્વામી કહે છે.

"શુદ્ધ બુદ્ધ ચૈતન્ય ઘન, સ્વયં જ્યોતિ સુખધામ
બીજું કહીએ કેટલું, કર વિચાર તો પામ."

"ચૈતન્યઘન, જ્યોત આત્મા છે. જ્ઞાન સિંધુ છે." તેને સંપૂર્ણપણે પ્રગટાવવા માટે પ્રથમ સમ્યગ્દર્શન, નિર્ભયતા, નિઃશંકતા, નિઃસંદેહતા જોઈએ. જે આત્મા છે તે જ્ઞાનસિંધુ છે. તે સ્વ-પર પ્રકાશક ન હોય તો આ વન ઉજ્જડ છે. દેહાદિ સંયોગોને જાણનાર, તે સંયોગોથી જુદો છે. સળંગ સ્વાધીનપણે તે જાણ્યા કરે. આવા ત્રિકાળી જ્ઞાયક સ્વભાવની સમજણ, ઓળખ, અને શ્રદ્ધા વિના ત્રણ લોક ઉજ્જડ છે.

ઓરડામાં ઘણી વસ્તુઓ પડી છે. તેની ઓળખાણ કે જ્ઞાન ન હોય તો તે શું કામની? જાણનારનો અતુલ મહિમા જે જાણતા નથી તે જીવ બાહ્ય અનિત્યનું બહુમાન કરે છે. અનિત્યની શ્રદ્ધા, ધ્યાન કરે છે. તેથી સ્વભાવ જ્ઞાનસિંધુનો અનાદર કરે છે. અનિત્યના આદરમાં નિત્યનો અનાદર થઈ જાય છે. એટલે પોતાના જ્ઞાન સ્વભાવનો જ અનાદર થઈ જાય છે. વળી બીજું દૃષ્ટાંત આપે છે. લાખ રૂપિયાની કિંમતનો હીરો હોય. તેની પરીક્ષા કરનાર તેની પરીક્ષા કરી તેનો મહિમા ગાય છે. પરંતુ તે હીરાને જાણનાર દેખનાર જ્ઞાનરૂપી દિવ્ય દૃષ્ટિ ન હોય તો તેને જાણે કોણ? તેની કિંમત કોણ કરે? માહાત્મ્ય જ્ઞાનનું કે હીરાનું? નિર્મળ ચિત્પિંડ આત્મા છે. તે જ મહિમાને યોગ્ય છે. તે જ આત્મા સદાય જ્ઞાયક છે. તે મહિમાવંત જ્ઞાયક સ્વભાવને-પોતાના સ્વભાવને ન જાણીએ તો અચેતનરૂપ જડ પદાર્થનો, અને તેનાથી તદ્દન વિલક્ષણ તેવા ચૈતન્ય એ બન્નેનો વિવેક કોણ કરે? ભગવાને કહ્યું છે કે-પરથી જુદો, જ્ઞાયક, અસંગ એવો આત્મા છે તેને સ્વાધીનપણે જો

જાણે છે, નિઃશંક, નિર્ભય ગુણરૂપી નગરીમાં પ્રવેશ કરીને જે જ્ઞાન-સિંધુને જાણે છે, તે સર્વને જાણે છે. એવો એકત્વ જ્ઞાનસિંધુ આત્માનો મહિમા છે. એટલે જ્ઞાન-દર્શન-ચારિત્રનો મહિમા છે, તે જ મોક્ષ માર્ગ છે. તેને લાવવા માટે નિઃશંકતાને લાવ. તે વિના બધું ઉજ્જડ છે. તે વિના આત્માને કશો લાભ નથી. અનાદિ નિધાન, અમૂર્ત, અતીંદ્રિય સ્વભાવરૂપ, સહજ શુદ્ધ પારિણામિક ભાવરૂપ કારણ પરમાત્મા છે તે જ ભવ્ય જીવોને ઉપાદેય છે. આવા આત્માને માનવો, જાણવો, તેમાં સળંગપણે ઠરવું તે જ મોક્ષનો ઉપાય છે. આત્માનો એકરૂપ સ્વભાવ અનાદિ અનંત છે. ક્ષાયિક સમકિત પ્રગટે તે તો સાદિ અનંત છે. પણ આત્માનો સ્વભાવ અનાદિ અનંત છે કેવળજ્ઞાન, સિદ્ધદશા તે સાદિ અનંત છે. આત્મા અમૂર્તિક અને અતીંદ્રિય છે. ઇંદ્રિય આશ્રિત જ્ઞાન વડે આત્મા જણાય તેમ નથી. શુદ્ધ સહજ, પરમ પારિણામિક ભાવસ્વરૂપ તે જ પરમાત્મા છે, અને તે જ સિંધુસૌવીર દેશ છે.

અશુદ્ધતાનો નાશ કરી શુદ્ધતા પ્રગટ કરવી તે અવસ્થા છે, પર્યાય છે. આત્મા ત્રિકાળી સ્વભાવથી તો શુદ્ધ જ છે. અશુદ્ધતા ટાળવી અને શુદ્ધતા પ્રગટ કરવી તેવા બે ભંગ આત્મામાં નથી. તે તો વર્તમાન વર્તતી અવસ્થામાં છે. શુદ્ધ સહજ સ્વાભાવિક, પરમ પારિણામિક કારણ પરમાત્મા તારો આત્મા છે, તેના લક્ષે મોક્ષ માર્ગ પ્રગટે. તેના લક્ષ વિના સમ્યગ્ રત્નત્રય અને સિદ્ધ દશા પ્રગટે જ નહિ, સિંધુસૌવીર દેશ ઉપર લક્ષ કર્યા વગર કેવળજ્ઞાન તથા સમ્યગ્ રત્નત્રય પ્રગટે નહિ. એટલે તેને નિઃશંકતા ગુણ પ્રગટે નહિ, અને સિંધુસૌવીર દેશમાં પણ પહોંચી શકાય નહિ. આ વાત પૂર્ણ, પવિત્ર શુદ્ધ દશાને પહોંચી વળવા માટે છે,

તે આપણાથી ન થઈ શકે તેમ ન સમજવું. આ તો નિઃશંકતારૂપ ધર્મની શરૂઆતની વાત છે. વિકાર કેમ ટળે અને અવિકાર દશા કેમ પ્રગટે તેની વાત છે.

પૂર્ણ દશાનો પુરુષાર્થ, વર્તમાનમાં કદાચ કોઇ જીવથી ન થઈ શકે. પરંતુ વર્તમાન જે પૂરો સ્વભાવ છે, તે સ્વભાવમાંથી જ પૂર્ણદશા પ્રગટે છે, તે સ્વભાવને શ્રદ્ધા અને જ્ઞાનમાં સ્વીકારવાની આ વાત છે.

નિઃશંક, નિર્ભય ધર્મ માટે પોતાને પોતાના આત્માને શ્રદ્ધાજ્ઞાનમાં સ્વીકારવો તો જોઇશેને ? અહીં તો પોતાના આત્માને સમજવાની વાત છે. બીજી કોઈ વાત નથી. કેમકે બધા તત્ત્વોમાં એક શુદ્ધ આત્મતત્ત્વજ ઉપાદેય છે. આત્મ-તત્ત્વની વાત પોતાના ઘરની છે. બીજાના કોઈના ઘરની વાત નથી. કેમકે પોતે જ આત્મ-તત્ત્વ છે. તેને ઓળખવાથી નિર્ભયતા, નિઃશંકતા ધર્મ જરૂર થાય છે. ભલે બુદ્ધિ ઓછી હોય પરંતુ જો પોતાના આત્માનો મહિમા કરીને સતપુરુષના સમાગમે સમજવા માગે તો જરૂર સમજી શકે તેવું વસ્તુ-સ્વરૂપ છે.

વર્તમાનમાં કર્યું તે કામ, દીધું તે દાન. કરશું ને જોશું એમ નહિ.

> " કાલ કરે સો આજ કર, આજ કર સો અબ,
> અવસર બીતો જાત હૈ, ફિર કરેગો કબ."

પાંચ પાંડવો પાસે ભિક્ષા માગવા જનાર કોઈ નિરાશ થઈને પાછો વળે જ નહિ, તેવી તેમની ખ્યાતિ હતી. એક વખતે એક બ્રાહ્મણ યુધિષ્ઠિર પાસે દાન લેવા આવ્યો. તે વખતે યુધિષ્ઠિર

ગ્રામમાં હોવાથી યુધિષ્ઠિરે બ્રાહ્મણને કહ્યું કે, "આવતી કાલે આવજે." બ્રાહ્મણ નિરાશ થઈને પાછો વળતો હતો તેવામાં ભીમ તે બ્રાહ્મણને મળ્યો, અને બ્રાહ્મણે ભીમને વાત કરી. વાત સાંભળી ભીમને ખેદ થયો. તેણે આયુધશાળામાં જઈને ભંભા વગાડી. નિયમ એવો હતો કે વિજય થાય તો જ ભંભા વગાડાય. ભંભાનો અવાજ સાંભળી વનનાં પશુઓ પણ દોડાદોડ કરવા લાગ્યાં. નાગરિકો તો ખૂબ આશ્ચર્ય પામ્યા. યુધિષ્ઠિરે તપાસ કરી તો ખબર પડી કે ભીમે ભંભા વગાડી છે. યુધિષ્ઠિરે ભીમને બોલાવીને પૂછ્યું, તો ભીમે કહ્યું કે—"ભાઈ, કાળ જિતાયો તેથી મેં ભંભા વગાડી." યુધિષ્ઠિરને સમજ ન પડી. તેણે ફરી પૂછ્યું, તો ભીમે કહ્યું—"આપે કાળને જીત્યો તેથી મને બહુ આનંદ થયો, અને મેં ભંભા વગાડી." હજુ યુધિષ્ઠિર સમજ્યા નહિ. તેમણે ત્રીજી વાર પૂછ્યું ત્યારે ભીમે બ્રાહ્મણને પાછો કાઢ્યો, તેની વાત કરી. તેને આપે કહ્યું—"કાલ આવજે." તેથી મેં માન્યું કે આપે કાળને જીત્યો છે." યુધિષ્ઠિરને હવે બધું સમજાઈ ગયું તેણે પોતાની ભૂલ કબૂલ કરી. માણસોને દોડાવી બ્રાહ્મણને પાછો બોલાવી માનપૂર્વક દાન આપ્યું. "કાલ કરવામાં જેટલું માહાત્મ્ય છે તેના કરતાં હમણાં કરવામા વિશેષ છે"

દાનાદિક વ્યવહાર કાર્યોમાં પણ વાયદા કર્યે કામ ન આવે. 'કર્યું તે કામ અને દીધું તે દાન.' તેમ ભલે બુદ્ધિ ઓછી હોય પરંતુ જો વર્તમાન પોતાના શુદ્ધ આત્મ-તત્ત્વનો હકાર લાવીને આત્માનો મહિમા કરીને સમજવા માગે તો જરૂર સમજાય તેવું વસ્તુ-સ્વરૂપ છે. વર્તમાન કાળની અને ક્ષેત્રની અપેક્ષાએ પૂર્ણ દશાનો પુરુષાર્થ પૂર્ણ ન થઈ શકે. પણ વર્તમાન જે તારો પૂર્ણ સ્વભાવ મોજૂદ છે

તેને એક અવતાર કરીને પૂર્ણ પદે પહોંચવાની વર્તમાનમાં શું શકિત નથી? છે. છતાં વાયદા શા માટે કરવા? વર્તમાનમાં પૂર્ણ સ્વભાવ મોજૂદ છે, તેમાંથી પૂર્ણ દશા પ્રગટે છે, તેનો વાયદો કર્યા વિના અંદરથી હકાર લાવીને તારા જ્ઞાનને સ્વીકારી લેવાની વાત છે.

તિજોરીમાં પાંચ લાખ રૂપિયા પડયા હોય, તેમાં બીજાના દશ હજાર પડયા હોય અને દશ હજારવાળો આવીને કહે કે લાવો મારા રૂપિયા. ત્યારે તે પૂછે કે–"કેમ ભાઈ?" દશ હજારવાળો કહે–"તમે આઠ આના વ્યાજ આપો છો. બીજે દશ આના મળે છે." ત્યારે આ કહે છે. "અગિયાર આના આપીશ." આત્માએ અનાદિ કાળથી રાગદ્વેષ કરીને જગતનાં કર્મનાં કરજ કર્યાં છે. તે તમામ કરજ ચૂકવવાની તાકાત આપણામાં આવી છે. માનવદેહ મળ્યો છે. સંપૂર્ણ શકિત છે તો કરજ ચૂકવી દે અત્યારે નહિ ચૂકવ તો પછી કયારે ચૂકવીશ? કે તાકાત હોવા છતાં કરજ રાખવું છે ને વ્યાજ વધારી દેવું છે? પરંતુ દુનિયા કોને કરજ કહેવાય તે સમજતી નથી. કરજને ફરજ માની બેઠો છે. દીકરા–દીકરીની સંભાળ રાખવી તે જ ફરજ છે તેમ દુનિયા માને છે. પણ ભાઈ, સમભાવમાં ટકી જા. એ તારી ફરજ છે. તેથી તારું કરજ ચૂકવાઈ જશે.

નિ:શંકતા અને નિર્ભયતા માટે તારા ત્રિકાળી સ્વભાવનો આશ્રય કરવો જોઈશે ને? શ્રદ્ધા–જ્ઞાનમાં પોતાના સ્વભાવને સ્વીકારવાની આ વાત છે. જે જીવો પોતાના શુદ્ધ આત્મ–સ્વરૂપના ચિંતનને કદી ચૂકતા નથી પરંતુ સર્વદા તે અભ્યાસને સારી રીતે, સુદ્રઢપણે સેવે છે તે જીવો સમ્યગ્ અભ્યાસના બળે પરલોકમાં

જવા છતાં પણ ત્યાં આત્મ-ચિંતનને ભૂલતા નથી. તેઓ લોક દૃષ્ટિએ પરલોકમાં જવા છતાં નિશ્ચય દૃષ્ટિએ પરલોકમાં જતા નથી. પરંતુ નિશ્ચય દૃષ્ટિએ આત્મ-સ્વભાવરૂપ સ્વલોકમાં જ તેમની દૃષ્ટિ રહે છે. માટે શુદ્ધ આત્મ-સ્વરૂપનો-આત્માના નિશ્ચયનો એવો દૃઢ અભ્યાસ કરો કે સંકલેશમાં કે મરણ કાળે પણ તે અભ્યાસ દૂર નહિ જતાં સદા અચળપણે કાયમ ટકી રહે. અચળપણું, નિઃશંકપણું, પૂર્ણ સ્વરૂપ પામવાને માટે, સિંધુસૌવીર દેશમાં પહોંચવાને માટે વીતીભય નગરીમાં આવી જા. આ વિના છૂટકો નથી, સંસારની બધી નગરી ભયવાળી છે.

ઉત્તમ કુળ, પાંચે ઇંદ્રિયો સમજવાની બુદ્ધિ આદિ બધાં સાધનો આપણને મળી ચૂકયાં છે. ભગવાન કહે છે કે તું નાવમાં બેઠો છે. હવે પુરુષાર્થ ઉપાડ ને માર કૂદકો અને જા પેલી પાર. આત્મા અનાદિ અનંત છે, વળી અમૂર્ત છે. રૂપવાળી ઇંદ્રિયો અને રૂપ વિનાનો આત્મા છે, અને રૂપ વિનાનો આત્મા રૂપવાળીથી પકડાય તેમ નથી. તેનાથી તું જુદો છે. અતીંદ્રિય, સ્વભાવરૂપ, શુદ્ધ સહજ એવો તારો પરમ પારિણામિક સ્વભાવ તે જ પરમાત્મા છે, અને તેવો જ આ આત્મા છે; અને તે જ સાક્ષાત ઉપાદેય છે. એવો તારો પોતાનો સાક્ષાત્કાર કરવા માટે વાયદા ન કર. તેં આત્માને માનવાની રુચિ ન કરી તો તારા માટે અનંત સંસારનો માર્ગ ઉઘાડો પડયો છે આવા ઉપાદેય સ્વભાવને જાણો, માનો અને તેમાં ટકી જાઓ તે જ મોક્ષનો ઉપાય છે, અને તે જ સિંધુસૌવીર દેશ છે.

---

## સંવત ૨૦૧૧ના શ્રાવણ સુદ ૧૩ રવિવાર તા. ૩૧-૭-૫૫.

પરમ માંગલ્યકારી પંચ પરમેષ્ઠીને નમસ્કાર કરીને, સ્વરૂપ-લક્ષે તેમને વંદન કરીને, ભગવતીજીનું વાંચન ચાલે છે. તેરમું શતક, છઠ્ઠો ઉદ્દેશો અને ઉદાયન રાજાનો અધિકાર ચાલે છે. તે અધિકાર દ્વારા આત્માનો સાર સમજાવે છે. સિંધુસૌવીર દેશ અને વીતીભય નગર કોને કહેવાય તે સમજાવે છે. પોતાનો પરમ શુદ્ધ પારિણામિક ભાવ, પૂર્ણ શુદ્ધ સ્વરૂપ તેજ સિંધુસૌવીર દેશ છે. દીવાથી દીવો પ્રગટે છે તેમ આનંદથી આનંદની વૃદ્ધિ થાય છે. બીજનો ચંદ્રમા વધી વધીને સ્વયમ્ પૂર્ણિમાનો ચંદ્ર થઇ જાય છે. જ્યારે નિર્ભયતા, નિસંદેહતા પ્રગટે છે, જ્યારે સમ્યગ્દર્શન પ્રગટે છે ત્યારે સ્વાનુભવની જાગૃતિ થવાથી આત્માના આનંદમાં મગ્નતા અને લીનતા થાય છે. ચોથા, પાંચમા અને છઠ્ઠા ગુણસ્થાનમાં ઉપયોગ હોય છે તે પ્રમાદ સહિત હોય છે. ત્યારે આત્માનુભવ હર સમય રહેતો નથી. તે સમયે ધર્માત્મા સાધકે બુદ્ધિપૂર્વક નિમિત્ત મેળવીને પોતાના ઉપયોગને શુદ્ધ આત્માના અનુભવમાં જોડવો પડે છે. આ પ્રકારે શુદ્ધ આત્માના આનંદમાં મગ્ન થવાથી કર્મની નિર્જરા થાય છે, તેથી મહાન લાભ થાય છે. પછી અપ્રમત્ત ગુણસ્થાનકમાં થઈને ક્ષીણમોહ (બારમાં) ગુણસ્થાન સુધી સહજાનંદનો પ્રકાશ રહે છે. સહજ શુદ્ધ જ્ઞાન, ધ્યાન પણ થાય છે, અને સહજ આનંદનો સ્વાદ આવે છે. ક્ષપક શ્રેણીપણે ચાલવાથી વિશેષ કર્મનો ક્ષય થાય છે. આ કર્મના ક્ષયમાં સહજ આનંદ અને તેનો જ ભોગવટો થાય છે. જ્યાંસુધી જીવ સહજ આનંદનો ભોગવટો ન કરે ત્યાં સુધી એક પણ કર્મની પ્રકૃતિ મૂળમાંથી ખસે તેમ નથી. ઉપશમ શ્રેણી પર ચાલવાથી કર્મના ઉપશમ થાય છે. આ કર્મના

ક્ષયમાં નિમિત્ત: કારણ કોણ છે? સહજ આનંદ અને તેનો ભોગવટો જ કર્મક્ષયમાં નિમિત્ત કારણ છે, અને કર્મબંધમાં વિકારી આનંદનો ભોગવટો જ નિમિત્ત કારણ છે.

અહિ શિષ્ય પ્રશ્ન પૂછે છે—નિર્જરાદિગુણોમાં સ્વ—આત્મા—ઉપયોગ કારણ છે કે જીવના સમ્યગ્દર્શનરૂપ પરિણામ જ કારણ છે? ગુરુ ઉત્તર આપે છે કે—હે શિષ્ય, નિર્જરાદિ ગુણુંમાં જીવના સમ્યગ્દર્શનરૂપ પરિણામ જ કારણ છે. સ્વ—આત્મ ઉપયોગ નહિ. જ્ઞાનાદિ સ્વઆત્મ ઉપયોગયુક્ત હોય કે તે પરપદાર્થમાં જોડાયા હોય પરંતુ સમ્યગ્દર્શનરૂપ ભાવોનું પોતાના આત્મામાં હોવાપણું તે નિર્જરાદિ ગુણોનું કારણ થાય છે.

અત્યારે મારું જ્ઞાન પ્રતિબોધ પમાડવામાં જોડાયું છે. પણ જો અંદરમાં સમ્યગ્દર્શન હોય તો નિર્જરાદિ ગુણ થાય. મુનિ, ધર્મકથા કહેતો થકો શું ઉપાર્જન કરે? સિદ્ધાંત કહે છે કે—

**धम्मकहाए णं भंते ! जीवे किं जणयइ ? ध० निज्जरं जणयइ। धम्मकहाए णं पवयणं पभावेई। पवयणपभावेणं जीवे आगमेसस्स भद्दत्ताए कम्मं निबन्धइ॥**

ઉત્તરાધ્યયન અ. ૨૯.

મુનિ ધર્મકથા કહે છે તેમાં વચનયોગ છે. એટલે ઉપયોગ વચનયોગમાં જોડાયો છે. નિર્જરાની સાથે પુણ્ય બંધાય છે. જ્ઞાનનો ઉપયોગ વચનયોગમાં છે. તે પ્રશસ્તયોગ હોવાથી પુણ્ય બંધાય છે. તે જ જ્ઞાનઉપયોગ પોતામાં હોય, વચનયોગમાં હોય, અથવા પર પદાર્થમાં હોય પરંતુ અંદર સમ્યગ્દર્શન હોય તો નિર્જરા થાય છે. સમ્યગ્દર્શનની હાજરીમાં ઉપયોગ પરમાં જોડાયો હોય છતાં નિર્જરા થાય છે. સમ્યગ્દર્શનની હૈયાતીમાં પોતાનો જ્ઞાન—ઉપયોગ આત્મામાં

હોય અથવા ન હોય. એટલે જ્ઞાન શુદ્ધ ઉપયોગ પૂર્વક હોય કે ન હોય તોપણ સમ્યગ્દર્શનની હૈયાતીમાં નિર્જરા જરૂર થાય છે. નિર્જરાનું કારણ સમકિત છે ઉપયોગ નથી. તે જ રીતે પુણ્ય અને પાપબંધમાં ઉપયોગ કારણ નથી. પુણ્ય અને પાપનો બંધ રાગ દ્વેષાદિથી થાય છે. એટલે બંધ થવામાં રાગ, દ્વેષ અને મોહ કારણ છે. શુભ બંધમાં શુભ રાગની તીવ્રતા અને અશુભ કર્મના ઉદયની મંદતા કારણ છે. માટે ઉપયોગ, નિર્જરા કે બંધમાં કારણ નથી એજ રીતે અશુભ બંધમાં અશુભ રાગની તીવ્રતા અને શુભ કર્મોદયની મંદતા કારણ છે.

રાગ ભિન્ન વસ્તુ છે, અને ઉપયોગ ભિન્ન વસ્તુ છે. રાગ, ઉપયોગની અપેક્ષા રાખતો નથી. ઉપયોગ, રાગની અપેક્ષા રાખતો નથી. રાગ અને ઉપયોગ, બન્ને સ્વતંત્ર છે. બન્નેને કોઈ સંબંધ નથી. રાગ શું વસ્તુ છે ? આત્માના કલુષિત સકષાય પરિણામનું નામ રાગાદિક છે. રાગાદિક આત્માના ઔદયિક ભાવ છે ક્રોધ, માન, માયા, લોભ, મિથ્યાત્વ તે ઔદયિક ભાવ છે. ઉપયોગ શું વસ્તુ છે ? ક્ષયોપશમિક જ્ઞાનને ઉપયોગ કહે છે. ઉપયોગ, જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી થાય છે. રાગ અને ઉપયોગ ભિન્ન ભિન્ન કારણથી થાય છે. રાગ પોતાના કારણથી થાય છે. ઉપયોગ એટલે જ્ઞાન પણ પોતાના કારણથી જ થાય છે. ઉપયોગમાંથી ઉપયોગ આવે છે, અને ક્રોધમાંથી જ ક્રોધ આવે છે. રાગ અને જ્ઞાન બન્નેનું સ્વરૂપ ભિન્ન ભિન્ન છે. એ માટે બન્નેનો એક અર્થ કોઈ કાળે હોય જ નહિ.

શુભ ઉપયોગ અને શુભબંધ, અશુભ ઉપયોગ અને અશુભ બંધ એમ બોલાય છે. પરંતુ તેમાં એમ સમજવું કે ઉપયોગમાં

જે શુભપણું કે અશુભપણું છે તે બંધનું કારણ છે. પણ ઉપયોગ, બંધનું કારણ નથી એમ સમજીને બોલવું જ્ઞાન અને રાગાદિક બન્ને એક જ સમયમાં થાય છે. પરંતુ જ્ઞાન પોતાના કારણે થાય છે. અને રાગાદિક પોતાના કારણે થાય છે. જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી જ્ઞાન થાય છે, અને ચારિત્રમોહનીયકર્મ અને દર્શન–મોહનીયના ઉદયથી રાગ–દ્વેષ થાય છે. જે સમયે જ્ઞાનાવરણીયનો ક્ષયોપશમ હોય તેજ વખતે મોહનીય કર્મનો મંદ ઉદય હોય તો જ્ઞાનનો ક્ષયોપશમ વધી જાય છે. પરંતુ રાગની જરાય હાની થતી નથી. મિથ્યાત્વીને દેશે ઊણું નવપૂર્વનું જ્ઞાન થાય છે. તેને નવપૂર્વનું જ્ઞાન થાય તેટલો ક્ષયોપશમનો ઉઘાડ હોય પણ રાગની જરાય હાની ન થાય. આઠ કર્મની નિર્જરા સમ્યગ્ કારણરૂપ આત્મિક હેતુથી થાય છે. ધ્યાનાદિ કારણોથી થાય છે. પરંતુ જ્ઞાન–ચેતનારૂપ ઉપયોગ તેમાં કારણ નથી.

ઉપયોગનું કાર્ય શું ? ઉપયોગનું કાર્ય, નિજ આત્મા અને પર–પદાર્થને જાણવું માત્ર છે. એ માટે જ્ઞાનચેતના નિર્જરામાં કારણ નથી થતી. અનુભવીઓ પડકાર કરીને કહે છે, કર્મના ક્ષયમાં, સહજ આનંદનો ભોગવટો જ કારણ છે, સહજ આનંદના ભોગવટા વિના દેશે ઊણું નવ પૂર્વનું જ્ઞાન થાય, છતાં તે કર્મની નિર્જરામાં કારણ નથી થતું. સહજ આનંદના ભોગવટાથી જ ચાર ઘાતી કર્મનો ક્ષય થઈને કેવળજ્ઞાન પ્રગટે છે, અને શુદ્ધાત્માનું પ્રત્યક્ષ પદ ઝળકી ઉઠે છે. અરિહંત પરમાત્માનું પદ પ્રગટ થઈ જાય છે. ત્યારે અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતસુખ અને અનંતવીર્ય આ સ્વ-ચતુષ્ટય પ્રગટ થઈ જાય છે.

આ અરિહંત પદ તેરમાં, ચૌદમાં (અયોગી) ગુણસ્થાનમાં થાય છે. અરિહંત પદમાં પૂર્ણ કેવળજ્ઞાન પ્રગટયું છે. પરંતુ કંપન તેનાથી ટળતું નથી, હજુ પરમ યથાખ્યાત ચારિત્રની ન્યૂનતા છે. પરંતુ ચૌદમાં ગુણસ્થાનના છેલ્લા સમયે જ સર્વ કર્મ ક્ષય થાય છે. માટે સહજ આનંદનો ભોગવટો જ કર્મની નિર્જરાનું કારણ છે. આયુષ્યના અંતમાં શેષ અઘાતી કર્મ પણ ક્ષય થઇ જાય છે, અને સિદ્ધ પદ જે પોતાનો સ્વભાવ છે–તે પૂર્ણપણે પ્રગટ થાય છે. તેરમાં ગુણસ્થાનકે દેશે ઊણું પૂર્વ ક્રોડ વરસ રહી શકે છે, અને પૂર્ણ જ્ઞાન હોવા છતાં કંપન ટળતું નથી. માટે અવ્યાબાધ આનંદનો ભોગવટો ચૌદમાંનાં અંત સમયે થતાં કંપન ટળી અકંપન દશા પ્રગટે છે. અનંતા જ્ઞાનીઓનો એ જ અભિપ્રાય છે કે જ્યારે આત્મ–આનંદનો સ્વાદ આવે ત્યારે આત્મ–અનુભવ, આત્મધ્યાન અને રત્નત્રયીની એકતારૂપ મોક્ષ માર્ગ સમજવો જોઈએ. તે જ સમયે અત્યંત તલ્લીનતાથી જે વીતરાગતા થાય છે તે વીતરાગતાથી જ કર્મનો ક્ષય થાય છે. તથા જેટલો જેટલો જ્ઞાન અને વીતરાગતાનો વધારો થાય છે તેટલો તેટલો આનંદ અંદરમાં વધતો જ જાય છે અને સયોગી કેવળીને, અરિહંતને અનંત સુખરૂપ થઈ જાય છે. પછી તે નષ્ટ પામતો નથી, સદાય નિત્યપણે ટકી રહે છે. વાસ્તવિક રીતે, યથાર્થ રીતે, જૈન ધર્મ આનંદમય છે. વર્તમાનમાં પણ આરાધક જીવોને આનંદ આપે છે, અને આરાધનાનું અંતિમફળ અનંત સુખ છે.

જ્યારે યોગી, ધર્માત્મા, સાધકદશાવાળો મુનિ સાધકદશામાં તલ્લીન થાય છે, સર્વ વિકલ્પોથી મુકત થાય છે, ત્યારે કોઈ અદ્ભુત આનંદ આવે છે. તે જ આનંદ કર્મનાં લાકડાંને શીઘ્રતાથી

બાળી દે છે. તે મુનિને કોઈ લાકડાં મૂકીને સળગાવી દે, છતાં તેમને શરીર પ્રત્યે લક્ષ જ હોતું નથી. ધ્યાનમાં મગ્ન હોય છે.

માટે પ્રથમ નિઃશંક થઇને, નિત્ય આત્મામાં રકત રહો. આત્મામાં નિત્યતૃપ્તિને પામો. જરૂર સિંધુસૌવીર દેશ પ્રાપ્ત થશે. સાધક જીવ વિકલ્પ રહિત શુદ્ધ ચેતનાના સ્વભાવમાં ઠરે છે ત્યારે આનંદને પામે છે, અને આનંદના ભોગવટાથીજ કર્મની નિર્જરા થાય છે. જ્ઞાન ચેતનમાં મસ્ત થઇને પોતાના આનંદનો જે જીવ ભોગવટો કરે છે તે જીવ જ કર્મની નિર્જરા કરે છે. શુદ્ધ પર્યાયની નિર્મળતા અને સ્થિરતાનો અવસર કયારે આવશે એમ ચૈતન્યની જાતમાંથી ભાવના તો ભાવવી જ જોઇએ. પોતાના શુદ્ધ સ્વભાવની ભાવના ભાવતાં, ભાવના ભાવનાર કાળ, ક્ષેત્ર અને પૈસાને ન જુએ, પણ પોતાની યોગ્યતાને જુએ. પૂર્ણતાના લક્ષે જ શરુઆત થાય તે જ વાસ્તવિક શરુઆત છે. જેને જેનુ પોસાણુ થાય તેને તેના વાયદા ન હોય. જેમાં ઉત્કૃષ્ટ રુચિ હોય તેમાં ક્ષણ માત્રનો વિલંબ સહ્યો ન જાય. આત્માનો સ્વભાવ, આનંદ-સ્વરૂપ છે. તેથી ખરેખર આનંદની હોંસ આવે તો તે હોંસમાં આત્મા એકલો ઘોળાય. આત્મ-સ્થિરતા અને તેનો પુરુષાર્થ પોતાને આધીન છે. મન, વચન, કાયાનુ પલટાવું કે સ્થિર રહેવું તે ઉદયાધીન છે. તે યોગોનું સર્વથા બંધ થવું, ચૌદમાના અંત સમયે થાય છે. પરંતુ સાતમા ગુણસ્થાનમાં, અપ્રમત્ત દશામાં હું પોતે, મને જાણનાર આદિનો વિકલ્પ છૂટી જઇ આત્માનો આનંદ વર્તે છે. તેથી જ કર્મની નિર્જરા થાય છે, તેમાં બુદ્ધિના વિકલ્પ નથી.

તેરમાં ગુણસ્થાને વિચરતા કેવળી ભગવાન અને સાતમે અપ્રમત્ત દશામાં વિચરતા મુનિરાજ તે બન્નેની નિર્વિકલ્પ દશામાં

શું ફેર છે? સાતમે બુદ્ધિપૂર્વક વિકલ્પ નથી, પણ સૂક્ષ્મ વૃત્તિ હોય છે. તે જ્ઞાનમાં જણાય નહિ એવી સૂક્ષ્મ હોય છે. અબુદ્ધિ-પૂર્વકના જે વિકલ્પો કે સૂક્ષ્મ રાગની વૃત્તિ મુનિરાજ પોતાના રાગમાં પકડી શકતા નથી તે સૂક્ષ્મ વિકલ્પો કેવળજ્ઞાન ગમ્ય છે. સાતમેથી છઠ્ઠે આવે છે ત્યારે તે વિચારે છે કે–સાતમે હતો ત્યારે એકે વિકલ્પ મારામાં નહોતો એમ થતું હતું. પરંતુ એકે વિકલ્પ ન હોય તો કેવળજ્ઞાન હોવું જોઈએ, અને કેવળ જ્ઞાન તો નથી. માટે મારા જ્ઞાનમાં ન પકડી શકાય તેવા સૂક્ષ્મ વિકલ્પો હતા. તે ન હોત તો કેવળજ્ઞાન થાત. તેરમે ગુણસ્થાને બુદ્ધિપૂર્વકના કે અબુદ્ધિપૂર્વકના વિકલ્પો હોતા નથી. સાતમે બુદ્ધિપૂર્વકના વિકલ્પો નથી, પરંતુ અબુદ્ધિપૂર્વકના છે, તેટલો ફેરફાર છે.

સિદ્ધાંતકાર કહે છે કે, ઈંદ્રિય દમન માટે, અસ્થિરતા ટાળવા માટે, છઠ્ઠા ગુણસ્થાનની પ્રમત્ત દશા ટાળવા માટે મુનિરાજ પણ પૂર્ણ શુદ્ધ, અકષાય દૃષ્ટિના લક્ષે શુભ ઉપયોગમાં વર્તે છે. તે વખતે મુનિ ઉપદેશ દે, શિષ્યને શીખવે, ગૌચરી કરે, આદિ સંયમના હેતુથી યોગ પ્રવર્તના થાય. તેની પછવાડે હું અસંગ છું એમ સમજી અસંગ દૃષ્ટિમાં વર્તવાનો પુરુષાર્થ કરે છે.

"સંયમના હેતુથી યોગ પ્રવર્તના,
સ્વરૂપ લક્ષે જિન આજ્ઞા આધિન જો,
તે પણ ક્ષણ ક્ષણ ઘટતી જાતિ સ્થિતિમાં,
અંતે થાય નિજ સ્વરૂપમાં લીનજો. અપૂર્વ."

છઠ્ઠે ગુણસ્થાનકે વીતરાગ આજ્ઞાનુસાર વર્તે છે. એટલે યોગનું પ્રવર્તન પણ વીતરાગ આજ્ઞાનુસાર વર્તે છે. આવા ધર્માત્મા

પૂર્ણ સિંધુસૌવીર દેશને અલ્પકાળમાં પામે છે. હે જીવ! ત્રિકાળી સ્વભાવ જ ઉપાદેય છે. તેના લક્ષે જ નિઃશંકતા, નિર્ભયતાને લાવ. તેને પામવા માટે ત્રિકાળી સ્વરૂપના પુરુષાર્થને લાવ. તે લાવવાથી સમ્યગ્દર્શન પ્રગટ થશે અને તેનાથી જ પૂર્ણ સિંધુસૌવીર દેશ કે જે તારો ત્રિકાળી સ્વભાવ છે તેને પહોંચી વળાશે. એ સિવાય બીજો કોઈ ઉપાય નથી, માટે સમજીને સ્વમાં ઠર. તારું અવિનાશી કલ્યાણ થશે.

---

**સંવત ૨૦૧૧ના શ્રાવણ સુદ ૧૪ સોમવાર તા. ૧-૮-૫૫.**

ભગવતી સુત્રનું તેરસું શતક અને છઠ્ઠો ઉદ્દેશો વંચાય છે. ઉદાયન રાજાના અધિકાર દ્વારા આત્માનો સાર સમજાવે છે. સિંધુ-સૌવીર દેશ, વીતીભય નગર, પોતાના આત્માનો પરમ શુદ્ધ ત્રિકાળી પારિણામિક ભાવ તે જ ઉપાદેય છે. પોતાના સહજ પારિણામિક ભાવને પહોંચી વળવા માટે નિર્ભયતાને લાવ.

જીવને સમ્યગ્દર્શન થાય છે તેના આઠ આચાર હોય છે. જ્ઞાનના આઠઆચાર હોય છે. ચારિત્રના આઠ આચાર હોય છે. તપના બાર આચાર હોય છે અને વીર્યના ત્રણ આચાર હોય છે. સમ્યગ્દર્શન પ્રગટ કરવા માટે પ્રથમ નિઃશંકતાને લાવ. સમ્યગ્દર્શન પ્રગટ કરવા માટે પ્રથમ ભેદજ્ઞાન જોશે. છીણી, લોઢાના બે ટુકડા કરી નાખે છે, સોય, કાંટાને બહાર કાઢી દે છે, કરવત, લાકડાંને વેરીને કટકા કરી નાખે છે, પવન, ધૂળના ઢગલાને વેરણ-છેરણ કરીને ઉડાડી દે છે, અગ્નિ, સુવર્ણાદિકના મેલને દૂર કરી શુદ્ધ કરે છે, ચિચોડા, શેરડીના રસને કાઢી કૂચો દૂર કરે છે, પાણી, વાસણના મેલને દૂર કરે છે, કતકફળ એટલે ફટકડી, મેલા

પાણીમાં નાખવાથી મેલા પાણીને નિર્મળ કરે છે, મેલને હેઠે બેસાડી દે છે, સાચા મોતીનો ચારો ચરનાર હંસ પક્ષી, જળ મિશ્રિત દૂધમાંથી પાણીને છોડીને દૂધને ભિન્ન કરીને ગ્રહણ કરે છે, હાથમાં છરી હોય તે પદાર્થમાં પ્રવેશી, છેદીભેદી, જુદા ભાગ કરી નાખે છે, ફરશી, પદાર્થના ભિન્નભિન્ન ટુકડા કરે છે, ટાંકણું, પત્થરમાં સુંદરમાં સુંદર આકૃતિઓ ઘડી કાઢે છે, તલવાર, શત્રુનું માથું ધડથી જુદું કરી દે છે, તથા રવૈયો છાશમાંથી માખણને જુદું કરે છે, તેમ હે શિષ્ય! તું બોધ પામ અને જાણ. પ્રજ્ઞારૂપ સુવિચારણા તે ભેદ વિજ્ઞાન છે શિષ્ય પ્રશ્ન પૂછે છે, "ભગવાન મહાવીરે શું વચનો કહ્યાં છે?" તેના જવાબમાં કહે છે,

बुज्झिज्जत्ति तिउट्टिज्जा, बंधणं पडिजाणिया
किमाह बंधणं वीरो, किं वाजाणं तिउट्टइ ॥

સૂત્રકૃતાંગ અ. ૧.

ભગવાને કહ્યું છે કે, "જ્ઞાન પરિજ્ઞા દ્વારા જાણ અને પ્રત્યાખ્યાન પરિજ્ઞા દ્વારા તોડ" આત્મા અને અનાત્માનો, જડ અને ચૈતન્યનો, સ્વ અને પરનો ભેદ, જેને સમજાય છે એટલે જેને સાક્ષાત્ ભેદવિજ્ઞાનનું જ્ઞાન થાય છે તેને દેહાદિથી ભિન્ન પોતાના સ્વરૂપની ઉપલબ્ધિ થાય છે ભેદજ્ઞાનને પામેલો એવો પ્રજ્ઞાવંત જીવ પરથી ભિન્ન પોતાના આત્મ – સ્વરૂપને સાક્ષાત્ અનુભવે છે.

શ્રીમદ્ કહે છે :–

**જ્યાં પ્રગટે સુવિચારણા, ત્યાં પ્રગટે નિજ જ્ઞાન;**
**જે જ્ઞાને ક્ષય મોહ થઈ, પામે પદ નિર્વાણ.**

જીવ જે જ્ઞાન વડે કરીને નિર્વાણપદને પામે છે તે સુવિચારથી પ્રગટે છે.

સુવર્ણ-પાષાણમાંથી જેમ સુવર્ણને, મલિન વસ્ત્રમાંથી જેમ સ્વચ્છ વસ્ત્રને, તાંબું આદિ ધાતુઓનાં મિશ્રણમાંથી જેમ સુવર્ણને, તલમાંથી જેમ તેલને, તપેલાં લોઢામાંથી જેમ અગ્નિને, કાદવમાંથી જેમ પાણીને; દૂધમાંથી જેમ પાણીને અગર ઘીને, દરેકને જુદા જુદા ઉપાયથી જુદાં કરી શકાય છે તેમ શરીરથી આત્માને જુદા કરવાનો, જાણવાનો, અનુભવવાનો અનન્ય અને અચૂક ઉપાય જો કોઈ હોય તો તે ભેદ-વિજ્ઞાન છે. ભેદ-જ્ઞાની પુરુષ, શરીર, કર્મ આદિ સર્વથી પર અને ભિન્ન આત્માને જાણીને, અનુભવીને સાક્ષાત્ આત્મિક સુખને આસ્વાદે છે. ભેદજ્ઞાન તે જ્ઞાનીનો તેજાબ છે, જે બન્ને દ્રવ્યોને જુદાં કરે છે. આ તેજાબથી દેહ અને આત્મા જુદા જાણી, અનુભવી શકાય છે. તે ભેદજ્ઞાન થવા માટે મહાત્માઓએ, ગણધરોએ સકળ શાસ્ત્ર રચ્યાં છે. ત્યાગ, વ્રત, નિયમમાં આવીને પણ ભેદવિજ્ઞાન કરો. સંસારની પ્રવૃત્તિનાં કામ છોડીને પણ ભેદવિજ્ઞાન કરો.

જેમ તેજાબના ટીપાથી સોનું અને કથીર જુદાં પડે છે, તેમ જ્ઞાનીના ભેદ-વિજ્ઞાન દ્વારા સ્વાભાવિક આત્મદ્રવ્ય અગુરુલઘુ સ્વભાવવાળું હોઈને, પ્રયોગી દ્રવ્યથી જુદું પડીને સ્વધર્મમાં જરૂર આવે છે.

જ્ઞાન પરિજ્ઞાએ જાણો અને પ્રત્યાખ્યાન પરિજ્ઞાએ બંધ તોડો તો જરૂર ભેદ-વિજ્ઞાન થાય છે. જેમ માનવીએ વસ્ત્ર પહેર્યાં છે પણ તે જાણે છે કે શરીરથી વસ્ત્ર જુદાં છે તેમ આત્માથી શરીર જુદું છે, એમ જ્ઞાનીઓએ દીઠું છે, તેવા પુરુષોને ધન્ય છે. આત્મા તે દેહ નથી, અને દેહ તે આત્મા નથી. આત્માને દેહ

કહેવાય નહિ, અને શરીરને આત્મા કહેવાય નહિ, શરીર તે આત્મા થાય નહિ, અને આત્મા શરીર થાય નહિ, દેહ, દેહમાં અને આત્મા, આત્મામાં. એટલે દેહના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ, દેહમાં, અને આત્માના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ ભાવ, આત્મામાં છે. દેહનો સ્વભાવ સડન, પડન અને વિધ્વંસન છે. આત્માનો સ્વભાવ જોવા અને જાણવાનો છે. ઘટને જોનાર ઘટથી જુદો છે. તેમ દેહને જોનાર દેહથી જુદો છે, પણ એકમેક થયો નથી. માટે ભાઈ, ભેદજ્ઞાન દ્વારા તું પરથી જુદો પડ. એક તપેલામાં એક શેર દૂધ છે, તેમાં પાણી છે, છતાં બન્ને જુદાં છે. કારણકે હંસની ચાંચ લાગતાં પાણીને જુદું કરી દૂધને ગ્રહણ કરી લે છે. તેવીજ રીતે આકાશક્ષેત્રમાં આ શરીર, કર્મ અને આત્મા એક ક્ષેત્રે અવગાહના કરીને રહેલ છે. પરંતુ બન્નેના પ્રદેશો જુદા છે. કર્મ, કર્મના પ્રદેશોમાં છે. આત્મા, આત્માના પ્રદેશોમાં છે, તેમ સમજે અને જાણે તો ભેદજ્ઞાન જરૂર કરે. પરથી જુદો પડીને, પરલક્ષે વર્તમાનમાં થતી પર્યાયથી, તારી ઊંધાઈને કારણે થતી પર્યાયથી, થતા વિકારોથી, એક ક્ષણ માત્ર જુદો પડીને પોતાના પારિણામિક સ્વભાવનો આશ્રય કરે તો નિર્ભયતા અને નિઃશંકતા પ્રગટે. માટે ભાઈ, સિંધુસૌવીર દેશમાં જવા માટે નિઃશંકતાને લાવ. આત્માનો સ્વભાવ શુદ્ધ છે, તેવો આત્મામાં નિશ્ચય થવો જોઈએ. પોતાનો શુદ્ધ સ્વભાવ જે ઉપાદેય તેનો ભેદજ્ઞાન દ્વારા નિશ્ચય થવો તે જ ક્ષાયક સમકિત છે.

ભગવાન મહાવીર દેવે કહ્યું છે કે :–

नत्थि चरित्तं सम्मत्तविहूणं, दंसणे उ भइयव्वं।
सम्मत्तचरित्ताइं, जुगवं, पुव्वं व सम्मत्तं ॥

ઉ. સૂ. અ. ૨૮ ગા. ૨૯

મોક્ષ માર્ગ, જ્ઞાન–દર્શન–ચારિત્ર–તપ યુક્ત છે. તેમાં સમ્યગ્‌દર્શનગુણ પ્રધાન છે, અને તેના વિના સમ્યગ્‌જ્ઞાન, સમ્યગ્‌ચારિત્ર, સમ્યગ્‌તપ નથી, જ્યાં સુધી સમ્યગ્‌દર્શન ન પ્રગટે ત્યાં સુધી જેટલું જ્ઞાન છે તે કુજ્ઞાન છે, જેટલું ચારિત્ર છે તેટલું કુચારિત્ર છે, અને જેટલું તપ છે તે કુતપ છે. સમ્યગ્‌દર્શન તે આત્માનો ગુણ છે. તે અનુભવગમ્ય છે. જ્ઞાનાનુભૂતિને સમ્યગ્‌દર્શન કહેવાય છે. સ્વાનુભૂતિની સાથે તેનો અવિનાભાવી સંબંધ છે. સમ્યગ્‌દર્શન વિના પોતાના આનંદનો સ્વાદ કોઈને આવે નહિ. આત્માના આનંદનો સ્વાદ જ નિર્જરાનું કારણ છે. સંસારના સ્વાદ તો ઘણીવાર લીધા, છતાં તે લેવામાં જરા પણ થાકતો નથી. અવિનાશી સુખના સ્વાદનાં ટાણાં મળ્યાં છે, ત્યારે જો આત્માનો સ્વાદ ન લીધો તો 'દીવો, તાણું'–દીવા જેવી સામગ્રીને તેં 'અદીવા' જેવી કરી મૂકી છે, અનંતાનુબંધી ક્રોધ, માન, માયા, લોભ અને મિથ્યાત્વ મોહ–આ પાંચ પ્રકૃતિના ઉદયમાં સમ્યકત્વનો પ્રકાશ થતો નથી. ત્રિકાળી સ્વરૂપમાં સમી જતાં એ પાંચે પ્રકૃતિના અંધકાર ચાલ્યા જાય છે.

ઇંદ્ર મહારાજ પાસે, રાત્રિ, ફરિયાદ કરવા ગઈ અને કહેવા લાગી કે–"સૂર્ય મને કયાંય રહેવા દેતો નથી. માટે તેને કંઈક કહો." ઇંદ્ર કહે છે–"સૂર્ય આવશે ત્યારે હું તેને કહીશ." સૂર્ય આવે છે ત્યારે ઇંદ્ર કહે છે–"તારી સામે ફરિયાદ છે. તું રાત્રિને કયાંય કેમ શાંતિથી રહેવા દેતો નથી?" સૂર્ય કહે છે–"રાત્રિની ફરિયાદ ખોટી છે. જો તેની ફરિયાદ સાચી હોય તો મારા સામે આવીને ઊભી રહે અને ફરિયાદ કરે." હવે જ્યાં પ્રકાશ હોય ત્યાં અંધકાર હોય જ નહિ. તેમ જે જીવને સમ્યગ્‌દર્શન થાય તેના

આત્માના પ્રદેશ પર અનંતાનુબંધી ક્રોધાદિ અને મિથ્યાત્વ મોહ-રૂપ અંધકાર હોય જ નહિ. સમ્યગ્દર્શન પામ્યા પહેલાં પાંચ લબ્ધિ આવે છે. 'ક્ષયોપશમિક, ઉપશમ, દેશના, પ્રાયોગ્ય અને કરણ, આ પાંચ લબ્ધિના સ્વરૂપને જાણ્યા પહેલાં એક વસ્તુને લક્ષગત કરજો કે આત્માનો ત્રિકાળ પરમ શુદ્ધ સ્વભાવ છે, અને તેજ મારે ઉપાદેય છે.

વિકારી ભાવો છોડવા યોગ્ય છે. જેટલા વિકારી ભાવો છે તેના બે ભેદ છે. 'પ્રશસ્ત અને અપ્રશસ્ત.' તેમાં અપ્રશસ્ત તો છોડવા યોગ્ય છે, અને પ્રશસ્ત, હેય બુદ્ધિએ ઉપાદેય છે. બધા વિકારી ભાવો અશુદ્ધ ભાવનાં પડખાં છે. અશુદ્ધ ભાવનાં પડખાંમાં પડયા રહેવાથી નિઃશંકપણું આવતું નથી. સમ્યગ્દર્શન થતું નથી, અને આચારરૂપી ધર્મ પણ થતો નથી. ધર્મ તો આત્માનાં શુદ્ધ પડખાંથી જ થાય છે. એક સ્વ સિવાય પરનું લક્ષ છોડવા યોગ્ય છે. ગૌતમ સ્વામી ભગવાનને કહે છે કે—"મારે કેવળજ્ઞાન જોઇએ છીએ." ત્યારે ભગવાન કહે છે કે—"મારા પ્રત્યેના લક્ષને છોડ તો તને કેવળજ્ઞાન થશે." ગૌતમ કહે છે—"ભગવાન, આપના તરફનું લક્ષ હજુ છૂટતું નથી. મને કેવળજ્ઞાન કયારે થશે?" ત્યારે ભગવાન કહે છે—

"यहा युवा दोनुतुला" – સૂત્ર.

"મારું નિર્વાણ થશે ત્યારે તને કેવળજ્ઞાન થશે." ગૌતમે મહાવીર પ્રભુના નિર્વાણ પછી પ્રભુનું લક્ષ છોડયું કે તુરત જ તેમને કેવળજ્ઞાન થયું.

એક બાઈ છે. તેને નવ વરસનો પુત્ર છે. તેને એકસો પાંચ ડીગ્રી તાવ આવ્યો. પુત્રને લઇને બાઇ દવાખાને ગઈ. ડાક્ટરે

કિવનાઈન આપ્યું, તે ઘેર આવીને પુત્રને લેવાનું કહે છે. પરંતુ પુત્ર લેતો નથી ત્યારે માતા ઘરમાંથી પતાસું લાવીને બતાવે છે અને કહે છે–"જો તું કિવનાઈન ગળે ઉતારી જા તો તને પતાસું આપું." જોજો હો, માતા પતાસું આપીને બાળકને મારી નાખવા માગતી નથી. પરંતુ દવા ખવડાવવા માટે લાલચ દેખાડે છે. પુત્ર દવા પી ગયો, પણ માતા તેને પતાસું આપતી નથી, તેવી જ રીતે તમને તો અનંત કાળના તાવ ચડયા છે, તેમાંથી બચાવવા માટે ગુરુ કડવું ઔષધ આપે છે, પરંતુ તે તમે સીધે સીધું લેતા નથી, તેથી પતાસું બતાવીએ છીએ, પણ પતાસું ખવરાવીને મારી નાખવા નથી. અશુભથી બચવા માટે શુભ બરાબર છે, પણ ભાઈ, લક્ષ–તો શુદ્ધનું જ હોવું જોઈએ. શુભમાં પડયા રહેવાય નહિ.

સ્વ–પરને જાણવાનો આત્માનો સ્વભાવ છે. આત્માનો સ્વભાવ, કર્મની ઉપાધિ વગરનો છે. કર્મની અપેક્ષાથી જે જે ભાવો પ્રગટે છે તે તે ભાવો આત્માના નથી. આ રીતે સમજીને, કર્મનું લક્ષ છોડીને, પોતાના સ્વભાવના આશ્રયે પુરુષાર્થ કરે, કાળ અને ક્ષેત્રની અપેક્ષાએ એક અવતાર કરીને શું મુકિત ન પ્રગટે? જરૂર થાય. શ્રેણિક મહારાજા એક અવતાર કરીને મોક્ષમાં જરૂર જશે. કર્મની અપેક્ષા છોડીને જોઈએ, નિગોદમાં રહેલા આત્માને તેના સ્વભાવે જો જોઈએ, તો સ્વભાવે તે સિદ્ધ જેવો છે. કર્મની અપેક્ષા છોડીને જોઈએ તો આત્માનો સ્વભાવ વિકાર રહિત શુદ્ધ છે, અને તે સ્વભાવને સમજીને તેમાં લીન થવું તેજ સનાતન ધર્મને પ્રગટ કરવાનો ઉપાય છે.

આત્મા સદા ચૈતન્ય છે અને કર્મો સદા અચેતન છે. આત્માના સ્વભાવમાં કર્મો નથી. એક પ્યાલામાં દૂધ અને પાણી

હોય છતાં દૂધ પાણીમાં નથી અને પાણી દૂધમાં નથી. બન્ને સ્વતંત્ર અને જુદાં છે. લોઢાનો ગોળો ધગધગતો હોય છતાં લોઢાનો ગોળો, લોઢાના ગોળામાં અને અગ્નિ, અગ્નિમાં છે. આંગળીમાં વીંટી પહેરી હોય, પરંતુ વીટી, વીંટીમાં છે અને આંગળી, આંગળીમાં છે. મ્યાનમાં તલવાર હોય પરંતુ તલવાર, તલવારમાં અને મ્યાન, મ્યાનમાં તેમ આત્મા, આત્મામાં અને કર્મ, કર્મમાં છે. આવી રીતે ભેદજ્ઞાન ઉપાડીને ત્રિકાળી સ્વભાવ સમજીને સમકિત થાય છે. તે સમકિતની પાંચ લબ્ધિઓ છે. તેનું સ્વરૂપ અવસરે સમજાવાશે.

---

## સંવત ૨૦૧૧ના શ્રાવણ સુદ ૧૫ મંગળવાર તા. ૨-૮-૫૫

માંગલ્યકારી પંચ પરમેષ્ઠીને ભાવપૂર્વક નમસ્કાર કરીને ભગવતીજી સૂત્ર, ૧૩મું શતક, અને છઠ્ઠો ઉદ્દેશો વંચાય છે. તેમાં ઉદાયન રાજાના અધિકાર દ્વારા આત્માનો સાર સમજાવે છે, આત્માનું સ્વરૂપ સમજાવે છે. સિંધુસૌવીર દેશ અને વીતીભય નગર શું ? ત્રિકાળી આત્માનો જે શુદ્ધ સ્વભાવ છે તે જ સિંધુ-સૌવીર દેશ છે, અને તેમાં આવવા માટે નિઃશંકતા, નિઃસંદેહતા અને નિર્ભયતારૂપ વીતીભય નગરમાં આવવું જ જોઇશે. સિંધુસૌવીર દેશમાં આવવા માટે નિઃસંદેતાને લાવ. આત્માનો સ્વભાવ શુદ્ધ છે. સહજ શુદ્ધ પારિણામિક છે. તેને સત્‌ના સમાગમે જાણીને જે તેનું વેદન કરે છે તે જ સમ્યગ્‌દર્શન છે. મોક્ષમાર્ગમાં સમ્યગ્‌દર્શન ગુણ જ પ્રધાન છે. સમ્યગ્‌દર્શન વિનાના જ્ઞાનને અને ચારિત્રને સમ્યગ્‌જ્ઞાન કે સમ્યગ્‌ચારિત્ર કહી શકાય નહિ. પરંતુ તે મિથ્યાજ્ઞાન અને મિથ્યાચારિત્ર છે. આત્માની સ્વાનુભૂતિ અને આત્માનું

સ્વસંવેદન પ્રત્યક્ષપણાની સાથે સમ્યગ્દર્શનનો અવિનાભાવ સંબંધ છે. અતીંદ્રિય સુખ અને આનંદ, આત્માનું સુખ કે આનંદ સમ્યગ્દર્શન વિના કોઈ જીવને આવે નહિ. સમ્યગ્દર્શન વિના કોઈ કર્મની પ્રકૃતિ મૂળમાંથી નાશ પામે નહિ, અને નિઃસંદેહનાપણું આવે નહિ.

જો આત્માના આનંદ અને સુખને માણવું હોય તો પ્રથમ ત્યાગ, વૈરાગ્ય અને સતના સમાગમે નિર્ભયતાને લાવ. અનંતાનુબંધી ચોકડી અને દર્શનમોહની ત્રિક એ સાત પ્રકૃતિના ઉદયમાં સમ્યક્ પ્રકાશ થાય નહિ. સાતે પ્રકૃતિને દૂર કરવા માટે પ્રથમ ભેદજ્ઞાન લાવવું જોઈએ.

જીવને ભેદજ્ઞાન થાય ત્યારે પ્રથમ પાંચ લબ્ધિ પ્રગટે છે, (છ ભાવ છે. ઉપશમ ક્ષયોપશમ, ક્ષાયક, ઉદય, પારિણામિક અને સન્નિવાઈ. ભવ્યત્વ પારિણામિક ભાવ, અભવ્યત્વ પારિણામિક ભાવ, અને જીવત્વ પારિણામિક ભાવ એ ત્રણ પારિણામિક ભાવના ભેદ છે. તેને કર્મની અપેક્ષા નથી. ક્ષાયોપશમિક ભાવના પ્રકારમાં પાંચ લબ્ધિનું વર્ણન છે.) (૧) ક્ષાયોપશમિક લબ્ધિ અથવા કાળલબ્ધિ. (૨) વિશુદ્ધ લબ્ધિ અથવા ઉપશમ લબ્ધિ. (૩) ઉપદેશ લબ્ધિ અથવા દેશના લબ્ધિ. (૪) પ્રાયોગ્ય લબ્ધિ (૫) કરણ લબ્ધિ. યથાપ્રવૃત્તિકરણ, અપૂર્વકરણ, અનિવૃત્તિકરણ, એ કરણ લબ્ધિના ત્રણ ભેદ છે.

આ પાંચ લબ્ધિમાં આત્માનો પુરુષાર્થ છે. ઘણા અજ્ઞાની જીવો ક્ષાયોપશમિક અથવા કાળલબ્ધિને ઉદયકર્મને આધીન માને છે. પરંતુ તે લબ્ધિ, કર્મને આધીન નથી, પણ જીવના ક્ષાયોપશમિક

ભાવના પુરુષાર્થથીજ પ્રગટે છે. માટે તેને ક્ષાયોપશમિક ભાવના પ્રકારોમાં ગણાવેલ છે, પરંતુ ઉદય ભાવના પ્રકારમાં ગણાવેલ નથી. ક્ષયોપશમ લબ્ધિ, જીવ પોતે, પોતાના સ્વભાવ તરફના પુરુષાર્થથી પ્રગટ કરે છે. સમ્યગ્દર્શનનો પુરુષાર્થ કરનાર, ત્રિકાળી સ્વભાવને પહોંચી વળવાનો પુરુષાર્થ કરનાર જે જીવ, તે જીવને જીવનો સ્વભાવ સમજવા, પોતાના પુરુષાર્થ, ગુણ અને દશાને સમજવા જેટલો જ્ઞાનનો ઉઘાડ હોય છે એવો જે જ્ઞાનનો ઉઘાડ તેને ક્ષયોપશમ લબ્ધિ અર્થાત કાળલબ્ધિ કહેવાય છે.

જ્ઞાનીઓ અખંડ, અભેદ સ્વરૂપને પહોંચી વળવાની જે વાત કરે છે, સિંધુસૌવીર દેશને પહોંચવા માટે નિઃશંકતાનો પુરુષાર્થ કરે છે અને સમજવાનો જે ઉઘાડ છે તેને ક્ષયોપશમ લબ્ધિ અથવા કાળલબ્ધિ કહેવાય છે. જ્યારે કાળ પાકશે ત્યારે અંદરમાંથી ગુણ થશે એમાં જીવનો પુરુષાર્થ કામ આવેજ નહિ એમ માનનારા મહા અજ્ઞાની અને મહા મિથ્યાત્વી છે. તે કદી મુકિતનો પુરુષાર્થ કરી શકતા નથી. ક્ષયોપશમ લબ્ધિ કે કાળલબ્ધિ પોતાના ક્ષયોપશમ અનુસાર જ હોય છે. જેટલો જીવ પુરુષાર્થ કરે તેટલો ક્ષયોપશમનો ઉઘાડ થાય. જો જીવ પોતે પુરુષાર્થ કરે તો સવળીજ કાળલબ્ધિ અને ક્ષયોપશમ લબ્ધિ હોય. અને જો ઊંધો પુરુષાર્થ કરે તો ઊંધી કાળલબ્ધિ અને ઊંધી ક્ષયોપશમ લબ્ધિ હોય.

મોહનીય કર્મ–દર્શન મોહ, ચારિત્ર મોહ–તે બધાંય કર્મો જુદી ચીજ છે. તેઓ કાંઇ આત્માનો ક્ષયોપશમ કે કાળલબ્ધિ કરી દેતા નથી. જીવ પોતે પોતાના જ પુરુષાર્થથી કાળલબ્ધિ અને ક્ષયોપશમલબ્ધિ પ્રગટાવે છે.

કોઈને પ્રશ્ન થાય કે સિદ્ધાંતોમાં પાંચ સમવાય કહેલ છે- કાળ, સ્વભાવ, નિયતિ, કર્મ અને પુરુષાર્થ અને તમે તો પુરુષાર્થથીજ ક્ષયોપશમલબ્ધિ કહો છો તો તે કઈ રીતે? પુરુષાર્થ, સ્વભાવ, કાળ, નિયત, કર્મ અથવા પ્રારબ્ધ એ પાંચ સમવાય તેને પાંચ સમવાય-કારણ કહેવાય છે. પાંચ કારણો પુરુષાર્થમાં એક સાથે આવી જાય છે. એક પણ કારણ છૂટું પડીને છટકી જતું નથી, તે આ પ્રમાણે છે પોતાના સ્વભાવની દૃષ્ટિ કરીને, પરમાત્મા પ્રત્યેની દૃષ્ટિ કરીને, અનાદિની દૃષ્ટિ હતી તે ટાળી તેનું નામ તે પુરુષાર્થ. બીજી રીતે પરનું હું કંઈ કરનાર નથી, પરમાં મારું કંઈ ચાલનાર નથી, એક ક્ષેત્ર અવગાહીને રહેલું શરીર જે સમય સમય તેનું કાર્ય કરી રહ્યું છે તેમાં હું કંઈ કરી શકતો નથી હું તો જ્ઞાતા, દૃષ્ટા છું. કેવળજ્ઞાન, કેવળદર્શન-સિદ્ધ પર્યાય મારા ત્રિકાળી સ્વભાવમાંથી જ આવે છે. એમ જેમાંથી પોતાની કેવળજ્ઞાનરૂપી પૂર્ણ પર્યાય આવે છે, તેવા પોતા પ્રત્યે દૃષ્ટિ કરીને પરની દૃષ્ટિને તોડે છે. પર દૃષ્ટિને જે તોડે તે સ્વમાં પ્રીતિ જોડે. જે સ્વમાં દૃષ્ટિ જોડે તે સ્વનાં સુખને માણે. પરની દૃષ્ટિને તોડીને સ્વમાં જોડે તેને પુરુષાર્થ કહે છે.

પરની દૃષ્ટિ તોડી તે જ વખતે સ્વભાવના આશ્રયે-ત્રિકાળી દ્રવ્યના આશ્રયે જે નિર્મળ દશા પ્રગટી તે દશા ત્રિકાળી સ્વભાવમાં હતી તે જ પ્રગટી છે. તે જ સ્વભાવ છે. બીજી રીતે ત્રિકાળી દ્રવ્ય દૃષ્ટિનો પુરુષાર્થ કરતાં જે નિર્મળ દશા પ્રગટી છે, તે દશા સ્વભાવમાં હતી તે જ પ્રગટી છે. જે શુદ્ધતા પ્રગટી તે જ સ્વભાવ છે. અભવીમાં શક્તિ તો છે. જો શક્તિ ન હોય તો કેવળજ્ઞાનાવરણીયનો ઉદય કે પ્રકૃતિ હોય જ નહિ પણ તે જીવ પુરુષાર્થ કરતો નથી. તેને કેવળજ્ઞાન પ્રગટે તેમ નથી.

ત્રિકાળી સ્વભાવની દૃષ્ટિ કરનાર જીવને સ્વભાવમાં તે સમયે જે દશા નિયત હતી તે જ દશા પ્રગટી છે તેનું નામ નિયતિ છે. પુરુષાર્થ વિના જે કોઈ નિયતિની વાત કરે તે જીવ મિથ્યાત્વી છે. દ્રવ્યદૃષ્ટિ, ગુણદૃષ્ટિ, સ્વાધીનદૃષ્ટિના પુરુષાર્થ વડે સ્વભાવમાંથી જે ક્રમબદ્ધ પર્યાય તે જ સમયે પ્રગટવાની હતી તે જ તે સમયે પ્રગટી છે તેનું નામ નિયતિ. બીજી રીતે સ્વાધીન દૃષ્ટિના જોરે, ગુણ દૃષ્ટિના જોરે, અખંડ સ્વભાવની દૃષ્ટિના જોરે સ્વભાવમાં જે પર્યાય પ્રગટવાની હતી તે જ પર્યાય પ્રગટી છે. સ્વભાવમાં જે સમયે જે દશા પ્રગટી તે જ પર્યાય, તેનું નામ નિયતિ છે.

દૃષ્ટાન્ત :–

શકડાલ કુંભાર ગોશાળાનો શ્રાવક હતો, અને તે આજીવક મતને ચલાવનારો હતો. એટલે નિયતિવાદી હતો. શકડાલને પ્રભુ મહાવીરનો સમાગમ થયો તે વખતે પ્રભુ કહે છે કે–"હે શકડાલ! આ બધાં માટીનાં ઠામ કેવી રીતે થયાં?" ત્યારે શકડાલ કહે છે– "થવાનાં હતાં તે જ થયાં છે." શકડાલ પુરુષાર્થને માનતો નથી. ભગવાનને પુરુષાર્થ મનાવવો છે. તેથી પ્રશ્ન કરે છે. "તારા ઘરમાં રહેલી તારી પત્ની સાથે કોઈ વિષયલંપટ માનવી બળાત્કારે વિષય ભોગવે, તેને તું જુએ તો શું કરે?" શકડાલ કહે છે– "તેને મારી નાખું." ત્યારે ભગવાન કહે છે–"તારા મત પ્રમાણે તેમ કરવું તને છાજતું નથી. કારણ "થવાનું હતું તે થયું." શકડાલ ફરી ગયો. વાત કાળજે બેસી એટલે ગોશાળાની મિથ્યા માન્યતા છોડી દીધી. નિયતિના બે પ્રકાર છે. સમ્યગ્ નિયતિ અને મિથ્યા નિયતિ. અત્યારે લોકો બોલે છે કે, ભગવાને ભાખ્યું હશે

તે થશે. પરંતુ અગવડતા આવે ત્યાં તો પોતે તેમાં આખો ખેંચાઇ જાય છે, તે મિથ્યા નિયતિવાળો છે. પરંતુ સમ્યગ્‌નિયતિવાળો અગવડતા આવે તો મૂંઝાય નહિ. પરંતુ માને કે ભગવાને જેવું કેવળજ્ઞાનમાં જોયું છે તેમજ થાય છે. જરાકુમાર, શ્રીકૃષ્ણ અને નેમનાથ ભગવાનનું દૃષ્ટાંત જુઓ. શ્રીકૃષ્ણ સમ્યગ્‌નિયતિવાદી છે. જરાકુમાર મિથ્યા નિયતિવાદી છે. તેથી જરાકુમાર, નગરીને છોડીને કૌશંબી અટવીમાં જાય છે. પાછળથી દીપાયન ઋષીના કોપથી અને યાદવોની ઊંધાઈથી આખી નગરી બળી જાય છે. ત્યાં શ્રીકૃષ્ણ કહે છે કે–'ભગવાને જોયું છે તેમજ થાય છે.' શ્રીકૃષ્ણ ત્રણ ખંડના માલિક છે. તેની આઠ હજાર દેવો સેવા કરે છે. તે દેવોને શ્રીકૃષ્ણ કહે છે. "આ નગરી સળગે છે, માટે સમુદ્રમાંથી પાણી લાવીને છાંટો." દેવો પાણી લાવીને છાંટે છે. તે પાણી ગ્યાસતેલ રૂપે પરિણમે છે. ત્યારે શ્રીકૃષ્ણ કહે છે કે–"ભગવાને જોયું તેમજ થાય છે." જ્યારે તે નગરીમાં રહેવાવાળા મિથ્યા નિયતિવાદીઓ આકુળ–વ્યાકુળ થાય છે. પુરુષાર્થ કરનાર જીવને સ્વભાવમાં જે નિયત છે તે જ પ્રગટે છે. બીજું કંઈ પ્રગટતું નથી. મહાવીર દેવના અગિયાર ગણધર હતા. તેમાંથી નવ ગણધરો મહાવીર દેવની હૈયાતીમાં સિદ્ધ પર્યાયને પામી ગયા. મહાવીર દેવ સિદ્ધ થયા પછી ગૌતમ સ્વામી, પછી સુધર્મા સ્વામી સિદ્ધ પર્યાયને પામ્યા છે. એટલે જે સમયે સિદ્ધ દશા પ્રગટ થવાની હતી તે જ સમયે પ્રગટે છે.

પહેલાં પર તરફ ઢળતો હતો ત્યારે ઊંધી પર્યાય હતી. તેના બદલે સ્વભાવના પુરુષાર્થથી જે નિર્મળ પર્યાય પ્રગટી તે જ પોતાનો સ્વકાળ છે. સ્વભાવ દૃષ્ટિના પુરુષાર્થ વખતે જે દશા પ્રગટી તે જ સ્વકાળ છે. પહેલાં પર તરફ ઢળતો હતો. હવે સ્વ તરફ ઢળ્યો. તેજ પોતાનો સ્વકાળ છે.

જ્યારે જીવે પોતાના સ્વભાવમાં આશ્રય કર્યો ત્યારે કર્મો સ્વયં પોતાની યોગ્યતાથી ટળી ગયાં તે કર્મ અથવા પ્રારબ્ધ. સ્વભાવ દૃષ્ટિથી જ્યારે ત્રિકાળી દ્રવ્યના આશ્રયમાં ઢળ્યો અને અંદરમાંથી જે દશા પ્રગટી તે જ સમયે કર્મની પ્રકૃતિનો ક્ષય થયો તે સ્વયં પોતાની લાયકાતથી જ ખરી ગયાં તે પ્રારબ્ધ.

પર વલણમાંથી ખસીને સ્વભાવ તરફ વળતાં ચાર સમવાય અસ્તિરૂપે, અને કર્મો ખરી ગયાં તે નાસ્તિરૂપે, એમ આત્મા પોતે જ સ્વથી અસ્તિરૂપે છે અને પરથી નાસ્તિરૂપે છે. પોતામાં અસ્તિ, નાસ્તિ એમ બે ધર્મો રહેલા છે. પાંચે સમવાય ભેગાં થાય ત્યારે જ કાર્ય થાય છે, કર્મને આધીન ક્ષયોપશમ કે કાળલબ્ધિ નથી. પરંતુ પુરુષાર્થને જ આધીન છે. પાંચે લબ્ધિનું સ્વરૂપ અવસરે કહેવાશે.

---

## સંવત ૨૦૧૧ના શ્રાવણ વદ ૧ને બુધવાર તા. ૩-૮-૧૯૫૫.

ભગવતીજી સિદ્ધાંતનું તેરમું શતક, છઠ્ઠો ઉદ્દેશો—ઉદાયન રાજાનો અધિકાર ચાલે છે તે અધિકાર દ્વારા આત્માનું સ્વરૂપ સમજાવાય છે. સિંધુસૌવીર દેશ, વીતીભય નગર, તેનો ઉદાયન રાજા છે. ચંપાનગરીથી વિહાર કરી પ્રભુ વીતીભય નગર પધારવાના છે. ઉદાયન રાજા પશ્ચિમમાં છે, અને પ્રભુ પૂર્વમાં છે. સ્વભાવનો પુરુષાર્થ કરતાં જ્ઞાનીને મોક્ષના પાંચે સમવાય કારણો એક સમયમાં હોય છે. પણ સમયાંતર હોતાં નથી. સમ્યગ્દર્શન કે કેવળજ્ઞાનનું કાર્ય થયું તેમાં એક સમયમાં જ પાંચ સમવાયનાં કારણો હોય છે. વિભાવનો પુરુષાર્થ કરતાં અજ્ઞાનીને એક સમયમાં પાંચ ઊંધા કારણો હોય છે. આ રીતે પુરુષાર્થની નિર્મળ પર્યાયરૂપ સ્વકાળની પ્રાપ્તિ તેને

કાળલબ્ધિ કહે છે. અર્થાત પોતે પોતાના પુરુષાર્થથી જ્ઞાનની પ્રાપ્તિ કરે તેને ક્ષયોપશમલબ્ધિ કહે છે.

કાળ પાકે, કર્મ ખરે તો સાચું સમજાય, આવી વાત અજ્ઞાનીની છે અને તે ખોટી છે. જે જીવ સાચું સમજવા વર્તમાનમાં પ્રયત્ન કરે તે જીવનો કાળ પાકયો જ છે, અને કર્મો પણ ખસી જ જાય છે. કર્મ અને વિકારથી જુદો એવો શુદ્ધ પરિપૂર્ણ પોતાના આત્મ-સ્વભાવને જાણી તેમાં જે ઠર્યો તેની મુક્તિનો કાળ ન પાકે તેમ બને જ કેમ ? (પીડા ન ઉપજાવે તેવો કર્મનો અબાધાકાળ છે. તેની ઓછામાં ઓછી સ્થિતિ અંતર્મુહૂર્તની છે. જો જીવ પુરુષાર્થ ઉપાડે તો કર્મના ભૂકા ઊડી જાય.) અને કર્મો ન ટળે તેમ બને જ કેમ ? ધર્મ કરનાર જીવને કર્મ પાકશે ત્યારે મુકિત થશે એમ તેને પર તરફ જોવાનું હોય જ નહિ. પરંતુ સ્વભાવ દૃષ્ટિનો પુરુષાર્થ કરે તો પુરુષાર્થ અનુસાર કાળલબ્ધિ આવે. જેને લાખ રૂપિયાના દાગીના પહેરવા મળે તેને પચ્ચીસ રૂપિયાનાં કપડાં પહેરવા ન મળે ? મળી જ રહે.

વિશુદ્ધલબ્ધિને ઉપશમલબ્ધિ કહેવાય છે. ઉપશમભાવને એટલે વિશુદ્ધ પરિણામને ઉપશમ કે વિશુદ્ધલબ્ધિ કહેવાય છે. આ જીવને ક્ષયોપશમ ભાવ છે, તે કર્મો નથી કરાવતા પણ પોતાના પુરુષાર્થથી જ થાય છે. સત્પુરૂષ મારો સ્વભાવ મને સમજાવે છે. તેને જિજ્ઞાસાથી સમજતાં સમજતાં ક્રોધાદિ કષાય મંદ થાય છે, અને તે સાંભળતાં સાંભળતાં એવો ભાવ થાય છે કે આ મહાપુરુષ કહે છે તે હું કયારે પામું ? આવા ભાવ થાય એટલે સ્વભાવ સમજવાની જિજ્ઞાસા સાથે કષાય મંદ પડી જાય તે વિશુદ્ધલબ્ધિ છે.

સ્વભાવ સમજતી વખતે જીવનો કષાય મંદ થઈ જાય તેને વિશુદ્ધ-લબ્ધિ કહે છે. જે જીવ તીવ્ર કષાય ભાવોમાં વર્તે છે અને કષાય મંદ પણ નથી કરતા, તેને ધર્મ તરફ જીજ્ઞાસા હોતી નથી. વિશુદ્ધલબ્ધિ મંદ કષાયરૂપ ભાવ છે, પણ ધર્મ નથી.

ઉપદેશલબ્ધિ એટલે દેશનાલબ્ધિ કોને કહેવાય? સત્પુરુષ પાસેથી, ધર્માત્મા પાસેથી, જેને પોતાના સ્વરૂપની જ પડી છે, કેવળજ્ઞાન લીધું કે લઉં તેની ધૂનમાં જ પડયા છે, તેવા પાસેથી આત્મ-સ્વભાવની દેશના સાંભળવી તેને દેશના કે ઉપદેશલબ્ધિ કહે છે. સત્ સમજવા માટે સત્ પુરુષની દેશના અને તેને સાંભળવા માટેનો પોતાનો ભાવ તે પોતાનો વર્તમાન પુરુષાર્થ છે. સત્ પુરુષની દેશનાની પ્રાપ્તિ તે શું છે? તે તમારા પૂર્વના પુણ્યને લીધે છે. પૂર્વના પુણ્યે સત્ પુરુષની દેશનાનો સંયોગ મેળવી દીધો, પરંતુ સમજવાનો ભાવ શું પુણ્ય ઉપડાવી દેશે? કે પોતે ઉપાડે તો થાય? પોતે ઉપાડે તો જ થાય. સત્ પુરુષની દેશનાને સાંભળવાનો ભાવ અને તેને સમજવાનો ભાવ પોતે વર્તમાન પુરુષાર્થમાં ન ઉપાડે તો નકામું છે. સત્ પુરુષ મળ્યા કે તેની વાણી મળી તેમાં કંઈ તારા આત્માનો ભાવ નથી. પણ સત્‌ને શ્રવણ કરવાની તારી ભાવના અને ભાવનાની પાછળ સત્ એટલે જ્ઞાન, દર્શન, ચારિત્રને સમજવાની રુચિ તે પોતાના ક્ષાયોપશમિક ભાવ છે. એવા ભાવને દેશનાલબ્ધિ કહે છે. સંસારના વેપારધંધામાં, કડાકૂટમાં, તેજી-મંદીમાં સમજવાના ભાવ છે, તે પાપભાવ છે, અને તે ઔદયિકભાવ છે. સત્‌ને સમજવાનો અને સત્ પુરુષનો સમાગમ કરવાનો જે ભાવ થયો તે ઔદયિકભાવ નથી, પણ ક્ષાયોપશમિકભાવ છે.

ચાર ગતિ, છ લેશ્યા, ચાર કષાય તે ઔદયિકભાવ છે, પાપ ભાવ છે. સંસારના ધંધામાં જે પૈસા મળ્યા તે તો પૂર્વના પુણ્યનું ફળ છે. સ્વભાવ સમજવાનો તથા સત્ સમાગમ કરવાના ભાવ તે ક્ષાયોપશમિકભાવ છે. જ્ઞાની પુરુષની જે વાણી છૂટે છે તેને જ્ઞાની ઉપદેશલબ્ધિ કહેતા નથી. જ્ઞાની પુરુષનો સમાગમ થયો તેને ઉપદેશલબ્ધિ કહેતા નથી. જ્ઞાનીની વાણીને સમજવાનો ભાવ–સત્ સમાગમ કરવાનો ભાવ તેને દેશનાલબ્ધિ કહે છે, કારણ કે તે ભાવ પરભવમાં સાથે આવે છે, વાણી ભેગી નથી આવતી. આત્મા જ્ઞાયક સ્વભાવ રૂપ, રાગ, દ્વેષ, ક્રોધ, માન, માયા લોભથી જુદો એમ વાણીમાં સાંભળીને જેને અંદરમાં રુચિ થાય છે અને તેને સમજવા પુરુષાર્થ કરે છે તે ક્ષાયોપશમિકભાવ છે. અને તેને જ દેશનાલબ્ધિ–ઉપદેશલબ્ધિ કહે છે. હું આજે એક દૃષ્ટાંત આપું છું. વીશ વરસ પછી ફરી અહીં આવું છું અને તે જ દૃષ્ટાંત આપું છું, અને તમોને તે યાદ આવી જાય છે, કારણ દૃષ્ટાંત સાંભળતી વખતે રુચિ હતી તેથી જ યાદ આવે છે, તેમ વર્તમાન આત્માનું સ્વરૂપ, રુચિ પૂર્વક સાંભળે અને ભવ પલટાતાં આત્માનું સ્વરૂપ યાદ આવી જાય તે જ દેશનાલબ્ધિ છે. બાહ્યમાં સત્ પુરુષનો સંયોગ મળે તે પૂર્વના પુણ્યનું ફળ છે, અને વર્તમાન સંસારના રાગને ટાળીને, અશુભ રાગને ટાળીને, સત્‌ને સમજવાનો ભાવ કરે છે તે પુણ્ય પુરુષાર્થ છે. તે પુણ્ય પુરુષાર્થની પાછળ હું આત્મા કેવડો છું, મારું સ્વરૂપ કેવું છે, કેટલું છે, મારું શું કર્તવ્ય છે, હું શું કરી રહ્યો છું, મારે જાણવા જેવું શું છે, આચરવા જેવું શું છે, છાંડવા યોગ્ય શું છે એમ સમજવા તરફનો વિચાર કરે, તે વિચાર તો પોતાના પુરુષાર્થથી જ થાય છે. માટે

સ્વભાવ સમજતી વખતે જીવનો કષાય મંદ થઈ જાય તેને વિશુદ્ધ-લબ્ધિ કહે છે. જે જીવ તીવ્ર કષાય ભાવોમાં વર્તે છે અને કષાય મંદ પણ નથી કરતા, તેને ધર્મ તરફ જીજ્ઞાસા હોતી નથી. વિશુદ્ધલબ્ધિ મંદ કષાયરૂપ ભાવ છે, પણ ધર્મ નથી.

ઉપદેશલબ્ધિ એટલે દેશનાલબ્ધિ કોને કહેવાય ? સત્પુરુષ પાસેથી, ધર્માત્મા પાસેથી, જેને પોતાના સ્વરૂપની જ પડી છે, કેવળજ્ઞાન લીધું કે લઉં તેની ધૂનમાં જ પડયા છે, તેવા પાસેથી આત્મ-સ્વભાવની દેશના સાંભળવી તેને દેશના કે ઉપદેશલબ્ધિ કહે છે. સત્ સમજવા માટે સત્ પુરુષની દેશના અને તેને સાંભળવા માટેનો પોતાનો ભાવ તે પોતાનો વર્તમાન પુરુષાર્થ છે. સત્ પુરુષની દેશનાની પ્રાપ્તિ તે શું છે ? તે તમારા પૂર્વના પુણ્યને લીધે છે. પૂર્વના પુણ્યે સત્ પુરુષની દેશનાનો સંયોગ મેળવી દીધો, પરંતુ સમજવાનો ભાવ શું પુણ્ય ઉપડાવી દેશે ? કે પોતે ઉપાડે તો થાય ? પોતે ઉપાડે તો જ થાય. સત્ પુરુષની દેશનાને સાંભળવાનો ભાવ અને તેને સમજવાનો ભાવ પોતે વર્તમાન પુરુષાર્થમાં ન ઉપાડે તો નકામું છે. સત્ પુરુષ મળ્યા કે તેની વાણી મળી તેમાં કંઈ તારા આત્માનો ભાવ નથી. પણ સત્‌ને શ્રવણ કરવાની તારી ભાવના અને ભાવનાની પાછળ સત્ એટલે જ્ઞાન, દર્શન, ચારિત્રને સમજવાની રુચિ તે પોતાના ક્ષાયોપશમિક ભાવ છે. એવા ભાવને દેશનાલબ્ધિ કહે છે. સંસારના વેપારધંધામાં, કડાકૂટમાં, તેજી-મંદીમાં સમજવાના ભાવ છે, તે પાપભાવ છે, અને તે ઔદયિકભાવ છે. સત્‌ને સમજવાનો અને સત્ પુરુષનો સમાગમ કરવાનો જે ભાવ થયો તે ઔદયિકભાવ નથી, પણ ક્ષાયોપશમિકભાવ છે.

ચાર ગતિ, છ લેશ્યા, ચાર કષાય તે ઔદયિકભાવ છે, પાપ ભાવ છે. સંસારના ધંધામાં જે પૈસા મળ્યા તે તો પૂર્વના પુણ્યનું ફળ છે. સ્વભાવ સમજવાનો તથા સત્ સમાગમ કરવાના ભાવ તે ક્ષાયોપશમિકભાવ છે. જ્ઞાની પુરુષની જે વાણી છૂટે છે તેને જ્ઞાની ઉપદેશલબ્ધિ કહેતા નથી. જ્ઞાની પુરુષનો સમાગમ થયો તેને ઉપદેશલબ્ધિ કહેતા નથી. જ્ઞાનીની વાણીને સમજવાનો ભાવ–સત્ સમાગમ કરવાનો ભાવ તેને દેશનાલબ્ધિ કહે છે, કારણ કે તે ભાવ પરભવમાં સાથે આવે છે, વાણી ભેગી નથી આવતી. આત્મા જ્ઞાયક સ્વભાવ રૂપ, રાગ, દ્વેષ, ક્રોધ, માન, માયા લોભથી જુદો એમ વાણીમાં સાંભળીને જેને અંદરમાં રુચિ થાય છે અને તેને સમજવા પુરુષાર્થ કરે છે તે ક્ષાયોપશમિકભાવ છે. અને તેને જ દેશનાલબ્ધિ–ઉપદેશલબ્ધિ કહે છે. હું આજે એક દૃષ્ટાંત આપું છું વીશ વરસ પછી ફરી અહીં આવું છું અને તે જ દૃષ્ટાંત આપું છું, અને તમોને તે યાદ આવી જાય છે, કારણ દૃષ્ટાંત સાંભળતી વખતે રુચિ હતી તેથી જ યાદ આવે છે, તેમ વર્તમાન આત્માનું સ્વરૂપ, રુચિ પૂર્વક સાંભળે અને ભવ પલટાતાં આત્માનું સ્વરૂપ યાદ આવી જાય તે જ દેશનાલબ્ધિ છે. બાહ્યમાં સત્ પુરુષનો સંયોગ મળે તે પૂર્વના પુણ્યનું ફળ છે, અને વર્તમાન સંસારના રાગને ટાળીને, અશુભ રાગને ટાળીને, સત્‌ને સમજવાનો ભાવ કરે છે તે પુણ્ય પુરુષાર્થ છે. તે પુણ્ય પુરુષાર્થની પાછળ હું આત્મા કેવડો છું, મારું સ્વરૂપ કેવું છે, કેટલું છે, મારું શું કર્તવ્ય છે, હું શું કરી રહ્યો છું, મારે જાણવા જેવું શું છે, આચરવા જેવું શું છે, છાંડવા યોગ્ય શું છે એમ સમજવા તરફનો વિચાર કરે, તે વિચાર તો પોતાના પુરુષાર્થથી જ થાય છે. માટે

વર્તમાનમાં સત્‌નો સમાગમ ન મળે તો તે પૂર્વ પુણ્યની કચાશ છે. વર્તમાન પાત્રતાની પણ કચાશ છે જે આત્માને સત્ સમજવાના પુરુષાર્થની તૈયારી હોય તેને સત્ સમજવાની પ્રીતિ અને રુચિ થાય તેવો પુણ્યનો યોગ હોય જ છે. જીવને સત્ સમજવાની તૈયારી હોય અને સત્ સમાગમ ન થાય તેમ બને જ નહિ, અને એમ બને તો પૂર્વની દેશના પણ હોય. નરકાદિ અને બીજે સ્થળે વર્તમાન સત્ સમાગમ નથી ત્યાં સત્ સમાગમના પૂર્વ સંસ્કાર દેશનાલબ્ધિરૂપે હોય છે. જે જીવ ધર્મ સમજવાનો પુરુષાર્થ કરે, તેને ધર્મ થાય, પરંતુ અજ્ઞાની એમ માને છે કે કર્મમાં ધર્મ માંડયો હશે તો થશે; અને જ્યારે લખાયો હશે ત્યારે થશે. દીક્ષા નસીબમાં માંડી હશે તો લેવાશે. પરંતુ જ્ઞાની કહે છે કે આ તો નરી મૂઢતા છે અને અજ્ઞાન છે. ધર્મ અને દીક્ષા કર્મમાં ન હોય, પરંતુ પોતે પુરુષાર્થ કરે તો જ થાય. પરંતુ અજ્ઞાની તો માને છે કે ધર્મ, કર્મમાં માંડયો હશે, ત્યારે થશે; અને કર્મ, માર્ગ આપે તો જ ધર્મ થાય. પણ હું પુરુષાર્થ કરું તો ધર્મ થાય તેમ અજ્ઞાની માનતો નથી. પૈસાનું આવવું, આવ્યા પછી ટકી જવું તે બધું પૂર્વ કર્મ અનુસાર જ થાય છે. જીવનો પુરુષાર્થ તેમાં જરાયે કામ કરતો નથી. છતાં અજ્ઞાની જીવ ત્યાં પોતાના પુરુષાર્થને માને છે. અજ્ઞાની માંદો પડયો હોય ત્યારે ઘરનાં માણસોનો દોષ કાઢે છે કે ઘરનાં માણસો સેવા કરતા નથી, તેથી જ મારે મરવું પડે છે, ડોકટર ન લાવ્યા તેથી જ મારે મરવું પડે છે. જ્ઞાની કહે છે, મૃત્યુ આવે તો તને કોઈ બચાવી શકે નહિ, પણ અજ્ઞાની જીવ તેમ માનતો નથી, જો ખાવાપીવામાં ધ્યાન રાખીએ તો રોગ ન જ આવે, અને ધ્યાન ન રાખીએ તો રોગ આવે તેમ અજ્ઞાની માને છે. પરંતુ જ્ઞાની કહે છે કે પૂર્વ

કર્માનુસાર રોગ અને નિરોગીપણું આવ્યા કરે છે, તેમાં તારી કાળજી કામ કરે તેમ નથી. જ્યાં પુરુષાર્થ કામ કરે છે ત્યાં તે પુરુષાર્થને માનતો નથી અને કર્મની ઓથ લઈને ધર્મના પુરુષાર્થને સમજવાની મહેનત જ કરતો નથી. જે પૂર્વના પુણ્યના યોગે સત્-પુરુષ મળ્યા તેમની વાણીને સમજવાનો ભાવ કરે, પુરુષાર્થ કરે, રુચિ કરે તેને જ દેશનાલબ્ધિ અથવા ઉપદેશલબ્ધિ કહેવાય છે.

---

## સં. ૨૦૧૧ના શ્રાવણ વદ ૨ ને ગુરુવાર તા ૪-૮-૫૫.

પરમ માંગલ્યકારી પંચ પરમેષ્ઠીને સ્વરૂપ લક્ષે ભાવપૂર્વક નમસ્કાર કરીને સિદ્ધાંતથી જ્ઞાનીઓએ સમજાવ્યા. શ્રી ભગવતીજી સૂત્રનું ૧૩મું શતક, ૬ ઠ્ઠો ઉદ્દેશો – ઉદાયન રાજાનો અધિકાર વંચાય છે. ભગવાન મહાવીર પૂર્વ દેશમાંથી પશ્ચિમ દેશમાં વિહાર કરી રહ્યા છે. ઉદાયન રાજારૂપ આપણો આત્મા છે અને ત્રિકાળી શુદ્ધ પરમ પારિણામિક ભાવ તે જ સિંધુસૌવીર દેશ છે. નિઃશંકપણું, નિઃસંદેહપણું, નિર્ભયતા અને પ્રતીતિ તે જ વીતીભય નગર છે. તે નગરમાં આવવાથી જીવ સમ્યગ્દર્શનને પામે છે.

પ્રાયોગ્યલબ્ધિ એટલે કર્મોની પૂર્વ સત્તા જે ૭૦ કોડાકોડી સાગરોપમની હોય કે ૩૦ કોડાકોડી સાગરોપમની હોય તે ઘટીને એક કોડાકોડી સાગરોપમ પ્રમાણ એટલે કે અંતોકોડાકોડી સાગરોપમ પ્રમાણ રહી જાય અને નવીન બંધ થાય તે પણ અંતોકોડાકોડી સાગરોપમ પ્રમાણના સંખ્યાતમા ભાગ માત્ર બંધ થાય અને તે પણ ક્રમેક્રમે બંધ ઘટતો જાય અને પાપકર્મ પ્રકૃતિઓ ઘટતી જાય, ઈત્યાદિ યોગ્ય જીવમાં પરિણામ થાય તેને પ્રાયોગ્યલબ્ધિ કહેવાય છે.

કરણલબ્ધિનાં પરિણામ ઘણાંજ સૂક્ષ્મ છે. આત્મ–સન્મુખતા, સ્વ–સ્વરૂપ–સન્મુખતાના પુરુષાર્થ વડે જીવ જ્યારે જીવાજીવ આદિ તત્વ વિચારમાં જોડાય, તેમાં લીન થાય ત્યારે આ લબ્ધિનું પરિણમન થાય છે. આ લબ્ધિ થતાં જીવ સમ્યગ્‌દર્શનને પામે છે.

આ પાંચે લબ્ધિઓ ક્ષાયોપશમિક ભાવરૂપ છે. સમ્યક્‌જ્ઞાનીને નિર્વિકલ્પ ઉપયોગ વખતે તદ્દન સર્વથા જ્ઞાન જામ્યું નથી તેથી નિર્વિકલ્પતામાંથી પાછું બહાર આવવું પડે છે. બહાર આવે છે ત્યારે પાછા વિકલ્પ ઊઠે છે. જો નિર્વિકલ્પ ઉપયોગ વખતે જ્ઞાન તદ્દન જામી ગયું હોય તો કેવળજ્ઞાન થઇ જાય છે. નિર્વિકલ્પ ઉપયોગ વખતે અબુદ્ધિપૂર્વક વિકલ્પો હોય છે. તેથી ઉપયોગ બહાર આવતાં બુદ્ધિપૂર્વકના વિકલ્પો આવે છે. ઉપયોગ બહાર આવે અને તેની સાથે વિકલ્પો આવે તોપણ જીવને જ્ઞાયકતાનું જુદું ભાન રહે છે. જ્ઞાયકતાનું જુદું પરિણમન રહે છે. (પહેલાં ઉપયોગ બહાર હતો, વિકલ્પો આવતાં છતાં જ્ઞાયકતાનું ભાન ન હતું.) જુદું ભાન રહ્યા છતાં પણ ઘરનાં કામકાજના, સંસાર સંબંધી દરેક પ્રવૃત્તિના અને દયા, દાન, પૂજા, ભક્તિ આદિના વિકલ્પો અને દીકરા–દીકરીઓને પરણાવવાના વિકલ્પો આવે છે, પણ ખરેખર તે શ્રુતજ્ઞાની આત્મા નિર્વિકલ્પ અનુભવ વખતે બધા પક્ષથી જુદો પડી ગયો છે તેથી તે પરમાત્મા છે. કારણ કે ભગવતી સૂત્રમાં ચોથાથી ચૌદમાં સુધીના અગીઆર ગુણસ્થાનક, સમુચ્ચય, કેવળીમાં લીધા છે. તેમને કેવળી કહીને બોલાવેલ છે. શ્રુતજ્ઞાનીની અધૂરી પર્યાય છે પણ તે અપેક્ષાને ગૌણ કરીને આત્માની ઉત્કૃષ્ટ દશા–ઉત્કૃષ્ટ સ્થિરતાનો આ નમૂનો છે તેથી તેને પરમાત્મા કહેલ છે. ચોથા ગુણસ્થાનકવાળાને જ્યાં પરમાત્મા કહ્યો, ચોથા ગુણસ્થાનક-

વાળાને, સમુચ્ચય, કેવળીમાં લીધો, સ્વરૂપમાં લીન થયેલા શ્રુતજ્ઞાની આત્માને જ્ઞાનાત્મા – પરમાત્મા કહ્યો ત્યાં તેણે શું કામ કર્યું ? પોતાના જ્ઞાન–ઉપયોગને પર વલણમાંથી ખસેડીને પોતાના આત્મામાં– સ્વમાં લીન કર્યો માટે તેને પરમાત્મા અને જ્ઞાનાત્મા કહેલ છે. એકવાર સ્વરૂપમાં લીન થયો, સ્થિર થયો તેથી ત્યાં નિર્મળ જ્યોતિ થયો, આત્માનો ખ્યાલ આવી ગયો, સિંધુસૌવીર દેશની ખ્યાતિ થઈ, પોતાની પ્રસિદ્ધિમાં વધી વધીને અલ્પકાળમાં સિંધુસૌવીર દેશને જરૂર પહોંચી વળશે, મોક્ષમાં જશે. (પરની પ્રસિદ્ધિમાં જેણે પોતાના જ્ઞાનને રોકયુ છે તે જ્ઞાનને ક્રમેક્રમે અવરાવીને નિગોદમાં ચાલ્યો જશે. જો કે જીવ સર્વથા જ્ઞાનથી અવરાઈ જતો નથી. નિગોદમાં પણ અક્ષરનો અનંતમો ભાગ જ્ઞાનનો ઉઘાડો રહે છે) આત્માની ખાત્રી થઈ, પરમાત્માનાં દર્શન થયાં, અખંડ આત્માને પકડયો, અનંત ઐશ્વર્યવાળા આત્માની પર્યાયનો સાક્ષાત્કાર થયો, અનુભવ થયો, સ્વસંવેદન થયું અને સમ્યગ્જ્ઞાન થયું. તેને ભગવાને સમુચ્ચય કેવળી કહેલ છે. આત્માનો અચિંત્ય અને અદ્ભુત સ્વભાવ છે. આવા સ્વ–તત્ત્વના વિચારમાં સ્વસન્મુખ પુરુષાર્થ વડે જીવ જ્યારે લીન થાય છે ત્યારે કરણલબ્ધિરૂપ પરિણમન થાય છે. પાંચમી કરણલબ્ધિ થતાં જીવ અવશ્ય સમ્યગ્દર્શન પામે છે. ચાર લબ્ધિ સુધી ભવી – અભવી બન્ને જીવ આવે પણ પાંચમી કરણલબ્ધિએ તો ભવી જ જીવ આવે, અને પાંચમી લબ્ધિની પૂર્ણતા થાય ત્યારે જીવ નિશ્ચય સમકિતને પામે છે. સમ્યગ્દર્શનનો પુરુષાર્થ કરનાર જીવને આત્માનો સ્વભાવ સમજવા જેટલો ઉઘાડ હોય છે, તેને ક્ષયોપશમલબ્ધિ અગર કાળલબ્ધિ કહેવાય છે. હવે સ્વભાવ સમજવાની જિજ્ઞાસા વખતે ક્રોધાદિ કષાય મંદ પડી જાય છે તેને વિશુદ્ધલબ્ધિ અથવા ઉપશમલબ્ધિ કહેવાય છે. આત્મા,

ક્ષાયિક સ્વભાવરૂપ, પુણ્ય-પાપથી જુદો, રાગ દ્વેષથી જુદો, દ્રવ્ય કર્મ, ભાવકર્મ અને નોકર્મથી જુદો, કર્તુત્વ બુદ્ધિથી જુદો, એમ પોતે પોતાની જુદાઇ માનીને, સંતપુરુષ પાસેથી વીતરાગની વાણી સાંભળતાં તે વાણી જેને હાડોહાડ રુચે છે, રુચિપૂર્વક સમજવાનો પ્રયત્ન કરે છે, તેને દેશનાલબ્ધિ કે ઉપદેશલબ્ધિ કહેવાય છે. અમુક કર્મો ખરી જાય એવી યોગ્યતા પ્રાપ્ત થાય અને એવી યોગ્યતાને કારણે નવીન કર્મો હીન સ્થિતિવાળાં બંધાય છે, તેને પ્રાયોગ્યલબ્ધિ કહેવાય છે. સ્વ-સન્મુખ વિચાર વડે જીવ જ્યારે તત્ત્વવિચારમાં લીન થાય છે. ત્યારે પરિણામ ઘણાં સૂક્ષ્મ થઈ જાય છે. આ વખતે જીવ સમ્યગ્દર્શનને પામે છે. આવાં સૂક્ષ્મ પરિણામને કરણલબ્ધિ કહેવાય છે. યાદ રાખજો કે સમ્યગ્દર્શન-જ્ઞાન, ચારિત્ર અને તપ, આ રત્નચાર, પુરૂષાર્થ કરવાથી જ પ્રગટે છે. જેને જન્મ-મરણના ફેરા ટાળવા હોય, આત્માનું અવિનાશી કલ્યાણ કરવું હોય તેને વસ્તુસ્વરૂપ સમજ્યે જ છૂટકો છે, અને સમજીને ઠર્યો તે જરૂર મોક્ષને પામવાનો, માટે જ્ઞાનીઓની ભલામણ છે કે તું સ્વરૂપ સમજીને સમ્યગ્દર્શનને પામ. ક્ષયોપશમ લબ્ધિવાળાને કર્મનો એવો ક્ષયોપશમ હોય કે મતિ-શ્રુતજ્ઞાનના ક્ષયોપશમરૂપ પ્રબળ બુદ્ધિ પામીને જીવ સંજ્ઞી પંચેંદ્રિય થયો હોય. (વર્તમાન પોતાની સાવ ખોટી વાતને લાખો માણસો દ્વારા સાચી મનાવવી હોય તો મનાવી દીએ, તેટલી બુદ્ધિ પ્રબળ હોય, જોકે બુદ્ધિનો દુરૂપયોગ થયો અને પરિણામે નિગોદમાં જવું પડે, માટે બુદ્ધિની પ્રબળતાનો દુરૂપયોગ નહિ કરતાં સદુપયોગ જ કરવો) તે બુદ્ધિને પોતાનું સ્વરૂપ સમજવામાં જોડે, નવતત્ત્વના વિચારમાં બુદ્ધિને જોડે તો પાપકર્મનો ઉદય સમયે-સમયે ઓછો થતો જાય,

અર્થાત્ અશાતાવેદનીય કર્મ ઘટતું જાય પણ વધતું ન જાય. ઘોર દુ:ખોથી જે આકુળ થયેલ છે તે સ્વ-પરના વિચાર કરી શકતા નથી. ઉઘરેલી બુદ્ધિ જો સ્વ-તત્ત્વના વિચારમાં વળી જાય તો તેને સમજવા જેટલો ઉઘાડ છે તેને ક્ષયોપશમલબ્ધિ કહેવાય છે. બીજી વિશુદ્ધલબ્ધિ એટલે સુશિક્ષા અને સત્સંગના પ્રભાવથી પરિણામમાં એવી ઉજ્જવળતા થઇ ગઇ હોય કે સંસારનાં કામોથી કંઈક અરૂચિ વર્તે છે, યોગ્ય લાભકારી કાર્યોમાં રૂચિ હોય છે અને તેમાં જોડાણ થાય છે. તીવ્ર કષાયથી આત્માને દૂર કરીને ભલા ભાવ જેવા કે પરોપકાર, દયા, દાન, અનુકમ્પા ઈત્યાદિ ભાવમાં રહ્યો હોય તેને વિશુદ્ધલબ્ધિ કહેવાય છે, જયારે હિતની તરફ મન પ્રેરિત હોય તેને વિશુદ્ધલબ્ધિ કહેવાય છે. ત્રીજી દેશનાલબ્ધિ જિનવાણીને ભણવાથી, જાણવાથી, વિચારવાથી, ધારણા કરવાથી, તત્ત્વ રૂચે એવી તત્ત્વરૂચિને દેશનાલબ્ધિ કહેવાય છે. સત્સ્વરૂપી આત્માનો સદ્બોધ સમજવાની, સાંભળવાની, ધારણામાં લેવાની, લક્ષમાં ઉતારીને વારંવાર મનન કરવાની અંદરમાં ગાઢ રૂચિ તેને દેશનાલબ્ધિ કહેવાય છે, અગર ઉપદેશલબ્ધિ કહેવાય છે. આ લબ્ધિ પરમ ઉપકારી છે. એની પ્રાપ્તિમાં ભવ્ય જીવ, દેવ, ગુરૂ, શાસ્ત્રને જીવાદિ નવતત્ત્વાદિના સ્વરૂપને બરાબર સમજી શકે છે. પરિણામોમાં સ્વાધ્યાયના પ્રતાપથી એવી ઉજ્જવળતા થાય છે કે આયુષ્ય સિવાયના કર્મોની સ્થિતિ ઘટી અંતોક્રોડાક્રોડી સાગરોપમ પ્રમાણ બાકી રહે છે ચોથી લબ્ધિ અંતર્મુહૂર્તની હોય છે તેમાં જીવની એવી યોગ્યતા થાય છે કે નવીન કર્મબંધ અંતોક્રોડાક્રોડી સાગરોપમ પ્રમાણના સંખ્યાતમા ભાગ જેટલો થાય છે. જયારથી એ લબ્ધિ પ્રગટે ત્યારથી કર્મબંધન ઘટતું જાય છે, અમુક પાપ પ્રકૃતિઓનો બંધ અટકી જાય છે તેવી જીવની યોગ્યતાને પ્રાયોગ્યલબ્ધિ કહેવાય છે.

**પાંચમી કરણલબ્ધિ :–** તે ભેદવિજ્ઞાન દ્વારા ક્ષયોપશમ-લબ્ધિ ઊઘડી, તેને નવતત્ત્વમાં વાળતાં અને અભ્યાસ કરતાં; કષાયની મંદતાપૂર્વક વિશુદ્ધલબ્ધિ દ્વારા દેશનાલબ્ધિની પૂર્ણતા થઈને પ્રાયોગ્યલબ્ધિ પછી કરણલબ્ધિ થાય છે. તેમાં પરિણામ અનંત-અનંતગુણાં નિર્મળ થતાં જાય છે. એક અંતર્મુહૂર્તમાં ત્રણ કરણ થાય છે. 'યથા-પ્રવૃત્તિકરણ, અપૂર્વકરણ અને અનિવૃત્તિ-કરણ' તે વખતે આત્મા અને પરમાત્માના ભેદ વિચારતાં-વિચારતાં પરિણામ ઘણાં નિર્મળ થઈ જાય છે. આ બધાં પરિણામ નિમિત્ત છે. પણ વ્યવહારથી કહીએ કે તેના પ્રતાપથી અને અંતરંગ આત્મ-સ્વરૂપની રુચિથી સ્વરૂપમાં લીન થતાં અનંતાનુબંધી ક્રોધ, માન, માયા, લોભ અને મિથ્યાત્વ મોહનીય, સમકિત મોહનીય અને મિશ્ર મોહનીય-આ સાત પ્રકૃતિઓ એક અંતર્મુહૂર્ત માટે ઉપશમ થાય છે ત્યારે ઉપશમ સમ્યક્ત્વ પ્રગટ થાય છે, અને મિથ્યાત્વ પુદ્ગલના કર્મદળના ત્રણ ભાગ થઈ જાય છે. 'સમકિત મોહનીય, મિશ્ર મોહનીય અને મિથ્યાત્વ મોહનીય.'

**દૃષ્ટાન્ત :–** ઉપશમ દર્શનરૂપ ઘંટીમાં મિથ્યાત્વ મોહનીય રૂપી અડદના દાણા દળાઈ જતાં તેના ત્રણ ભાગ થઈ જાય છે. મિથ્યાત્વ મોહનીય રૂપી કાળાં ફોતરાં, છડીદાળ સમાન, સમકિત મોહનીય અને કંઈક છાંટાવાળી દાળ સમાન, મિશ્ર મોહનીય. આ પ્રકૃતિ પછી એક અંતર્મુહૂર્ત બાદ જીવને સમકિત મોહનીય કર્મનો ઉદય થાય છે. ત્યારે તે જીવને ક્ષયોપશમ સમકિત થઈ જાય છે. આ ક્ષયોપશમ સમકિતમાં સમકિત મોહનીયનો અનુભવ થાય છે તોપણ તે જીવ સમકિતથી પતિત થતો નથી, પરંતુ એમાં એટલે કે સમ્યગ્દર્શનમાં કોઈ કોઈવાર ચળ મલાદિ અતિચાર દોષ લાગી જાય છે. ત્યાર પછી જીવ ત્રિકાળી સ્વભાવની

રુચિનો અંદરમાં જોરદાર પુરુષાર્થ કરે તો ચાર અનંતાનુબંધીની વિસંયોજના કરીને અન્ય અપ્રત્યાખ્યાની કષાયોમાં પલટાવીને એટલે અનંતાનુબંધી અને દર્શન મોહનીયનો સર્વથા ક્ષય કરીને–ખપાવીને ક્ષાયિક સમ્યગ્દર્શન થાય છે. આ સમ્યક્ત્વ આવ્યું જાય નહિ તેમજ આત્માથી છૂટે નહિ પણ શીઘ્ર મોક્ષમાં પહોંચાડી દીએ છે. માટે જ્ઞાની કહે છે તેને લક્ષમાં લીઓ–માનો. તે વંદન કરવા યોગ્ય છે. ભાવના કરવાથી ભાવની શુદ્ધિ થાય છે. એમાંથી સ્વ–આત્માનુભવ પ્રમાણ શ્રુતજ્ઞાન થાય છે. એ જિનેન્દ્ર દેવ કથિત પરમાર્થ તત્ત્વનો પ્રકાશ છે. માટે ભાવના અને તેનાથી શુદ્ધ ભાવ અને તેનાથી પ્રમાણરૂપ આત્મ–અનુભવ આમ ત્રણ બોલ જે મૂકેલ છે. તેનાથી કર્મની નિર્જરા અને કર્મનો ક્ષય થાય છે. આત્મ–અનુભવની પ્રાપ્તિનો ઉપાય–સુખ અને આનંદના ભોગવટાનો ઉપાય, શુદ્ધ આત્માનો લાભ છે. શુદ્ધ આત્માનો લાભ, ભેદવિજ્ઞાનથી છે. ભેદવિજ્ઞાન, ભેદવિજ્ઞાનની ભાવના કરવાથી થાય છે. માટે આત્મા–મારો ભગવાન આત્મા, નિશ્ચયથી પરમ શુદ્ધ પદાર્થ છે. પર પદાર્થથી ભિન્ન છે. ભાવકર્મ તે રાગદ્વેષ છે. દ્રવ્યકર્મ તે જ્ઞાના-વરણાદિ અને નોકર્મ, તે શરીરાદિ, તેનાથી જુદો છે. આત્મા અભેદ છે જેમ તલમાં તેલ ભિન્ન છે, ભૂસી ભિન્ન છે, ડાંગરમાં ચોખા ભિન્ન છે, ફોતરાં અને દાણા ભિન્ન છે, તેમ આત્મા સર્વ પર દ્રવ્યોથી–સર્વ પર ભાવોથી અને સર્વ પર પદાર્થોથી ભિન્ન છે, સિદ્ધ સમાન આત્મા પરમાત્મા છે. આવી રીતે વારંવાર ભાવના ભાવવાથી શુદ્ધ આત્માનો ભાવ થાય જ છે અને હું શુદ્ધ આત્મા છું, તેવું શ્રદ્ધાન થઇ જાય છે અને તેથી શુદ્ધ સમ્યગ્દર્શન થાય છે. ઉપયોગ સ્વમાં હોય કે પરમાં હોય પણ ભાવ તેનો શુદ્ધ હોય

છે. સમ્યગ્દર્શનથી સમય સમય પોતાનો અનુભવ થયા કરે છે. તે આત્માનુભવ તે જિનેન્દ્ર દેવ કથિત પ્રકાશ છે. તેનાથી, આવતાં કર્મનો સંવર અને પૂર્વ કર્મની નિર્જરા થાય છે. તેને ભાવશ્રુતજ્ઞાન કહેવાય છે. તે આત્માનો યથાર્થ અનુભવ છે. તે અનુભવની અંદર સુખ અને આનંદનો ઉછાળો ઊછળે છે. આ અભ્યાસથી શુદ્ધ આત્માનો લાભ થઈને સ્વાનુભવ થાય છે, ત્યારે તેને રાગનો ભાગ બળી જાય છે અને કર્મનો સંવર થાય છે. અભ્યાસથી ભાવના થાય છે અને ભાવનાથી શુદ્ધ આત્માનો સ્વસંવેદન આત્માનુભવ થાય છે. તે જ સ્વાનુભવરૂપ, અવિનાશી પ્રકાશરૂપ, નિર્મળ ઉત્કૃષ્ટ એવું એક કેવળજ્ઞાન ઝળકી ઊઠે છે. જિજ્ઞાસુ જીવને– સાધક દશાવાળાને ભેદજ્ઞાનદ્વારા સ્વાનુભવને પામી જવું તે જ ઉચિત છે, તે જ ઘટિત છે. મુમુક્ષુજીવને પોતાના પરાક્રમથી નિઃશંકતા–નિર્ભયતા કરવી તે જ ઉચિત છે, અને તેથી જ સિંધુ–સૌવીર દેશને પહોંચી વળાશે માટે વીતીભય નગર તરફ આવો.

---

**સંવત ૨૦૧૧ના શ્રાવણ વદ ૩ શુક્રવાર તા. ૫–૮–૫૫.**

પરમ માંગલ્યકારી પંચપરમેષ્ઠિને પૂર્ણ સાધ્યની સિદ્ધિને અર્થે નમસ્કાર કરીને, સિદ્ધાંતથી જ્ઞાનીઓએ સમજાવ્યા. ભગવતી સૂત્રની વાત વંચાય છે. (તેણં કાલેણં જાવ વીતીભય નામ નયરી હોત્થા–સૂત્ર) સિંધુસૌવીર દેશ, વીતીભય નગર, તેનો ન્યાય સમજાવાય છે. આત્માની સત્તાભૂમિ નગરમાં અનંત ચેતના વસ્તી છે. તે અનંત સુખ સહિત છે, તે નગર કોઇ કાળે સૂનું નથી. સુખ રહિત નથી એટલે સૂનું કે સુખ રહિત ન જ હોય ચેતન! ત્યાં જ તારું રાજ્ય છે. નિઃશંકતાનો ગુણ, નિર્ભયતાનો ગુણ લાવીને, નિઃસંદેહતાનો

ગુણ લાવીને, તું તારા રાજ્યાધિકારને સંભાળીને સ્વતંત્ર અને સ્વાધીનપણે સુખી રહે. સિંધુસૌવીર દેશ તેજ તારો પરમ શુદ્ધ પારિણામિક ભાવ છે. તેને પહોંચી વળવા માટે નિર્ભયરૂપ વીતીભય નગરમાં આવવું જ પડશે.

દૃષ્ટાન્ત :-

જેમ કોઈ ઉજ્જવળ સ્ફટિક રત્ન ઉકરડામાં પડયું છે. તે ઉકરડાના અશુચિ વર્ણાદિનું ભાસન એ રત્નમાં સર્વ અંશે થાય, દેખાય, છતાં રત્ન સર્વાંશે નિર્મળ છે. તે રત્નનો એકાદ અંશ ખુલ્લો દેખીને તેમાં ઝવેરી, અખંડ, આખા રત્નની શુદ્ધતાને જાણે, તે રત્નને ઉકરડામાંથી લઇ લીએ, ઘેર જઈને ધોઈ નાખે, અમુલ્ય રત્નને પામે, તેમ આ આત્મા પરલક્ષે પર પરિણામમાં ભર્યો હોવા છતાં પણ, પુદ્ગલમાં ભર્યો હોવા છતાં પણ, અનાદિના જ્ઞાન અને વીર્યને મતિ-શ્રુત જ્ઞાનના ક્ષયોપશમ વડે સમકિતી આત્મા, તત્ત્વને ત્રિકાળી સ્વરૂપને શુદ્ધ જાણી, પછી તે ગ્રહીને કર્મમેલને દૂર કરી અપૂર્વ આનંદને પામે. રત્નની શુદ્ધતા ઉપર જેની દૃષ્ટિ પડી નથી તે રત્નને ન પામે. તેમ અખંડ આત્મા ઉપર જેની દૃષ્ટિ પડી નથી તે શુદ્ધતાને પામે નહિ. શુદ્ધ આત્મ-દ્રવ્યમાં અનંત જ્ઞેય ભાસે છે, પણ આત્મ-દ્રવ્યની જ્ઞાયકતા તે જ્ઞેય નથી વર્તમાન, આપણા ક્ષયોપશમ જ્ઞાનમાં અમુક જ્ઞેય ભાસે છે. જ્ઞેય તે જ્ઞાન નથી અને જ્ઞાન તે જ્ઞેય નથી. જ્ઞાયકતા તે પોતાનું સ્વરૂપ છે. જ્ઞેય પરરૂપ છે જ્ઞેય વણસે પણ જ્ઞાનકતાનો વિનાશ નથી. જ્ઞાયકતા અજર, અમર, નિજરૂપ છે. તે જાણી ભેદવિજ્ઞાન જગાડી નિર્ભયાદિ ગુણુમાં, અખંડ જ્ઞાનાનંદના ભોગી થઇને રહો આનંદના ભોગવટાથી સમય સમય કર્મો ખપી જશે. આત્મા પરમાત્મા થઈ જશે. રાગાદિ

ભલે અનાદિના હોય, પણ તે આત્માનું મૂળ સ્વરૂપ નથી. પોતાની જ્ઞાયકતામાં ભાસતા જે જ્ઞેય રૂપ પર દ્રવ્યો, તેના ઉપર જીવ મમત્વ કરે, અહંકાર કરે, એ હું, એનો હું, એનામાં એ મારામાં, એના વડે હું, એ મારા વડે, એ મારાથી અને હું એનાથી એમ ચિત્તવિકાર થાય છે. પણ જ્યારે પોતે પોતાને જ્ઞાયકતા રૂપ દેખે છે ત્યારે પોતે જ્ઞાનદર્શન, આચરણરૂપ જાણીને શિવ રાજ્યનો અધિકાર થાય. એમ પ્રથમ પોતાની શુદ્ધતાની શ્રદ્ધા થઈને સાધક જીવ અને શુદ્ધ સ્વરૂપ તે સાધ્ય, એમ સાધ્ય, સાધકતા જાણીને, સમજીને, નિર્ભયતાદિ સહિત મોક્ષમાર્ગને સાધે તે પૂર્ણ જ્ઞાનભંડારની શુદ્ધતાને પામી જાય. બાકી તો અજ્ઞાનથી અજ્ઞાન સધાય અને અજ્ઞાન વધે. મિથ્યાત્વથી મિથ્યાત્વ સાધે અને વધે. રાગથી રાગ સાધે અને વધે. અશુદ્ધતાથી અશુદ્ધતા સાધે અને વધે, પણ જો તો ખરો! શુદ્ધતાથી પરમ શુદ્ધતા સધાય. દેશ શુદ્ધતાથી પૂર્ણ શુદ્ધતા સધાય. એક અંશ દર્શન-જ્ઞાન-ચારિત્રરૂપ એવો પરમ શુદ્ધ ઉપયોગ તે દર્શન-જ્ઞાન ચારિત્ર ઉપયોગનો સાધક છે. જ્યાંસુધી જીવ નિઃશંક ન થાય ત્યાં સુધી એક અંશે પણ શુદ્ધતા ન આવે. માટે હે ભવ્ય! નિઃશંકતાદિ ગુણોની ખાસ જરૂર છે. સમ્યકૂદર્શન પ્રગટે ત્યારે સાત ભય ટળે અને સમકિતના આઠ આચાર પ્રગટે.

निस्संकिय-निक्कंखिय-निव्वितिगिच्छा-अमूढदिट्ठी य।
उववूह - थिरीकरणे वच्छल्ल पभावणे अट्ठ ॥

ઉ. સૂ. અ. ૨૮ ગા. ૩૧

સમકિતીનું જાણવું સમ્યક્ પ્રકાર છે. અશુદ્ધ પરિણામ કરી બંધ વધારતો નથી. સમ્યગ્દશામાં મિથ્યાત્વનો અને અનંતાનુબંધી અનંત તૃષ્ણાનો બંધ પડતો નથી. સમ્યગ્દશામાં ચારિત્ર મોહનીય

કર્મનો ઉદય હોય તોપણ વિશુદ્ધતા છે. માટે ભવભ્રમણ વધતાં નથી. સમ્યક્ત્વ શક્તિ વડે, નિર્ભયતાની શક્તિ વડે ચારિત્ર મોહનીય કર્મનો ક્ષય કરીને લઘુકાળમાં સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રની વિશુદ્ધતા કરી સંસારનો ક્ષય કરે છે. અજ્ઞાની જીવ પોતાના સ્વરૂપને ન જાણે તેથી ભવભ્રમણમાં રખડે. સમકિતી જીવને શુભાશુભ ઉદય વર્તતો હોવા છતાં સમ્યગ્જ્ઞાનગર્ભિત ઉદાસીન વૃત્તિએ વર્તતો હોવાથી અબંધ થાય છે. પરભાવનો રાગ તજી નિજભાવ ઉપયોગમાં સ્થિર થઈ સ્વરૂપાચરણને આચરતાં, આચરતાં ભરત ચક્રવર્તી, ચાર ચોકડીનો રાગ ટાળી કેવળજ્ઞાન લઈને મોક્ષે પધાર્યા. આનું નામ સ્વાનુભવ કહીએ. એ અભ્યાસે નિર્વિકલ્પ સમાધિને પામે ચોથા ગુણસ્થાનવાળાને સ્વાનુભવ અલ્પકાળ રહે છે. વળી કેટલાક કાળે સ્વાનુભવ પાછો આવે છે. પાંચમાવાળાને ચોથા કરતાં વિશેષ વખત અનુભવ રહે છે. થોડા કાળ પછી પાછો અનુભવ આવે છે. એમ જેમ જેમ ગુણસ્થાનકની વૃદ્ધિ થાય તેમ તેમ સ્વાનુભવની વૃદ્ધિ થાય ચૂકયા પછી પણ સ્વાનુભવ વહેલો વહેલો આવે. એમ કરતાં કરતાં અખંડ સમય સ્વાનુભવમાં રહે એટલે આવેલો પાછો જાય નહિ ત્યારે જીવ કેવળજ્ઞાનમાં હોય છે. ચોથા ગુણસ્થાનકથી જ્ઞાનધારા વર્ધમાન દશાને પામે અને જેમ જેમ જ્ઞાનધારા વર્ધમાન દશાને પામે તેમ તેમ કર્મ-ધારા ઘટી જાય. બારમાના છેલ્લા સમયે સર્વ કર્મધારા ઘટી જઇને વીતરાગતાને પામે અને તેરમાના પહેલા સમયે જીવ કેવળજ્ઞાનને પામે. આને પામવા માટે નિર્ભયાદિ ગુણોને લાવ. સ્વાનુભવ દશા સુખ રૂપે છે, કલ્યાણ રૂપે છે, નિવૃત્તિ રૂપે છે, સમાધિ રૂપે છે, આનંદ રૂપે છે, શાંતિ, તૃપ્તિ અને મોક્ષમાર્ગ રૂપે છે. જો કદાપિ ચારિત્રાવરણીય કર્મનો ઉદય વર્તતો હોય તો તેટલો કલેશરૂપ અને દુઃખ રૂપ છે. એમ સમકિતી જીવ માને છે અને સ્વાનુભવ

અભ્યાસ દ્વારા સકળ ક્લેશનો નાશ કરીને ચારિત્ર મોહનીય કર્મનો નાશ કરે અને શુદ્ધ સ્વભાવ આચરણ પ્રગટ કરે. ઘનઘાતી કર્મનો નાશ કરનાર શુદ્ધ સ્વાનુભવ છે. અંદરનો સ્વાનુભવ વધે (બાહ્યના સંયોગો વધવા કે ન વધવા, તે પ્રારબ્ધને આધીન છે.) તેમ તેમ સ્થિરતા વધે, જ્ઞાન, દર્શન, વીર્યલબ્ધિ વૃદ્ધિને પામે અને ઊંચું ઊંચું ગુણસ્થાનક આવે. દશમે સર્વ કષાયનો નાશ થઈને બારમે યથાખ્યાત ચારિત્રને પામે. સ્વાનુભવમાં સ્થિરતા વધે, નિર્મળતા વધે, ચારિત્ર વધે અને આગળ આગળનો સ્વાનુભવ પૂર્ણ નિર્મળ થતો ચાલે તો ઠેઠ સિંધુસૌવીર દેશને પમાડી દીએ, વેદ, પુરાણ, ક્રિયાકાંડ, સ્વાનુભવ વિના કષ્ટરૂપ છે. સ્વાનુભવ; મોક્ષનું નિદાન છે અને તે થતાં જ સાધ્ય, સિદ્ધ થાય છે. શરીરની હલન-ચલન ક્રિયા, શબ્દાદિ વચન ક્રિયા એ સર્વ પુદ્‌ગલના ખેલ છે. ચૈતન્ય સિવાય બીજું કોઈ તારું નથી. માટે ચૈતન્યના ભાવે ચૈતન્ય! એક વાર તો સ્થિર થા. પુદ્‌ગલો પોતાની મેળે આત્માને દુઃખ દઈ શકતાં નથી.

**દૃષ્ટાન્ત :–**

મરેલી સ્ત્રી સાથે કોઈ સગપણ કરવા ઇચ્છે તો લોકમાં હાંસી થાય. તેમ જડ પદાર્થના ખેલ મરેલાં મડદાં છે. એના ખેલમાંથી પોતે જડત્વ આદરીને જડ જેવો પોતે બનીને પોતે જ દુઃખી થાય છે. જડ ક્રિયાને પોતાની ક્રિયા માની અને તેનાથી મને લાભ થશે, શાંતિ થશે, તૃપ્તિ થશે, એમ માનીને આચરણ કરવાથી લાભને બદલે બંધ થાય છે. સમ્યગ્‌દર્શન જ્ઞાન-ચારિત્રના આચરણમાં બંધ નથી. જ્ઞાનદર્શનમાં રાગ કે દ્વેષ નથી. જ્ઞાનનું કાર્ય જાણવાનું. દર્શનનું કાર્ય દેખવાનું માટે જ્ઞાનદર્શનના

આચરણમાં બંધ નથી. જ્ઞાતા તે જ્ઞાતા જ છે. જૈનકુળમાં અનંતવાર જન્મ લીધો છતાંય મિથ્યાત્વ ન ખસ્યું જે સંપ્રદાયમાં જન્મ્યો તે સંપ્રદાયનાં લાકડાં મનમાં એવાં ઘૂસી ગયાં કે :-

**मुच्छा परिग्गहो वुत्तो** – દ સૂ અ. ૬ ગા. ૨૧.

સંપ્રદાયપણું તે મહા પરિગ્રહ છે. સરલભાવે કોઈ વખતે ન્યાયને તોળ્યો નહિ. સંપ્રદાયનાં લાકડાં મનમાં ઘૂસી ગયાં છે, તે ન્યાયને તોળવા દીએ નહિ. એટલે મિથ્યાત્વ, અજ્ઞાન કેમ જાય? સરલભાવે સંપ્રદાયનાં લાકડાંને મનમાંથી કાઢીને તોળો તો હમણાં મિથ્યાત્વ, અને અજ્ઞાન જાય.

"जेसिंस कुले समुप्पन्ने, जेहिं वा संवसे नरे ।
ममाइ लुप्पइ वाले, अन्ने अन्नेहिं मुच्छिओ ॥"

સૂત્રકૃતાંગ અ. ૧

જે જે કુળમાં જન્મ્યો, તેના જ દેવ, ગુરુ, ધર્મને સાચા માન્યા પણ શુદ્ધ ભાવે, મમત્વ રહિત, નિર્મળપણે નવું પ્રાપ્ત થાય તેવો પુરુષાર્થ કર્યો નહિ. જે સોબત મળી તેનાં ભૂત, મગજમાં એવાં ભરાઈ ગયાં અને ખોટી માન્યતા એવી મગજમાં બંધાઈ ગઈ કે 'મારું એટલું સાચું.' એમ કરીને તું બેસી ગયો **(ममाइ)**. આવા જીવને ભગવાન, બાલ, અજ્ઞાની, મમત્વવાળો કહે છે. પછી ભલે તે સાધુ, સાધ્વી કે શ્રાવક, શ્રાવિકા હોય. કોઈ માણસ લાખ રૂપિયા કમાય ત્યારે એકદમ ખુશી થઈ જાય છે, અને પોતાને ધનવાળો થયો તેમ માને છે પણ બિચારાને ખબર નથી કે તે કાંઈ નવું નથી. અંદરમાં કરન્સી (કર્મની) બેંક હતી તેમાં લાખ રૂપિયાની નોટ હતી તે વટાવી ત્યારે જ તું એટલું કમાયો છે.

દૃષ્ટાંત :–

એક વખત એક લક્ષાધિપતિને પૂછવામાં આવ્યું કે તમે જિન, પ્રેસ કે કપડાંની મિલ કેમ નથી બનાવતા? હજારો માણસોની આજીવિકા ચાલશે. તમારી પાસે પૈસાનો તૂટો નથી માટે મિલાદિ ખોલો. તેના ઉત્તરમાં શેઠ કહે છે કે મિલમાં કે જિનમાં બળે તેટલાં પુણ્ય મારી પાસે નથી, પણ મારી પાસે તો નાનાં નાનાં પુણ્ય છે, માટે બેઠાં બેઠાં સંતપુરુષોની વાણી સાંભળું છું ને આનંદ ભોગવું છું. કેટલી ધર્મની રુચિ? એવી સાચી સમજણ તૈયાર કરી હોય તો બધાય પુણ્ય, જિનમાં કે મિલમાં બળી જાય તેવો વખત ન આવે. જિન–મિલમાં પુણ્ય બળી જાય તે તો પાપાનુબંધી પુણ્ય છે. પુણ્યાનુબંધી પુણ્યવાળાની દશા જુદી હોય, તે મળેલાં પુણ્યને ભોગવવામાં મુંઝાઇ જાય નહિ. મૂંઝવે તે દર્શનમોહ. દર્શનમોહને ટાળીને સ્વભાવમાં ઠરે તેજ નિર્ભયતાને પામેલો છે.

દૃષ્ટાંત :–

મેઘકુમાર પોતાની, ગુણ અને રૂપમાં સમાન એવી, આઠ આઠ રાણીઓ સાથે નાના પ્રકારના ભોગવિલાસને ભોગવે છે. તેવામાં અચાનક શ્રી વીરપ્રભુના આવાગમનના સમાચાર તેના કાને પડયા કે તરત જ પોતાની બધીએ વિલાસવૃત્તિને સંકેલી લઇને પ્રભુદર્શન માટે ઉત્સુક બને છે. જેના ઘરના થાંભલા વજ્રરત્નના હતા, મણીરત્નનાં ભોયતળીઆં હતાં, આહ્લાદકારી નવપરિણીત લલનાઓ હતી કે જેના ભોગમાં રચ્યો પચ્યો રહેતો હતો, તેણે પણ પ્રભુ પધારવાના સમાચાર સાંભળ્યા કે તરત જ ત્યાથી ઊભો

થઈ ગયો અને અશ્વ લાવવા માટે સેવકને આજ્ઞા કરી. પોતે પ્રભુદર્શનનો ઉત્સુક થયો છે. અશ્વ પર બેસી દર્શન કરવા જાય છે. કેટલો ધર્મ પ્રત્યે પ્રેમ ? કર્મોનું કેટલું હળવાપણું ? પુણ્યાનુબંધી પુણ્યવાળો પણ પ્રભુદર્શન કરવા ઉત્સુક થયો અત્યારે તો ભિખારીની કાચલી જેવા તમારા ભોગો નથી, છતાંય પણ એક કલાક માટે ઉપાશ્રયમાં હાજરી આપવી હોય તોપણ નવરા ન થાઓ. જીવનું કેટલું ભારેપણું ? કેટલી કર્મની બહોળતા ? કેટલી બધી મોહનીય કર્મની પ્રબળતા ? કેટલી વિષય પ્રત્યેની લાગણી ? કેટલી બધી અજ્ઞાન દશા ? હે નાથ ! આવા જીવોનું શું થશે ? જે જીવ નિઃશંકતાદિ ગુણો લાવીને આગળ વધશે તે જીવ સિંધુસૌવીર દેશમાં જરૂર અલ્પકાળમાં પહોંચી જશે.

---

## સંવત ૨૦૧૧ના શ્રાવણ વદ ૪ ને શનિવાર તા. ૬-૮-૫૫

અહીં ભગવતીજી સિદ્ધાંતનું ૧૩મું શતક, છઠ્ઠો ઉદ્દેશો વંચાય છે. ઉદાયન રાજાનો અધિકાર ચાલે છે આ રાજાના અધિકાર દ્વારા આત્માનો સાર સમજાવાય છે. હવે આગળ પાઠ ચાલે તે પહેલાં અત્યાર સુધીમાં જે કહી ગયા તે લક્ષમાં લેજો—ખ્યાલમાં લેજો. "સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રાણિ મોક્ષમાર્ગઃ" એમ ભગવાન વીતરાગ દેવ કહે છે. જેટલી જેટલી રત્નત્રયની નિર્મળતા વધે તેટલો મોક્ષમાર્ગ આગળ વધે પૂર્ણ નિર્મળતા થાય ત્યારે પૂર્ણપદ પામે. નિજ જ્ઞાને નિજજ્ઞાયકતા શક્તિ જેમ છે તેમ જાણે, તેમ તેમ જ્ઞાનશક્તિ ખૂલે અને પછી પૂર્ણ લોકાલોક જ્ઞાયકશક્તિ પ્રગટે છે. નિજ જ્ઞાને નિજ અખંડ જ્ઞાયકશક્તિ વેદે, અનુભવે તો પર-

ભાવ રસ જરૂર ઊતરે. સ્વતંત્ર નિજ નિર્મળ આનંદમાં જો જીવ સ્થિર રહે તો પોતે પોતાના સિંધુસૌવીર દેશને પામી જાય. અનાદિથી જીવનો જ્ઞાનગુણ આવરણના ક્ષયોપશમ થકી વર્તમાન ક્ષાયોપશમિક જ્ઞાનગુણ પ્રગટે છે. આવા ક્ષાયોપશમિક જ્ઞાનગુણ સાથે અંતરાયના ક્ષયોપશમથી ક્ષાયોપશમિક વીર્ય પણ પ્રગટે છે, ને પ્રગટેલા જ્ઞાન અને વીર્ય વડે પોતે પોતાના નિઃશંકતા, નિર્ભયતા નિઃસંદેહતા અને સમ્યક્‌શ્રદ્ધા એટલા ગુણને જો જાણે અને સમ્યગ્‌ભાવ આચરણ આચરે તો એજ ગુણ મોક્ષ માર્ગરૂપ જરૂર છે. એજ જ્ઞાનવીર્ય વડે જો વર્તમાન પરભાવ આચરણ કરે તો એજ જ્ઞાનવીર્ય, કર્મબંધ અવસ્થાને પામે. અનાદિથી જીવે પરભાવ આચરણ જ્ઞાન અને વીર્ય વડે જ કર્યાં છે અને કેટલોય કાળ કાઢી નાખ્યો છે તેથી તેજ જ્ઞાન અને વીર્ય ઘટી જાય છે અને જીવ ઠેઠ નિગોદમાં પહોંચી જાય છે. એજ જ્ઞાન અને વીર્ય-ગુણ સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રરૂપ થઈને સ્વભાવ આચરણ જો વર્તમાનમાં કરે તો સકળ કર્મ ક્ષય કરીને સદાય મોક્ષરૂપે રહે જ. જે ક્ષયોપશમરૂપે જ્ઞાન અને વીર્ય હતાં તે ક્ષાયિકરૂપે આવે છે. પાંચ જ્ઞાનમાં પહેલા ચાર જ્ઞાન ક્ષયોપશમરૂપે છે અને છેલ્લું કેવળજ્ઞાન ક્ષાયિક ભાવે છે. જેમ જેમ દર્શન-જ્ઞાનાચરણ ગુણ નિર્મળ થતા જાય તેમ તેમ મોક્ષમાર્ગ વધે. આત્મગુણની નિર્મળતા અને દૃઢતા વધે છે, તે અનુભવથી જણાય છે. નક્કી કરી લેજો કે, " પર પરિણતિ તે જ સંસાર અને નિજ પરિણતિ તે જ મોક્ષમાર્ગ છે." બાયડી, છોકરા, તે સંસાર નહિ પણ પરપરિણતિ તે જ સંસાર છે. 'પરમાનંદ પદ તારું'-તારી જ્ઞાન જ્યોતિમાં છે તેને હવે તું સાંભળી સુખી થા. જ્ઞાનીઓનું માની જા. સંપૂર્ણ કેવળજ્ઞાનીની વાણીને માની જા. જ્ઞાયકતા રૂપ નિજ અંગ જો જાણે, તો શું

આત્મા નિર્ભય ન થાય ? જરૂર નિઃશંક થાય છે, નિર્ભય થાય છે, નિઃસંદેહ થાય છે. નિજ જ્ઞાયક સ્વભાવ જ ઉપાદેય છે. તે સિવાય સકળ પરભાવ, પરદ્રવ્ય, પરદ્રવ્યની પર્યાય, તે તો હેય, હેય, ને હેય જ. નિજ આનંદના અંશ આગળ સર્વે ઇંદ્રો અને ચક્રવર્તીઓનું સુખ તૃણ માત્ર પણ લેખે નથી. એવું સુખ પોતાના નિજ આનંદના એક અંશમાં રહેલું છે. જ્ઞાન, દર્શન, આચરણમાં અનંત, અપાર, અખૂટ, અતૂટ સુખ તમારા ભંડારમાં ભર્યું છે. ત્યાં પહોંચી વળવાને માટે પ્રથમ નિઃશંકતા, નિર્ભયતાદિના ગુણ જોશે. સિંધુસૌવીર દેશ પોતાની ભૂમિકામાં સુખનો સમુદ્ર–દરિયો છે. તે સુખ સમુદ્રની એક જ રજ–એટલે સુખ સમુદ્રની લહેર સદા આનંદિત રહેવા માટે પ્રથમ ત્રિકાળી સ્વભાવની ઓળખાણ અને અખંડ શ્રદ્ધા જોઈશે. ચૈતન્ય દીવો સદાય શાશ્વતો છે. તે અન્ય અન્ય પર્યાય ધરવાથી ન વિણસે. દ્રવ્યાર્થિક નયે સદાય શાશ્વતો છે. સ્વગુણ પર્યાય અભેદપણે એકમાં જાણી એકચિત્તે નિર્મળ ધ્યાને સ્થિર રહો. આ સિવાય બીજું કાંઈ કરવાનું નથી. આ કામ કરી લેવા જેવું છે. જો આ અવસરને ચૂકયા તો અનંતકાળે આવો અવસર નહિ મળે સમુદ્ર, તરંગે કરીને હાની વૃદ્ધિ કરે તો પણ સમુદ્ર, સમુદ્રપણે એક, અખંડ છે. તેમ આત્મા, પર્યાયે કરીને હાની–વૃદ્ધિ કરે પણ આત્મા એક, અખંડ, પરિપૂર્ણ અને શાશ્વત દીપક છે. સ્ફટિક મણિની પછવાડે લાલ કે લીલી શાહી મૂકો તો તે નિમિત્ત વડે કરીને તે સ્ફટિકમણિ લાલ કે લીલી ભાસે છે પણ નિજ સ્વભાવે ઉજ્જવળ જ છે. તેમ આત્મા શુભાશુભ પરિણામે ભાવકર્મ રૂપ દેખાય પણ ચૈતન્ય સ્વભાવે એક, અબાધિત, શાશ્વત છે. દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક દૃષ્ટિ, એમ બન્ને દૃષ્ટિએ એકવાર

જોઈ તો છે. તે જોવા માટે પ્રથમ નિ:શંકતા, નિર્ભયતા, નિ:સંદેહતા, ગુણો જોશે.

ते णं काले णं ते णं समए णं सिंधूसोवीरेसु जणवएसु वीतीभए नामं नगरे होत्था, वन्नओ। तस्स णं वीतीभयस्स नगरस्स बहिया उत्तरपुरच्छिमे दिसीभाए एत्थ णं मियवणे नामं उज्जाणे होत्था सव्वोउय० वन्नओ। तत्थ णं वीतीभए नगरे उदायणे नामं राया होत्था, महया० वन्नओ। तस्स णं उदायणस्स रन्नो पभावती नामं देवी होत्था, सुकुमाल. वन्नओ। तस्स णं उदायणस्स रन्नो पुत्ते पभावतीए देवीए अत्तए अभीतिनामं कुमारे होत्था, सुकुमाल. जहा सिवभद्दे, जाव–'पच्चुवेक्खमाणे विहरति'। तस्स णं उदायणस्स रन्नो नियए भाइणिज्जे केसीनामं कुमारे होत्था, सुकुमाल. जाव सुरूवे। से णं उदायणे राया सिंधूसोवीर पामोक्खाणं सोलसण्हं जणवयाणं, वीतीभयप्पामोक्खाणं तिण्हं तेसट्ठीणं नगरागरसयाणं, महसेणप्पामोक्खाणं दसण्हं राईणं बद्धमउडाणं विदिन्नछत्त चामर–वालवीयणाणं, अन्नेसिं च बहूणं राईसर–तलवर. जाव–सत्थवाहप्पभिईणं आहेवच्चं जाव-कारेमाणे, पालेमाणे समणोवासए अभिगयजीवाजीवे जाव विहरइ॥

હવે તે વીતીભય નગરને વિષે બાહ્યાન્તરે ઉત્તર–પૂર્વ વિભાગે મૃગવન નામે ઉદ્યાન હતું. સર્વ ફળફૂલો સહિત હતું. તે

નગરને વિષે ઉદાયન નામે રાજા હતો. તે કેવો હતો? તેનું વર્ણન મોટું છે તે હવે પછી આવશે. એ ઉદાયન રાજાને પદ્માવતી નામે રાણી હતી. તે દેવી સમાન સુકુમાર, કોમળ, રૂપવતી અને ગુણવંતી હતી. તે રાજાનો પુત્ર, પદ્માવતી રાણીનો આત્મજ-અંગજાત અભિચી નામે કુમાર હતો. તે સુકુમાર-માખણના પિંડા જેવો હતો. જેમ શિવભદ્ર વિચરે છે તેમ આ કુમાર સુખમાં ઊછરે છે અને સુખમાં વિચરે છે. વળી ઉદાયન રાજાને પોતાનો ભાણેજ, કેશી નામે કુમાર હતો. તે પણ સુકુમાર અને સ્વરૂપવાન હતો. હવે અહીં એમ સમજાવે છે કે ઉદાયન રાજા અને પદ્માવતી રાણી, તેનો અંગજાત એવો અભિચી નામે કુમાર છે. તે રાજ્યની અનુકૂળતાવાળો અને રાજ્યની વિચારણા અને રાજ્યની સંભાળ કરનાર છે. રાજ્યના કારભારમાં થોડો ભાગ પણ લીએ છે, આમ છતાં તેનો પિતા તેને રાજ્ય નહિ આપે, તેમાં પણ હેતુ છે. જ્ઞાનીઓ જે કાંઈ વાત કહે છે તેનો તેને હક્ક છે. અજ્ઞાનીને હક્ક નથી. આ રાજાની રાણી રૂપવતી અને ગુણવંતી છે, તે રાજા સાથે નાના મોટા ભોગો ભોગવે છે. મનને આહ્લાદકારી, આનંદ ઉપજાવે એવા મહેલની અંદર રહીને તે રાજાની સાથે પાંચે ઇન્દ્રિય અને છઠું મન એ છએને અનુકૂળ, તેવા ભોગો ભોગવે છે. વળી આ નગરની બહાર પૂર્વ-ઉત્તર વિભાગે એક મૃગવન નામે ઉદ્યાન છે. તે ઉદ્યાન દરેક ઋતુને અનુકૂળ તેવા ફળફૂલ વડે કરીને મહાન શોભિત છે. આ ઉદ્યાનને બધા ભોગવે છે. આ તો પૂર્વના પુણ્યના ઠાઠ છે, તેને આ લોકો બધા ભોગવે છે. પૂર્વનાં પુણ્યના ઠાઠને લઈને બહારની બધીએ રજેરજની સગવડતા છે એટલે આ રાજા મહાન પુણ્યશાળી છે. એમ કહીને એમ સમજાવવા માગે છે કે આ સંસારમાં મનુષ્યના ચાર વર્ગ છે:-

પહેલો વર્ગ :–સારું શરીર–રોગ વિનાનું નિરોગી શરીર, લક્ષ્મી વગેરેની જોઇએ તેવી જોગવાઇ, પણ ધર્મશ્રવણની જોગવાઈ નહિ તથા ધર્માત્મા, જ્ઞાની પુરુષોનો સમાગમ નહિ તેવા જીવો પણ જગતમાં છે.

બીજો વર્ગ :– બહારથી શરીર સારું નથી, લક્ષ્મીની પણ જોઇએ તેવી જોગવાઈ નથી, છતાં ધર્મની જોગવાઈ છે. સત્ સમાગમને ઈચ્છે છે. વીતરાગ–શ્રુતધર્મ સાંભળવાની ધગશ અને જિજ્ઞાસા છે. આવા જીવો જગતમાં છે તેને ભગવાન કૃતપુણી કહે છે.

ત્રીજો વર્ગ :– પરમાર્થે સંતની જોગવાઇ અને બહારથી શરીર સારું. લક્ષ્મી વગેરેનાં સાધન સારાં. એવા પણ જીવો છે.

ચોથો વર્ગ :– શરીર સારું નહિ, લક્ષ્મીની જોગવાઇ નહિ અને સંતસમાગમની જોગવાઈ નહિ તેવા જીવો વ્યવહારે અને પરમાર્થે અકૃતપુણી છે. ચારે ગતિમાં રખડે છે. તેને વીતરાગ–શ્રુતધર્મ સાંભળવાની જોગવાઈ નથી. કદાચ હોય તો સાંભળતા નથી. શરીર નિરોગી અને પાસે બે પૈસાની જોગવાઇ હોય, છતાં ધર્મ–વીતરાગ શ્રુતધર્મ સાંભળતા નથી. જ્ઞાનીના સમાગમને ઈચ્છતા નથી. તે પરમાર્થે અકૃતપુણી છે. જેને બહારથી શરીર સારું નથી અને લક્ષ્મીની જોગવાઇ નથી તે પૂર્વના પાપનો યોગ છે, પણ ધર્મની જોગવાઈ છે, સત્‌સમાગમ ઈચ્છે છે. તે પરમાર્થે કૃતપુણી છે. જેને બહારની બધી જોગવાઇ છે અને પરમાર્થે સંતની જોગવાઈ છે અને સંતસમાગમ કરે છે તે વ્યવહારે અને પરમાર્થે કૃતપુણી છે. શરીર સારું નહિ અને સંતસમાગમ કરે નહિ, વીતરાગની વાણી સાંભળે પણ નહિ, આદરે પણ નહિ, તે વ્યવહારે અને પરમાર્થે અકૃતપુણી છે. આ વાત બીજી રીતે સમજાવે છે.

શ્રી ઠાણુંગજી સૂત્ર ચોથે ઠાણે ચોથા ઉદ્દેશામાં એક ચૌભંગી આપે છે :-

**चत्तारि कुंभा पन्नता तंजहा महुकुंभे णाममेगे महुप्पिहाणे, महुकुंभे णाममेगे विसप्पिहाणे, विसकुंभे णाममेगे महुपिहाणे, विसकुंभे णाममेगे विसप्पिहाणे.**

ચાર પ્રકારના કુંભ કહે છે :- (૧) અમૃતનો ઘડો અને અમૃતનું ઢાંકણું. (૨) અમૃતનો ઘડો અને વિષનું ઢાંકણું. (૩) વિષનો ઘડો અને અમૃતનું ઢાંકણું (૪) વિષનો ઘડો અને વિષનું ઢાંકણું-એટલે જેને સંતસમાગમની જોગવાઈ નહિ અને હોય તો સાંભળે નહિ. ઉપરાંત કહે છે કે તમે ધર્મ સાંભળો, અમે તો તમારા વિમાનના દાંડિયા પકડીને ચાલ્યા આવશું. બહારથી શરીર સારું નહિ, લક્ષ્મીની જોગવાઈ નહિ એટલે વ્યવહારે અને પરમાર્થે અકૃતપુણી છે. આવા જીવ ચારે ગતિમાં રખડે છે. બીજો વર્ગ અમૃતનો ઘડો અને ઝેરનું ઢાંકણું એટલે શરીર સારું નથી અને લક્ષ્મીની જોગવાઈ નથી. તે પૂર્વના પાપનો ઉદય છે પણ ધર્મની ધગશ છે, જ્ઞાનીનો અંદરથી આદર છે તે અમૃતનો ઘડો અને ઝેરનું ઢાંકણું તે પરમાર્થે કૃતપુણી છે, અને વ્યવહારે અકૃતપુણી છે. ત્રીજો વર્ગ :- ઝેરનો ઘડો અને અમૃતનું ઢાંકણું એટલે બહારથી સારું શરીર, લક્ષ્મી વગેરેની જોગવાઈ ખરી પણ ધર્મ-વીતરાગશ્રુત સાંભળવાની અંદરથી જોગવાઈ નથી તે ઝેરનો ઘડો અને અમૃતનું ઢાંકણું, એટલે પરમાર્થે અકૃતપુણી અને વ્યવહારે કૃતપુણી છે. પુણ્યનો ઉદય છે પણ સંત સમાગમની લાગણી નથી. આ રાજા વ્યવહારે અને પરમાર્થે કૃતપુણી છે એટલે વ્યવહારે

શરીર સારું, બધુંય સુખ. વચનને ઝીલનારા નોકરો હજૂર પાસે ઊભા છે. વચન છૂટે ત્યાં 'ધન્ય અમારા ધણીને' એમ વચન ઝીલનારા છે. એટલે બહારથી પુણ્યની સાહેબીનો કાંઈ પાર નથી અને અંદરમાં સત્ સમાગમ કરવાની ઊંડી ધગશ છે. ભગવાન કઈ દિશાએ વિચરે છે તેના સમાચાર દરરોજ મંગાવે છે. સત્‌નો આદર છે અને પરમાર્થે પણ કૃતપુણી છે. તેની રાણી વગેરે પણ બધા કહ્યામાં છે અને ધર્મની ધગશ પણ પૂરેપૂરી છે.

આ પાઠની અંદર ચાર ભાંગા બતાવ્યા, તેમાં તમારો કયો ભાંગો? જે હોય તે લાગુ પાડજો. આ બધું વિચારી અંતરમાં ખૂબ ઉતારજો. હજુ તેના ભાવ ભેદ ઘણા છે તે અવસરે.

---

**સંવત ૨૦૧૧ના શ્રાવણ વદ ૫ ને રવિવાર તા. ૭-૮-૫૫.**

પરિપૂર્ણ કેવળજ્ઞાનની અંદર નિર્ણય થયેલ અફર તત્વ, તેનું નામ તે સિદ્ધાંત.

ભગવતી સિદ્ધાંતનું વાંચન ચાલે છે. સિંધુસૌવીર દેશ અને વીતીભય નગરનાં દૃષ્ટાંત અપાઈ ગયાં છે. તે નગરમાં કોણ કોણ પાત્રો છે, તેનાં નામ કહે છે. મૃગવન નામનું ઉદ્યાન છે. પદ્માવતી રાણી છે. તેનો અંગજાત અભિચી કુમાર છે. તેનો કેશીકુમાર નામનો ભાણેજ છે. તેમાં ઉદાયન રાજાનો અધિકાર જાણવા યોગ્ય છે.

ઉદાયન રાજા વ્યવહારે અને પરમાર્થે કૃતપુણી છે. અમૃતનો ઘડો અને અમૃતનું ઢાંકણું તે પુણ્યાનુબંધી પુણ્ય કહેવાય છે.

શ્રી વીતરાગ દેવ, ભગવાન મહાવીર દેવ એમ કહેતા હતા. શુભ ભાવથી, ભલા ભાવથી, પ્રશસ્ત રાગના ભાવથી, જે બંધ થાય તે પુણ્ય બંધ છે. પણ સાથે જો પરભાવમાં મારાપણાની માન્યતા કરી બેઠો હોય તો તે પરભાવની ઊંધી માન્યતાના કારણે ઘાતી કર્મનું બંધન કર્યું. હું કરું અને મેં કર્યું તેમ કર્તૃત્વ બુદ્ધિને પોષતો અને તેને પોતાની માનતો થકો, પોતે પોતાના આત્મ-ગુણની ઘાત કરે છે. શુભ રાગનો, પુણ્ય ભાવનો આદર કરવાથી પુણ્ય તો બંધાણું. તે પુણ્ય બાહ્યમાં સગવડતાનાં નિમિત્તો દેખાડશે. અઘાતી કર્મના સંયોગરૂપે જરૂર તે પુણ્ય દેખાશે; પણ અંતરમાં જે મિથ્યાત્વ બાંધ્યું, તેનાથી અને અજ્ઞાનથી આત્મઘાત કરે છે.

અંતરંગમાં ઘાતીકર્મ જે પોતાના સ્વગુણની ઘાત કરવામાં નિમિત્ત છે તેને ટાળવારૂપ જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપરૂપ રત્નચારનું લક્ષણ શું, તે વિચારતો નથી અને પરપદાર્થનું લક્ષ કરે છે. જ્ઞાનનું લક્ષ કરતો નથી પણ પુણ્યનું જ લક્ષ કરે છે. પરભાવનું જ લક્ષ કરે છે. પુણ્યભાવનું લક્ષ હોવાથી, પરાધીનતામાં શુભ બુદ્ધિ હોવાથી, તે જીવને પુણ્ય બંધાણું તેનું અઘાતીરૂપ ફળ તો દેખાશે પણ તેનો ભોગવટો કરીને દુર્ગતિમાં ચાલ્યો જશે. કારણ અજ્ઞાન અને મિથ્યાત્વભાવે પુણ્ય બંધાણું છે. વિષનો ઘડો અને અમૃતનું ઢાંકણું છે તેને પાપાનુબંધી પુણ્ય કહેવાય છે. હવે તે પુણ્યભાવને ટાણે અનિત્યનો આદર અને નિત્યજ્ઞાતા, દૃષ્ટા, જ્ઞાયક તત્ત્વનો અનાદર કરે છે તેથી પુણ્યફળના ઉદય ટાણે બહારની વસ્તુ, સ્ત્રી, પુત્ર, ધનાદિ, મોટર, એ બધુંય મળશે પણ મોહ પમાડવાનાં નિમિત્તો દેખાડશે. અજ્ઞાનનું ફળ, ઘાતી કર્મનો

ઉદય તે પણ આત્માના ગુણની ઘાત કરવામાં તેને ઉપકારી નિમિત્ત બનશે.

સાચી સમજણ પૂર્વક, જિજ્ઞાસા પૂર્વક એક સામાયિકની પછવાડે પૂર્ણતા પ્રગટો. બીજું કાંઈ જોઈતું નથી. એક ઉપવાસની પછવાડે મારે મારા અણાહારિક સ્વભાવ સિવાય બીજું કાંઈ જોઈતું નથી. એમ સમ્યગ્ જ્ઞાનપૂર્વક જે સહેજે પુણ્ય બંધાય છે તે અમૃતનો ઘડો અને અમૃતનું ઢાંકણું છે તે પુણ્યાનુબંધી પુણ્ય છે. તે પુણ્યના ટાણે નિત્ય જ્ઞાતાના જ્ઞાનનો આદર અને અનિત્ય ભાવનો અનાદર છે, તેથી તે પુણ્યના ઉદય ટાણે મહાન સમર્થ જ્ઞાનીનો ભેટો થતાં, તીર્થંકર દેવનો ભેટો થતાં, એક જ વાણીનો આદર બહુમાન થતાં સર્વ પરભાવને ત્યાગી દઈને વીતરાગ માર્ગે ચડીને પોતાનું સર્વ કાર્ય સિદ્ધ કરશે. તેના સિદ્ધાંતમાં ઘણા દાખલા છે.

શ્રેણિક મહારાજા ચોથે ગુણસ્થાનકે છે. તેને ઊંચામાં ઊંચું પુણ્ય–તીર્થંકર નામકર્મ બાંધ્યું છે. આવતી ચોવીશીમાં બાહ્યમાં ઘણી સામગ્રી મળશે, છતાં તેને ત્યાગી દઈને તીર્થ–પ્રવર્તક, તીર્થંકર દેવ થશે.

**ન્યાય :–** બાહ્યનું અશાંત વાતાવરણ હોય એવા બાહ્યના અશાંત વાતાવરણ વચ્ચે અપૂર્વ શાંતિ રાખવા ધારે તો રાખી શકાય છે. એક લક્ષાધિપતિ શેઠ હતા. તે પોતે તત્ત્વજ્ઞ હતા. ધર્મત્વને પામેલા હતા. શુદ્ધ, નિર્મળ, ધર્મભાવનામાં ઓતપ્રોત રહે તેવું આચરણ રાખતા હતા. આત્મદશાની સંપૂર્ણતા માટે ધર્મકરણી કરતા હતા. દાનની કરણી કરતા હતા. સામાયિકની કરણી કરતા હતા. આ

બધી ધર્મકરણીની પછવાડે પોતાની દશાની પૂર્ણતાનો જ હેતુ હતો. આત્માની શ્રદ્ધા જીવતી અને જાગતી હતી. આ અશાશ્વત સંયોગની કામના નથી પણ મારો પ્રયાસ મોક્ષધામમાં પહોંચવાનો છે. સિદ્ધ દશા જ મેળવવાની છે, એ દશાએ મોક્ષ, જ્ઞાન-દર્શન-ચારિત્ર અને તપની સતત્ અવિશ્રામ આરાધના કરવાથી મલી શકે, તેમ તે સચોટપણે માનનારા હતા. તેથી આત્મા સાથે ઐક્યતા, તન્મયતા સાધવા માટે પુરુષાર્થ કરતા હતા. શ્રદ્ધાપૂર્વક ગૃહસ્થાશ્રમ ચલાવતા હતા, તેની પત્ની એક કર્કશા સ્ત્રી હતી પાંચે ઈન્દ્રિયોના વિષયભોગોમાં તલ્લીન હતી એક વખત તેણીએ પોતાના પતિ સાથે એક નજીવા કારણ માટે ભયંકર કજિયો કર્યો, છતાં શેઠ જરાય ગુસ્સે થયા નહિ. જાણ્યું અને જોયું, પણ ગુસ્સો ન કર્યો. તેથી પત્ની બમણા જોરથી લડવા લાગી. લડવાડ થતાં પણ પતિ ગુસ્સે ન થયો. તે તેના ભાવે, હું મારા ભાવે પણ તેના સામે ક્રોધ કરવો તે મારો સ્વભાવ નથી, આમ લક્ષ રાખ્યું તેથી તેની સ્ત્રી વધારે ગુસ્સે થઈ. ખૂબ ખીજાઈને એક પાણીની ડોલ શેઠ ઉપર ઠાલવી ત્યારે શેઠે પોતાની પત્નીને ઠંડે કલેજે કહ્યું કે "ગર્જના થયા પછી વરસાદ આવવોતો જોઈએ ને ?" કેવી અપૂર્વ શાંતિ ! આ બધો ધર્મનો પ્રતાપ છે. આધ્યાત્મિક તત્ત્વ, શેઠની સમીપ અને અંતર્ગત હતું, તેને શેઠે અંશે અંશે અનુભવ્યું હતું. તેમણે અંતરમાં આત્મ-સ્વરૂપ અનુભવેલું હતું. તેમનાં આચરણ અને ચારિત્ર આવાં અશાંત વાતાવરણમાં પણ અજબ કામ કરે છે અને પોતાની શાંતિને સંભાળી લીએ છે. એ પરિવર્તન જ આત્મા-સ્વરૂપના વેદનની સાક્ષી પૂરે છે વળી થોડા દિવસ બાદ એક વખત તે જ શેઠની પત્નીએ તેના મિત્રોની હાજરીમાં શેઠનું એવું તો ભયંકર અપમાન કર્યું કે એક થપ્પડ લગાવી દેવાની હદે ચડી ગઈ. બેઠેલા મિત્રોએ

આ બધું જોઈને શેઠને કહ્યું "આવી અસભ્ય, નાલાયક અને કલહખોર પત્નીને તો ચૌદમું રત્ન ચખાડવું જોઈએ." મિત્રોનું કથન સાંભળીને શેઠે કહ્યું કે "તમારા બધાયની આગળ મારા ઘરના તમાસા–નાટક ઉઘાડા કરવા માગતો નથી. તમો બધાય જોયા કરો અને જેમ કૂતરાંને લડતાં જોઈને મહોલ્લાનાં છોકરાંઓ તાલીઓ પાડે તેમ તમો પણ તાલીઓ પાડો, એમ હું જોવા ઇચ્છતો નથી. વિશેષ, મારા ઘરના તમાસા ઉઘાડા પાડવા નથી."

અહીં કથાકાર કહે છે કે આ શેઠનાં વચનો અંતરના ઊંડાણમાંથી બોલાયેલાં છે. તેની પાછળ શેઠના આત્માનો ઝણકાર છે. એમના શબ્દો માત્ર ખાલીખાલી બોલાયેલા નથી, પણ એમની પાછળ એમના આત્માનું પ્રેરણાત્મક બળ મુકાયેલ છે. શબ્દોની પાછળ તેમનો આત્મા રમત રમી રહ્યો છે. કથાકાર કહે છે કે તત્ત્વજ્ઞાનના બે પ્રકાર છે :–

૧. મુખથી માત્ર જ્ઞાનની લૂખી, લૂખી વાતો અને ચર્ચાવાળું તત્ત્વજ્ઞાન.

૨. તમામ ચર્ચાઓને આચરણમાં મૂકી હોય તેવું તત્ત્વજ્ઞાન.

પહેલા કરતાં બીજો પ્રકાર અનેકગણો શ્રેષ્ઠ છે. કારણ કે ક્રિયાત્મક જ્ઞાન જ માણસનું દારિદ્ર ફેરવવા–ફેડવા કામિયાબ બને છે, સમર્થ બને છે. મિથ્યાત્વ આદિ વીશ આશ્રવ, દારિદ્ર છે. સમ્યક્ત્વાદિ તે સાહુકાર છે.

શેઠ તત્ત્વજ્ઞ હતા. ઉપરાંત સાધુપુરુષ જેવા પણ હતા. તેણે પોતાનાં જીવનના તાણેવાણે તત્ત્વદર્શનને ગૂંથ્યું હતું, પરંતુ તેને સ્ત્રી કુભાર્યા મળી હતી. તેનો ગૃહસ્થાશ્રમ અશાંત હતો, છતાં તે

અશાંતિને પોતાના જ્ઞાનથી હગાવી બનાવી હતી. તે શેઠ શાંતિના ઊંડા ભાગમાં ઊતરી ગયા હતા. અંદરમાં દિવ્ય અને અસાધારણું સમતોલપણું પ્રાપ્ત થયું હતું.

કેવળજ્ઞાનની વાતો સૂક્ષ્મ છે.

"भणंता अकरेन्ता य, बन्धमोक्खपइण्णिणो ।
वायावीरियमेत्तेण, समासासेन्ति अप्पयं ॥

ઉ. સૂ. અ. ૬ ગા. ૯

'હું શુદ્ધ છું, બુદ્ધ છું" એમ ભણે છે, પણ 'અકરંતાય' એટલે કરતો નથી બંધ, મોક્ષ, પર્યાયમાં છે, પણ સ્વભાવમાં નથી એમ ભણંતા–એટલે "વાયા વીરિયમિત્તેણું" એમ વચન-વીર્યથી પોતાના આત્માને આશ્વાસન આપે છે. પણ આત્માનો ઉદ્ધાર થાય તેમ કરતા નથી તે બધાય અજ્ઞાની છે, પણ ક્રિયા તેની જડ હોઇને પાંગળી છે. બન્નેમાથી કોઇ, આત્માનો સાક્ષાત્કાર કરાવી શકતા નથી, પણ ક્રિયાત્મક જ્ઞાન જ મોક્ષમાં પહોંચાડી શકે છે.

આધ્યાત્મિક ભાવનાને ખેડી રહેલા શેઠને એક વખતે સત્વશીલ સંત, સાધુપુરુષનો ભેટો થયો સંતપુરુષની આધ્યાત્મિક રસથી ભરેલી એક જ વાણી સાંભળી. પૂર્વના પુણ્યના ઉદયે સાધન–સામગ્રીનો પાર નથી, છતાં મહાત્માની વાણી સાંભળીને પોતાની ચેતના શકિતમાં પોતાના ઉપયોગની એકાગ્રતા કરીને આ શેઠ પોતાના સ્વરૂપમાં અભેદ થઇ ગયા. આખો સંસારભાવ અંદરમાંથી છોડી દઇને પોતાની પત્નીને સમજાવી દઇને પુત્રને ઘરનો ભાર સોંપી દીધો. પોતે વીતરાગ માર્ગે–અપૂર્વ માર્ગે–અમૃત માર્ગે ચડી જઇને આ શેઠે કલ્યાણ કરી લીધુ.

જ્યારે પુણ્યાનુબંધી પુણ્ય ઉદયમાન હોય ત્યારે એક જ સંતની વાણી સાંભળે તો જરૂર આત્મકલ્યાણ કરે. સમ્યગ્જ્ઞાનપૂર્વક બંધાએલું પુણ્ય, દ્વાદશાંગી સામગ્રીને દેખાડશે. સાચી સમજણ અને સ્વરૂપની જાગૃતિના વેદનમાં જે કાંઈ પુણ્ય બંધાય છે તે ઘણી સાહેબી બતાવશે અને ત્યાં કોઈ સંતપુરુષની વાણીનું નિમિત્ત મળતાં જરૂર બધીય સાહેબીને ફગાવી દેશે. માટે તત્ત્વજ્ઞાની બનો. તીર્થંકર દેવને છ ખંડનાં રાજ્યો મળ્યાં તે પૂર્વના પુણ્યાનુબંધી પુણ્યનું ફળ છે. અઘાતી કર્મનો ઉદય બાહ્યમાં ઘણો સંયોગ દેખાડે છે. તે બધાને ત્યાગીને તીર્થંકરો વીતરાગ માર્ગે ચાલ્યા જાય છે, તેથી પુણ્યમાં પણ જબરા અને ગુણમાં પણ જબરા છે. દશ ચક્રવર્તીઓ પણ પુણ્યાનુબંધી પુણ્યવાળા છે.

હવે જોઈ લીઓ, પાપાનુબંધી પુણ્યવાળા જીવો. બે ચક્રવર્તીઓને અઘાતીકર્મરૂપે પુણ્યનો સંયોગ થયો. છ ખંડનાં રાજ્યો મળ્યાં, પણ પુણ્યના ભોગવટા ભોગવીને સાતમી નરકે ચાલ્યા ગયા. એક સમય પહેલાંનો 'અન્નદાતા', એવો બ્રહ્મદત્ત ચક્રવર્તી અને એક સમય પછી અન્ન અને પાણી પણ ન મળે તેવા 'અપર્ઈઠાણુ" નરકાવાસામાં ચાલ્યો ગયો. પૂર્વનાં પુણ્યને ભોગવીને પાપનાં પોટલાં બાંધ્યાં, તે પાપાનુબંધી પુણ્ય કહેવાય છે.

પૂણીઆ શ્રાવકને બાહ્યની સામગ્રી જરાય નથી પણ ધર્મની ઘણી રુચિ છે, તેને લીધે તે દેવલોકમાં ગયા. ગુણમાં જબરા હોવાથી એક અવતાર કરીને મોક્ષમાં જશે, તે પુણ્યાનુબંધી પાપ છે.

જેને બહારની સામગ્રી નથી અને ધર્મનો પણ નકાર છે, રુચિ નથી, એટલે કે તેવા જગતના જીવો, વિષય–કષાયના ભિખારીઓ, મરીને દુર્ગતિમાં જશે, તે પાપાનુબંધી પાપ કહેવાય છે.

———

## સંવત ૨૦૧૧ના શ્રાવણ વદ ૬ ને સોમવાર તા. ૮-૮-૫૫.

માંગલ્યકારી પંચપરમેષ્ઠીને સ્વરૂપ લક્ષે નમસ્કાર કરીને સિદ્ધાંતથી જ્ઞાનીઓએ સમજાવ્યા. પરિપૂર્ણ જ્ઞાનમાં નિર્ણય થયેલ અફર તત્ત્વોનું નામ, તે 'સિદ્ધાંત'

ભગવતીજી સિદ્ધાંત વંચાય છે. તેનું ૧૩ મું શતક, છઠ્ઠો ઉદ્દેશો, ઉદાયન રાજાનો અધિકાર ચાલે છે. આ રાજાને પદ્માવતી નામે રાણી અને અભિચીકુમાર નામે પુત્ર છે. આ રાજા વ્યવહારે અને પરમાર્થે, બાહ્ય અને આંતરિક, બન્ને રીને કૃતપુણી છે.

આ રાજાને પૂર્વે લોકોત્તર પુણ્ય બંધાએલ છે. આવું લોકોત્તર પુણ્ય કેવી રીતે બંધાય છે. તેની વાત સમજાવે છે. સહજ સ્વભાવની રમતડીમાં પુણ્ય બંધાય તે લોકોત્તર પુણ્ય છે. જો કે રાગાદિની અવસ્થા નથી, છતાં પૂર્ણ રાગ ન ટળ્યો હોવાથી પ્રશસ્ત રાગ થઈ જાય છે અને પુણ્યનો નકાર થઈ જાય છે, છતાં પણ મહાન લોકોત્તર પુણ્ય, ધર્માત્માને બંધાય છે. "ત્યાગે તેને આગે અને માંગે તેને આઘે" પુણ્યની ઈચ્છા નથી. તેને સહેજે શુભ નિમિત્ત આવે, પણ જે કાંઈ આવે તેને જાણે.

લોકોત્તર માર્ગના ઉપદેશના શબ્દો કેટલાકને અજાણ્યા લાગે. તેના ભાવાર્થ અને પરમાર્થ સમજવાની રુચિ કરો એટલે કે સ્વભાવનો આદર કરો. પોતાના સહજ સ્વભાવની વાત છે. નિજ ઘરની વાત છે. તેની રુચિ તે અવિનાશી શાંતિ પામવાનું માંગલિક છે. તેને જાણ્યા વિના ધર્મને પામવાનો બીજો કોઈ ઉપાય નથી. ધર્માત્મા એમ વિચારે છે કે દેહમા રહેલો પવિત્ર જ્ઞાનાનંદ, શાંત, ભગવાન આત્મા છે. તેની સાથે રહેલાં પૂર્વનાં આઠ કર્મની ઝીણી

ધૂળ તે મારાથી જુદી છે. શુભાશુભ કર્મની ધૂળ મારા જ્ઞાન સ્વભાવને બાધા કરનારી નથી. હું એક છું, જ્ઞાનમય છું અનુકૂળ સંયોગોનો મને આદર નથી. તે બધાયથી હું જુદો છું શુભાશુભ પૂર્વ કર્મના યોગે, પરિણામ થઈ આવે, પણ હું તેનો જાણનાર છું. હું એક મારા સ્વભાવને જાણુંછું તેમાં રાગાદિ મળનો જરાય મેળ નથી. કોઈ પણ પરભાવ કે રાગનો આદર નથી. પણ હજુ અધૂરી અવસ્થા છે, તેથી રાગ થઈ જાય છે અને સહેજે સહેજે પુણ્ય બંધાઈ જાય છે. આત્મભાવ વર્તતો હોવાથી પુણ્યનો નકાર છે. છતાં સહેજે પુણ્ય બંધાઈ જાય છે પુણ્યનો તેને બંધ પડે તેવી ઈચ્છા નથી. તેને સહેજે શુભ નિમિત્ત આવે પણ તે નિમિત્તોથી હું જુદો છું, એમ જાણે. પુણ્યાનુબંધી પુણ્યના નિમિત્તે શાતાકારી શુભ સામગ્રી મળે, દેવાદિના ભેટા થાય, મહાન જ્ઞાનીના ભેટા થાય.

આત્માના સહજ સ્વભાવના ભાન વિના પુણ્ય બંધાય તે તુચ્છ એટલે પાપાનુબંધી પુણ્ય બંધાય છે.

જ્ઞાનીએ ઊંચી વાત વહેતી મૂકી છે. તે જ્ઞાનીના અનુભવની વાત છે સમજીને સમજાવીએ છીએ. જે જીવ શુદ્ધ સ્વરૂપનો ખપી હશે, તે જીવ જલદી સમજી લેશે. જ્ઞાનીઓએ અનુભવના જોરમાં એટલે અનુભવપૂર્વક સૂક્ષ્મ રીતે, આત્માના ત્રણ ભાવ બતાવ્યા છે.

૧. સમ્યગ્જ્ઞાનપૂર્વક મંદ કષાયના ભાવ થાય છે. ધર્મ-કરણીના ભાવ થાય તે જ વાસ્તવિક રીતે શુભ ભાવ કહેવાય છે. શુદ્ધ સ્વરૂપમાં રુચિરૂપ ભાવ જો પુણ્યબંધનું કારણ છે, તો પણ મોક્ષમાર્ગમાં બાધક નથી, પણ સાધક છે.

મિથ્યાદષ્ટિને પણ શુભ ભાવ થાય છે. તે એટલા બધા વધી જાય કે દ્રવ્યલિંગીમુનિ થઈને, જૈનનો મુનિ થઈને નવમી ગ્રૈવેયક સુધી જાય છે, અહમેન્દ્ર થાય છે. પરંતુ તે મોક્ષમાર્ગમાં સાધક નથી થતા, તેથી તેને પરમાર્થે શુભ કહેવાય નહિ, પણ અશુભ છે. પુણ્યબંધની અપેક્ષાએ શુભ છે. મિથ્યાદષ્ટિ, પાપાનુબંધી પુણ્ય બાંધે છે. તે પરંપરાએ મોક્ષના સાધક નથી, પણ સંસારના સાધક છે અને મોક્ષમાર્ગમાં બાધક છે. સમ્યગ્દષ્ટિ જે પુણ્યાનુબંધી પુણ્ય બાંધે છે, તે બંધનાં કારણ હોવા છતાં મોક્ષમાર્ગમાં સહકારી થાય છે. 'ખૂબ પકડજો,' જે કોઈ જીવ પુણ્ય કર્મના નિમિત્તે, ભોગોની ઈચ્છારૂપ નિદાનબંધથી નવીન શુભ કર્મ કરે છે તે પાપાનુબંધી પુણ્યકર્મ બાંધે છે. તે કર્મરૂપી રાજા ભવિષ્યકાળમાં ભોગોને આપે છે, ત્રણ ખંડના ભોગોને આપે છે. જેમ વાસુદેવ સામે પ્રતિવાસુદેવ. નિદાનથી પ્રાપ્ત ભોગો રાવણ સમાન, પરંપરાએ નરકાદિનાં દુઃખ પ્રાપ્ત કરાવી દેશે.

સમ્યગ્દષ્ટિ જીવ નિર્વિકલ્પ સમાધિને પામીને તેમાં ટક્યા. તેમાં સ્થિત નહિ રહેતાં ફરીવાર ટકવા માટે પુરુષાર્થ કરે છે. ટકવાને અસમર્થ થાય છે ત્યારે યમ, નિયમ, જપ, તપ, દાન, શિયળ, દયા, ભક્તિ આદિ કરે છે. તથાપિ તે નિદાન કરીને આકાંક્ષા કરતો નથી, તે પુણ્યાનુબંધી પુણ્ય બાંધે છે. તે પુણ્યકર્મ આગામી કાલમાં ચક્રવર્તી, વાસુદેવ, બળદેવ, તીર્થંકર આદિના ઐશ્વર્ય દેતું થકું ઉદય થાય છે, તથાપિ પૂર્વજન્મમાં ભાસિત ભેદવિજ્ઞાનની વાસનાના બળથી વિષયસુખ વધારવાવાળા રૂપને પેદા કરતો નથી. તે ભરતેશ્વર આદિના સમાન સમજવા.

આત્મદ્રવ્ય એકવાર સમ્યક્ પરિણામી થયા પછી કદાચ તે આત્મા પૂર્વ કર્મના કારણે નરકમાં જાય. ત્યાં તે આત્મા નરકની અનંત વેદના પણ સમાધિથી ભોગવે છે. વેદનાને લઇને બૂમો પડાઈ જાય તો તે પણ પ્રકૃતિના કારણે છે, છતાં તે વખતે તેનો આત્મા જાણે છે કે "આ હું નથી, તે મારાથી જુદા છે. માટે શાન્તિથી ભોગવ તે ક્ષણિક છે. હું અવિનાશી છું" આમ અનંત નરકની વેદનામાં સમ્યક્ પરિણામી આત્મદ્રવ્ય પોતાની શાન્તિને વેદે છે. તે જ સમ્યગ્ દશાનુ મહાત્મ્ય છે. સમ્યગ્દષ્ટિ આત્મા, સંપત્તિમાં કે આપત્તિમાં કર્મ ખપાવે છે, અને મિથ્યાદષ્ટિ આત્મા કર્મ બાંધે છે. એક તરે છે અને બીજો ડૂબે છે. સમ્યગ્દષ્ટિ આત્મા છ ખંડનાં પુણ્ય ભોગવતો હોય, વિષય સુખનાં સાધન હોય, સ્ત્રીરત્ન પાસે હોવા છતાં તે જીવ એમ વિચારે છે કે "આ તે હું નહિ. પરભાવ અને પરદ્રવ્ય તે હું નહિ. વિકાર તે હું નહિ. હું ત્રિકાળ નિર્વિકારી છું" એમ વિચારીને તે આત્મા યથાખ્યાત-ચારિત્રની ભાવના ભાવે છે. તે ભાવના અને રુચિરૂપ ભાવ તે પુણ્યબંધના કારણો છે. તે બાધકરૂપ નથી, પણ મોક્ષમાર્ગમાં સાધક-રૂપ છે, પુણ્ય, પુણ્યમાં પણ ઘણું જ અંતર રહેલ છે તે સમજવાની ખાસ જરૂર છે. આ ન્યાયવાતમા ત્રણ વાત મૂકી છે તે પકડજો.

૧. ભયંકર નરકગતિમાં પૂર્વ ભૂલ, એટલે નિર્મળ દષ્ટિની ભૂલ. (નિર્મળ દષ્ટિ ચૂકયો) તે ભૂલને કારણે નરકમાં ગયો. ત્યાં અનંત અગવડતાના સંયોગો મળ્યા છતાં પણ, ધર્માત્મા જીવ પોતાના નિરુપાધિક પુરુષાર્થને વધારનો થકો અનંત શાંતિ ભોગવે છે.

**શ્રેણિક રાજાનું દષ્ટાંત :-**

રાજા શ્રેણિક શિકાર કરવા જાય છે. એક ગર્ભવતી મૃગલીને મારે છે. તેમાં રહેલા બે બચ્ચાં અને મૃગલી એમ ત્રણેને વીંધી

નાખે છે. શિકાર કરવા જતી વખતે આર્તધ્યાન હતું. શિકાર કર્યો પછી ગર્વ કર્યો, તેથી રૌદ્રધ્યાન કર્યું, જેથી નરકનું આયુષ્ય બંધાઈ ગયું. પછી અનાથી મુનિના સમાગમે ધર્મ પામ્યા અને ધનાજીના નિમિત્તે ભગવાનપદને પ્રાપ્ત કર્યું. અત્યારે નરકમાં છે, છતાં શાંતિ ભોગવે છે.

૨ પુણ્યાનુબંધી પુણ્યના કારણે છ ખંડમાં અનેક પ્રકારના સગવડતાના સંજોગો મળ્યા છતાં ધર્માત્મા જીવ તે સગવડતાને જોતો નથી. પણ પોતાના નિર્મળ પવિત્ર સ્વભાવમાં બેહદ શ્રદ્ધા અને બેહદ જ્ઞાન (પુણ્ય બાંધતી વખતે પોતાના સ્વભાવનું ખૂન કર્યું નથી, તેથી ભોગવતી વખતે પણ ખૂન થતું નથી) અને સ્થિરતાનો પુરુષાર્થ વધારતા, વધારતા શાંતિ ભોગવે છે. જ્ઞાની કહે છે કે મારા જ્ઞાનના પુરુષાર્થને સારા કે નબળા સંયોગો કાંઈ કરી શકે તેમ નથી. અનિત્ય સંયોગો મારા જ્ઞાનસ્વભાવને કાંઈ કરી શકે તેમ નથી.

૩. બાહ્ય સાધનો સારાં હોય તો જ ધર્મ થાય, શરીર સારું હોય તો જ ધર્મ થાય, સાધનો સારાં ન હોય તો ધર્મ ન થાય અને શરીર સારું ન હોય તો ધર્મ ન થાય, તે વાતને તું મગજમાંથી કાઢી નાખ. આખું શરીર ઘાણીમાં પીલાય, છતાં કેવળજ્ઞાન લઈને મોક્ષમાં ચાલ્યા ગયા છે. પોતાનો સ્વાધીન સ્વભાવ કોઈ પણ નિમિત્તની અપેક્ષા રાખતો નથી.

આ ત્રણ વાત ત્રિકાળી સત્ય છે. તેમાં શંકા કે સંદેહ નથી.

પૂર્વના પુણ્યના યોગે દુનિયાની સાહેબી મળ્યા વિના રહેવાની જ નથી. યશોકીર્તિનો યોગ હોય તો તે પણ મળ્યા

વિના રહેવાની નથી. પુણ્યાનુબંધી પુણ્યના યોગે મળેલી સામગ્રી આત્માને બેહોશ કરતી નથી, કારણ કે પૂર્વે અજ્ઞાનપણે બાંધ્યું નથી આત્મ-ભાન ભૂલીને પુણ્યના વિપાકને આધીન થાય, તો મરીને દુર્ગતિમાં જાય. જેમકે કુંડરીક, બે ચક્રવર્તી, રાવણ આદિ ભાન ભૂલ્યા, તો માર્યા ગયા.

પુણ્યાનુબંધી પુણ્યવાળાને આસક્તિ ઓછી હોય છે તેથી સંસારથી ખસતાં વાર લાગે નહિ પુણ્યાનુબંધી પુણ્યવાળો પુણ્યને ભોગવે પણ તે હેય માનીને. જેમકે ભરત ચક્રવર્તી અને આદિનાથ ભગવાન. આદિનાથ ભગવાનને ૮૪ લાખ પૂર્વનું આયુષ્ય હતું. ૮૩ લાખ પૂર્વ સુધી પુણ્યનાં ફળને ભોગવ્યાં, પરંતુ હેય માનીને ભોગવ્યાં.

**દૃષ્ટાન્ત :-**

વાઘને પાળવાવાળો વાઘને રમાડે પણ પોતાની ચામડી ચાટવા ન આપે, કેમકે વાઘમાં એક ગુણ છે કે ચામડી ચાટી અને મીઠાશ લાગી તો દાંત બેસારતાં વાર ન કરે અને મારી પણ નાખે. તેથી રમાડનારો ચામડી ચાટવા ન આપે. તેવી રીતે પુણ્યાનુબંધી પુણ્યવાળો, સ્વરૂપની જાગૃતિવાળો, પુણ્યને ચામડી ચાટવા ન આપે. એટલે પુણ્ય કે પુણ્યના ફળમાં ન રાચે, ન રમે.

જડ તે જડ છે. પુણ્ય, પાપ બન્ને જડ છે. એક સોનાની બેડી અને એક લોઢાની બેડી છે. બન્ને બેડી તો ખરીને ? તેમ સમકિતી જીવ જાણે છે. પૂર્વનાં પ્રારબ્ધના કારણે સંસારમાં જોડાય, પણ પુણ્યની મીઠાશ ન હોય, કારણ કે પુણ્યાનુબંધી પુણ્યવાળાએ પૂર્વે જ્ઞાતાના જ્ઞાનનો જ આદર કર્યો છે, તેથી તે પુણ્યવાન

જીવને વીતરાગની એક જ વાણીનું શ્રવણ થતાં સંસારથી છૂટતાં વાર ન લાગે જેમકે એવંતા કુમાર આદિ. સંસારનાં સર્વ ભોગોને છોડીને, વીતરાગ માર્ગે ચડીને આત્માનું કલ્યાણ કરે છે. જ્ઞાની વિચારે છે કે સાધ્ય-સાધક ભાવે, જ્ઞાન ભાવે, આત્માના સ્વભાવમાં સમાઈ જવું, ઠરી જવું, દટાઇ જવું, લીન થઇ જવું, તે એક જ મારે માટે શ્રેય છે.

ધર્માત્મા વિચારે છે કે આત્માની સમાધિ, સાધક છે અને નિજ સ્વરૂપ સાધ્ય છે. સંવરદશા સાધક છે. અને નિર્જરા સાધ્ય છે, નિર્જરા સાધક છે અને મોક્ષ સાધ્ય છે. આત્માની રુચિ સાધક છે અને અખંડ સુખ સાધ્ય છે. અનુભવ દશા સાધક છે અને પૂર્ણ દશા સાધ્ય છે. આવી રીતે ધર્માત્મા જીવને આત્મભાવપૂર્વક જ્ઞાનનો પુરુષાર્થ વર્તતો હોવાથી રાગનો, દોષનો, મોહનો-પુણ્યનો સહેજે નકાર થતો જાય છે અને સહેજે સહેજે મહાન પુણ્યાનુબંધી-લોકોત્તર પુણ્ય બંધાઇ જાય છે. ભવિષ્યમાં સુખ, પુણ્ય કે સગવડતાની ઇચ્છા નથી. તેને સહેજે સગવડતાનાં નિમિત્તો આવે, તોપણ તેને જાણે અને માને કે "હું જુદો છું, આનાથી નિરાળો છું" પુણ્યના નિમિત્તે સંયોગો શાતાકારી દેખાય છે. ધન, લક્ષ્મી વગેરે શાતાકારી મળે, પણ તે શું કહે છે? તે પુણ્યમાં ગૂંચવાઇ જતા નથી. અજ્ઞાનપૂર્વક પુણ્ય બંધાય તો તે પાપાનુબંધી પુણ્ય છે.

ઘણા લોકો કહે છે કે આપણે ધરમ-ખરમની લપમાં પડવું નહિ. જ્ઞાનમાં વધારે ઊંડા ઊતરીએ તો આપણું બધુંએ ચૂકી જવાય અને બહુ વધારે ઊંડા ઊતરીએ તો 'મેડ' થઈ જવાય.

માટે જ્ઞાનમાં ઊંડા ન ઊતરવું. આપણા બાપદાદાએ માનેલો ધર્મ તે જ સાચો. આપણા બાપદાદાના ગુરુ કહે તેમ કરવું બીજા કહે તેમ ન કરવું પણ ભાઈ! 'હું કોણ અને પર કોણ?' સત્ય અને અસત્યની પરીક્ષા વિના આંધળી દોટે શાન્તિ નહિ મળે. કદાચ તે (ગુરુ બાહ્યમાં પૂજાતો હોય, હજારો લોકો તેનાં પુણ્યનાં કારણે બહુમાન કરતા હોય છતાં તેને સ્વાધીન સુખનો અંશ નહિ મળે. પરમાર્થે પુણ્યે મોટા તે મોટા નથી પણ ગુણે મોટા તે મોટા છે. લૌકિક પુણ્ય ઓછાં હોય તેને જગત, ઘેલા કહે છે. પરમાર્થે તો તે ગુણવાન છે, સ્વાભાવને પામેલા છે તેથી આત્મામાં ઘેલા નથી. સમજો! બળવાનપણે પવિત્ર સ્વભાવનો વિવેક વર્તે છે. ૧૨ાા દોકડાની સાહેબી, છતાં ભગવાને તેનાં વખાણ કર્યાં, તેવા પૂણિઆ શ્રાવકને સહજ આનંદ-સ્વભાવમાં એકાગ્રતા વર્તે છે. રાગભાવ ટળી ગયો છે. ત્રિકાળી, જ્ઞાની, ભગવાન આત્માનો તેને સ્વીકાર વર્તે છે. અલ્પકાળમાં તે પૂર્ણ થવાનો છે, શ્રી સુધર્મા સ્વામી કહે છે કે જેણે આત્મા જાણ્યો તેને ત્રણ લોકનો નાથ, વીતરાગ પ્રભુ તુષ્ટમાન થાય છે. એવી પરમ શુદ્ધિ અને પરમ બુદ્ધિ માટે અપૂર્વ ઉલ્લાસ લાવો. આ રાજા લોકોત્તર પુણ્યશાળી છે અને પુણ્યાનુબંધી પુણ્યવાળો છે. હજુ ઘણા ભાવ, ભેદ છે તે અવસરે કહેવાશે.

---

## સંવત ૨૦૧૧ના શ્રાવણ વદ ૭ ને મંગળવાર તા. ૯-૮-૫૫

માંગલ્યકારી પંચ પરમેષ્ઠીને ભાવપૂર્વક, સ્વરૂપલક્ષે નમસ્કાર કરીને સિદ્ધાતથી જ્ઞાનીઓએ સમજાવ્યા ભગવતીજી સિદ્ધાંત વંચાય છે. ભગવતી સૂત્ર, ૧૩મું શતક, છઠ્ઠો ઉદ્દેશો અને તેમાં ઉદાયન રાજાનો અધિકાર ચાલે છે. આ રાજા સિંધુસૌવીર દેશ

અને વીતીભય-નગરીનો ધણી છે. તેની અંદર જે પાત્રો આવી ગયાં તે બધાંયની આ રાજાને પ્રાપ્તિ થઈ છે. આ રાજાએ પૂર્વે ધર્મનું આરાધન કર્યું છે, સ્વરૂપનું આરાધન કર્યું છે તેથી લોકોત્તર પુણ્ય બંધાઈ ગયું છે તેને દરેક સામગ્રી પ્રાપ્ત થયેલ છે. આ રાજા વ્યવહારે અને પરમાર્થે કૃતપુણી છે.

૧ પરમાર્થે અને વ્યવહારે કૃતપુણી – મધનો ઘડો ને મધનું ઢાંકણું.

૨ પરમાર્થે અને વ્યવહારે અકૃતપુણી–ઝેરનો ઘડો ને ઝેરનું ઢાંકણું.

૩ પરમાર્થે કૃતપુણી અને વ્યવહારે અકૃતપુણી- મધનો ઘડો અને ઝેરનું ઢાંકણું

૪ પરમાર્થે અકૃતપુણી અને વ્યવહારે કૃતપુણી–ઝેરનો ઘડો અને મધનું ઢાંકણું

અજ્ઞાનપૂર્વક જે પુણ્ય બંધાય છે તે પાપાનુબંધી પુણ્ય છે.

સમ્યગ્જ્ઞાનપૂર્વક જે પુણ્ય બંધાય છે તે પુણ્યાનુબંધી પુણ્ય છે.

ઘણા જીવો કહે છે "આપણે ધર્મમાં બહુ ઊંડા ઊતરવા જેવું નથી. ઊંડા ઊતર્યા તે 'મેડ' થઈ ગયા." માટે આપણા બાપદાદાએ માનેલો ધર્મ તેજ સાચો અને તેના ગુરુ કહે તે જ સાચું. પણ જ્ઞાની કહે છે. 'હું કોણ અને પર કોણ' તેના ભાન વિના, સત્ય અને અસત્યની પરીક્ષા વિના તારી જેટલી દોટ છે તે આંધળી દોટ છે અને તેથી શાન્તિ નહિ મળે. પૂર્વ પુણ્યના કારણે જગતમાં ભગવાન તરીકે પૂજાતા હોય, છતાં તેને શાન્તિનો અંશ નથી.

જગતમાં પુણ્યે મોટા તે મોટા ગણાય છે. પણ પરમાર્થ માર્ગમાં પુણ્યે મોટા તે મોટા નથી પણ ગુણમાં મોટા તે મોટા છે.

૧ તીર્થંકર દેવ ગુણે મોટા અને પુણ્યે પણ મોટા.

૨ બે ચક્રવર્તી-પુણ્યમાં મોટા અને ગુણમાં મીંડાં.

૩ પૂણીઆ શ્રાવક-ગુણમાં મોટા અને પુણ્યમાં મીંડું.

૪ જગતના જીવો જેવા કે વિષયના ભિખારીઓ-પુણ્યમાં મીંડાં અને ગુણમાં મીંડાં.

બાહ્યથી પુણ્ય ઓછાં હોય તેને જગત, ઘેલા કહે પણ જ્ઞાની તેને મોક્ષમાં પહેલા કહે છે, કારણ કે આત્મામાં ઘેલા નથી અને બળવાનપણે પવિત્ર સ્વભાવનો વિવેક વર્તે છે. અનંતાનુબંધી ક્રોધાદિ કષાય અને રાગ ટાળી દીધા છે

ભગવાને કહ્યું કે આનંદ શ્રાવક એક અવતાર કરીને મોક્ષમાં જશે. ત્રિકાળી જ્ઞાનીના જ્ઞાનમાં આનંદ શ્રાવકનો, પૂણીઆ શ્રાવકનો, શ્રેણિકનો વગેરે ઘણા જીવોનો સ્વીકાર થઈ ગયો છે. સાચા જ્ઞાનમાં પૂર્ણ પવિત્ર શુદ્ધ આત્માનો સ્વીકાર છે તેને ભવભ્રમણ નથી. અલ્પકાળે પૂર્ણ શિવ, અચલ, અરૂપી પદને પામવાના છે.

શ્રી સુધર્મા સ્વામી કહે છે કે જેણે આત્માને જાણ્યો, માન્યો અને વેદ્યો તેના ઉપર ત્રણ જગતના નાથ, ભગવાન તુષ્ટમાન થાય છે, માટે જાગૃતિ લાવો. આત્માની પવિત્ર જાગૃતિના ઉલ્લાસમાં જે પુણ્ય બંધાય છે તેને પુણ્યાનુબંધી પુણ્ય કહેવાય છે. પરને પોતાનું માનવું તે જ્ઞાનીઓનો ખોરાક નથી, તે અજ્ઞાનીનો

ખોરાક છે. પરભાવ અને પરદ્રવ્યની શકિતને પોતાની માનવી, તે અજ્ઞાનીનો ખોરાક છે "હું પરથી જુદો છું. અસંયોગી જ્ઞાતા છું," તેમ પોતે પોતાને ભૂલીને રાગ-દ્વેષ, અજ્ઞાનભાવનું ગ્રહણ, અનાદિ કાળથી કરતો આવ્યો છે. ધર્મને નામે જડભાવનો-બંધભાવનો આદર અને અબંધ સ્વભાવનો અનાદર, અનાદિ કાળથી કરતો જ આવ્યો છે. જો ન કરતો હોત તો મોક્ષ થઈ ગયો હોત. તે ભૂલ ટાળવાનો ઉપાય, અભૂલ સ્વભાવને સમજવો તે છે. તેમાં પરભાવનો ત્યાગ થઇ જાય છે. અરૂપી, અતીન્દ્રિય, શુદ્ધ, જ્ઞાયક સ્વભાવ તે તું. તેને જડ દેહાદિ પરદ્રવ્યોની સહાય નથી. એવા નિરુપાધિક શુદ્ધ આત્માનું લક્ષ થતાં સહજ સ્વભાવનો આદર થાય છે અને પોતાને ચારિત્રની વૃદ્ધિ થાય છે. ઉદય અનુસાર આહારપાણી પણ છૂટી જાય છે. સહેજે અણાહારક પરિણામ થશે કે મારો સ્વભાવ અણાહારક છે. હું અતીન્દ્રિય, જ્ઞાતા-દ્રષ્ટા છું. લેવાની ઇચ્છા, મેલવાની ઇચ્છા તે મારો સ્વભાવ નથી. ઇચ્છામાં તો જીવ પોતાનું ખોઇ રહ્યો છે ઇચ્છા એ જ દુ:ખનું કારણ છે. અનેક પ્રકારની ઇચ્છાઓ તે મારું કાર્ય નથી. આમ જ્ઞાનીનાં પરિણામ થતાં અકષાયી આત્માના લક્ષે સાથે સાથે દેવ-ગુરુ-શાસ્ત્રની ભકિતની વૃત્તિ થઇ જાય છે. વીતરાગની વાણી સાંભળવાનો વેગ ઊપડી જાય છે અને તેમાં સહેજે સહેજે પુણ્યાનુબંધી પુણ્ય બંધાય છે, તોપણ સમ્યગ્-વિરતિવાળા જીવને આની ઇચ્છા નથી, તેથી અકષાય સ્વભાવ પ્રગટતો જાય છે. જ્યાં સુધી અકષાય ભાવ ન પ્રગટે ત્યાં સુધી ઊંચાં પુણ્ય પણ બંધાય નહિ જુઓ તો ખરા! ૪-૫-૬-૭ ગુણસ્થાને તીર્થંકર નામકર્મ બંધાઇ જાય છે. તેઓની ઇચ્છા પણ હોતી નથી અનંત ચોવીસીમાં અનંત તીર્થંકર થઇ ગયા તે બધાને "તારક" કહેવાય

છે. એ તારકોના અંતિમ ભવમાં તો શ્રી તીર્થંકર નામકર્મનો પ્રદેશોદય અને કેવળજ્ઞાન પછી તેનો વિપાકોદય હોય છે. હવે તે વિપાકોદય, અજોડ ઐશ્વર્યનો સાક્ષાત્કાર કરાવે છે. એ તીર્થંકરનું ચ્યવન પણ કલ્યાણકારી ગણાય. તેનો જન્મ કલ્યાણકારી ગણાય. તેની દીક્ષા–કેવળજ્ઞાનનું પ્રગટીકરણ અને તેઓનું નિર્વાણપદ પણ કલ્યાણકારી ગણાય છે. સદાકાળ દુઃખનો અનુભવ કરતા નારક જીવોને પણ તે કલ્યાણકોના સમયો આનંદ આપનારા બને છે. તો પછી અન્ય ગતિના જીવોને માટે પૂછવું જ શું? અંતિમ ભવમાં એ તારકોની એકપણ દશા અગર પ્રકૃતિની પ્રવૃત્તિ કોઇના પણ અકલ્યાણ માટે હોતી નથી. એ તારકો એકાંતે કલ્યાણમય જીવનને જીવનારા હોય છે. અંતિમ ભવમાં આવે ત્યારથી તે તારકો–તીર્થંકરો, દેવોથી અને દેવના સ્વામી ઇન્દ્રોથી સેવાય છે. એ તીર્થંકર જન્મે ત્યારે ઇન્દ્ર જાતે આવીને તેને મેરુ પર્વત ઉપર લઈ જાય. ત્યાં ઈન્દ્રાદિ દેવ–દેવીઓ તે તીર્થંકરની ઘણી ભક્તિ કરે છે અને ભક્તિ કરનાર દેવ પણ તે ભવ પછી મોક્ષ જવાવાળા હોય છે. પછી તે ઇન્દ્ર જાતે તે તારકોને પાછા મૂકી જાય છે. ભગવાન, ત્રણ નિર્મળ જ્ઞાન સહિત હોય છે. તે તીર્થંકર–તારક, ઇન્દ્રાદિ જે સેવા કરે છે તેને જ્ઞાતા–દૃષ્ટા, જ્ઞાયકપણે જાણે, પણ અહા! કેટલા દેવો મારી સેવા કરે છે તેમ જરાય ઉત્સુકતાને પામે નહિ અને જે ઇંદ્રાદિ સેવા કરે છે તેનાં સાડાત્રણ ક્રોડ રોમાચ્ચ ઉલ્લાસને પામે છે. અંતિમ ભવમાં જ્ઞાનપ્રધાન જીવનને જીવનારા તે તારકો એક પણ અનુચિત પ્રવૃત્તિને આદરતા નથી.

જોયાં, એ તારકોનાં બાહ્ય ઐશ્વર્ય? એ બધું શું સૂચવે છે? સમ્યગ્જ્ઞાનપૂર્વક પૂર્વે બંધાએલા પુણ્યના ઠાઠ છે. અજ્ઞાન–

પૂર્વકના પુણ્યના ઠાઠ આવા ન હોય માટે ભગવાન શ્રી જિનેશ્વર દેવનું બાહ્ય ઐશ્વર્ય છે. તે જન્મે ત્યારથી તે તારકો, ચાર (૧ થી ૪) અતિશયોથી સંપન્ન હોય છે. ચોત્રીશ અતિશયો નીચે મુજબ.

૧ તે તારકોનો પુણ્યદેહ અદ્ભુત રૂપ અને ગંધવાળો હોય, આરોગ્યયુકત હોય અને પરસેવાદિથી મલિન ન થતો હોય.

૨ તે તારકોનો શ્વાસોશ્વાસ પણ કમળની સુગંધ જેવો સુગંધ-યુકત હોય.

૩ તે તારકોના દેહમાં રહેલ લોહી અને માંસ, ગાયનાં દૂધ જેવાં સફેદ તેમ જ દુર્ગંધ રહિત હોય.

૪ તે તારકોનો આહાર-નિહાર વિધિ છે, તે ચર્મચક્ષુથી અદૃશ્ય છે.

૫ તેનું સમવસરણ યોજનપ્રમાણ ભૂમિમાં હોય પણ તેમાં કોટાકોટી મનુષ્ય-તિર્યંચ-દેવોનો સુખે-સુખે સમાવેશ થઈ જાય છે. કોઇને અગવડતા રહેતી નથી.

૬ તે તારકો દેશના આપે. કોઈ અપૂર્વ ધ્વનિ છૂટે પણ તે તારકોની વાણી મનુષ્ય – દેવ – તિર્યંચને માટે પોતપોતાની ભાષામાં પરિણામ પામે.

૭ તે તારકોનાં શિર પાછળ સૂર્યમંડલની શોભાને પણ વિટંબણા પહોંચાડે તેવું તે તેજોમય ભામંડળ હોય.

૮ તે તારકો જે સ્થળે વિચરતા હોય તે સ્થળથી ચારે દિશામાં ૨૫ યોજન સુધીમાં તેમજ ઊંચે અને નીચે ૧૨ા યોજન સુધીમાં રોગ ઉત્પન્ન થાય જ નહિ.

૯ તે તારકો હોય ત્યાં પરસ્પર વૈરભાવ ન થાય.

૧૦ ધાન્યને ઉપદ્રવ કરનાર કીડાઓની ઉપદ્રવકારી ઉત્પત્તિ થાય જ નહિ.

૧૧ રોગચાળો ફાટી નીકળે અને ટપોટપ મનુષ્ય મરી જાય એવું બને જ નહિ.

૧૨ અતિવૃષ્ટિ ન થાય.

૧૩ અનાવૃષ્ટિ પણ ન થાય.

૧૪ દુકાળ પડે નહિ.

૧૫ રાષ્ટ્રોમાં, એક રાષ્ટ્રથી બીજા રાષ્ટ્રને ભય ઉત્પન્ન થાય જ નહિ.

૧૬ આકાશમાં ધર્મપ્રકાશક ચક્ર રહે.

૧૭ આકાશમાં બે બાજુએ ચામરો વિંઝાયા કરે.

૧૮ આકાશમાં સ્ફટિકમય સિંહાસન સાથે જ હોય.

૧૯ આકાશમાં છત્રીના સ્થાને પણ છત્રો હોય.

૨૦ આકાશમાં રત્નમય ધ્વજ હોય.

૨૧ પગલું જમીન ઉપર પડે જ નહિ પણ આગળ સુવર્ણકમળો રચાતાં જાય અને તેના ઉપર પગલાં પડતાં જાય.

૨૨ સમવસરણ, રત્નના – સુવર્ણના – ચાંદીના એમ ત્રણ પ્રકારના ત્રણ કિલ્લાથી સુશોભિત જ હોય.

૨૩ સમવસરણમાં ભગવાન દેશના દેવાને માટે પૂર્વ દિશા તરફ બેસે, પરંતુ ચારે દિશામાં પ્રભુ સાક્ષાત બેઠા હોય, તેવું જોનારને લાગે તેવી રચના થાય.

૨૪ અશોકવૃક્ષની છાયા હોય.

૨૫ ભગવાન વિચરતા હોય ત્યાં કાંટા ઊંધે મુખે થઈ જાય છે.

૨૬ વૃક્ષો લચીલચીને નમે. એકેન્દ્રિય પણ નમે.

૨૭ દૂર દૂર સંભળાય તેવો દુદુંભી નાદ થતો હોય.

૨૮ વાયુ અનુકૂળપણે વર્તે.

૨૯ પક્ષીઓ પણ પ્રદક્ષિણા કરે.

૩૦ સુગંધવાળાં જળની વૃષ્ટિ થતી હોય.

૩૧ પાંચે વર્ણનાં પુષ્પની વૃષ્ટિ થતી હોય.

૩૨ વાળ અને નખ વધવા પામે નહિ.

૩૩ જઘન્યથી ક્રોડ દેવતાઓ, એક નિકાયના નહિ પણ ચારે નિકાયના મળીને ઓછામાં ઓછા ક્રોડ દેવતા, તે તારકો પાસે રહે છે.

૩૪ ઋતુઓનાં પ્રવર્તન પણ અનુકૂળ જ હોય છે. જન્મે ત્યારથી તે તારકો પ્રથમનાં ચાર અતિશયોથી સંપન્ન હોય છે. પછી કેવળજ્ઞાન પામે ત્યારે ઘાતીકર્મોના ક્ષયના યોગે ઉત્પન્ન થનારા ૧૧ અતિશયો હોય. ત્યારબાદ દેવકૃત થનારા ૧૯ અતિશયો હોય છે. આમ કુલ ૩૪ અતિશયો હોય છે.

ભગવાનની વાણી ૩૫ ગુણોએ યુક્ત હોય છે. તેની વાણીમાં ક્યાંય કશી સ્ખલના ન હોય અને મધુરતા પાર વિનાની હોય. સાંભળનારને લાગે કે જાણે કાનમાં અમૃત રેડાતાં ન હોય? સાંભળનારને ક્ષુધા-તૃષા આદિ સર્વ ભુલાવીને તન્મય બનાવે તેવી વાણી હોય છે. સાંભળનારને સંશય પેદા થતા નથી અને કદાચ થાય તો પેદા થતાં જ છેદાઈ જાય છે, તેવો તે વાણીનો અતિશય છે.

તે વાણી કાને જતાં દુઃખી જનો દુઃખને ભૂલી જાય છે, તેવો વાણીનો પ્રભાવ હોય છે. કહેવાનું તાત્પર્ય એ છે કે વાણીનાં ૩૫ ગુણો અને ૩૪ પ્રકારના અતિશયો, તે બધા અસાધારણ, બાહ્ય ઐશ્વર્યનો ઠાઠ છે. બાહ્ય અદ્ભુત ઐશ્વર્ય પ્રાપ્ત થયું છે. અવિકારી, ત્રિકાળી, અખંડ, અભેદ સ્વરૂપની આરાધનામાં સહેજે આવીને મળ્યું છે, તેને પુણ્યાનુબંધી પુણ્ય કહો, લોકોત્તર પુણ્ય કહો, અથવા તીર્થંકરપદ પણ કહો. અહીં પુણ્યની મહત્તા નથી ગાતા પણ સ્વરૂપના મહત્ત્વની વાત છે. કેવળજ્ઞાન લીધું કે લઉં એવા સ્વરૂપ–સ્વભાવના ભાનમાં પુણ્ય બંધાયેલ છે. એના માહાત્મ્યમાં રુચિપૂર્વક અંતર્મુખ થતાં સહજ સ્વરૂપની જાગૃતીમાં સહજ ઈચ્છા વિના આવાં પુણ્ય બંધાઈ જાય છે.

સ્યાદ્વાદ સ્વરૂપને જે સમજ્યો નથી તે શુભ વ્યવહારનો લોપ કરીને અશુભમાં જ પ્રવર્તે છે.

મુમુક્ષુ જીવને પુણ્યની ઈચ્છા નથી. સાધક જીવને પુણ્યની ઈચ્છા નથી. છતાં સ્વરૂપનો જોરદાર પુરુષાર્થ ઊપડે છે, તેમાં સહજ પુણ્યનો રસ પડે છે. જે જીવને સહેજે સહેજે પુણ્યનો ઉત્કૃષ્ટ બંધ પડતો નથી તેને તેના પુરુષાર્થની ખામી છે. ધર્માત્માને પુણ્યબંધ સર્વથા હેય છે. એક પૂર્ણપદ સિવાય કાંઈ જોઈતું નથી. દેવગતિ જોઈતી નથી. પુણ્યનાં ફળ સર્વથા હેય છે.

આ ઉપરથી પુણ્યાનુબંધી પુણ્યમાં અને પાપાનુબંધી પુણ્યમાં કેટલું અંતર રહેલું છે, તે જાણવું જોઈએ.

———

## સંવત ૨૦૧૧ના શ્રાવણ વદ ૮ને બુધવાર તા. ૧૦-૮-૧૯૫૫.

પંચ પરમેષ્ઠીને ભાવપૂર્વક નમસ્કાર કરી સિદ્ધાંતથી જ્ઞાનીઓએ સમજાવ્યું. ઉદાયન રાજાની વાત ચાલે છે. તે રાજા મહાન પુણ્યાનુબંધી પુણ્યવાન છે. તેને સ્ત્રી, પુત્ર, નોકર, ચાકર, ધન, સમૃદ્ધિ બધી બાહ્ય સામગ્રી અનુકૂળ છે. અમૃતનો ઘડો ને અમૃતનું ઢાંકણું છે. આવા લોકોત્તર પુણ્ય તો ત્રિકાળી સ્વરૂપની જાગૃતિમાં સહેજે સહેજે મળી જાય છે. તેનો તો ધર્માત્માને નકાર જ હોય છે. તેને કોઈ પણ કર્મ હિતકારી લાગતાં જ નથી. સમ્યગ્જ્ઞાનરૂપી ચંદ્રમા જ્યારે આત્મામાં ઝળકે છે ત્યારે કોઈ કર્મ હિતકારી ભાસતાં નથી કર્મ માત્ર બંધનનું કારણ છે. પૂર્વ કર્મ ઉદય નિમિત્તે સાધક ધર્માત્માને વર્તમાન વર્તતી દશામાં ભેદ પડે છે, પરંતુ ખૂબી તો એ છે કે, તેના અભિપ્રાયમાં ભેદ નથી. વર્તમાન પર્યાયમાં ભેદ પડે એટલે રાગદ્વેષ થઈ આવે છે. ૪, ૫, ૬, ૭, ૮, ૯ કે ૧૦મે ગુણસ્થાને બુદ્ધિ કે અબુદ્ધિપૂર્વક ભેદ પડે છે. પરંતુ પરમાર્થે તો એમ જ કહેવાય છે કે પૂર્ણ દૃષ્ટિથી એટલે દ્રવ્ય, ગુણ, પર્યાયથી તદ્દન શુદ્ધ જ છે. પરંતુ સંસાર અવસ્થામાં જો પર્યાયે એકાંત શુદ્ધ હોય તો ચાર જ્ઞાનના ધણી ગણધર ગૌતમ સ્વામી જેવા મહાન સમર્થ પુરુષ, પુરુષાર્થ કેમ કરે ? આ બધું સમજ્યા વગર શુષ્કજ્ઞાની બોલતા થઈ જાય છે અને બોલે છે કે ' આત્માને બંધ, મોક્ષ છે નહિ. તે તો માત્ર કલ્પના છે.'

"બંધ, મોક્ષ છે કલ્પના, ભાખે વાણીમાંહી;
વર્તે મોહાવેશમાં; શુષ્કજ્ઞાની તે આંહી"

તેવા શુષ્ક જ્ઞાની, આત્માના પુરુષાર્થ વિના બોલકા થઈ જાય છે પરંતુ ભાઈ ! જો વ્યવહારથી પર્યાય શુદ્ધ હોય તો ગુરુ–શિષ્યપણું રહેતું નથી અને વીતરાગવાણી, શ્રુત, આદિ બધું મિથ્યા ઠરે. ભાઈ ! સ્યાદ્વાદ અનેકાંત સ્વરૂપને તું સમજ્યો જ નથી. તું શુભ વ્યવહારનો, યમનિયમનો લોપ કરીને અશુભમાં જ વર્ત્યો છે. સ્યાદ્વાદ – અનેકાંતવાદ કોને કહેવાય ? 'સ્યાદ્' એટલે કોઈ અપેક્ષા અને 'વાદ' એટલે જાણવું. આત્માને કોઈ અપેક્ષાથી જાણવો, તેનું નામ સ્યાદ્વાદ એક નયવાળો આત્માને શુદ્ધ કહે છે. બીજા નયવાળો આત્માને અશુદ્ધ કહે છે. તેને સ્યાદ્વાદથી સમજવો. વ્યવહાર નયવાળો વર્તમાન અવસ્થામાં આત્મા અશુદ્ધ છે તેમ કહે છે. નિશ્ચય નયવાળો કહે છે, 'આત્મા શુદ્ધ છે.' નિશ્ચય નયવાળો ગૌણતામાં વ્યવહાર નયવાળાનું કહેવું માને તો નિશ્ચય સાચો છે, સત્યાર્થ છે, ભૂતાર્થ છે અને ન માને તો નિશ્ચયાભાસ છે. વ્યવહાર નયવાળો નિશ્ચય નયવાળાનું કહેવું ગૌણતામાં કબૂલે તો વ્યવહાર, વ્યવહારરૂપ સાચો છે અને ન કબૂલે તો વ્યવહારાભાસ છે, માટે આત્મા શુદ્ધ છે તેમ કહેવું તે નિશ્ચય નય, અશુદ્ધ છે તેમ કહેવું તે વ્યવહાર નય. માટે કથંચિત શુદ્ધ, કથંચિત અશુદ્ધ એમ કહેવું. તે પ્રમાણે આત્મા એક જ છે, અનેક છે, શુદ્ધ છે, અશુદ્ધ છે, એમ સ્યાદ્વાદનું સ્વરૂપ અનેક પ્રકારે છે. તે ઉપરની રીતથી સમજી લેવું. સ્યાદ્વાદને જીવ સમજ્યો નથી. તમે પિતાની અપેક્ષાએ પુત્ર છો. તમારા પુત્રની અપેક્ષાએ પિતા છો, તેમ આ પણ અપેક્ષાએ સમજવું જોઈએ. જેમ એક લીંટીને અડયા વગર તેની નીચે મોટી લીંટી કરીએ તો ઉપરની લીટી નાની થઈ જાય તેમ અપેક્ષાએ વસ્તુને સમજવી તે સ્યાદ્વાદ છે. પરંતુ જ્યાં

સુધી જીવ અનેકાંતને અને વ્યવહારને સમજ્યો નથી ત્યાં સુધી શુભ વ્યવહારનો લોપ કરી અશુભમાં પ્રવર્તે છે. મુમુક્ષુ જીવને પુણ્યની ઇચ્છા નથી. પરંતુ સાધક જીવ, સ્વરૂપનો ઉત્કૃષ્ટ પુરુષાર્થ ઉપાડે છે. તેમાં સહજ ઉત્કૃષ્ટ પુણ્યનો રસ પડી જાય છે. જે જીવને સહેજે સહેજે પુણ્યનો ઉત્કૃષ્ટ રસ પડતો નથી તેના પુરુષાર્થની કચાશ છે. ધર્માત્માને પુણ્યબંધ સર્વથા હેય છે. પૂર્ણપદ સિવાય તેને કશું જોઈતું નથી. દેવગતિની પણ ઈચ્છા નથી. છતાં પુરુષાર્થના હેતુરૂપ એવા શુભ વિકલ્પો, દેવ, ગુરુ, ધર્મ તથા જ્ઞાનની ભકિત, જ્ઞાની પ્રત્યે માન અને અર્પણતાના ભાવ, આ બધું નિશ્ચય અક્રિયભાવને અનુકૂળ થવા માટે, બાહ્ય નિમિત્તનો સથવારો લેવા માટે આવ્યા વિના રહે નહિ. નિશ્ચય અકષાયભાવને અનુકૂળ થવા માટે વ્યવહાર–બાહ્ય નિમિત્ત આવ્યા વગર રહે નહિ.

**નય નિશ્ચય એકાંતથી, આમાં નથી કહેલ;**
**એકાંતે વ્યવહાર નહિ, બન્ને સાથ રહેલ.**

જ્યાંસુધી સાતમું ગુણસ્થાન નથી ત્યાંસુધી કોઈએ, સાધુ–સાધ્વીએ પુણ્યને કથંચિત વ્યવહારે ઉપાદેય માની લેવું ન જોઈએ. કથંચિત પુણ્ય વ્યવહારે ઉપાદેય તો છે માટે લાવો ઠીક, તેમ માની ન લેવું, કારણ અનાદિ કાળની મીઠાશ ગરી ગઈ છે તે જરાક ઢાળ આવતાં તે તરફ ઢળતાં વાર લાગતી નથી. માટે જ્ઞાની કહે છે, તારો આત્માં સાતમા ગુણસ્થાનને સ્પર્શે નહિ ત્યાંસુધી તારે પુણ્યને ઠીક માની ન લેવું, પરંતુ પૂર્ણ પુરુષાર્થ જ કરવો જોઈએ. બન્ને અપેક્ષા સમજીને ભેદજ્ઞાન અને જ્ઞાતા – દૃષ્ટાનો

અભ્યાસ શરૂઆતમાં મુમુક્ષુએ લૂખાં પરિણામે કરવો તે જ યોગ્ય છે. દેવાદિની ભકિત કરું છું, માટે દેવાદિનું પદ મળશે એમ તું પુણ્યની મીઠાશમાં ઢળી પડતો નહિ.

પ્રથમ અમારે શું કરવું તેમ ઘણા પૂછે છે. આત્માનું કર્તવ્ય છે તે કરવું, આત્માના સ્વરૂપને સમજવું તે જ કરવું. મને ચોમાસું રાખ્યો છે અને તેથી હજારો રૂપિયા ખર્ચાયા તે ભલે જાણ, પરંતુ તેમાં જરાપણ મીઠાશ વેદીશ નહિ. રૂપિયા તો જે માર્ગે ખર્ચાવાના હતા તે માર્ગે ખર્ચાયા. તેમાં તું જ્ઞાતા-દ્રષ્ટા રહે તો જરૂર આપોઆપ ઊંચાં પુણ્ય બંધાવાના. ઊંધી માન્યતાવાળો કહે છે કે મન, વાણી, દેહને હું જ ચલાવી શકું, હું જ આમ કરી શકું, તેમ ઊંધું માનવું હોય તો તેમ માનવા તું સ્વતંત્ર છે. આ રીતે તું અજ્ઞાન કરી શકે, પણ જડ થવા ધારે તો ન થઇ શકે. જ્યાં સુધી પરને પોતાનું માની અને પરને પોતાને આધીન ખતવે છે, ત્યાં સુધી જીવ, પુદ્દગલના શુભાશુભ ભાવમાં જ ટકયો છે, એટલે પર ભાવમાં ટકયો છે. મિથ્યાત્વ, દર્શનમોહ, ક્રોધાદિનો ઉદય સમય સમય થાય છે. આ બધી પુદ્દગલ કર્મની અવસ્થા છે તે સમયે સમયે થાય છે, તેમાં અજ્ઞાની જીવ એકાકાર થાય છે. તેમાં રાગાદિના નિમિત્તને પામીને નવો આશ્રવ અને નવો કર્મબંધ આવે છે. જ્યાંસુધી જ્ઞાતા-દષ્ટા સ્વરૂપનું જ્ઞાયકપણું ભૂલે, પોતાના અનંત ગુણના સાક્ષીપણાને ભૂલે, પરનો હું કર્તા છું, પરનો હું સ્વામી છું ત્યાંસુધી એવી માન્યતાના નિમિત્તે મિથ્યાત્વાદિ પુદ્દગલ અને આશ્રવનો બંધ થાય છે. જેટલા અંશે રાગ, દ્વેષ, કષાય, ક્રોધમાં જોડાય તેટલા અંશે નવો બંધ થાય, તેવો નિમિત્ત નૈમિત્તિક સંબંધ છે. તેથી અજ્ઞાનપૂર્વક જે પુણ્ય બંધાય તે

તુચ્છ અને પાપાનુબંધી પુણ્ય છે. સમ્યક્ત્વ સાથે જે પુણ્ય બંધાય તે પુણ્યાનુબંધી પુણ્ય છે. અજ્ઞાની પણ બે લાખ રૂપિયા ધર્માદામાં ખર્ચ કરે અને જ્ઞાની પણ બે લાખ રૂપિયા ધર્માદામાં ખર્ચ કરે, બન્નેને પુણ્ય બંધાય છે, છતાં અજ્ઞાની એમ માને છે કે બે લાખ રૂપિયા મેં ખર્ચ કર્યા. જ્ઞાની માને છે કે તે રૂપિયા તે ક્ષેત્રે વપરાવાના હતા એટલે વપરાયા છે, મેં કંઈ કર્યું નથી. અનાદિની ભૂલ, જીવ ભોગવી રહ્યો છે, હવે જો ત્યાંથી જરાક ગુલાંટ ખાય, અને અંદરનો સવળો પુરુષાર્થ લાવે તો પૂર્વે કરેલાં મિથ્યાત્વાદિ કર્મ છૂટી જઈને સ્વરૂપની શાંતિને પામી જાય. પોતે પોતાના સળંગ જ્ઞાનગુણમાં ટકીને જ્ઞાનગુણને જાણે છે, તેમાં શુભ ભાવનો જરાપણ આદર નથી. પરંતુ અધૂરી અવસ્થા છે, તેથી તે રાગ થઈ જાય છે અને પુણ્યની ઈચ્છા વગર પણ પુણ્યાનુબંધી પુણ્ય બધાઈ જાય છે. આત્મભાવની ભૂમિકામાં સમ્યગ્જ્ઞાનપૂર્વક જ્ઞાનનો પુરુષાર્થ વર્તતો હોવાથી રાગ અને ચારે ગતિનો નકાર થઈ જાય છે. આ, તે હું નહિ, દેવગતિ, તે હું નહિ, પુણ્યનાં ફળ, તે હું નહિ, તે લક્ષમાં મહાન સમૃદ્ધિવાળું લોકોત્તર પુણ્ય બંધાઈ જાય છે. ભગવાનપદ પણ બંધાઈ જાય છે. આવાં પુણ્ય તો સાધક દશાવાળા ધર્માત્માને જ બંધાય છે, જેને પુણ્યની ઈચ્છા નથી તેને સહેજે શુભ નિમિત્ત આવે, તેને પોતે જાણે, પરંતુ તે બધાથી હું જુદો છું તેમ માને. સમ્યગ્દૃષ્ટિ, ઈંદ્ર પોતાના સિંહાસન ઉપર હોય, દેવ–દેવીઓ નાટારંભ કરતા હોય, છતાં તે તો માને છે કે, ઇંદ્રાસન તુચ્છ છે. સડેલાં તણખલા જેવું છે. હું તો તેનાથી નિરાળો છું.

નંદ મણીઆરને મહાવીર પ્રભુ અને તેના સંતોનો મિલાપ થયો અને તે સ્વરૂપને સમજ્યો. પછી લાંબા કાળ સુધી ભગવાન

અને ઊંચામાં ઊંચાં પુણ્ય બંધાઇ જાય. આત્માની ભૂમિકાના ભાનમાં આત્માનો પુરુષાર્થ વર્તતો હોવાથી, આત્મ–સ્વરૂપના લક્ષમાં રાગ તથા દેવાદિની ભક્તિના ભાવે લોકોત્તર પુણ્ય બંધાય છે. આવાં પુણ્ય, ધર્માત્માને જ બંધાય છે, અજ્ઞાનીને આવાં પુણ્યનો બંધ પડે જ નહિ. ધર્માત્મા માને છે કે દેવપદ કે ચક્રવર્તીપદ તે હું નથી. ઉદાયન રાજાએ પૂર્વે જ્ઞાન–દર્શનની જાગૃતિમાં જઘન્ય, મધ્યમ, અને ઉત્કૃષ્ટ આરાધના કરી છે તેમાં સહેજે સહેજે ઊંચાં પુણ્ય બંધાઈ ગયાં છે. તેથી શુભ અને ઇષ્ટકારી સંયોગો મળ્યા છે, આમાં મહિમા આત્મ – સ્વરૂપની આરાધનાનો છે. પુણ્યના લક્ષે પુણ્ય બાંધવા જાય તો આવાં પુણ્ય ન બંધાય. સ્વરૂપની ભૂમિકાના લક્ષે સહેજે સવાર્થસિદ્ધ વિમાનનું પદ મળે, ચક્રવર્તીનું પદ મળે જેને પોતાના સ્વરૂપનું ભાન નથી તેવા અજ્ઞાની જીવને મંદ કષાયમાં અગર દેવાદિની ભક્તિમાં જે પુણ્ય બંધાય તે પાપાનુબંધી પુણ્ય જ છે, કારણ તેમાં આત્માનું લક્ષ નથી. તે તો બાપદાદા કરતા આવે છે તેમ કરો. ‘ધન્ય મારા ધણીને, હાલે તેમ હાંકો’ તે વાત છે. જ્ઞાની જીવ તો ઢ ઢેરો પિટાવીને કહે છે. આ ચિદાનંદ, ભગવાન આત્મા, ક્રોધાદિ દશ સંજ્ઞા તથા બીજી દશ સંજ્ઞા એમ વીશ સંજ્ઞાઓના કારણે સમસ્ત વિભાવોમાં રખડે છે. તે વિભાવોથી રહિત વીતરાગ ભાવમાં સંતુષ્ટ, એક અંશે જેનું હૃદય થયું છે એવા નિકટભવિ જીવ ચતુર્ગતિને દૂર કરવાવાળો છે. જન્મમરણનો નાશક છે. પરમ પદની પ્રાપ્તિ કરાવનાર છે અને મુનિજનોને તો તે જ ભવે સાધ્યની સિદ્ધિને પ્રાપ્ત કરાવનાર છે અને એ જ તમામ પ્રકારે જગતના જીવોને ધ્યાન કરવા યોગ્ય છે. એવા પરમાત્માના સ્વરૂપનો

લક્ષગત કરી તેમાં જ ઢળી જાઓ. એનોજ આદર કરવા યોગ્ય છે. જે જીવ તેનો આદર કરી, સ્વીકાર કરી તેમાં થોડો સમય પણ ટકશે, તે જીવનું જયાંસુધી પૂર્ણ કલ્યાણ નહિ થાય ત્યાં સુધી સહેજે ઊંચાં પુણ્ય બંધાશે, તેથી વીતરાગના, ભગવાનના ભેગા થશે અને ત્યારપછી તે જીવ મનુષ્યપર્યાય પામીને, વીતરાગની એક વાણી સાંભળીને, વીતરાગ માર્ગે ચડી, પૂર્વે અધૂરું મેલેલું પૂરું કરી મોક્ષપદને પ્રાપ્ત કરશે.

એકને આરાધો, સમજો, તેમાં જ ઝૂકી પડો. એકની પૂર્ણતા નહિ થાય ત્યાં સુધી બધી સામગ્રી સહેજે મળવાની. આવી વાત જૈનદર્શન સિવાય બીજે કયાંય નથી. બીજે તો એવી વાતો આવે છે કે જેટલું અત્યારે આપશો તેથી અનેકગણું ભવિષ્યમાં મળશે, ત્યાં લેવાની જ વાત છે. પાપાનુબંધી પુણ્ય અને પુણ્યાનુબંધી પુણ્યનું અંતર સમજો. એક રાજાએ કોઈ દેશ પર ચડાઈ કરી. તેમાં વિજય પામી દેશને કબજે કર્યો. તેની વ્યવસ્થા કરવા થોડો સમય ત્યાં રહ્યો. ત્યાંથી નીકળવા પહેલાં પોતાની રાણીઓને લખે છે :– "જોઈતું હોય તે મંગાવજો." રાણીઓ કંઈક નવી નવી ચીજો મંગાવે છે. પરંતુ નાની રાણીએ કોઈ ચીજ ન મંગાવી. તે વિચક્ષણ હતી, વિવેકવાળી હતી. સમ્યગ્જ્ઞાનનું લક્ષણ, વિવેક છે. વિવેક ન હોય ત્યાં સુધી સાચું જ્ઞાન હોય જ નહિ. ઘણા માણસો બુદ્ધિમાન હોય છે, લાગણીપ્રધાન હોય છે, પરંતુ વિવેક ન હોય તો જીવનનું ધ્યેય, જીવનનો હેતુ શા માટે ? જીવન જીવવવાનું છે શા માટે ? તે ત્રણેમાંથી એકેનો ખ્યાલ રહેતો નથી. પરંતુ આ રાણી તો લાગણી પ્રધાન, વિવેકશીલ અને બુદ્ધિમાન હતી. તેણે રાજા પર એક કોરો કાગળ લઈ તેના પર '૧' લખીને મોકલ્યો. રાજાએ

અને ઊંચામાં ઊંચાં પુણ્ય બંધાઇ જાય. આત્માની ભૂમિકાના ભાનમાં આત્માનો પુરુષાર્થ વર્તતો હોવાથી, આત્મ–સ્વરુપના લક્ષમાં રાગ તથા દેવાદિની ભકિતના ભાવે લોકોત્તર પુણ્ય બંધાય છે. આવાં પુણ્ય, ધર્માત્માને જ બંધાય છે, અજ્ઞાનીને આવાં પુણ્યનો બંધ પડે જ નહિ. ધર્માત્મા માને છે કે દેવપદ કે ચક્રવર્તીપદ તે હું નથી. ઉદાયન રાજાએ પૂર્વે જ્ઞાન–દર્શનની જાગૃતિમાં જઘન્ય, મધ્યમ, અને ઉત્કૃષ્ટ આરાધના કરી છે તેમાં સહેજે સહેજે ઊંચાં પુણ્ય બંધાઈ ગયાં છે. તેથી શુભ અને ઇષ્ટકારી સંયોગો મળ્યા છે, આમાં મહિમા આત્મ – સ્વરૂપની આરાધનાનો છે. પુણ્યના લક્ષે પુણ્ય બાંધવા જાય તો આવાં પુણ્ય ન બંધાય. સ્વરૂપની ભૂમિકાના લક્ષે સહેજે સવાર્થસિદ્ધ વિમાનનું પદ મળે, ચક્રવર્તીનું પદ મળે જેને પોતાના સ્વરૂપનું ભાન નથી તેવા અજ્ઞાની જીવને મંદ કષાયમાં અગર દેવાદિની ભકિતમાં જે પુણ્ય બંધાય તે પાપાનુબંધી પુણ્ય જ છે, કારણ તેમાં આત્માનું લક્ષ નથી. તે તો બાપદાદા કરતા આવે છે તેમ કરો. 'ધન્ય મારા ધણીને, હાલે તેમ હાંકો' તે વાત છે. જ્ઞાની જીવ તો ઢ ઢેરો પિટાવીને કહે છે. આ ચિદાનંદ, ભગવાન આત્મા, ક્રોધાદિ દશ સંજ્ઞા તથા બીજી દશ સંજ્ઞા એમ વીશ સંજ્ઞાઓના કારણે સમસ્ત વિભાવોમાં રખડે છે. તે વિભાવોથી રહિત, વીતરાગ ભાવમાં સંતુષ્ટ, એક અંશે જેનું હૃદય થયું છે એવા નિકટભવિ જીવ ચતુર્ગતિને દૂર કરવાવાળો છે. જન્મમરણનો નાશક છે. પરમ પદની પ્રાપ્તિ કરાવનાર છે અને મુનિજનોને તો તે જ ભવે સાધ્યની સિદ્ધિને પ્રાપ્ત કરાવનાર છે અને એ જ તમામ પ્રકારે જગતના જીવોને ધ્યાન કરવા યોગ્ય છે. એવા પરમાત્માના સ્વરૂપનો

લક્ષગત કરી તેમાં જ ઢળી જાઓ. એનોજ આદર કરવા યોગ્ય છે. જે જીવ તેનો આદર કરી, સ્વીકાર કરી તેમાં થોડા સમય પણ ટકશે, તે જીવનું જ્યાંસુધી પૂર્ણ કલ્યાણ નહિ થાય ત્યાં સુધી સહેજે ઊંચાં પુણ્ય બંધાશે, તેથી વીતરાગના, ભગવાનના ભેટા થશે અને ત્યારપછી તે જીવ મનુષ્યપર્યાય પામીને, વીતરાગની એક વાણી સાંભળીને, વીતરાગ માર્ગે ચડી, પૂર્વે અધૂરું મેલેલું પૂરું કરી મોક્ષપદને પ્રાપ્ત કરશે.

એકને આરાધો, સમજો, તેમાં જ ઝૂકી પડો. એકની પૂર્ણતા નહિ થાય ત્યાં સુધી બધી સામગ્રી સહેજે મળવાની. આવી વાત જૈનદર્શન સિવાય બીજે કયાંય નથી. બીજે તો એવી વાતો આવે છે કે જેટલું અત્યારે આપશો તેથી અનેકગણું ભવિષ્યમાં મળશે, ત્યાં લેવાની જ વાત છે. પાપાનુબંધી પુણ્ય અને પુણ્યાનુબંધી પુણ્યનું અંતર સમજો. એક રાજાએ કોઈ દેશ પર ચડાઈ કરી. તેમાં વિજય પામી દેશને કબજે કર્યો. તેની વ્યવસ્થા કરવા થોડા સમય ત્યાં રહ્યો. ત્યાંથી નીકળવા પહેલાં પોતાની રાણીઓને લખે છે :– "જોઈતું હોય તે મંગાવજો." રાણીઓ કંઈક નવી નવી ચીજો મંગાવે છે. પરંતુ નાની રાણીએ કોઈ ચીજ ન મંગાવી. તે વિચક્ષણ હતી, વિવેકવાળી હતી. સમ્યગ્જ્ઞાનનું લક્ષણ, વિવેક છે. વિવેક ન હોય ત્યાં સુધી સાચું જ્ઞાન હોય જ નહિ. ઘણા માણસો બુદ્ધિમાન હોય છે, લાગણીપ્રધાન હોય છે, પરંતુ વિવેક ન હોય તો જીવનનું ધ્યેય, જીવનનો હેતુ શા માટે ? જીવન જીવવાનું છે શા માટે ? તે ત્રણેમાંથી એકેનો ખ્યાલ રહેતો નથી. પરંતુ આ રાણી તો લાગણી પ્રધાન, વિવેકશીલ અને બુદ્ધિમાન હતી. તેણે રાજા પર એક કોરો કાગળ લઈ તેના પર '૧' લખીને મોકલ્યો. રાજાએ

તે વાંચ્યો અને પ્રધાનને કહેવા લાગ્યો 'આ રાણી મૂર્ખ છે. શું જોઈએ છીએ તે કશું લખ્યું નથી. માત્ર એકડો લખ્યો છે.' પ્રધાન કહે છે "રાણી મૂર્ખ નથી. ચતુર છે." રાણી એકડો લખીને એમ સૂચવે છે કે "મારે તો એક આપની જ જરૂર છે. બીજી કોઈ ચીજ જોઈતી નથી." રાજા દેશમાં જઈને સૌ રાણીઓએ મંગાવેલી ચીજો સૌને આપી દીધી. નાની રાણીના મહેલમાં પોતે ગયો અને અને તેની પાછળ તો બધી ચીજો પણ ગઈ. આ જોઈ બીજી બધી રાણીઓને ઈર્ષા થઈ. રાજા બધી રાણીઓને કહે છે, "તમે જે મંગાવ્યું તે તમને મળ્યું. નાની રાણીએ મંગાવ્યું તે તેને મળ્યું. તેણે ફકત મારી જ માગણી કરી હતી એમાં ઈર્ષા કરવા જેવું કંઈ નથી."

રાજા સમાન આત્મા છે. તેને સુમતિ અને કુમતિ એવી બે રાણીઓ છે. સુમતિ બુદ્ધિશાળી અને વિચક્ષણ છે. સંસારના ભોગની ઈચ્છુક એવી કુમતિ, સંસારની જ માગણી કરે છે. દેવાદિની ભકિત કરશું તો પરભવમાં સુખી થશું. તેને સંસારનો ભાવ હોવાથી તેને સંસારફળ મળે છે. સુમતિ રાણી એકડા સમાન, આખા, અખંડ, અભેદ, નિર્વિકલ્પ આત્માની જ માગણી કરે છે. તો તેને આખો આત્મા મળે છે. અખંડ ભાવે જે જ્ઞાનાદિને આરાધે તેને આત્મપદની પૂર્ણતા ન મળે ત્યાં સુધી સર્વ ઉત્તમ પ્રકારની સામગ્રી મળે છે. એકડા પછી મીંડાં હોય તો એકડાની કિંમત વધતી જાય, પરંતુ એકડા પહેલાં મીંડાં હોય તો તેની કિંમત તેની તે રહે. તેમ આત્મામાં ત્રિકાળી દ્રવ્યની વર્તમાન પર્યાયને અગ્રપદ આપીને અનંતકાળ સંસારમાં કાઢયો. આત્મા અશુદ્ધ અને અપૂર્ણ જ રહ્યો, પરંતુ એકડા સમાન એક અખંડ

દ્રવ્ય સ્વભાવને અગ્ર બનાવીએ તો, દ્રવ્યને મુખ્ય કરીએ તો, આત્મા પૂર્ણ અને અખંડ જણાય છે. વસ્તુમાં એકલી અવસ્થાને જુદી પાડીને જોતાં વસ્તુનો પૂર્ણ મહિમા જણાતો નથી, પરંતુ અપૂર્ણ અને અશુદ્ધ જ ભાસે છે. વર્તમાન દેખાતી પર્યાયને અંતર્મુખ કરીને, દ્રવ્યમાં એકાગ્ર કરીને, એક એકડા સમાન જ દ્રવ્યની પ્રધાનતા કરીને, આત્માનો અનુભવ કરતાં સ્વયં પ્રત્યક્ષ, પૂર્ણ, શુદ્ધ આત્માની પ્રતીતિ થાય અને જ્ઞાન થાય. આ રીતે વર્તમાન પોતાના જ્ઞાનમાં પણ સ્વસંવેદનથી આત્મા જણાય છે અને ત્યાં જેટલા અંશે સંગનું, ઈંદ્રિયોનું, મનનું અવલંબન છૂટીને સ્વસંવેદન થયું તે પ્રત્યક્ષ છે. પૂર્ણ પ્રત્યક્ષ તો કેવળજ્ઞાન થતાં જ પ્રગટે છે. એકડા સમાન થાય, તો પૂર્ણ ન થાય ત્યાં સુધી સર્વ સામગ્રી મળે છે. જેમ એકડાની કિંમત છે, મીંડાંની નહિ. તેમ કિંમત આત્માની છે, પર્યાયની નહિ. એકડા સમાન આત્માની પ્રધાનતાથી આત્માનો અનુભવ કરતાં ક્રમે ક્રમે આત્માની અનંત સમૃદ્ધિ પ્રગટ થતાં આત્મા અનંત સુખનો ભોક્તા બને છે અને જ્યાં સુધી તે પૂર્ણ ન થાય ત્યાં સુધી પુણ્યાનુબંધી પુણ્ય બંધાય છે.

વીતીભય નગરીનો રાજા ઉદાયન છે. તેનું વર્ણન મહાન છે. આ રાજા અંતરંગમાં શું પામ્યો છે, તેની વાત કરે છે નિજ શુદ્ધ આત્માની ભાવનાથી ઉત્પન્ન થતો આનંદ કેવો ? એકરૂપ. રાગ, દ્વેષ, મોહ, વિકાર અનેકરૂપ છે, પરંતુ આ આનંદ તો એકરૂપ છે, તેમાં સુખરસનો સ્વાદ છે. આ સ્વાદની રુચિરૂપ જે કંઈ વર્તે છે તેને વીતરાગદેવ સમ્યગ્દર્શન કહે છે. સુખરસનો આ સ્વાદ વીતરાગ, સહજ આનંદ, એકરૂપ છે. તેની ઉત્પત્તિ કેમ

થાય ? નિજ શુદ્ધ આત્માની ભાવનાથી જ થાય. વીતરાગ-નિત્યે આનંદ સ્વ-સંવેદનરૂપ જે આત્માની અનુભૂતિ તે જ સમ્યગ્જ્ઞાન: વીતરાગ, પરમ આનંદ, સમરસ ભાવ તેમ જ નિશ્ચય સ્થિરતારૂપે એકાગ્રતા તેનું નામ સમ્યક્ચારિત્ર. જેને આંગણે સ્વરૂપ પરિણુતિ થયેલ છે, તે આત્મા અલ્પકાળમાં સિદ્ધપદને પામે છે. ઉદાયન રાજા ત્રણે રત્નમાં પરિણુત થયેલ છે.

———

## સં. ૨૦૧૧ના શ્રાવણ વદ ૧૦ ને શુક્રવાર તા ૧૨-૮-૫૫.

ભગવતી સૂત્રના ૧૩માં શતક અને છઠ્ઠા ઉદ્દેશાનું વાંચન ચાલે છે. ઉદાયન રાજા વ્યવહારે અને પરમાર્થે કૃતપુણી છે. આ રાજા કેવો છે ? " जाव महीया वणवो "નું ઘણું જ વર્ણન છે. સિંધુસૌવીર દેશ આદિ સોળ દેશનો તે ધણી છે. વીતીભય નગરી આદિ ૩૬૩ નગરનો તે માલિક છે. આ ઉદાયન રાજા સોળ દેશનો ધણી છે. તેનો ન્યાય સમજાવે છે. તેનો સૂર્ય સોળે કળાએ ખીલ્યો છે. અજ્ઞાનીની સર્વ ક્રિયા, જ્ઞાનીની એક કળાએ પણ આવે તેમ નથી. અન્ય મતના યોગીઓ ખીલા પર શયન કરતા હોય, ધૂણી ધખાવીને બેઠા હોય છતાં તેમની ક્રિયા, જ્ઞાનીની એક કળાને પણ પહોંચે નહિ.

જ્ઞાન તે ગુણ છે. આત્માના તે ગુણને ધરનારો ગુણી છે. અનંત ધર્મને ધરનારો એક ધર્મી છે. અનંત ગુણને ધરનારો એક ગુણી છે. બન્ને સદા એકાકાર અભિન્ન અને અભેદ છે. સાકર અને ગળપણ જુદાં નથી. પાણી અને શીતલતા જુદાં નથી. તેમ આત્માનો એકત્વ સ્વભાવ જ્ઞાન છે. તે જ્ઞાન, બાહ્યથી

આવવાનું નથી, આવશે નહિ અને આવ્યું પણ નથી. કોઈ પરના આધારથી જ્ઞાન પ્રગટતું નથી. હું મારા પોતાના અભેદ, અખંડ, જ્ઞાનસ્વભાવમાં નિશ્ચળ છું. પરના આશ્રય વિના શુદ્ધ સ્વભાવમાં સદા ટકેલો છું, એવી શ્રદ્ધા તે સમ્યગ્દર્શન. તે જ પ્રકારે સ્વાધીન એકત્વ જ્ઞાયકપણાનો સ્વીકાર તે જ્ઞાન અને જ્ઞાનનો વિચાર તે સમ્યગ્જ્ઞાન અને જ્ઞાનમાં નિશ્ચળપણે ટકી રહેવા રૂપ તે ચારિત્ર. જ્ઞાનમાં વર્તવું કે હું એકરૂપ વીતરાગ છું, જ્ઞાયક છું, એજ સત્-ધર્મરૂપ મોક્ષમાર્ગ છે. જ્ઞાનનું વર્તન તેજ જ્ઞાનીના જ્ઞાનની સમ્યક્ ક્રિયા છે, તે ક્રિયાને મિથ્યાત્વની કોઇ પણ ક્રિયા પહોંચી શકે તેમ નથી. રાગનું વર્તન તે અજ્ઞાનીનું વર્તન છે. શુદ્ધ સ્વભાવનો અનુભવ તેજ મોક્ષમાર્ગ છે. સંકલ્પ, વિકલ્પ રાગાદિનો અનુભવ તે મોક્ષમાર્ગ નથી. અતીંદ્રિય સુખનો અનુભવ, અતીંદ્રિય સુખ તે જ સાચું સુખ છે. તેની પ્રાપ્તિનો ઉપાય શુભ ક્રિયાકાંડ કે શુભ ભાવ નથી. અશુભ ક્રિયાંકાડ ને અશુભ ભાવને તજવા માટે શુભ ક્રિયાકાંડાદિ ઠીક છે.

અતીંદ્રિય સુખનો ઉપાય સ્વાનુભવ છે અને સ્વાનુભવનું વર્તન તે જ સમ્યક્ ક્રિયા છે. મોક્ષ એટલે મુકાવું કોનાથી? અષ્ટ કર્માદિથી. સર્વ કર્મોથી રહિત, શુભ બંધનથી રહિત, અશુભ બંધનથી રહિત તે મોક્ષ તો તે મોક્ષનો ઉપાય પણ સર્વ શુભાશુભ ભાવથી રહિત છે, અને જ્ઞાનના અનુભવથી જ મોક્ષ છે. જ્ઞાતાના જ્ઞાનનો શુદ્ધ અનુભવ તેજ જ્ઞાતાની જ્ઞાનક્રિયા છે. અજ્ઞાની, બાહ્યના ક્રિયાકાંડ અને શુભ યોગને મોક્ષમાર્ગ માની બેઠો છે. તેની માન્યતા મિથ્યા હોવાથી તે મિથ્યાદષ્ટિ છે. તેની ક્રિયા, જ્ઞાનીની એક કળાને પણ પહોંચી શકે તેમ નથી. મોક્ષમાર્ગ તે જ છે કે

જે પ્રમાદી નથી, સદા આત્મ-અનુભવ માટે પુરુષાર્થવાન છે, ભૂંડાં પરિણામોને પ્રથમથી જ છોડી દીએ છે અને શુભ પરિણામમાં વર્તતો હોય તોપણ તેને છોડવામાં અને શુદ્ધમાં જવા ઉદ્યમી છે, શુદ્ધ ભાવોમાં રમણ કરવા ઉત્સુક છે. પ્રયોજનવશ અનાદિની ક્રિયા કરવી પડે તો કરે છે, શુભ ક્રિયા કરવી પડે તો કરે છે, પરંતુ તેને પુણ્યબંધનું કારણ માને છે અને તેને ત્યાજ્ય ગણે છે. એક વીતરાગ, શુદ્ધ આત્મ-અનુભવ પરિણમનને તે મોક્ષમાર્ગ જાણે છે અને તે પર્યાય, જાણપણામાં વર્તે છે: તે જ જ્ઞાનીના જ્ઞાનની સમ્યક્ ક્રિયા છે. આ ક્રિયાથી આત્માનો મોક્ષ થાય છે. શુદ્ધ ભાવની પૂર્ણતા નથી થઈ ત્યાં પણ રત્નત્રય છે. ચોથે ગુણસ્થાનકે સમ્યગ્દર્શન, જ્ઞાન અને સ્વરૂપ આચરણ છે, પરંતુ ત્યાં જે કર્મનો બંધ છે તે રત્નત્રયરૂપ ક્રિયાથી નથી. (ચોથે, પાંચમે, છઠ્ઠે, સાતમે, આઠમે, નવમે કર્મનો બંધ છે. દશમે મોહ કર્મનો બંધ નથી.) સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર નથી ત્યાં પણ રાગભાવથી બંધ છે. ત્યાં પણ અપૂર્ણતા છે. તે મોક્ષનો ઉપાય નથી, તે મોક્ષની ક્રિયા નથી. એ તો કર્મબંધન કરવાવાળી છે, પરંતુ જેટલે અંશે શુદ્ધદૃષ્ટિ છે અથવા સમ્યગ્દર્શન સહિત શુદ્ધ ભાવની પરિણતિરૂપ ક્રિયા છે, તેટલા અંશે નવીન બંધ થતો નથી, પણ તેનાથી તો સંવર-નિર્જરા થાય છે અને તે સમયે જેટલા અંશે રાગભાવ, તેટલા અંશે કર્મબંધ ભેગો થાય છે. એમ જ્ઞાની બરાબર જાણે છે અને જાણતો થકો જ્ઞાની પોતાના જ્ઞાનમાં ટકે છે. તે જ સાચી જ્ઞાન-ક્રિયા છે અને તેના જોરે માત્ર નિશ્ચય રત્નત્રયમય આત્માની શુદ્ધ વીતરાગતા પ્રગટે છે. જ્યાં સુધી આત્મા યથાખ્યાતચારિત્રના લાભને પામ્યો નથી, ત્યાંસુધી આ જીવનમાં શુદ્ધ જ્ઞાન-ભાવ અને

રાગરૂપ અશુદ્ધભાવ એમ બન્ને ભાવ સાથે રહી શકે છે. મિથ્યાત્વ અને અનંતાનુબંધી એમ સાત પ્રકૃતિના અભાવે સમ્યગ્દર્શનનો ગુણ જ્યારે આત્મામાં પ્રગટ થાય છે ત્યારે તેજ સમયે શુદ્ધ જ્ઞાનભાવ પ્રગટ થઈ જાય છે. શુદ્ધ સમ્યગ્દર્શનભાવથી કર્મની નિર્જરા થાય છે, પરંતુ અન્ય કષાયકર્મનો નાશ થયો નથી ત્યાંસુધી કષાયકર્મનો જેટલો ઉદય થાય છે તેટલું અશુદ્ધપણું પણ રહે છે, તેનો કંઈ ઈલાજ નથી. દાખલા તરીકે રાતના અગિયાર વાગ્યે ઘરમાં સર્પ નીકળ્યો છે, ઘરમાં માણસો છે, પણ તે સર્પ પટારા નીચે છે, તેથી કંઈ ઈલાજ ચાલતો નથી. જો સર્પ બહાર નીકળે તો તુરત જ તેને પકડીને બહાર ફેંકી આવે, તેવી જ રીતે આત્માના પ્રદેશ ઉપર કર્મના પ્રદેશો રહેલા છે, સત્તામાં પડ્યા છે, તેથી તેનો ઈલાજ નથી. હાથમાં સમ્યગ્દર્શન છે, સમ્યગ્જ્ઞાન છે. કર્મ બહાર આવે કે તુરત જ તેને ઉપાડીને ફેંકી દઈ શકે તેમ છે. આ રીતે બન્ને અંશ શુદ્ધ અને અશુદ્ધ એકજ સમયે અંદરમાં ચમકે છે અને પોતપોતાનાં કાર્ય કર્યા કરે છે. શુદ્ધ જ્ઞાનના અંશથી કર્મની નિર્જરા અને સંવર થાય છે અને અશુદ્ધ રાગના અંશથી કર્મનો બંધ થાય છે. તેમાં જ્ઞાનપૂર્વક શુભ રાગ હોય તો પુણ્ય બંધાય અને અશુભ રાગ હોય તો પાપ બંધાય છે. એમ હોવા છતાં આત્માની હાનિ થતી નથી, કારણકે સમ્યગ્દર્શનના પ્રભાવથી તે જ્ઞાની જીવ કષાયજનિત કાલિમાને કાલિમા જાણે છે. પોતે વૈરાગી છે, તીર્થંકર કે સર્વાર્થસિદ્ધ વિમાનના પદનો બંધ પડે તોપણ કષાયજનિત કાલિમા જાણે છે અને તીર્થંકર પદ બંધાય તોપણ તેનાથી અત્યંત વૈરાગી છે.

સમ્યગ્દર્શન સહિત આત્મામાં જ્ઞાન અને દર્શનની જે ક્રિયા છે, તે ક્રિયા દ્વારા તે આત્મા પોતાનું બળ, લક્ષ તરફ

ઉદયતો જાય છે તેથી જે કષાય ઉદય યોગ્ય છે તેનો મંદ ઉદય આવે છે, છઠ્ઠે જરા વધારે ઉદય હોય, સાતમે મંદ હોય. સમ્યક્‌ત્વના પ્રભાવથી અને કષાયના ઉપશમ કે ક્ષયથી જેટલે અંશે વીતરાગ ચારિત્ર, ભાવ રૂપ ક્રિયા છે તેટલા ભાવમાં કર્મની ઓછાશ પડતી જાય છે અને તેમ થતાં થતાં એક સમય એવો આવે છે કે–કષાયનો અભાવ થઇને ચારિત્ર પણ સમ્યક્‌ત્વની સાથે પ્રકાશમાન થઇ જાય છે. અહીં એ વાત દૃઢ કરવી છે કે કર્મની નિર્જરાનું સાધન માત્ર શુદ્ધ જ્ઞાનભાવનું વર્તન છે અને શુદ્ધ જ્ઞાનભાવનું વર્તન તે જ જ્ઞાનીના કર્મની નિર્જરાનું કારણ છે. કાલિમા ક્રિયા ટાળવા માટે શુભ ક્રિયા બરાબર છે પરંતુ તે મોક્ષનું સાધન નથી એ તો માત્ર પુણ્યબંધનું કારણ છે. તેવું શ્રદ્ધાન્ કરવાથી મિથ્યાબુદ્ધિનો નાશ થઇને સાધકને જ્ઞાન પ્રગટે છે. મોક્ષનો ઉપાય એક માત્ર નિશ્ચય રત્નત્રય-મય આત્માની શુદ્ધિ અને શુદ્ધ પરિણામની રુચિ તે ક્રિયા છે. આ જ્ઞાન અને આ જ્ઞાનની ક્રિયાથી અનંત જીવો મોક્ષે ગયા છે. જ્ઞાની લોકોત્તર પુરુષ છે, તેનું અંતરચારિત્ર–વર્તન, તેની વાણી વર્તન-પ્રવર્તન, અને અજ્ઞાનીના વર્તનમાં આકાશ–પાતાળનું અંતર છે. અજ્ઞાનીની ક્રિયા, જ્ઞાનીની ક્રિયાના એક અંશે પણ ન આવે.



## સંવત ૨૦૧૧ના શ્રાવણ વદ ૧૧ ને શનિવાર તા. ૧૩–૮–૫૫

ઉદાયન રાજાના અંતરચારિત્રની વાત ચાલે છે. લોકોત્તર માર્ગે વિચરતા સમ્યગ્જ્ઞાનીની ક્રિયા અને અજ્ઞાનીની ક્રિયા સમજવાના ન્યાય જુદા છે. જ્ઞાનીના ભાવ જુદા છે. અજ્ઞાનીના ભાવ જુદા છે.

मासे मासे तु जो बालो, कुसग्गेण तु भुंजए;
न सो सुअक्खायधम्मस्स, कलं अग्घइ सोलसिं ॥४४॥

श्री ઉત્તરાધ્યયન અ. ૯

બાલ અજ્ઞાની સ્વપરના ભેદવિજ્ઞાન રહિત, માસમાસના ઉપવાસ કરે અને તેના પારણે કુશના અગ્રભાગ પર રહે તેટલે આહાર કરે તોપણ તે જ્ઞાનીની સોળમી કળાએ પણ આવતો નથી. ચિદાનંદ, ચિદ્‌રૂપ એક અખંડ શુદ્ધાત્મા છે, તેને પરમાર્થે 'सुअक्खायधम्मस्स' કહેલ છે, તે સર્વ પ્રકારે આરાધવા યોગ્ય છે. એનાથી જુદી પરવસ્તુ છે અને તે ત્યાગવા યોગ્ય છે. એવી દ્રઢ પ્રતીતિ અને ચંચળતા રહિત નિર્મળ પરમ શ્રદ્ધા તેને સમ્યક્‌ત્વ કહે છે, દર્શન કહે છે અને તે દર્શનનું આચરણ એટલે એ જ સ્વરૂપે પરિણમન તેને દર્શનાચાર કહેવાય છે. એ જ નિજ શુદ્ધ સ્વભાવમાં સંશય, વિમોહ અને વિભ્રમ દોષ રહિત જે સ્વસંવેદન જ્ઞાન તે જ્ઞાનરૂપ ગ્રાહક બુદ્ધિ તેને સમ્યગ્‌જ્ઞાન કહે છે અને તેનું જે આચરણ એટલે તે જ રૂપે પરિણમન તેને જ્ઞાનાચાર કહે છે. એ જ શુદ્ધ સ્વરૂપમાં શુભ, અશુભ, સંકલ્પ રહિત નિત્ય સ્વરૂપનું આસ્વાદન તેનો નિશ્ચય અનુભવ તેને સમ્યક્‌ચારિત્ર કહે છે અને તે રૂપ પરિણમન તેને ચારિત્રાચાર કહે છે. તમામ પર-દ્રવ્યની ઇચ્છાનો નિરોધ કરે તે તપ અને તે તપશ્ચરણરૂપ પરિણમન તે તપાચાર કહેવાય છે. શુદ્ધ આત્મ-સ્વરૂપમાં પોતાની શકિતને પ્રગટ કરીને તેનું જ આચરણ, પરિણમન, તેને જ વીર્યાચાર કહે છે. જ્ઞાન, જ્ઞાનરૂપે પરિણમે તે જ્ઞાનાચાર; શ્રદ્ધા, શ્રદ્ધારૂપે પરિણમે તેનું નામ દર્શનાચાર; ચારિત્ર, ચારિત્રરૂપે પરિણમે તેનું નામ ચારિત્રાચાર; તપ, તપરૂપે પરિણમે તેનું નામ તપાચાર; વીર્ય, વીર્યરૂપે, પરિણમે તેનું નામ વીર્યાચાર. જુઓ, સાધુઓના પંચાચારને

શુદ્ધ ધર્મ એટલે શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ ધર્મ કહેલ છે, એવો નિશ્ચય પંચાચાર તેને 'સુઅક્ખાય ધમ્મ' કહેવાય છે. આવા જ્ઞાનને ધરનારા, જ્ઞાનીના જ્ઞાનની સોળમી કળાને પણ અજ્ઞાની ગ્રહણ કરી શકતો નથી. તેને પામવા લાયકાત પણ મેળવી શકતો નથી. એવા જ્ઞાનીઓના જ્ઞાનની કળા કેવી હશે! માસખમણને પારણે માસખમણ, ક્રોડ વરસ સુધી કરે તોપણ જ્ઞાનીના જ્ઞાનની સોળમી કળાને પણ અજ્ઞાની ન પહોંચે એ કળા કેવી હશે! તેનો આદર કરીને, તેને પામવાનો પુરુષાર્થ કરશે તે જીવ સુખી થશે. જ્ઞાનીની સમ્યક્ક્રિયા જરૂર મોક્ષ અપાવશે. સમ્યક્ સહિત અલ્પ ત્યાગ હોય તે અજ્ઞાનીના સર્વ ત્યાગ કરતાં ચડી જાય છે. શુદ્ધ અભિપ્રાય જેને બેઠો નથી તેવો અજ્ઞાની ચોવિહારા માસમાસ – ખમણ કરતો હોય તોપણ તે અજ્ઞાની છે, અવિવેકી છે; કારણ કે તેનો બાલભાવ ટળ્યો નથી, હૃદયમા વિવેક-ચક્ષુ ખૂલ્યાં નથી, તેથી પોતાને છાંદે, સ્વચ્છંદે અલ્પ ત્યાગમાં બધું આવી જાય છે, તેમ માનીને બેઠો છે. પૂર્ણ ત્યાગ કરતાં અલ્પ ત્યાગ વધારે છે એમ કહેનાર અજ્ઞાની છે, અવિવેકી છે, તેવો અજ્ઞાની માસખમણને પારણે માસખમણ કરે, અને પારણે કુશના અગ્ર ભાગે રહે તેટલો આહાર કરે એટલે કે પારણે પણ અતિ અલ્પ આહાર કરે તોપણ તે જ્ઞાનીજીવની કળામાંની એક કળાને પણ પહોંચી ન શકે. આ ખૂબ વિચારવા અને સમજવા જેવુ છે. એક અમૃતનું બિંદુ અને તેની સાથે લાખ વિષના બિંદુ ભેગાં કરો તો પણ અમૃતના બિંદુને પહોચી શકે નહિ, કારણ કે જાત જુદી છે, તેમ અજ્ઞાની અને અવિવેકી જીવો જેઓ વિવેકીઓનો અનાદર કરે છે, તેવા જીવો, બાલ-અજ્ઞાની જીવો લાંબા કાળ પર્યંત માસખમણ કરે, પણ સ્વચ્છંદે વર્તતા હોય તો તે જ્ઞાનીની સોળમી કળાએ પણ ન આવે,

કારણ કે જીવની જાતને તેમણે જાણી નથી મોહનાં પડળ ઊભાં છે, અંતરચક્ષુ ઊઘડયાં નથી. દૃષ્ટિમાંથી ભૂલ ટળી નથી. આમાં તપનો દોષ નથી પણ દૃષ્ટિદોષ ઊભો છે, તેથી સંસારનો અંત આવતો નથી.

જીવ–અજીવ, નવ તત્ત્વને જાણ્યા નથી, પંચાચારને જાણ્યા નથી, તેવો તામલી તાપાસ ૬૦ હજાર વર્ષ સુધી માસખમણને પારણે માસખમણ કરે છે, છતાં જ્ઞાનીઓની સોળમી કળાએ પણ તેનું તપ આવતું નથી. જો સમ્યગ્દર્શન સહિત તપ હોત તો તેટલા કાળમાં કેટલાય જીવ મોક્ષમાં પહોંચી ગયા હોત! મોક્ષની શ્રેણી ઉપર કોણ જઈ શકે? પોતાને છાંદે અને પોતની કલ્પનાએ ચાલે તેઓ મોક્ષની નિસરણી પર ચડી શકતા નથી. જર્જરિત નાવમાં બેસવાથી કોઈ જીવ સમુદ્રને તરી શકતો નથી, તેમ અજ્ઞાનતપ કરવાથી કોઈ જીવ મોક્ષમાં જાય નહિ. માસમાસખમણ કરે, પરંતુ સદ્ગુરુનો યોગ થયો નથી અને આત્માની જાતનું એટલે આત્માનું ખરેખરું ભાન થયું નથી ત્યાસુધી તે બધી ક્રિયાઓ અવિવેકના, અજ્ઞાનના ઘરની છે. અહીં તપનો દોષ નથી. તપ તો જ્ઞાની પણ કરે છે, અજ્ઞાની પણ કરે છે. જેની દૃષ્ટિમાં સાચો વિવેક આવ્યો નથી, મોહનાં પડળ જેનાં હજુ ઊભાં છે, અંતરતત્ત્વનો ઉઘાડ થયો નથી, તે સંસાર પાર પામવા માટે બધું કરતો હોય તોપણ દૃષ્ટિમાં ભૂલ છે, તેથી સંસાર છૂટે તેમ નથી. વસ્તુનો જેવો સ્વભાવ છે, તેવો સમજે તો કામ થઈ જાય. બાવળ વાવીને આંબાની આશા રાખવી વ્યર્થ છે. આંબાની આશાએ હાથ લાંબો કરશો તો હાથમાં કાંટા વાગશે.

વસ્તુની જેવી જાત છે તેવી જાણે, તેને જરૂર મોક્ષનાં ફળ આવે. વસ્તુના સ્વભાવને જાણ્યા વગર જો ઈચ્છા કરે તો તેના

ફળમાં સંસાર આવે, પણ શુદ્ધ મોક્ષદશા ન આવે. અવિવેકને લઇને તેને પોતાની જાતની ખબર જ પડતી નથી. પંચેંદ્રિયની જે જાત મળી છે તે તો નામ કર્મને લીધે છે, પણ મારી જાત તો વાસ્તવિક રીતે સિદ્ધ જેવી છે, તેને નહિ જાણવાથી તેની ક્રિયા, જ્ઞાનીની સોળમી કળાએ પણ આવતી નથી. વિવેકી અને અવિવેકીની ક્રિયામાં ઘણું જ અંતર છે. વિવેકવાળી જ્ઞાનની ક્રિયા, મોક્ષનો ઉપાય છે, તેમ જાણીને તેનો આદર કરી તેને ગ્રહણ કરશે, તેનો મોક્ષ જરા પણ દૂર નથી. અવિવેકવાળી ક્રિયાથી મોક્ષ થાય જ નહિ. આત્માનો અસલી સ્વભાવ, શુદ્ધ વીતરાગ સ્વરૂપ, પરથી નિરાળો, ત્રિકાળ અફર છે, તેને જાણવો જોઇએ. આત્માનું અસલ સ્વરૂપ, વિકાર રહિત ભવભ્રમણ રહિત છે. નરકાદિ ચાર ગતિ તથા તેના કારણે, વિકારી પરિણામ તે નકલી સ્વભાવ છે. આત્માના અસલ સ્વરૂપને સંતના સમાગમે ઓળખી, તેમાં ઝૂકી જઇને, અર્પાઇ જઇને, જે જીવ ક્રિયા કરશે, તે શુદ્ધ સ્વરૂપ પામશે. આ સ્વરૂપને જાણ્યા વિના નકલી સ્વરૂપનો નાશ થાય નહિ. ૬૦ હજાર વર્ષના તપનો દોષ નથી, પરંતુ પોતે અસલી સ્વભાવને સમજ્યો નહિ તે દોષ છે. આત્માનું અસલી સ્વરૂપ શુદ્ધ અને પરિપૂર્ણ છે, તેને ઓળખીને તેના અનુભવમાં એકાગ્ર થતાં નકલી ભાવોનો નાશ થઈ જાય છે. આત્માના અસલી સ્વરૂપનો કદી નાશ થતો નથી.

પર્યાય દૃષ્ટિથી જોતાં, વર્તમાન વર્તતી દશામાં રાગ, દ્વેષ, મોહ છે, પરંતુ આત્માનુ અસલી સ્વરૂપ, રાગ, દ્વેષ, મોહવાળું થઈ ગયું નથી પણ સદા એકરૂપ એવું ને એવું છે. કોઇ ખાનદાન માણસ નિર્ધન થઈ જાય, તોપણ તેની ખાનદાની છોડે નહિ, ઘરનાં નળિયાં વેચીને પણ કરજ ભરે, પાઘડી ફેરવે નહિ, તેની અવસ્થા સધન હોય કે

નિર્ધન, પરંતુ તેની ખાનદાનીમાં ફરક પડે નહિ, તેમ આત્માનો અસલી સ્વભાવ ખાનદાનીવાળો છે, તે સદા એક સરખો છે. સિદ્ધ અને સંસારી, બધા જીવોનો સ્વભાવ એક સરખો છે. સંસારી જીવને પર્યાયમાં ક્ષણિક રાગ, દ્વેષ, મોહ, વિકાર ક્રોધ છે. પણ આખો સ્વભાવ રાગ, વિકારવાળો થયો નથી. બાલ-તપસ્વી આવા ખાનદાનીવાળા સ્વભાવને ભૂલીને વિકાર તથા ચાર ગતિને પોતાનું સ્વરૂપ માને છે. ચાર ગતિમાં ભ્રમણ કે ચાર ગતિમાં જવાનાં કારણ તે આત્માનું અસલી સ્વરૂપ નથી, પરંતુ નકલી સ્વરૂપ છે. જીવે અનંતકાળમાં ક્રિયા કરવામાં કંઈ બાકી રાખી નથી, છતાં કામ થયું નહિ, તેમાં ક્રિયાનો દોષ નથી, પણ પોતાના અસલી સ્વભાવને પોતે સમજ્યો નથી. ક્ષણિક વિકાર, સમયે-સમયે ઊભો કરે તો થાય અને ન કરે તો ન થાય. અસલી સ્વભાવને જાણે તો જ વિકાર ટળે, અસલી આત્મા પ્રગટ થાય, નકલી ટળી જાય અને આત્માનું પરમ કલ્યાણ થાય.

---

## સંવત ૨૦૧૧ના શ્રાવણ વદ ૧૨ રવિવાર તા. ૧૪-૮-૫૫.

ઉદાયન રાજાના અધિકાર દ્વારા આત્માનો સાર સમજાવાય છે. રાજા સોળ દેશનો માલિક છે, એટલે સૂર્ય જેમ સોળે કળાએ ખીલી નીકળે, તેમ આ રાજાનો આત્મા સોળે કળાએ ખીલી નીકળ્યો છે. આત્માનું અસલી સ્વરૂપ પરથી ભિન્ન છે, શુદ્ધ છે, ત્રણ કાળમાં ન ફરે તેવું છે. રાગ-દ્વેષ, આત્માનું અસલી સ્વરૂપ નથી. આત્માના અસલી સ્વરૂપને જેમ છે તેમ જાણીને તેમાં એકાગ્રતા થાય તો જ્ઞાતાના જ્ઞાનના જોરે નકલી સ્વભાવનો નાશ થાય છે.

સંસારી અને સિદ્ધ, બન્ને સ્વભાવે સરખા છે. સંગ્રહ નયે કરીને પાણીની ઉષ્ણ અવસ્થા વખતે પણ તેમાં શીતળતા છે, તેમ સંસારી જીવોમાં વર્તમાન વર્તતી અવસ્થામાં રાગ-દ્વેષ દેખાય છે, પણ આખો આત્માનો સ્વભાવ રાગ-દ્વેષવાળો થઈ ગયો નથી. જો આખો સ્વભાવ રાગ-દ્વેષ વાળો થઇ ગયો હોય તો રાગ-દ્વેષ ટળે જ નહિ. અજ્ઞાની જીવ રાગ-દ્વેષને પોતાનું સ્વરૂપ માની બેઠો છે, તેથી તે ચાર ગતિમાં ભ્રમણ કરે છે. ચાર ગતિના ભાવ પોતે જ પેદા કરે છે, પરંતુ રાગ-દ્વેષ કે પરિભ્રમણ તે આત્માનો અસલી સ્વભાવ નથી. જો તે અસલી સ્વભાવ હોય તો સિદ્ધમાં પણ હોવો જોઇએ. જેમ ડોશીમા રેંટિયો કાંતતી વખતે પૂણી ઉપર પૂણી સાંધ્યે જ જાય છે, તેમ અજ્ઞાની જીવ, રાગ-દ્વેષની પૂણીને સાંધ્યે જ જાય છે અને ભવભ્રમણને વધાર્યે જ જાય છે. આત્માના અસલી સ્વભાવમાં ભવ અને ભવનાં કારણો છે જ નહિ, તેથી ખરેખર આત્મામાં રાગ-દ્વેષરૂપી નકલી સ્વભાવ છે જ નહિ, પરંતુ ક્ષણિક વિકાર નવો ઊભો કર્યો છે. વિકારનાં સાંધણ કરતો જ જાય છે. આત્માના અસલી સ્વભાવને જાણ્યા વિના નકલી સ્વભાવ ટળે તેમ નથી. નકલી ભાવો ટળે નહિ ત્યાં સુધી ભવભ્રમણ ટળે નહિ, માટે આત્માના અસલી સ્વરૂપને જાણે અને અનુભવે, તેવી તમામ ક્રિયા સમ્યગ્જ્ઞાનીની છે. તેને જ્ઞાનીના જ્ઞાનનો શુદ્ધ અનુભવ છે અને સમ્યગ્જ્ઞાનની ક્રિયા છે. આ જ્ઞાનીની એક ક્રિયાને અજ્ઞાનીની સેંકડો ક્રિયા પણ પહોંચી શકે નહિ.

આત્માના સ્વભાવમાં ભવ અને ભવનાં કારણો છે જ નહિ. તેની અવસ્થામાં જે અજ્ઞાન, રાગ, દ્વેષાદિ ભાવો થાય છે, તેના કાર્યરૂપે ભવ મળે છે, પરંતુ અજ્ઞાન, રાગ, દ્વેષ, મોહ, ક્રોધ,

સંકલ્પ, વિકલ્પની એક સમયની હાલત, આત્માના ત્રિકાળ સ્વરૂપમાં નથી. સંસાર એક સમય પૂરતો છે, તેથી તેના કાર્યરૂપ ચાર ગતિના ભવ પણ આત્મામાં નથી, માટે જ હું મનુષ્ય છું, દેવ છું, નારકી છું, તિર્યંચ છું, તેમ ન માનતાં, તે ગતિ વગેરેથી રહિત છું, અનાદિ, અનંત, એકરૂપ, પરમાત્મા સ્વરૂપ છું, તે વાતને લક્ષમાં લઇને આત્માની પ્રતીતિ કરવી, શ્રદ્ધા કરવી, વીતરાગ, વિજ્ઞાન, નિર્વિકલ્પ પ્રતીતિ કરવી, તેજ મોક્ષનું કાર્ય છે. સમ્યગ્દર્શન સહિત શુદ્ધ આત્મ-ભાવની ક્રિયા છે. તે સંવર અને નિર્જરા છે. આવી જ્ઞાનીની સત્ય ક્રિયા છે, સાચી ક્રિયા છે, તેનો પાવર એવો છે કે તેનો આદર કરીને જીવ ઠરે તો ચાર ગતિ છૂટી જાય. એક ઊંઘનો રસીઓ ઠેઠ અંદરના ત્રીજા ઓરડામાં, ત્રણ ગોદડાં ઓઢીને સૂતો છે, અંધારી રાત છે, તેને ગાઢ ઊંઘ આવી ગઈ, પછી તે જાગે છે અને જાગીને વિચારે છે, 'અહો હો! મને કેટલી સરસ ઊંઘ આવી ગઈ?' તે ઊંઘને જાણનાર કોણ છે? આત્મા પોતે જ છે, તે સદા જાણ્યા જ કરે છે, એમ જ્ઞાતાના જ્ઞાનનું જે જાણવારૂપ વર્તન, તે જ વર્તન જ્ઞાનીની સમ્યગ્જ્ઞાનક્રિયા છે. એ ક્રિયા સમયે સમયે નિર્જરા કર્યા કરે છે. આત્મા જાણવામાં ક્યાંય અટકે નહિ. અંધારામાં બેઠો હોય તોપણ તે સ્વ અને પરને જાણે છે. આ સમ્યગ્જ્ઞાન અને વીતરાગભાવનું વર્તન એ જ્ઞાનીની ક્રિયા છે. અજ્ઞાની, પર્યાય દૃષ્ટિથી સ્થૂળપણે જાણે છે, પરંતુ તેને યથાર્થ જાણપણું થતું નથી. અજ્ઞાની, સ્થૂળ જાણપણામાં કર્તૃત્વ બુદ્ધિ અને મમત્વ બુદ્ધિ કર્યા કરે છે, માટે જ તેની અને જ્ઞાનીની ક્રિયામાં આકાશ-પાતાળ જેટલું અંતર છે.

પરમાર્થ દૃષ્ટિથી જુઓ તો ખરા! કંઈ પણ જાણવાનો વિકલ્પ કે ઈચ્છા કરવી, એ પરમાર્થ દૃષ્ટિએ આત્માનો સ્વભાવ નથી.

જો તે આત્માનો સ્વભાવ હોય તો ઈચ્છા તેનો ત્રિકાળી સ્વભાવ થઈ જાય, તો તે સ્વભાવ સિદ્ધમાં પણ હોય અને સિદ્ધના જીવો પણ ઈચ્છા કર્યા કરે. માટે ઈચ્છા કે સંકલ્પ, વિકલ્પ કરવા, તે આત્માનો સ્વભાવ જ નથી. મોહકર્મના નિમિત્તથી રાગાદિ વૃત્તિ ઊઠે છે, તેમાં જોડાઇને પોતે અસ્થિર ભાવ કરે છે કે – "આ હું, મેં આ ઈચ્છા કરી અને હું જ કરી શકું." મારાપણાની બુદ્ધિ એ અજ્ઞાનની ભ્રાંતિરૂપ ક્રિયા છે. ક્રોધ, માન, માયા, લોભ ઠીક નથી, તે જાણ્યું કોણે ? ચારગતિના પરિભ્રમણનો એકે ભાવ ઠીક નથી, તે જાણનાર કોણ છે ? તે જાણનાર ક્ષણિક તો નથી ને ? ક્રોધ, માન, માયા, લોભ તે બધા ભાવ ક્ષણિક છે, તે બધા વિભાવિક પરિણામને જાણનારો, તેને સળંગ સમજનારો તે સર્વ વિભાવિક ભાવથી જુદો છે, તેથી સર્વ વિભાવિક ભાવો નકલી ભાવો છે, બાહ્ય ભાવ છે, તેનાથી જુદો તે આત્માનો અસલી ભાવ છે. હું બધાને જાણું તેવો વિકલ્પ કે ઇચ્છા તે અસલી સ્વભાવમાં નથી. મારા જ્ઞાનમાં તે પરમાર્થ સંબંધી બોધ થાય છે. મારામાં સ્વ-પર પ્રકાશક જ્ઞાનશકિત છે, તે જ્ઞાનમાં બધું જણાય છે, તે પરમાર્થ છે. જાણવું જાણવું ને જાણવું, તેવી જે ઈચ્છા થઇ તે આકુળતા છે. તે આકુળતા તે મારો અસલી સ્વભાવ નથી. તે બધો બનાવટી અને નકલી સ્વભાવ છે. આ આત્મા આવરણથી મુકત છે આ આવરણો પણ તેનો અસલી સ્વભાવ નથી, પરંતુ કોણ માને ? જો મોક્ષ-સ્વભાવ, શકિત રૂપે ન હોય તો તે પ્રગટ થઇ શકે નહિ, તો પછી અબંધ થવાનો પુરુષાર્થ કોણ કરે ? આત્મ-દ્રવ્યનો અસલી સ્વભાવ તો અબંધ છે. પરંતુ અજ્ઞાની, અજ્ઞાનરૂપી આવરણનો સ્વીકાર કરીને બંધવાળા, ઉપાધિવાળા આત્માને માને છે અને તેને

જ આત્માનો અસલી સ્વભાવ માન્યો છે. ત્યાં સુધી બંધ છે. આ માન્યતા તૂટયા પછી બંધ નથી, પરંતુ જ્યાં સમ્યગ્જ્ઞાન થયું ત્યાં પછી પોતાના કારણે બંધ થતો નથી. એ સાચી વાત, જ્ઞાન-ક્રિયાની વાત, એ વાતને સાંભળવાના ઓરડા બંધ કરીને રાગ, દ્વેષ, મોહરૂપી અજ્ઞાનનાં ગોદડાં ઓઢીને અમાવાસ્યાના જેવા ઘોર અંધકારમાં પડેલ હોય, તેને સૂર્ય ઊગે, તે પણ દેખાતો નથી. શું બહારથી કોઈ જ્ઞાનસૂર્ય ઊગે છે? ભાઈ, તું પોતે જ સોળે કળાએ સંપૂર્ણ સૂર્ય છે, તે તું જ છે, તે વાત બંધ બારણે સાંભળી શકાતી નથી. એ જ્ઞાનીની જ્ઞાનમય ક્રિયાને એકાગ્ર ચિત્તે સાંભળે, સાંભળીને સમજે, અને આદર કરે, લક્ષ કરે, પુરુષાર્થ કરીને એ ગોદડું મારાથી જુદું છે એમ જુદો રહીને મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, કષાય એ બધાં બારણાં ઉઘાડીને, તેનાથી જુદો થઈને એક સમય બહાર આવે તો અંદરથી જ્ઞાનનું અજવાળું પ્રગટે અને પ્રકાશ થાય, થાય ને થાય

આ ઉદાયન રાજા સોળ દેશનો ધણી છે. એટલે સોળે કળાએ તેનો સૂર્ય ખીલ્યો છે. આત્મા પરભાવથી સદા જુદો છે તે કેવી રીતે સ્વતંત્ર છે, તેની સ્વાધીનપણે આત્મામાં શ્રદ્ધા, અને તેની રુચિ, તેનો જ ઉત્કૃષ્ટ આધાર અને હું ત્રિકાળી, જ્ઞાયક, જ્ઞાનના સહજ સ્વભાવમાં ટકયો છું તેવી ક્રિયા, વર્તન, જ્ઞાનથી એકત્વરૂપ હોય, ત્યારે તે ચારિત્ર છે. તે ચારિત્રથી જ્ઞાનીના જ્ઞાનની ક્રિયારૂપી ધર્મ છે. એ જ જ્ઞાનીના જ્ઞાનની સાચી ક્રિયા છે. આવા જ્ઞાનીના જ્ઞાનની ક્રિયાની સરખામણીમાં અજ્ઞાનીના માસખમણને બારણે માસખમણની ક્રિયા, એક કળાએ પણ ન આવી શકે.

પોતે જ્ઞાની ન હોય, પરંતુ પોતે એમ માની બેસે કે શાસ્ત્રમાં જ્ઞાનીને વિષય ભોગવતાં કર્મનો બંધ થતો નથી, એમ સિદ્ધાંતમાં કહ્યું છે, તો હું પણ જ્ઞાની સમ્યગ્દૃષ્ટિ છું, અહો! મેં પણ જડને આત્માથી જુદો જાણી લીધો છે, હવે ગમે તેટલા વિષય ભોગવી શકું, મને કર્મ બંધ તો થવાનો નથી એવી માન્યતાવાળાને વીતરાગ દેવ કહે છે, "અરે! તને તો સનેપાત થઇ ગયો છે." જેના અંતરમાં વિષયસુખની આકાંક્ષા છે, મહત્તા છે, લયલીનતા છે તે જ્ઞાની, સમ્યગ્દૃષ્ટિ કેવી રીતે હોઈ શકે. ન જ હોઇ શકે. પરંતુ જેના અંતરમાં વિષય સુખની ઈચ્છા પણ ઝેર સમાન લાગે છે, તે મારા પોતાના ત્રિકાળી સ્વરૂપમાં બાધા કરે છે, એવી જેને અખંડ પ્રતીતિ વર્તે છે, જેને શુદ્ધ આત્મ-અનુભવ માટે અત્યંત રુચિ વર્તે છે, એ જ્ઞાની છે, એવા જ્ઞાનીજીવ ચોથા ગુણસ્થાનકે પણ હોય. એવા જીવ પૂર્વે બાંધેલાં કર્મના ઉદયથી હજુ સંસાર વ્યવહારમાં ઊભા હોય. શ્રેણિક રાજા સંસારમાં ઊભા હતા કે નહિ? સંસારમાં પણ ઊભા હતા, છતાં સંસારને છોડવા યોગ્ય જ જાણે છે, તેનાથી તે તદ્દન છૂટી જવા માગે છે.

હું સમ્યગ્દર્શનને પામેલો છું, ઉદય, ઉદયને કારણે છે, મારે તેમાં લેવાદેવા નથી. 'સમ્યગ્દૃષ્ટિ જીવડો, કરે કુટુંબ પ્રતિપાળ; અંતરસેં ન્યારો રહે, જેમ ધાવ ખિલાવે બાળ.' પુરુષાર્થ કરીને આ દશા લાવવાની વાત છે. વિવિધ પ્રકારના રોગ લાગ્યા છે, તો તે રોગના ઈલાજ કરવા હોય તો તે ઈલાજ સમાન કડવી દવા પીવી જોઇએ. આપણે સંસારના રોગથી પીડિત છીએ. દવા પીને સંસારનો બધો રોગ ટાળવો છે. જે જીવમાં આ પ્રકારનો ભાવ

હોય તેને સંસારવર્ધક કર્મનો બંધ થતો નથી, પરંતુ જેના અંતરમાં આસક્તિભાવ છે તેને અનંત સંસારનાં કારણરૂપ કર્મનો બંધ થાય છે. સમ્યગ્દૃષ્ટિ જીવની ભૂમિકા વૈરાગ્યમય હોય છે. તેને જેટલો પ્રેમ આત્મઅનુભવમાં છે, તેના ક્રોડમા ભાગનો પ્રેમ પણ વિષયભોગમાં નથી. પરંતુ જેને વિષયભોગની ગાઢ વૃત્તિ છે, તે એમ કહે કે આત્મા નકલી સ્વભાવવાળો નથી, અસલી સ્વભાવવાળો છે, તે વાત મેં માની લીધી છે, માટે મને હવે સંસારનો બંધ પડે નહિ, તેને શાસ્ત્રકારો કહે છે કે 'ભાઈ! તે મહા પાપ છે, મહા દંભ છે.' જે પોતાના ત્રિકાળી અસલી સ્વભાવને છોડીને રાગ–દ્વેષમાં, વિષયભોગમાં, અનેક પ્રકારના નિમિત્તોના બંધનમાં પડેલો છે, એ પોતાને સાધુ માને તો તે કહેવા પૂરતું છે, ખરું નથી તેને આત્માના અસલી સ્વરૂપ કે સ્વભાવનું અને નકલી સ્વરૂપ કે સ્વભાવનું ભાન જ નથી. તેને સાચું ભેદજ્ઞાન થયું જ નથી. સમ્યગ્દૃષ્ટિ જીવ તો સ્વભાવથી જ વૈરાગ્યમય બની જાય છે. એ સંસારનાં કાર્યો કરતો થકો પણ જાણે છે કે જેટલે અંશે ચારિત્રમોહનો ઉદય છે, જેટલે અંશે અસ્થિરતા છે, તેટલે અંશે કર્મનાં બંધનનું કારણ છે. હું સર્વથા અબંધ થયો નથી. સર્વથા ચારિત્રમોહનો ક્ષય કરવાનો પુરુષાર્થ કરીશ. સર્વ કષાય રહિત વીતરાગી, ક્ષીણમોહી ગુણસ્થાનકની પ્રાપ્તિ થશે ત્યારે જ હું સર્વથા અબંધ થઈશ. જે વસ્તુ જેમ છે તેમ માને છે, તે જ્ઞાનીના જ્ઞાનની ક્રિયા સંવર, નિર્જરા કરે છે પણ જે કોઈ મન ફાવે તેમ સમજે છે અને અહંકાર કરે છે તે સમ્યગ્દૃષ્ટિ થઈ શકતો જ નથી. કર્મ જરાપણ ભૂલ કરાવે તેમ નથી. તું ભૂલ કરે તો થાય.

જેવી રીતે પનીહારી, મસ્તક ઉપર પાણીનું બેડું ભરીને ચાલી જતી હોય ત્યારે તેનું લક્ષ પાણીનાં બેડાં તરફ જ હોય છે, તે બીજી સખીઓ સાથે વાતો કરતી હોય, હાથતાળી દેતી હોય તોપણ તેનું લક્ષ બેડાં ઉપર જ હોય છે, તેવી રીતે જ્ઞાનીનું મન પોતાના અસલી સ્વભાવમાં રુચિવાન હોવાથી, મન અને કાયાથી બીજી ક્રિયા કરતો હોય, છતાં પણ તેનું લક્ષ તો સ્વરૂપ તરફ જ હોય છે. તેને સમ્યગ્દૃષ્ટિ, જ્ઞાની કહેવાય છે. આવા જ્ઞાનીની જ્ઞાન ક્રિયા સાથે અજ્ઞાનીની ક્રિયા સરખામણીમાં ક્યાંય ન ઊભી શકે.

શુદ્ધ ઉપયોગની ભૂમિકામાં જ મારી ક્રિયા છે. મારો આત્મા ધર્માસ્તિકાય આદિ પાંચ દ્રવ્યોથી વિલક્ષણ અને પોતાના લક્ષણથી ભરપૂર છે. કષાયની કાલીમાને મરડીને, વીતરાગ ભાવની જમાવટ કરીને પોતાની જ્ઞાનચેતનામાં સ્થિરતા પામવી તે સમ્યક્ચારિત્ર છે. 'લાવો-લાવો ! આવા આત્માના ભાવને લાવો. તે લાવ્યા વિના નિવેડો નથી.' આવું સ્વરૂપમય વર્તન, આત્મા કરે છે ત્યારે પોતે જ્ઞાતાના જ્ઞાનની ક્રિયાથી મોક્ષમય થઈ જાય છે. પોતે સાધક થઇને પોતાના સાધ્ય માટે પોતેજ સાધના કરે છે અને છેવટે સાચો સાધુ થઈ જાય છે. એમ સાચો સાધુ બનતો થકો, ત્રિકાળી જ્ઞાન-ગુફામાં બેસતો થકો, એકાગ્રતાનો આશ્રય લઇને અનુભવનો પ્યાલો પીતો થકો, પરમ આનંદને પ્રાપ્ત કરતો થકો, અલ્પકાળમાં મોક્ષમાં જશે. અજ્ઞાનીની ક્રોડ વરસની તપશ્ચર્યાની ક્રિયાની સર્વ કળા પણ જ્ઞાનીની ક્રિયાની સોળમી કળાએ પણ આવી શકે નહિ. માટે સમજીને જ્ઞાનીની સમ્યક્ ક્રિયાને કરો.

---

## સં. ૨૦૧૧ના શ્રાવણ વદ ૧૩ને સોમવાર તા. ૧૫-૮-૫૫.

ભગવતીજી સૂત્રનું તેરમું શતક, છઠ્ઠો ઉદ્દેશો ચાલે છે. ઉદાયન રાજાનો અધિકાર ચાલે છે. ઉદાયન રાજાના ન્યાયદ્વારા આત્માનો સાર સમજાવે છે. સિંધુસૌવીર દેશ આદિ સોળ દેશનો ધણી છે એટલે કે જેમ સૂર્ય સોળે કળાએ ખીલે, તેમ ઉદાયન રાજાનું જ્ઞાન સોળે કળાએ ખીલી નીકળેલ છે.

મિથ્યાદૃષ્ટિ અને સમ્યગ્દૃષ્ટિની ક્રિયામાં બહુ મોટું અંતર છે. સમકિતીની ક્રિયા, બંધનો હેતુ નથી, નિર્જરાનો હેતુ છે. સમ્યગ્દૃષ્ટિનું ચિન્હ શું ? સમકિતી, વૈરાગ્ય એટલે પરમ ઉદાસીનતારૂપ જ્ઞાન તથા પોતાના આત્માનો અનુભવ સ્વયં પોતે સદાય કરતો રહે છે. વૈરાગ્ય–પરમઉદાસીનતા અને સ્વાનુભવ. આ બે ચિન્હ સમ્યગ્જ્ઞાનીનાં હોય છે. આ બે જેનામાં ન હોય તેને વીર પ્રભુ સમ્યગ્જ્ઞાની કહેતા નથી, પરંતુ જેનામાં પરમ ઉદાસીનતા અને આત્માનો સ્વયં સદા અનુભવ હોય છે તે સમ્યગ્જ્ઞાની છે, અને તે પોતાની જ્ઞાનક્રિયાથી જીવનમુકત છે. જ્ઞાની જ્ઞાનનો અદ્વિતીય પાત્ર છે. એ જ આત્માને જાણવાવાળો છે, સ્વરૂપને જાણવાવાળો છે. એ જ એની જાણવાની ક્રિયા તે જ મોક્ષનો ઉપાય છે. સમ્યગ્દૃષ્ટિ સંસારની ક્રિયા કરતો દેખાય છે પરંતુ તેની અંતરંગ અભિલાષા સંસારની ક્રિયામાં હોતી નથી. ચારિત્રમોહનીય કર્મના તીવ્ર ઉદયથી અને વર્તમાન પોતાની નબળાઈને કારણે સંસારની ક્રિયામાં પ્રવૃત્ત થાય છે, છતાં તેને સળંગ ભાન વર્તે છે કે– ‘આ તે હું નહિ. રાગ તે રોગ છે. હું તદ્દન અક્રિય જ્ઞાનમય છું’ ત્યારે મિથ્યાદૃષ્ટિ, એ જ ક્રિયામાં રતિપૂર્વક જોડાય છે, તેથી

પાપબંધનો ભાગી થાય છે. એમાં પણ મિથ્યાત્વ પકડથી થનારા એના અજ્ઞાનમય ભાવ એટલે મૂર્છિત પરિણામ એ જ પાપબંધનું કારણ છે. ક્રિયા, જ્ઞાનીને પણ નુકશાન કરતી નથી, અજ્ઞાનીને પણ નુકશાન કરતી નથી, પરંતુ જ્ઞાનીનાં પરિણામ મૂર્છારહિત છે, અજ્ઞાનીનાં પરિણામ મૂર્છા સહિત છે. મૂર્છાસહિતનાં પરિણામ જ્ઞાનઘાતક છે, અને કર્મ બંધક છે, ત્યારે એની એ ક્રિયા પાછળ જ્ઞાનીનાં મૂર્છારહિત પરિણામ છે, તે પરિણામ કર્મઘાતક છે અને જ્ઞાનવર્ધક છે. ક્રિયા તો બન્નેની એક સરખી હોવા છતાં એક છૂટતો જાય છે અને બીજો બંધાતો જાય છે. માટે પ્રભુ કહે છે કે જ્ઞાનીની એક કળાને–સોળમા ભાગની કળાને અજ્ઞાનીની સોળે કળા પણ પહોંચી શકતી નથી.

જ્ઞાનીઓએ કહ્યું છે કે, જ્ઞાન અને જ્ઞેય, બન્ને વસ્તુ સ્વયં સિદ્ધ છે. જ્ઞાન આત્માનો ગુણ છે, તેથી તે જ્ઞાન બધા જ્ઞેયોને જાણે છે. જાણનારા, જ્ઞાનમાં ટકીને જાણે છે.

"जे आया से विन्नाया जे विन्नाया से आया जेणा वि जाणाइ से आया." આચારાંગ સૂત્ર.

પોતાના સ્વભાવથી જાણે છે. આ વસ્તુ સ્વભાવ છે. જેમ દર્પણ પોતાની કાંતિદ્વારા ઝળકે છે તેમ જ્ઞેય જે પરપદાર્થ છે તે જ્ઞાનમાં ઝળકે છે. તે ભિન્ન સત્તાને રાખે છે. એટલે જ્ઞાનની સત્તા જ્ઞાનમાં છે અને જ્ઞેયની સત્તા જ્ઞેયમાં છે. ઘટ–પટ જ્ઞેયની સત્તા ઘટપટ જ્ઞેયમાં છે. પરસ્પર જ્ઞેય, જ્ઞાયક સબંધ છે હવે જે સમયે જ્ઞાતાનું જ્ઞાન, ઘટના જ્ઞાનરૂપે પરિણમ્યું તે જ સમયે ઘટનું-

જ્ઞાન થયું ઘટજ્ઞાન એવી પોતાના જ્ઞાનની પર્યાય થઈ. જ્ઞાન નષ્ટ થયું નથી. દર્પણમાં મોર ઝળક્યો ત્યારે દર્પણ મોરરૂપ થયો નથી, પરંતુ તેની કાંતિનું પરિણમન મોરરૂપે થયેલ છે, તોપણ દર્પણ તો પોતાના સ્વભાવ રૂપ જ છે. જ્ઞાની કહે છે કે, જ્ઞાનસ્વભાવ એ આત્માનો ગુણ છે. આખા જગતને જાણતો થકો પણ તે જ્ઞાનગુણ નિત્ય છે. આ સ્યાદ્‌વાદ અને અનેકાંત છે. જો કોઈ તે પ્રમાણે ન માને અને કહે કે જ્ઞાન, જ્ઞેયથી જ થાય છે. જ્ઞાન, જ્ઞેયરૂપ જ છે, જ્ઞાન, જ્ઞેયથી ભિન્ન છે જ નહિ. ઘટ છે ત્યાં સુધી જ જ્ઞાન છે તેમ માનનાર એકાંત મિથ્યાદૃષ્ટિ છે. ઘટની પાસે બેસવાથી જો ઘટનું જ્ઞાન થતું હોય તો તેની પાસેના થાંભલાને પણ ઘટનું જ્ઞાન થવું જોઈએ, પરંતુ તેમ બનતું નથી. જેનામાં જ્ઞાનશકિત છે તે જ ઘટને દેખીને જાણી શકે છે. એ માટે જ્ઞાનની સત્તા જ્ઞેયથી ભિન્ન છે જ, એવી જે પ્રતીતિ અને તે પ્રતીતિમાં ટકવું એવું જ્ઞાનીનું વર્તન એ જ જ્ઞાનીની સમ્યક્‌ક્રિયા છે. દર્પણમાં પદાર્થ ઝગે છે, પરંતુ પદાર્થ અલગ છે અને દર્પણ પણ અલગ છે. તેમ જ્ઞાન અને જ્ઞેય, બન્ને અલગ અલગ છે. હવે જ્ઞાન સર્વ જ્ઞેયને જાણે છે, છતાં અનેક પ્રકારે પર્યાય દૃષ્ટિથી દેખવામાં આવે, તોપણ જ્ઞાન એ આત્માનો ગુણ છે. આત્માથી છૂટીને તે બીજે ક્યાંય જવાનો નથી. જ્ઞાન અને આત્મા અભેદ છે આત્મા અલગ છે અને આત્મા જે વસ્તુને જાણે છે તે જ્ઞેય વસ્તુ પણ અલગ છે. એવો ભેદ અનેકાંત બતાવે છે અને તે જ યથાર્થ છે. એમ સ્યાદ્વાદ દ્વારા જીવ–દ્રવ્યનું અનેકાંત સ્વરૂપ સમજાવ્યું છે. તેને યથાર્થપણે સમજી. પ્રતીતિ કરવી. વીતરાગ દેવ કહે છે કે જેને આત્માની સ્વાધીનતા ઈષ્ટ છે, તેને તેજ ઉચિત છે.

સર્વ પ્રકારના શુભાશુભ ભાવોને, દ્રવ્યકર્મ નોકર્માદિને અને મોહને છોડી દીએ અને નિશ્ચલ થઈને પોતાના શુદ્ધ સ્વભાવમાં તન્મય થઇ જાય તો તે એક અભેદ રત્નત્રયમય મોક્ષમાર્ગમાં કલ્લોલ કરે છે. આ જ જ્ઞાનમાં, ક્રિયા અને સ્વભાવથી પ્રકાશ થતો જાય છે; જેટલો પ્રકાશ થતો જાય છે તેટલો કર્મથી છૂટતો જાય છે. જ્ઞાનની ક્રિયા તે મોક્ષમાર્ગ છે. શુભ ક્રિયાથી શુભ બંધ છે. અશુભ ક્રિયાથી અશુભ બંધ છે. અશુભને ટાળવા માટે શુભ, નિંદનીય નથી. પરંતુ શુભ ક્રિયાથી મોક્ષમાર્ગ માની લેવાની હા નથી. નિશ્ચય નયથી આ જ્ઞાતાદૃષ્ટા આત્મા, જેવો છે તેવો અનુભવવો તે જ મોક્ષમાર્ગ છે. મોક્ષનો માર્ગ શુદ્ધ આત્મ-સ્વભાવનો જ્ઞાનાનંદ પ્રાપ્ત કરવો તે છે. પરંતુ શુભઅશુભ ક્રિયાને બરાબર માનવાની છે. શુભ ક્રિયાથી પુણ્યબંધ અને અશુભ ક્રિયાથી પાપબંધ થાય છે. મંદ કષાયના ઉદયથી મંદ બંધ પડે છે, તીવ્ર કષાયના ઉદયથી તીવ્ર બંધ થાય છે, અને તે ક્રિયાથી નવીન બંધ થાય છે. એ બંધ, મોક્ષમાર્ગથી દૂર રાખે છે. તત્ત્વજ્ઞાનીઓ એને પણ માને, પરંતુ એમાં પડયા રહેવાનું નથી, તેમાં મગ્ન થઇ જવાનું નથી, હિતકારી માનીને તેમાં બેસી રહેવાનું નથી, પરંતુ આગેકૂચ કરવાની છે. એક શુદ્ધ ભાવમાં રમણ કરવાનું સાધન જરૂર કરવું. જે એ રીતે વર્તે તે સાચો સાધુ અને તેજ તેની સાચી ક્રિયા છે અને એ ક્રિયાથી સૂર્ય સોળે કળાએ ખીલવાનો છે. શુદ્ધ આત્માનો નિશ્ચય તેજ સમ્યગ્દર્શન છે, શુદ્ધ આત્માનું જ્ઞાન તે સમ્યગ્જ્ઞાન છે, અને શુદ્ધ આત્મામાં સ્થિરતા, લયલીનતા, તલ્લીનતા તે જ સમ્યક્ચારિત્ર છે. આ રત્નત્રયરૂપ આત્મિક ભાવથી અને તેની ક્રિયાથી બંધ નથી, પરંતુ સ્વરૂપનો ઉઘાડ છે અને તે જ મોક્ષમાર્ગ છે. આ સિવાય સંપૂર્ણ પરાશ્રિત વર્તન ગમે તેટલું હોય

તે શુભ રાગરૂપે હોય કે અશુભ રાગરૂપે હોય તેમાં શુભાશુભ બંધનું કારણ છે. સંપૂર્ણપણે શીલવર્તન અને જ્ઞાનની ક્રિયા તે સંવર અને નિર્જરાનું કારણ છે. એવા જ્ઞાનીની ક્રિયાની એક કળાને અજ્ઞાનીની ક્રિયાની સોળે કળા પણ પહોચે નહિ.

ભગવાન કહે છે કે, જે ભાવે અનંત કાળ કાઢયો, અનંતભવ કર્યા, તે બંધક ભાવ હતો અને તે ઉપાધિવાળો ભાવ હતો. ઉપાધિવાળો ભાવ સેવવાથી નિરુપાધીક તેવો આત્માનો ભાવ ઊઘડે નહિ, શુદ્ધ આત્મભાવ ઊઘડે નહિ, પરંતુ પોતે યથાર્થ સમજીને જરૂર જોગ શાંતિના માર્ગે જાય તો સુખ શાંતિરૂપ ફળ પોતામાં પ્રગટે માટે પોતાના શુદ્ધ સ્વરૂપની શકતને જાણવાની જરૂર છે અને તેને સમજાવનાર સંતના સમાગમની જરૂર છે. એક નાનો બાળક હોય પરંતુ તેને માર્ગની બરાબર ખબર હોય તો તે બાળકને પણ પૂછવું જોઈએ. તેમાં હું મોટો, તે નાનો તેને કેમ પૂછાય ? એમ માનમાં રહે તો માર્ગના ખબર પડે નહિ. ભાવનગરના ડાહ્યા નાગરિકો ભાવનગરથી ઊપડયા છે અને સિદ્ધપુર જવું છે. સંસારમાં તે ડાહ્યા ગણાય છે. અનેક પશ્નોના ઉકેલ લાવે તેવા છે. વર્ષોના અનુભવી છે, ધોળા વાળ અને ધોળી મૂછો થઈ ગઈ છે. ૨૫ લાખના આસામી છે. તેવા પાંચ જણા ગાડામાં બેઠા છે અને જતાં જતાં રસ્તામાં ભૂલા પડયા છે. દુનિયાના ગમે તેવા ડાહ્યા હોય, પરંતુ જે માર્ગે જવું છે, તે માર્ગનું ભાન પોતાને ન હોય તો તેણે બધું માન છોડીને, તે માર્ગનો જાણકાર ભલે નવ વર્ષનો બાળક હોય, તેને પૂછવું જોઈએ, પરંતુ માન ન મૂકે અને ન પૂછે તો રખડયા કરે. એક પંડયાજી નાવમાં બેઠા હતા. તે નાવડીઆને પૂછે છે 'ઘડિયાળ જોતાં આવડે છે ?' જવાબ આપ્યો કે 'ના'

પંડયાજી કહે છે-તારાં બધાં વર્ષો પાણીમાં ગયાં ત્યાં દરિયામાં તોફાન થાય છે. નાવ હાલકડોલક થાય છે. નાવડીઓ પંડયાજીને પૂછે છે-'તરતાં આવડે છે?' પંડયાજી 'ના' કહે છે. નાવડીયો કહે છે-'હું તો તરીને દરિયો પાર કરી લઇશ પણ તમારી આખી જીંદગી પાણીમાં ગઈ. હમણાં જ ડૂબી જશો.' આ પરથી એમ સમજવાનું છે કે બાહ્યની ગમે તેટલી વસ્તુ જાણતા હો તેની કિંમત નથી, પરંતુ તે જીવ, સંતના સમાગમે સત્ય જાણી લીએ, સંસાર તરવાના ઉપાયને જાણી લીએ તો ડૂબવાનો વખત ન આવે. ધ્યાન રાખજો કે સ્વચ્છંદે માર્ગ હાથમાં નહિ આવે. સત્‌ના સમાગમે પોતાના છાંદાને છોડે તો આત્મા જરૂર મોક્ષને પામી જાય.

સૂત્રકાર કહે છે-"छन्दं निरोहेण उवेइ मोक्खं" તારા છાંદાને મૂક. સ્વચ્છંદપણાને છોડ તો તારો મોક્ષ થશે માટે બધા વિરોધ રહિત આત્માનો ધર્મ-એટલે પોતાનું સાચું હિત જેને જોઇએ છે, તેણે પોતાની જાતની તૈયારીથી સત્‌સમાગમે-સમજણ કરવાની તૈયારી કરીને, પોતાના સ્વરૂપને વિચારવું જોઇએ, અનંત જીવો તેવા જ્ઞાનધર્મને વિચારતાં આત્મધર્મનાં મૂળને પામી ગયા છે અને તે મોક્ષમાર્ગ વર્તમાનમા પણ છે. મોક્ષે જાય તેવા પવિત્ર આત્માઓ, ધર્મી આત્માઓ પણ વર્તમાનમાં છે અને પાંચમા આરાના છેડા સુધી રહેશે, પરંતુ તેમને ઓળખવાની ધગશ અને જીજ્ઞાસા પોતામાં જોઈએ. જેને પરમાર્થ ગ્રહણ કરવો છે તેણે, વિરોધ ટાળીને જ્ઞાનીની આજ્ઞાએ એક શુદ્ધ ભાવે અને તે પણ સંયમના હેતુએ વર્તવું પડશે. અરે, ચોથા આરામાં જે સાક્ષાત્ સર્વજ્ઞ સમીપે આત્મ-ધર્મ ન પામી શકયા તેવો મોંઘો માર્ગ આ,

કાળે ઘણા જીવો પામી શકે છે. જે સર્વજ્ઞ ભગવાને સાચું તત્ત્વ કહ્યું છે તેનો વિરોધ ટાળીને જો વર્તમાન સમજે તો આ કાળે પણ એકાવતારીપણાને પામી જાય તેમ ભગવતીજી કહે છે. સમજ્યા વિના અનંત દુઃખ પામ્યો તેમાં ક્રિયાની ખામી નથી. એક માત્ર સમજણની ખામી છે. જેને તે ભૂલ ટાળવી છે તેણે વારંવાર સત્‌સમાગમે સત્‌નું સ્વરૂપ સાંભળવું પડશે, સમજવું પડશે અને વિચાર કરવો પડશે. સંસારના ઝગડામાં જેમ ડાહ્યા પુરુષો સમજાવીને ન્યાય આપે છે તેમ આ ચૈતન્યનાં નિરુપાધીક શુદ્ધ ધર્મનો અને ઉપાધિવાળી ભૂલનો અનાદિથી ઝગડો ચાલે છે. તેની સદ્‌ગુરુ પાસે ફરિયાદ કરવાથી સાચી સમજણ થવાથી અનાદિનો ઝગડો ટળી જાય છે, માટે જ્ઞાની પાસે જઈ સમજો તો કલ્યાણ થશે.

---

## સંવત ૨૦૧૧ના શ્રાવણ વદ ૧૪ મંગળવાર તા. ૧૬-૮-૫૫.

ભગવતીજી સૂત્રનું ૧૩મું શતક અને છઠ્ઠો ઉદ્દેશો વંચાય છે, તેમાં ઉદાયન રાજાનો અધિકાર ચાલે છે. ઉદાયન રાજા સોળ દેશનો ધણી છે તેનો ન્યાય સમજાવે છે. આ રાજાનો આત્મા સોળે કળાએ ખીલી ઊઠયો છે. જ્ઞાનીની એક કળાને અજ્ઞાનીની બધી કળા પણ પહોંચે નહિ. એક જ વખત સત્‌ના સમાગમે સમ્યગ્‌જ્ઞાનકળાને પામવાની પાત્રતાને મેળવીને જાગ, તો રાગ, દ્વેષ, અજ્ઞાન, સંકલ્પ–વિકલ્પ રહિત સહજ શુદ્ધ સ્વભાવ દેખાશે. સ્વાધીન મોક્ષ સ્વભાવનો સ્વીકાર કરવાથી જરૂર મોક્ષદશા પ્રગટે છે. સત્‌સમાગમની ઉત્કૃષ્ટ રુચિ લાવીને સત્‌સમાગમની રુચિ પ્રગટી, તેની પ્રતીતિ એ છે કે તેની સાથે સંસારની રુચિ ઘટે છે.

પાત્રતાને લાવીને તારા શુદ્ધ જ્ઞાનમાં ટકવાનો પુરુષાર્થ કર અને જ્ઞાનભાનમાં ટકીને પુરુષાર્થથી કહે છે કે સંકલ્પ વિકલ્પ-રાગ, દ્વેષ કે પરભાવ મારા સ્વભાવમાં નથી. જો આ પ્રમાણે મન અને ઈંદ્રિયોથી જુદો પડીને જ્ઞાન સ્વભાવમાં ટકીને મોક્ષસ્વભાવની સ્વાધીનપણે સાક્ષી લાવે, નિશ્ચય લાવે તો તેને વીતરાગ ભગવાન સમ્યગ્દર્શન કહે છે. પરંતુ અનાદિ કાળથી મન અને ઈંદ્રિયોને આધીન થઇ રહ્યો છે તેથી છૂટા થવાની જરૂર છે, તેને જુદા કરવાની જરૂર છે. આમાંનું કંઇ કરવું નથી તો સમ્યગ્દર્શન, બાળકની રમત નથી.

મિથ્યાદર્શનનો અભાવ, ત્યાં સમ્યગ્દર્શનનો સદ્ભાવ છે. જેમ ક્રોધનો અભાવ અને ક્ષમાનો સદ્ભાવ સાથે જ છે તેમ મિથ્યા માન્યતા રૂપ ભૂલ, દ્રવ્ય સ્વભાવમાં નથી, પરંતુ અનાદિ પ્રવાહરૂપ વર્તતી માત્ર એક વર્તમાન અવસ્થામાં ભૂલવાળી માન્યતા ચાલી આવે છે, તે ભૂલ ત્રિકાળી આત્માનો સ્વભાવ નથી. પણ પોતાને ભૂલરૂપ માનવાની યોગ્યતા-કથંચિત્ આત્મામાં ન હોય તો વર્તમાન અશુદ્ધ અવસ્થામાં કેમ દેખાય છે? માટે આત્માને ભૂલરૂપ માનવાની યોગ્યતા આત્મામાં છે. બીજા કોઇએ આત્માની આ અવસ્થા કરી નથી, કર્મે આત્માની આ અવસ્થા કરી નથી. જે એમ માને છે કે, કર્મના ઉદયે આત્માની અવસ્થામાં ભૂલ થયેલ છે તેને આત્માના સ્વરૂપનું ભાન જ નથી. પોતાને ભૂલરૂપ માનવાની યોગ્યતા પોતામાં જ છે. પર નિમિત્તની લપ દેખાય છે તે ચેતનસ્વભાવ નથી. જ્યાંસુધી ભૂલરૂપ અવસ્થાને જીવ સમજે નહિ ત્યાં સુધી અવસ્થા બદલે નહિ.

રાગ, દ્વેષ રૂપ શુભાશુભ વૃત્તિઓ ઊઠે છે તે પર પ્રકૃતિના નિમિત્તની ઉપાધિ છે, પરંતુ તેની સાથે આટલું માની લેજે કે પોતે પોતાના જ્ઞાનમાં ભૂલ રૂપ મિથ્યાત્વભાવ ઉત્પન્ન કરે છે. સંકલ્પ, વિકલ્પ, રાગાદિ પરભાવનો સ્વીકાર કરે છે. સળંગ જ્ઞાયક, જ્ઞાતા-દૃષ્ટા સાક્ષીને ભૂલીને પરભાવનો કર્તા થાય છે અને પરભાવનો કર્તા થઈને શુભાશુભ કર્મમાં જોડાય છે. રાગાદિ ઈચ્છાનો ઉદય દેખીને હું રાગ, હું ઈચ્છા, હું કર્ત્તા એમ માનતો, ઊંધી ક્રિયાને કરતો, કર્મભાવનો આદર કરે છે અને એનો આદર કરવાથી નવીન કર્મો બંધાયાં જ કરે છે. જેમ નિર્મળ અરીસામાં પર જ્ઞેયો જાણવાનો સ્વભાવ છે, તેમ જ્ઞાનમાં કર્મ, નોકર્મ અને અન્ય જ્ઞેયો જણાવાને યોગ્ય હોય તે જણાયા કરે છે. આકાશ ક્ષેત્રમાં જડ કર્મવર્ગણાની સ્વતંત્ર ક્રિયાને મન, વચન, કાયાની ક્રિયાને આ આત્મા, દેહભાવના કારણે, દેહાધ્યાસને કારણે, દેહ પ્રત્યેના મમત્વને કારણે પોતાની માની બેઠો છે. જે ક્ષેત્રે આત્મા છે તે જ ક્ષેત્રે કાર્મણવર્ગણા પડી છે. તેમાં કાર્મણવર્ગણાની ૧૪૮ પ્રકૃતિઓ પડી છે, તેની ક્રિયા સમયે સમયે થયા જ કરે છે અને જ્ઞાન તેને જાણ્યા કરે છે, પરંતુ અનાદિનો આત્મા, દેહાધ્યાસના કારણે તે બધું પોતાનું માની બેઠો છે.

પોતે પોતાના જ્ઞાતા-દૃષ્ટા સ્વભાવને ભૂલીને પરનો કર્તા થાય છે; એટલે કાર્મણવર્ગણાની ક્રિયાનો પોતાને કર્તા માને છે. પોતાના જ્ઞાનમાં શુભ કે અશુભ ઈચ્છા, સંકલ્પ, વિકલ્પ, મન, વાણી, દેહની ક્રિયા દેખાય છે. હવે તે વખતે નિમિત્ત સંબંધીનો બોધ પોતાના જ્ઞાનમાં જણાય છે. માંદગી દેખાય છે, શરીર માઠું છે, તેમ દેખાય છે. તે વખતે સ્વ અને પરનો વિવેક ભૂલીને પૂર્વનો

અજ્ઞાનભાવ અને ભ્રાન્તિ ઊભી રાખે છે અને તે કારણે જેવાં નિમિત્તો દેખે તે ટાણે તેમાં રાગ, દ્વેષરૂપે થઇને હું રાગરૂપ છું, હું જ ઇચ્છા કરું છું, તેમ માની બેસે છે. પરદ્રવ્યની અવસ્થાના પોતે ધણી થઇ જાય છે. આવા ધંધા કરશો તો પેઢીનાં દિવાળાં નીકળશે. માટે આવા ધંધા બંધ કરો અને સમજી લીઓ કે જડની ક્રિયાનો હું કર્તા છું તેમ માનવું તે ઘેલછા અને ગાંડપણ છે, પરંતુ તને ચેતવણી આપીએ છીએ કે, તું સમજી લે કે, આત્મ-દ્રવ્યનો આ સ્વભાવ નથી. માત્ર એક અવસ્થામાં પૂર્વની ચાલતી આવતી ભૂલ છે. તે વિભાવ ભાવનો સ્વીકાર, વર્તમાન વર્તતી ચાલી આવતી એક અવસ્થામાં છે. તે સત્‌ના સમાગમે, સમ્યક્ શ્રદ્ધા વડે ટાળવા ધારે તો ટાળી શકે તેમ છે. આવા વખતે પણ તારે હજુ પૂર્વની જેમ ગાંડપણમાં જ રહેવું છે ? જ્યાં સુધી પરભાવનો મહિમા અને માહાત્મ્ય કર્યા કરે છે ત્યાં સુધી પરભાવમાં રાગાદિ અને તેમાં જ તેને ઉત્સાહ અને આનંદ આવ્યા કરે છે, અને આમ જ આખું જગત વર્તે છે. સમજણ વગર, હે નાથ ! તારો માર્ગ હૃદયમાં આવે તેમ નથી.

પરનો મહિમા કરવાથી તેને પોતાનો મહિમા દેખાતો નથી અને તેનો અનાદર કરે છે. આત્મ-સ્વરૂપની અસાવધાની અને અન-ઉત્સાહને કારણે, સ્વભાવનો સ્વીકાર કરવાને બદલે પરભાવનો સ્વીકાર કરે છે અને પરભાવના સ્વીકારને કારણે ઉપાધિજન્ય વિકારી અવસ્થાના સંયોગો મળવાના જ છે. પૂર્વે દેહભાવ અને કર્મભાવનો આદર કરેલો હોવાથી વર્તમાનમાં તે ઉપાધિભાવનું બંધન, અજ્ઞાનભાવ, દેહાદિ, રાગાદિ, મારા છે, તેમ ઊંધા નિશ્ચયમાં વર્તે છે. ધર્મના નામે પણ રાગમાં જ વર્તે છે, ત્યાગને નામે પણ રાગમાં વર્તે છે, પરંતુ પરથી જુદાપણાનો વિવેક લાવે, નદીમાં જેમ કાંકરા અને પાણી

રહે છે, તેમાં કાંકરાનું લક્ષણ જુદું અને પાણીનું લક્ષણ જુદું, તેમ એકજ આકાશપ્રદેશમાં કર્મ અને આત્મા રહેલ છે, છતાં બન્નેનું લક્ષણ જુદું છે, તેવો વિવેક લાવે તો, અને જ્ઞાનમાં પરથી હું જુદો તેવો નિશ્ચય કરીને પોતે જ્ઞાતા રહે, મન અને ઇંદ્રિયથી પણ આત્મા જુદો છે તેમ સમજે, તેને પર ભાવની હૈયાતી પોતાના સ્વાધીન સ્વભાવમાં દેખાતી નથી; તેવા સ્વાધીન સ્વભાવના નિશ્ચયને સમ્યગ્દર્શન કહે છે. તે ત્રિકાળી સ્વભાવમાં એક વિકલ્પનો પણ પ્રવેશ દેખાતો નથી. હવે રાગ–દ્વેષમાં સ્વભાવ ભળી શકે નહિ. જેને આત્મજ્ઞાન અને નિશ્ચય સમ્યગ્દર્શન થયું, તેને પરથી જુદાપણાનો વિવેક અને પુરુષાર્થ જાગ્યો છે. શુદ્ધ આત્મસ્વભાવનું એકત્વપણે ભાન થયું, તેને પહેલે જ ધડાકે નિઃશંકતા પ્રગટે છે. ભૂલ કે શંકા થતી નથી.

વર્તમાન પર્યાયથી દેહનું નામ દેવદત્ત હોય પણ કોઇ દેવદત્ત નામ લઇને બે ચાર ગાળો દીએ તો તે દેહને આપે છે પણ આત્માને દેતો નથી, કારણ ગાળ દેનાર તો દેહને દેખે છે, આત્માને દેખતો નથી, પરંતુ જેને આવી સમજણ નથી, તે દેહનું નામ છે, તેને પોતાનું જ નામ સમજે છે અને રાત્રે બાર વાગ્યે ઊંઘમાં પણ તેને તે નામથી કોઇ જવાબ આપે તોપણ તે ભૂલતો નથી. આત્મસ્વરૂપનું ભાન પણ આટલું દ્રઢ હોવું જોઇએ. હું પરથી જુદો, સાક્ષી ભાવે રહેનારો, મારો એકત્વ સ્વાધીન સ્વભાવ તે વાત ભુલાવી ન જોઇએ, કારણ કે નિત્ય ચૈતન્ય ચમત્કાર માત્ર જીવતી જાગતી જ્યોતમાં. (તૈજસ, કાર્મણ અને ઔદારિક એ ત્રણ તો મડદાં છે તેને હવે મૂક) જ્ઞાયક-સ્વભાવમાં ત્રણ કાળમાં, ત્રણ લોકમાં ભૂલ નથી. સ્વતંત્ર સ્વભાવનું જેને ભાન થયું છે,

તે હવે કેમ ભૂલે કે હું જ્ઞાતા–દૃષ્ટા છું! હું આત્મા છું. જેમ આકાશ નિર્લેપ છે તેમ હું નિર્લેપ છું, તે વાત કેમ ભૂલે! સોનું અને માટી ખાણમાં ભેગા રહ્યાં છતાં તેમાં સુવર્ણનો કોઇ સમયે અભાવ નથી; તેમ આત્મા અને કર્મનો સંયોગ જુદાપણે છે, પરંતુ પોતે પોતાને ભૂલીને પરભાવમાં તન્મય થાય છે. પણ પોતે પરભાવરૂપ છે નહિ અને થઇ ગયો પણ નથી, માટે પરભાવને ત્યાગીને સમ્યગ્જ્ઞાન–દર્શનને લાવો, ત્રિકાળી સ્વભાવનું ભાન લાવો. આવો, જ્ઞાનીની ક્રિયા અને અજ્ઞાનીની ક્રિયા વચ્ચે આકાશ–પાતાળનો ફરક છે. માટે જ્ઞાનીની સમ્યક્ ક્રિયાના ભાવને જાણીને, સમ્યગ્દર્શન અને જ્ઞાન લાવી જેટલી ક્રિયા કરશો તેથી કર્મ તૂટશે અને મોક્ષની પ્રાપ્તિ થશે.



**સંવત ૨૦૧૧ના શ્રાવણ વદ ૦)) બુધવાર તા. ૧૭–૮–૫૫**

ભગવતીજી સૂત્ર, તેરમું શતક, છઠ્ઠો ઉદ્દેશો વંચાય છે, તેમાં ઉદાયન રાજાનો અધિકાર ચાલે છે. ઉદાયન રાજા સિંધુસૌવીર આદિ સોળ દેશનો ધણી છે, તેનો ન્યાય સમજાવે છે. આ રાજાનો આત્મા સોળે કળાએ ખીલી નીકળ્યો છે. જ્ઞાતાના જ્ઞાનમાં જે જીવ-વર્તે છે તે જ જ્ઞાતાના જ્ઞાનનું વર્તન, શુદ્ધ ક્રિયા છે, જાણક ક્રિયા છે, જ્ઞાનની ક્રિયા છે. એ સામે બીજી બાજુ અજ્ઞાનીની ગમે તેટલી ક્રિયા હોય તે બધી ક્રિયાઓ જ્ઞાનીની એક ક્રિયાને પહોંચી શકે નહિ. માટે જ્ઞાનીની ક્રિયાનું માહાત્મ્ય સમજીને તે ક્રિયાને પ્રગટ કરશે તે જીવ મોક્ષે જશે.

ક્રિયાના બે પ્રકાર છે. જડની ક્રિયા અને ચૈતન્યની ક્રિયા. ચૈતન્યની ક્રિયાના બે ભેદ એક વિકારી ક્રિયા અને બીજી અવિકારી ક્રિયા. જે ક્રિયાથી પુણ્યપાપના બંધ પડે તે અજ્ઞાનીની ક્રિયા છે, વિકારી ક્રિયા છે. બંધ રહિતની ક્રિયાથી જ જીવ પૂર્ણ શુદ્ધ માંગલિકને પામે છે, અને તે જ ક્રિયા આત્માની છે. માટે જ્ઞાનીની જ્ઞાન-ક્રિયાને ઓળખો તેને ઓળખ્યા વગર છૂટકો થાય તેમ નથી. મિથ્યાદર્શન સહિત જે જ્ઞાન છે તે કુજ્ઞાન છે. મિથ્યાદર્શન સહિતની જે ક્રિયા છે તે કુક્રિયા છે. તેને મિથ્યાજ્ઞાન અને મિથ્યાચારિત્ર કહેવાય છે. સમ્યક્‌સહિતની ક્રિયા અને સમ્યગ્‌દર્શન સહિતનું જ્ઞાન તે સુક્રિયા અને સુજ્ઞાન છે.

આ શરીર પુદ્‌ગલ છે અને તે એક દિવસ છૂટવાવાળું છે, એમ હજુ સુધી જેણે જ્ઞાનમાં જાણ્યું નથી તે ખરું સમજ્યો નથી. પુદ્‌ગલનું આ શરીર એક દિવસ છૂટીને જરૂર ચાલ્યું જશે. શરીરથી ભિન્ન, કર્મ અને નોકર્મથી ભિન્ન, હું એક આત્મ-દ્રવ્ય, તે પણ જ્ઞાતા-દૃષ્ટા આનંદમય-વીતરાગ સ્વધર્મ સ્વભાવધારી છું પણ દેહધારી, વચનધારી, મનધારી, કર્મધારી, દંડધારી, મઠ કે લઠધારી હું નથી, એમ તેણે જાણ્યું નથી, અનુભવ્યું નથી અને અનુભવવાની ધગશ કે તાલાવેલી લાગી નથી. હું ઇન્દ્રિયગમ્ય નથી પણ સ્વાનુ-ભવમય છું, મન, વચન, કાયાના અનુભવમય હું નથી પણ હું તો જ્ઞાનગમ્ય છું આવો ભાવ જેનામાં ઝળક્યો નથી તેવો જીવ, કર્મના ઉદયમાં અને કષાયમાં જ રકત રહે છે. તે જીવ કષાયોની પુષ્ટિ માટે, આ ભવની સગવડતા માટે, પરભવની સગવડતા માટે, અને કંઈ પણ મેળવી લેવા માટે સર્વ કંઈ કરે છે. તેને ત્રણ પ્રકારના ગારવના ભાવ ઊભા છે.

पडिक्कमामि तिविहं गारवेहिं, इ्ढीगारवेहिं, रसगारवेहिं, सायागारवेहिं." આવશ્યક સૂત્ર.

તો ઊલટા છે. તેથી તે સંસારમાં જે કંઈ કરે તેથી દુઃખને જ પાત્ર થાય છે. જે બહારની ક્રિયા એવી પાળે કે જાણે મોક્ષ-માર્ગમાં ચાલી ન રહ્યા હોય, પરંતુ અંતરંગમાં મોક્ષમાર્ગનું શ્રદ્ધાન્ ન હોય, સમ્યગ્વૈરાગ્ય ન હોય, પણ ખ્યાતિ, પૂજા, લાભ, માન આદિની ચાહના ભરેલી હોય તો એનું સર્વ કાર્ય માયાચાર અને મિથ્યાચારરૂપ હોય છે. તે કષાયપુષ્ટિના ભ્રમમાં ફસાઈ જાય છે. એ રીતે અહંકાર અને માન કરવાથી તે નીચગોત્રનો બંધ કરે છે અને સંજ્ઞી પંચેંદ્રિયથી સાધારણ વનસ્પતિમાં જઈ અનંત ભવ કરે છે.

સૂયગડાંગ સૂત્ર, બીજું અધ્યયન, નવમી ગાથામાં કહે છેઃ-

"जइ वि य नगिणे किसे चरे, जइ वि य भुंजइ मासमंतसो
जे इह मायाइ मिज्जइ आगंता गब्भाय णंतसो."

'જૈનનો સાધુ થયો હોય, જંગલમાં પડયો હોય, દીગંબર અવસ્થા હોય, માસખમણને પારણે માસખમણ કરતો હોય, શરીર કૃશ થઈ ગયું હોય, પરંતુ જો માયા અને માનમાં ફસાઈ જાય તો આગામી કાળમાં અનંત ગર્ભાવાસમાં જઈને પડે છે.' અહીં ક્રિયાનો નિષેધ છે જ નહિ. ક્રિયા જરા પણ નુકશાનકારક નથી પણ એક માત્ર માયાભાવ જ નુકશાનકારક છે. વિપરીત ભાવ જ અનંત ગર્ભાવાસ કરાવે છે. તાત્પર્ય એ છે કે, ભવ્ય જીવોએ માત્ર કષાયનિગ્રહ અને આત્માના અનુભવના હેતુથી જ વ્રત, જપ, તપનું પાલન કરવું જોઈએ અને ભાવોની શુદ્ધિ તરફ લક્ષ રાખવું જોઇએ.

દશ જણ પૌષધ કરે છે. એક જણ આવીને નવને શાતા પૂછે છે અને એકને પૂછવાનું ભૂલી જાય છે, ત્યારે દશમો જણ પૌષધ કરનાર ક્રોધાયમાન થાય છે પણ તેણે વિચારવું જોઇએ કે, 'શાતા તો શરીરને પૂછે છે. શરીર તો રોગનું ઘર છે અને આત્મા તો સુખનો કંદ છે.' પરંતુ તેમ નહિ વિચારતાં પૌષધ પારીને ઘેર જતા પહેલાં માણસ સામો મળે ત્યારે પૂછે 'તમે શાતા પૂછવા આવ્યા હતા ને ?' ત્યારે પહેલાને યાદ આવે કે આમને શાતા પૂછવાનુ ભૂલાઇ ગયેલું, એટલે હવે શાતા પૂછે છે ત્યારે ભાઇને શાંતિ થાય છે. "ભાઈ, શાતા પૂછે, કે ન પૂછે તેથી શું ?" તું તારા ભાવોની શુદ્ધિ તરફ લક્ષ રાખ. તો જ પૌષધાદિ ક્રિયા મોક્ષમાર્ગ તરફ સહાયક થશે. કષાયમાર્ગ જ સંસારમાર્ગ છે અને વીતરાગ-માર્ગ તે મોક્ષમાર્ગ છે. માટે માન, પૂજા, તે બધાને છોડીને વિનય અને માર્દવ ભાવને લાવવા. ત્રણ પ્રકારના ગારવ સાવ રોકી દે, તો આત્મા મોક્ષમાર્ગ પામવાને પાત્ર થાય, પછી તેને સમ્યગ્દર્શન પ્રગટવું જરા પણ દૂર નથી. પછી સત્ સમાગમે સત્‌ની રુચિના જોરે સમ્યદર્શનનો લાભ થાય છે.

સમ્યગ્દર્શન, તે આત્માનો અરૂપી ગુણ છે. તેની સાથેનું શ્રદ્ધાન્ તે સમ્યગ્શ્રદ્ધાન્ છે, અને જ્ઞાન તે સમ્યગ્જ્ઞાન છે, સમ્યગ્જ્ઞાન સહિત ચારિત્ર અને તપ, તે સમ્યક્ ચારિત્ર અને સમ્યક્ તપ છે. ત્યાં પરમ નિર્મળ ભાન રહે છે. તે દશાને પરમ આત્મદશાનો અનુભવ કહેવાય છે. જે જીવ શ્રદ્ધા સ્વભાવની, જ્ઞાન સ્વભાવની, ચારિત્ર સ્વભાવની, તપ સ્વભાવની અનુમોદના કરે છે તે અનંત સિદ્ધ પરમાત્માના અનંત જ્ઞાનાદિની અનુમોદના કરે છે, તેવા જીવને સમ્યક્શ્રદ્ધા, આત્મ પ્રતીતિ, આત્મ શ્રદ્ધા પામી

શુદ્ધ સ્વરૂપની આચરણ ક્રિયા ન થઇ તો કર્મની નિર્જરા થશે નહિ, આત્માની શુદ્ધતા થશે નહિ નિર્જરાનું સ્વરૂપ વીતરાગમય ભાવ છે અને તે જ મોક્ષમાર્ગનું સ્વરૂપ છે. શુદ્ધ આત્માને જ મુક્ત કહેવાય છે. તે માટે પોતાના આત્માનો અનુભવ કરવો, સ્વાદ લેવો એ જ અસલી ઉપાય છે, એટલે કર્મથી છૂટવાનો તે જ ઉપાય છે. શુભાશુભ ક્રિયામાં રાગ–દ્વેષ ઊભા છે, તેનાથી બંધન થશે. પાપના ભાવ ટાળવા તે નિંદનીય નથી; પરંતુ બંધનથી તારો મોક્ષ નહિ થાય તેવો નિશ્ચય કર તે જ સમ્યક્ શ્રદ્ધા છે. પોતાના શુદ્ધ આત્માનો યથાર્થ અનુભવ તેનું જ જ્ઞાન અને તેમાં જ સ્થિરતા તે સાચી સમ્યક્ ક્રિયા છે, જ્ઞાતાના જ્ઞાનની ક્રિયા છે અને તેજ ક્રિયા મોક્ષમાર્ગના ઉપાયની છે. આવી ક્રિયાને અજ્ઞાનીની ગમે તેટલી ક્રિયાઓ પણ પહોંચી શકે નહિ; માટે સમજીને જ્ઞાનીના જ્ઞાનની ક્રિયા કરવાથી આત્માનો ઉદ્ધાર થશે.

---

## સં. ૨૦૧૧ના પ્રથમ ભાદરવા સુદ ૧ ગુરુવાર તા. ૧૮-૮-૫૫.

ઉદાયન રાજાનો અધિકાર ચાલે છે. રાજાનો આત્મા સોળે કળાએ ખીલી નીકળ્યો છે. આત્મતત્ત્વ તે જ ધર્મ છે. જ્ઞાન–તત્ત્વ તે આત્મ–તત્ત્વ છે. દર્શન–તત્ત્વ તે આત્મ–તત્ત્વ છે. ચારિત્ર–તત્ત્વ તે આત્મ–તત્ત્વ છે. તે તત્ત્વ નિરુપાધીક અને નિરપેક્ષ તત્ત્વ છે. પરથી નિરાળું છે. તેમાં કોઇ પણ અપેક્ષા રહિત, ભેદ કલ્પના રહિત, ઇચ્છા, રાગ રહિત, એકત્વજ્ઞાન માત્ર સ્થિરસ્વભાવ તેમાં સ્થિરતા કરવી તે જ જ્ઞાનીનો ધર્મ છે. તે જ સાચી ક્રિયા છે, તે જ સાચું ચારિત્ર છે. જ્ઞાતાના જ્ઞાનની ક્રિયા જ્ઞાનમાં છે,

જડની ક્રિયા જડમાં છે. તેમ યથાર્થ શ્રદ્ધા બેઠી, પછી યથાર્થ અનુભવ થયો તે જ જ્ઞાનીની સમ્યક્ક્રિયા છે. તે જ તને મોક્ષ અપાવશે.

જ્ઞાનીના જ્ઞાનની ક્રિયા કેવી હોય ? જ્ઞાતાના જ્ઞાનની ક્રિયા હોય ? હું પોતે કોણ છું, જ્ઞાન મારાથી ભિન્ન છે કે અભિન્ન છે, અને તે જ્ઞાન કેવી રીતે પમાય અથવા કેમ પામી શકાતું નથી એનો અપૂર્વ વિચાર, અપૂર્વ ભાવે, શાશ્વત આત્માના લક્ષે, શાંત ભાવે જો કરે તો અંદરથી જવાબ આવે છે, 'જ્ઞાન તું જ છો.'

આત્મ-તત્ત્વ, વસ્તુનો સ્વભાવ તેજ તારો ધર્મ છે, સ્વરૂપમાં ટકવું તે જ જ્ઞાયકની ક્રિયા છે, જ્ઞાનની ક્રિયા તે આત્માની અરૂપી ક્રિયા છે, આ ક્રિયાથી તારો મોક્ષ છે. નિર્મળ સ્ફટિક મણીરત્ન-સમાન ચૈતન્ય સ્વભાવ, મન, વચન કાયાની નિવૃત્તિથી સ્વતંત્ર પ્રગટ કરવો તે જ ધર્મ છે, અને તે તારા સ્વરૂપને ધર્મ જાણ; અને પછી તેમાં સ્થિર થા. એક અંતર્મુહૂર્ત પણ સમયાંતર રહિત જો તું રમણ કરીશ તો તને અનંત કર્મની નિર્જરા થશે. એજ જ્ઞાનીના જ્ઞાનની સમ્યક્ ક્રિયાનું બળ છે. સ્કંધક સંન્યાસીના પાંચસો શિષ્યોને પાલક પાપી ઘાણીમાં નાખે છે, છતાં પોતે કેવળજ્ઞાન લઈને મોક્ષમાં જાય છે. ક્રિયાના આવા બળની આગળ અજ્ઞાનીના બળની શી તુલના થઈ શકે ?

પોતે પોતાનાં સ્વરૂપને સમજ્યો નથી, જ્ઞાનક્રિયાનું સામર્થ્ય સમજ્યો નથી, પરને પોતાનું માની પરભાવે પરિણમી, પરમાં મુંઝાણો અને બંધાણો જો મુંઝાય નહિ તો બંધાય નહીં. મોહનીય કર્મની ૨૮ પ્રકૃતિ છે. અનંતાનુબંધી ક્રોધ, માન, માયા, લોભથી

જવાનો અવકાશ છે. જ્યાંસુધી ન પામે ત્યાંસુધી અનુમોદનાની ક્રિયાથી જે પુણ્યબંધ થાય છે તેથી જીવ સુગતિમાં જાય છે અને ત્યાં પણ તે જીવને સમ્યગ્દૃષ્ટિ જીવોનો સમાગમ મળે છે, સમ્યગ્દૃષ્ટિ દેવતાઓનો સમાગમ મળે છે, એ દેવતાઓ મહાવિદેહમાં પ્રભુની વાણી સાંભળવા જાય તેની સાથે તે જીવ જાય અને પ્રભુની વાણી સાંભળે ત્યાં સમ્યગ્દર્શન પામી જાય છે.

મન, વચન, કાયાની ક્રિયા તે શું છે? કર્મના ઉદયની બળજબરીના ખેલ છે અને તેનાથી મનમાં ચિંતવન આદિ શુભ હોય તો શુભબંધનું કારણ છે, અને અશુભ હોય તો અશુભબંધનું કારણ છે, પણ મોક્ષનું કારણ નથી કારણ કે એક આત્મ-દ્રવ્ય સિવાય અન્યના આશ્રયે જે કંઇ પરિણમન છે, તે સર્વ બંધનું કારણ છે. બંધનું કારણ તે બંધનો માર્ગ છે. અહીં એ શ્રદ્ધા કરાવવી છે કે મોક્ષમાર્ગ માત્ર આત્મિક વીતરાગ ભાવ છે. એના સિવાય અતિ સૂક્ષ્મ પણ શુભ રાગનું વર્તન તે બંધનું કારણ છે. જ્ઞાનીને પણ સૂક્ષ્મ, શુભ રાગનું પરિણમન થઈ જાય છે, તેને તે બંધનું કારણ માને છે. જેનાથી કર્મની નિર્જરા થાય તે જ મોક્ષનો પંથ હોઈ શકે અને તે તો વીતરાગ વિજ્ઞાનમય આત્મિક ભાવ છે. તે ભાવમાં ન તો ચિંતવન છે, ન તો વચન વ્યવહાર છે, ન તો કાયાનું કાર્ય છે. બસ આવો જ મોક્ષનો માર્ગ છે.

ગજસુકુમારને માથે ધગધગતા અંગારા છે. તે તો કર્મની બળજબરીના ખેલ છે. તે વખતે તેમને દેહાદિનું વર્તન નથી, આત્મ-સ્વરૂપમાં લીનતા છે તેથી જ કેવળજ્ઞાન થયું. જેણે આત્માને આત્મારૂપે જાણ્યો તે જ જ્ઞાન છે. જેણે આત્માને આત્મારૂપે શ્રદ્ધયો તેજ દર્શન છે, અને જેણે વીતરાગરૂપ આચરણ આચર્યું તેજ

ચારિત્ર છે. જે દર્શનમોહ અને ચારિત્રમોહથી છૂટયો અને પોતે પોતામાં તન્મય થયો તે જ મોક્ષમાર્ગ છે. આવી દશા લાવવાને માટે એક વચન અમારું માનો. પૂર્વના પુણ્યના કારણે શાતા મળે અને પૂર્વના પાપના ઉદયે અશાતા મળે, એ બન્ને સ્થિતિમાં જરા પણ રાગ, દ્વેષ નહિ કરતાં સમભાવ રાખવો તે જ મોક્ષમાર્ગનો ઉપાય છે. વીતરાગભાવ તે જ મોક્ષમાર્ગ છે. રાગ, દ્વેષ, મોહને છોડીને પોતે પોતાના સ્વરૂપમાં રહે તે સ્વરૂપાચરણ ચારિત્ર છે. જ્ઞાની આથી વિશેષ શું કહે? રાગનો અંશ, વિકલ્પનો અંશ, તે સમ્યકૃત્વનો ધર્મ નથી, પણ મોહનો ધર્મ છે. કર્મના આશ્રવરૂપ ક્રિયાઓનું રોકાવું તે સ્વરૂપાચરણ ચારિત્ર છે. અર્થાત કર્મના આશ્રવનો નિરોધ તે જ સ્વરૂપાચરણ ચારિત્ર છે, તે જ ધર્મ છે, અને તે જ સાચી ક્રિયા છે, અને તે મોક્ષનું કારણ છે. અશુદ્ધ ચેતનાના અનુભવમાંથી હઠી જઇને શુદ્ધ વીતરાગ ચેતનાનો અનુભવ કર્યો તેમાં જેટલે અંશે વીતરાગતા વધી તેટલે અંશે મોક્ષમાર્ગ થયો, તેટલા અંશે આત્માની શુદ્ધતા થઈ, એ જ વીતરાગતા વધતાં વધતાં મોક્ષમાર્ગની પૂર્ણતા થશે, ત્યારે સર્વ કર્મનો ક્ષય થઇ જશે અને આત્મા મોક્ષરૂપ જેવો છે તેવો થઇને રહેશે.

સુવર્ણને અગ્નિની ભઠ્ઠીમાં નાખી શુદ્ધ કરે છે, અને અગ્નિની આંચ દેવાથી સુવર્ણનો મેલ કપાય છે અને ઉજ્જવળતા પ્રગટે તે જ સુવર્ણની શુદ્ધતા છે. અગ્નિની આંચ દેતા દેતા, અંશરૂપ શુદ્ધતા વધતા વધતા, જ્યારે સુવર્ણ સર્વ મેલ રહિત થઇ જાય ત્યારે જ તે સંપૂર્ણ શુદ્ધ સુવર્ણ થાય, પરંતુ જો સુવર્ણનો મેલ કપાય નહિ, તો શુદ્ધતા થાય નહિ, તેમ જો રાગ-દ્વેષ-મોહ રહિત

શુદ્ધ સ્વરૂપની આચરણ ક્રિયા ન થઇ તો કર્મની નિર્જરા થશે નહિ, આત્માની શુદ્ધતા થશે નહિ. નિર્જરાનું સ્વરૂપ વીતરાગમય ભાવ છે અને તે જ મોક્ષમાર્ગનું સ્વરૂપ છે. શુદ્ધ આત્માને જ મુક્ત કહેવાય છે. તે માટે પોતાના આત્માનો અનુભવ કરવો, સ્વાદ લેવો એ જ અસલી ઉપાય છે, એટલે કર્મથી છૂટવાનો તે જ ઉપાય છે. શુભાશુભ ક્રિયામાં રાગ–દ્વેષ ઊભા છે, તેનાથી બંધન થશે. પાપના ભાવ ટાળવા તે નિંદનીય નથી; પરંતુ બંધનથી તારો મોક્ષ નહિ થાય તેવો નિશ્ચય કર તે જ સમ્યક્ શ્રદ્ધા છે. પોતાના શુદ્ધ આત્માનો યથાર્થ અનુભવ તેનું જ જ્ઞાન અને તેમાં જ સ્થિરતા તે સાચી સમ્યક્ ક્રિયા છે, જ્ઞાતાના જ્ઞાનની ક્રિયા છે અને તેજ ક્રિયા મોક્ષમાર્ગના ઉપાયની છે. આવી ક્રિયાને અજ્ઞાનીની ગમે તેટલી ક્રિયાઓ પણ પહોંચી શકે નહિ; માટે સમજીને જ્ઞાનીના જ્ઞાનની ક્રિયા કરવાથી આત્માનો ઉદ્ધાર થશે.

---

## સં. ૨૦૧૧ના પ્રથમ ભાદરવા સુદ ૧ ગુરુવાર તા. ૧૮-૮-૫૫.

ઉદાયન રાજાનો અધિકાર ચાલે છે. રાજાનો આત્મા સોળે કળાએ ખીલી નીકળ્યો છે. આત્મતત્ત્વ તે જ ધર્મ છે. જ્ઞાન–તત્ત્વ તે આત્મ–તત્ત્વ છે. દર્શન–તત્ત્વ તે આત્મ–તત્ત્વ છે. ચારિત્ર–તત્ત્વ તે આત્મ–તત્ત્વ છે. તે તત્ત્વ નિરુપાધીક અને નિરપેક્ષ તત્ત્વ છે. પરથી નિરાળું છે. તેમાં કોઇ પણ અપેક્ષા રહિત, ભેદ કલ્પના રહિત, ઈચ્છા, રાગ રહિત, એકત્વજ્ઞાન માત્ર સ્થિરસ્વભાવ તેમાં સ્થિરતા કરવી તે જ જ્ઞાનીનો ધર્મ છે. તે જ સાચી ક્રિયા છે, તે જ સાચું ચારિત્ર છે. જ્ઞાતાના જ્ઞાનની ક્રિયા જ્ઞાનમાં છે,

જડની ક્રિયા જડમાં છે. તેમ યથાર્થ શ્રદ્ધા બેઠી, પછી યથાર્થ અનુભવ થયો તે જ જ્ઞાનીની સમ્યક્ક્રિયા છે. તે જ તને મોક્ષ અપાવશે.

જ્ઞાનીના જ્ઞાનની ક્રિયા કેવી હોય? જ્ઞાતાના જ્ઞાનની ક્રિયા હોય? હું પોતે કોણ છું, જ્ઞાન મારાથી ભિન્ન છે કે અભિન્ન છે, અને તે જ્ઞાન કેવી રીતે પમાય અથવા કેમ પામી શકાતું નથી એનો અપૂર્વ વિચાર, અપૂર્વ ભાવે, શાશ્વત આત્માના લક્ષે, શાંત ભાવે જો કરે તો અંદરથી જવાબ આવે છે, 'જ્ઞાન તું જ છો.'

આત્મ-તત્ત્વ, વસ્તુનો સ્વભાવ તેજ તારો ધર્મ છે, સ્વરૂપમાં ટકવું તે જ જ્ઞાયકની ક્રિયા છે, જ્ઞાનની ક્રિયા તે આત્માની અરૂપી ક્રિયા છે, આ ક્રિયાથી તારો મોક્ષ છે. નિર્મળ સ્ફટિક મણીરત્ન સમાન ચૈતન્ય સ્વભાવ, મન, વચન કાયાની નિવૃત્તિથી સ્વતંત્ર પ્રગટ કરવો તે જ ધર્મ છે, અને તે તારા સ્વરૂપને ધર્મ જાણ; અને પછી તેમાં સ્થિર થા. એક અંતર્મુહૂર્ત પણ સમયાંતર રહિત જો તું રમણ કરીશ તો તને અનંત કર્મની નિર્જરા થશે. એજ જ્ઞાનીના જ્ઞાનની સમ્યક્ ક્રિયાનુ બળ છે. સ્કંધક સંન્યાસીના પાંચસો શિષ્યોને પાલક પાપી ઘાણીમાં નાખે છે, છતાં પોતે કેવળજ્ઞાન લઈને મોક્ષમાં જાય છે. ક્રિયાના આવા બળની આગળ અજ્ઞાનીના બળની શી તુલના થઈ શકે?

પોતે પોતાનાં સ્વરૂપને સમજ્યો નથી, જ્ઞાનક્રિયાનું સામર્થ્ય સમજ્યો નથી, પરને પોતાનું માની પરભાવે પરિણમી, પરમાં મુંઝાણો અને બંધાણો જો મુંઝાય નહિ તો બંધાય નહી. મોહનીય કર્મની ૨૮ પ્રકૃતિ છે. અનંતાનુબંધી ક્રોધ, માન, માયા, લોભથી

શુદ્ધ સ્વરૂપની આચરણ ક્રિયા ન થઇ તો કર્મની નિર્જરા થશે નહિ, આત્માની શુદ્ધતા થશે નહિ. નિર્જરાનું સ્વરૂપ વીતરાગમય ભાવ છે અને તે જ મોક્ષમાર્ગનું સ્વરૂપ છે. શુદ્ધ આત્માને જ મુકત કહેવાય છે. તે માટે પોતાના આત્માનો અનુભવ કરવો, સ્વાદ લેવો એ જ અસલી ઉપાય છે, એટલે કર્મથી છૂટવાનો તે જ ઉપાય છે. શુભાશુભ ક્રિયામાં રાગ-દ્વેષ ભેલા છે, તેનાથી બંધન થશે. પાપના ભાવ ટાળવા તે નિંદનીય નથી; પરંતુ બંધનથી તારો મોક્ષ નહિ થાય તેવો નિશ્ચય કર તે જ સમ્યક્ શ્રદ્ધા છે. પોતાના શુદ્ધ આત્માનો યથાર્થ અનુભવ તેનું જ જ્ઞાન અને તેમાં જ સ્થિરતા તે સાચી સમ્યક્ ક્રિયા છે, જ્ઞાતાના જ્ઞાનની ક્રિયા છે અને તેજ ક્રિયા મોક્ષમાર્ગના ઉપાયની છે. આવી ક્રિયાને અજ્ઞાનીની ગમે તેટલી ક્રિયાઓ પણ પહોંચી શકે નહિ; માટે સમજીને જ્ઞાનીના જ્ઞાનની ક્રિયા કરવાથી આત્માનો ઉદ્ધાર થશે.

---

## સં. ૨૦૧૧ના પ્રથમ ભાદરવા સુદ ૧ ગુરુવાર તા. ૧૮-૮-૫૫.

ઉદાયન રાજાનો અધિકાર ચાલે છે. રાજાનો આત્મા સોળે કળાએ ખીલી નીકળ્યો છે. આત્મતત્ત્વ તે જ ધર્મ છે. જ્ઞાન-તત્ત્વ તે આત્મ-તત્ત્વ છે. દર્શન-તત્ત્વ તે આત્મ-તત્ત્વ છે. ચારિત્ર-તત્ત્વ તે આત્મ-તત્ત્વ છે. તે તત્ત્વ નિરુપાધીક અને નિરપેક્ષ તત્ત્વ છે. પરથી નિરાળું છે. તેમાં કોઇ પણ અપેક્ષા રહિત, ભેદ કલ્પના રહિત, ઇચ્છા, રાગ રહિત, એકત્વજ્ઞાન માત્ર સ્થિરસ્વભાવ તેમાં સ્થિરતા કરવી તે જ જ્ઞાનીનો ધર્મ છે. તે જ સાચી ક્રિયા છે, તે જ સાચું ચારિત્ર છે. જ્ઞાતાના જ્ઞાનની ક્રિયા જ્ઞાનમાં છે,

જડની ક્રિયા જડમાં છે. તેમ યથાર્થ શ્રદ્ધા બેઠી, પછી યથાર્થ અનુભવ થયો તે જ જ્ઞાનીની સમ્યક્ક્રિયા છે. તે જ તને મોક્ષ અપાવશે.

જ્ઞાનીના જ્ઞાનની ક્રિયા કેવી હોય? જ્ઞાતાના જ્ઞાનની ક્રિયા હોય? હું પોતે કોણ છું, જ્ઞાન મારાથી ભિન્ન છે કે અભિન્ન છે, અને તે જ્ઞાન કેવી રીતે પમાય અથવા કેમ પામી શકાતું નથી એનો અપૂર્વ વિચાર, અપૂર્વ ભાવે, શાશ્વત આત્માના લક્ષે, શાંત ભાવે જો કરે તો અંદરથી જવાબ આવે છે, 'જ્ઞાન તું જ છો.'

આત્મ-તત્ત્વ, વસ્તુનો સ્વભાવ તેજ તારો ધર્મ છે, સ્વરૂપમાં ટકવું તે જ જ્ઞાયકની ક્રિયા છે, જ્ઞાનની ક્રિયા તે આત્માની અરૂપી ક્રિયા છે, આ ક્રિયાથી તારો મોક્ષ છે. નિર્મળ સ્ફટિક મણીરત્ન સમાન ચૈતન્ય સ્વભાવ, મન, વચન કાયાની નિવૃત્તિથી સ્વતંત્ર પ્રગટ કરવો તે જ ધર્મ છે; અને તે તારા સ્વરૂપને ધર્મ જાણ; અને પછી તેમાં સ્થિર થા. એક અંતર્મુહૂર્ત પણ સમયાંતર રહિત જો તું રમણ કરીશ તો તને અનંત કર્મની નિર્જરા થશે. એજ જ્ઞાનીના જ્ઞાનની સમ્યક્ ક્રિયાનું બળ છે. સ્કંધક સંન્યાસીના પાંચસો શિષ્યોને પાલક પાપી ઘાણીમાં નાખે છે, છતાં પોતે કેવળજ્ઞાન લઈને મોક્ષમાં જાય છે. ક્રિયાના આવા બળની આગળ અજ્ઞાનીના બળની શી તુલના થઈ શકે?

પોતે પોતાનાં સ્વરૂપને સમજ્યો નથી, જ્ઞાનક્રિયાનું સામર્થ્ય સમજ્યો નથી, પરને પોતાનું માની પરભાવે પરિણમી, પરમાં મુંઝાણો અને બંધાણો જો મુંઝાય નહિ તો બંધાય નહી. મોહનીય કર્મની ૨૮ પ્રકૃતિ છે. અનંતાનુબંધી ક્રોધ, માન, માયા, લોભથી

મિથ્યાદર્શન સુધીની એક એક પ્રકૃતિના લોક-આકાશના પ્રદેશ પ્રમાણે અસંખ્યાત અધ્યવસાય, તે એકએક અધ્યવસાયમાં મન, વચન, કાયના યોગ પ્રવર્તવા તે સર્વ અસંયમનાં સ્થાન છે. અસંયમનાં સ્થાન અસંખ્યાતા, ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ કરવાનાં સ્થાન અસંખ્યાતા, તેમાં પડયો તેથી યોગોની પ્રવૃત્તિથી નિવૃત્તિરૂપ શુદ્ધ ચૈતન્ય સ્વતંત્ર સ્વભાવ છે, તેને જીવે જાણ્યો નહિ, અવ્યાબાધપણે છે, તેને ઓળખ્યો નહિ, પોતાની સમજણમાં જ્ઞાનની ભૂલને લઈને પોતે જ દુઃખી થઈ રહ્યો છે. પોતે પોતાની સાચી સમજણક્રિયાની શકિતને સમજવા ધારે તો જરૂર સમજી શકે, તેમાં તેને કોઈ નડે તેમ નથી.

જેનો જે સ્વભાવ હોય તેનો તે સ્વભાવ રહે વસ્તુ સ્વભાવ કોઈ કાળે સર્વથા પલટે નહિ, પરંતુ પર્યાયથી દર સમયે કથંચિત રીતે પલટે છે. પવનના યોગે સમુદ્ર અનેક તરંગોને કરે છે અને તે તરંગો જુદા જુદા રૂપે જણાય છે. પણ જલરૂપે સમુદ્ર એકાકાર, એકરસ દેખાય છે, તેમ પર્યાયધર્મે, આત્મા અનંતરૂપ છે, પણ વસ્તુધર્મે એકરૂપ એકાકાર છે. જવાલાની અગ્નિ, વીજળીની અગ્નિ, આ રીતે પર સંબંધે અગ્નિ અનેકરૂપ છે, પણ દાહકધર્મે અગ્નિ અનેરૂપ એકાકાર છે, તેમ આત્મા સમજણ સ્વરૂપ શુદ્ધ નયે જયારે પૂછો ત્યારે એકરૂપ છે. ચેતનારૂપે ચેતના અભેદ એકાકાર એકરૂપ છે. તે બીજી કોઈ ચીજ સાથે મળીને એકમેક થાય નહિ પોતાથી પરની ક્રિયા થતી નથી. પોતાના પ્રદેશમાંથી એક પ્રદેશ ઘટે નહિ અને પરનો પ્રદેશ પોતામાં આવે નહિ. પોતાના ગુણ કે પર્યાય એક પણ ઘટે નહિ, અને પરના ગુણ કે પર્યાય પોતામાં આવે નહિ. એટલે સકળ સત્તા અખંડપણે, અબાધિતપણે રહે છે એમ

પોતાનો સ્વભાવ જાણ્યા પછી પોતે સ્વતંત્ર છે, પણ પોતાના સ્વભાવના અજ્ઞાનથી પોતે પરતંત્ર છે.

"अप्पा कत्ता विकत्ता य दुहाण य सुहाण य
अप्पा मित्तममित्तं च दुप्पट्ठिय सुपट्ठिओ"

ઉ. સૂ. અ. ૨૦ ગા. ૩૭.

માટે જ્ઞાનીની ક્રિયામાં પોતે પોતાના સુખનો કર્તા અને અજ્ઞાનીની ક્રિયામાં પોતે પોતાનાં દુઃખનો કર્તા છે. પોતે જ પોતાનો મિત્ર અને શત્રુ છે. સુપ્રતિષ્ઠિત અને દુઃપ્રતિષ્ઠિત કરનાર પોતે જ છે.

જ્ઞાન તે જ્ઞાનરૂપ જ છે અને પર તે પરરૂપ જ છે. સોનાનો ઢાળીઓ સોનારૂપે જ પડયો છે. તેમાં તાંબું ભળ્યું તેથી પરસંયોગે સોનું અશુદ્ધ કહેવાય છે, તોપણ સોનું સોનાનાં સ્વરૂપથી શું ટળી ગયું ? ના, ત્રાંબાના સંગે અશુદ્ધતા આવી, ને તે ટાળવા માટે તેને યથાર્થપણે શોધે તો અશુદ્ધતા ટળી જાય, અને સોનાનો ઢાળીઓ સોનારૂપે થઈ જાય, સોનાનું શુદ્ધ સ્વરૂપ પ્રગટે, તે જ રીતે આત્મા સોના જેવો છે. પરના સંયોગે આત્મા અશુદ્ધ કહેવાય છે, પણ આત્મા પોતાના સ્વભાવથી ટળ્યો નથી. તેને શુદ્ધ કરવા માટે સમ્યક્ સમજણરૂપ જ્ઞાનક્રિયાએ તેને શોધીએ તો અશુદ્ધતા ટળતી જાય. એ આત્મા નિજ શુદ્ધ સ્વભાવે પ્રગટતો પ્રગટતો પૂર્ણશુદ્ધ, સોળે કળાએ ખીલી, શુદ્ધ રૂપે રહી જાય.

મુક્તિનો માર્ગ એક જ છે, ધર્મ એક જ છે. જ્ઞાનમય સ્થિરતા તે જ ધર્મ. શુદ્ધ સ્થિરતા તે જ કાર્ય. શાસ્ત્રની ભાષા

એવી આવે કે તપ કરો મનને મારો. તપ એટલે શું ? મનને મારો એટલે શું ? ભગવાન કહે છે કે પુદ્‌ગલના શબ્દ, રૂપ, રસ, ગંધ એ બધાને ભોગવવાની ઇચ્છાનો નકાર કરીને જ્ઞાનાદિક સ્વભાવમાં સંતોષ અને તૃપ્તિ કર, તેનું નામ તપ છે. મનને માર એટલે વીતરાગ, સ્વસંવેદન જ્ઞાનથી શુદ્ધ આત્માને જાણીને શુભ, અશુભ, વિકલ્પ જાળરૂપી મનને માર. શુભ–અશુભ વિકલ્પની જાળને ટાળ્યા વગર શુદ્ધ શ્રદ્ધા કે સમ્યગ્‌દર્શન પ્રગટ થાય નહિ. શુભ-અશુભ વિકલ્પરૂપ મનના વ્યવહારને ટાળીને આત્માને જાણ્યો તેણે મનને મારીને શુદ્ધ આત્માને અનુભવ્યો, તે જ મનનું મરણ છે. શુદ્ધ સ્વરૂપ અનુભવ્યા વિના શબ્દાદિક વિષયોમાંથી મનની નિવૃત્તિ થાય ક્યાંથી ?

શુદ્ધ ઉપયોગ તો સ્વઆત્મ – સ્વરૂપમાં સ્થિરતાભાવે ક્રિયારૂપ ચારિત્રમાં રમણતા કરવાથી જ થાય છે. નિજ સ્વરૂપને જાણે છે તેને શબ્દાદિક વિષયો ભોગવવાની ઇચ્છા રહેતી નથી તેને તપ કહીએ શુભ–અશુભ વિકલ્પ ટાળીને આત્માનો અનુભવ કરવો તેનુ નામ મનનું મરણ કહીએ.

કેટલાક પૂછે છે, 'પુરુષાર્થ કોને કહીએ ?' ઉદયિક ભાવોનું રોકાઈ જવું એ તો પોતાના હાથની વાત નથી. સાતમાં ગુણસ્થાને પણ અંશે અંશે ઉદયિકભાવ ઝળકે છે. પરંતુ ઉદયિક ભાવોને અનાત્મીય જાણીને તેમાં હર્ષ, શોક ન કરવો તે પુરૂષાર્થ છે. મોક્ષ કોઈ એવી વસ્તુ નથી કે જે પુરૂષાર્થથી સિદ્ધ ન થઇ શકે. પોતાના પુરૂષાર્થથી મોક્ષ સિદ્ધ થઇ શકે છે. માટે પુરૂષાર્થથી મોક્ષ સાવ નજીક છે. કેવળ જે પરમાં પરિણતિ થઈ રહી છે તેનાથી વિરૂદ્ધ પરિણતિ કરવી એ જ પુરૂષાર્થ છે. કેવળ પોતાના

ઉપયોગને પરથી હઠાવીને પોતાના સ્વરૂપમાં લગાવી દેવો તે જ પોતાનો પુરૂષાર્થ છે, તે કર્તવ્ય છે. આત્મામાં જે વિકલ્પ થાય છે, તેને ઉદયિકભાવ જાણીને તે અનાત્મીય જ છે એવો દ્રઢ નિશ્ચય રહેવો, તે જ સ્વરૂપ પ્રાપ્તિનો મુખ્ય ઉપાય છે, મુખ્ય પુરૂષાર્થ છે. જ્ઞાયક તરફ લક્ષ રાખ, કેમકે જ્ઞાતા, દૃષ્ટા, તે હું છું. જ્ઞેય ભિન્ન છે. તેમાં ઈષ્ટ, અનિષ્ટ વિકલ્પ ન થાય તે જ પુરૂષાર્થ છે. તે જ પુરૂષાર્થ કરવો અને તે જ સાચો પુરૂષાર્થ છે. સ્વમાં ટકયો, જ્ઞાતાના જ્ઞાનનું વર્તન તે જ સાચી ક્રિયા છે. એ ક્રિયાથી આત્મા નિર્મળ થતો જાય છે અને અલ્પકાળમાં જીવાત્મા મોક્ષમાં જાય છે, એમ જ્ઞાનીની અને અજ્ઞાનીની ક્રિયાને જાણીને જ્ઞાતાની જ્ઞાનક્રિયામાં જે ટકશે તે જીવ અલ્પ કાળમાં મોક્ષમાં જશે.

---

## સં. ૨૦૧૧ના પ્રથમ ભાદરવા સુદ ૨, શુક્રવાર તા. ૧૯-૮-૫૫.

ઉદાયન રાજાનો આત્મા સોળે કળાએ ખીલ્યો છે, તેની વાત ચાલે છે. નિત્ય ચૈતન્ય, ચમત્કાર માત્ર, જાગતી જ્યોતિ, જ્ઞાયક સ્વભાવમાં ત્રણ કાળ, ત્રણ લોકમાં ભૂલ નથી. સ્વતંત્ર સ્વભાવનું ભાન થયું, તે કેમ ભૂલે? હું આત્મા શુદ્ધ છું, આકાશની જેમ નિર્લેપ છું, સોનું અને માટી ખાણમાં એક સાથે રહે, છતાં તેમાં કોઈ સમયે શુદ્ધ સુવર્ણસ્વભાવનો અભાવ નથી, તેમ હું ચૈતન્ય – આત્મા કર્મના સંયોગે, કર્મના આવરણથી કાર્મણ શરીર સાથે એક ક્ષેત્રે રહેવા છતાં જુદો છુ. પોતે પોતાનું લક્ષ ચૂકીને પરભાવમાં, કષાયમાં, અનાદિ કાળથી તન્મય થાય છે, છતાં પરભાવરૂપ પોતે થઈ શકયો નથી, થઈ શકતો નથી, થઈ

શકવાનો નથી, પરંતુ જ્ઞાયક સ્વભાવને ભૂલી પોતાને અન્યથા માને છે. ઊંધી માન્યતામાં પોતાના નિશ્ચયને ટકાવીને અનંત-કાળથી પરભાવનો સ્વીકાર કરતો, અપનાવતો, પોતાપણે માનતો, તેમાં પોતાની હૈયાતીને માનતો અનંતકાળથી ટક્યો છે. પૂર્વે અનંતવાર ધર્મનો ઉપદેશ સાંભળ્યો છે, યમ, નિયમો આદિ બાહ્ય ક્રિયાઓ પણ કરી છે, કરાવી છે, અનુમોદી છે, પરંતુ હજુ સાચું સ્વરૂપ પ્રગટ્યું નથી. સ્વાધીન, એકત્વ સ્વભાવની શાંતિ આત્મામા અનુભવાતી નથી. અપૂર્વ શું, તે અપૂર્વભાવે વિચાર્યું નથી. વિચાર્યું હોય તો તારી આવી દશા ન હોય. સમ્યગ્જ્ઞાનકળા શું છે, તે જ્ઞાયકભાવે વિચાર્યું નથી. પોતે પરજ્ઞેયપદાર્થોની સહાય વિનાનો એકલો, અસંયોગી, અવિકારી, સ્વાધીન છે, એમ પણ હજુ માન્યું નથી, પોતે શુદ્ધ છે તેમ માન્યું હોત તો અવિકારી, શુદ્ધ, સ્વાધીનદશા પ્રત્યક્ષ પુરુષાર્થરૂપ પ્રગટવી જોઇએ.

બંધ ભાવમાં વર્તે અશુદ્ધ ભાવમાં વર્તે, ને મોક્ષની વાતો કરે, તેથી જ્ઞાનની, લોકોત્તર માર્ગની, ભેદવિજ્ઞાનની કળા ત્રણ કાળમાં જાગે નહિ

भणंता अकरेन्ता य बन्धमोक्ख पइण्णिणो
वायाविरिय मेत्तेण समासासेन्ति अप्पयं.

ઉ. સૂ. અ. ૬ ગા. ૯.

બંધ મોક્ષ છે કલ્પના ભાખેવાણી માંહિ,
વર્તે મોહાવેશમાં શુષ્કજ્ઞાની તે આંહિ.

આત્મસિદ્ધિ. ગા. ૫

જ્ઞાન જ મોક્ષનું કારણ છે, એમ બોલે, પણ મોક્ષના ઉપાયનું અનુષ્ઠાન નહિ કરતાં, બંધ અને મોક્ષ છે તેમ માત્ર મોઢેથી બોલે તેવા જગતના જીવો માત્ર વાણીના વીર્યવડે કરીને એટલે વાણીના આડંબરથી પોતાના આત્માને આશ્વાસન આપે છે, પરંતુ જ્ઞાનક્રિયા તો કરતા નથી. બંધ અને અશુદ્ધ ભાવમાં વર્તે છે. 'જ્ઞાનથી મોક્ષ' તેમ વાતો કરે છે, પરંતુ તેથી જ્ઞાનીના જ્ઞાનની કળા જાગે નહિ. તે કળા જગાડવાની રીત જુદી છે.

જે જીવ સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્દર્શનને પામ્યો, તે સાધક દશાવાળો કહેવાણો. સાધક દશામાં રાગ થયા વગર રહે નહિ. સંપૂર્ણ જ્ઞાનીને જ રાગ ન હોય ચોથાથી બારમાં ગુણસ્થાનક સુધી સાધક દશા છે સાધક જીવ તેને હેય સમજે છે. અપૂર્વ વાતને અપૂર્વ રીતે સમજે છે. સાધક દશામાં રાગ થાય છે, તે જુદી વાત છે અને રાગને આદરણીય માનવો તે જુદી વાત છે. રાગ થાય તે કયા ગુણનો દોષ છે? તે જ્ઞાનગુણનો દોષ નથી. શ્રદ્ધાગુણનો દોષ નથી, પણ ચારિત્રગુણનો દોષ છે અને તેને આદરણીય માને તે શ્રદ્ધાગુણનો દોષ છે શ્રદ્ધાનો દોષ, તે મિથ્યા-દર્શનશલ્ય છે. રાગ તે વિકાર છે અને વિકાર તે બંધન છે, તે વાત સાચી છે, એમાં જરા પણ વાંધો નથી, પરંતુ રાગ તે મિથ્યાત્વ નથી, રાગ તે અજ્ઞાન નથી. જ્ઞાનીને રાગ હોય જ નહિ, તેમ માનનારને સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાનના સ્વરૂપની સમજણ નથી. જો રાગને પોતાનું સ્વરૂપ સ્વીકારે, પોતાનું સ્વરૂપ માને, તો તે જીવ મિથ્યાત્વી પણ છે અને અજ્ઞાની પણ છે.

રાગરહિત શુદ્ધ આત્માના અનુભવથી મિથ્યાત્વ અને અજ્ઞાન ટળે છે. સાધક જીવને જે રાગ અને દ્વેષ થાય છે, તે વિકાર છે,

પરંતુ તે મિથ્યત્વ કે અજ્ઞાન નથી. શુભ રાગ, અશુભ રાગને ટાળવા પૂરતો છે, તે બરાબર છે. સંસારના ભૂંડા રાગને ટાળવા માટે ભલા રાગને કરો, પણ તેથી મિથ્યાત્વ અને અજ્ઞાન ટળતું નથી. શુભ રાગથી અશુભ રાગ જ ટળે છે. તેમજ શુભ કે અશુભ રાંગ થાય તેથી કંઈ મિથ્યાત્વ કે અજ્ઞાન થઈ જતું નથી અને શુભ રાગને જો ધર્મનું કારણ માને તો જરૂર મિથ્યાત્વ અને અજ્ઞાન થાય છે. ધર્મી જીવને રાગ થાય તે વખતે "રાગ ઠીક છે તેમજ આદરણીય છે" તેમ તે માનતા નથી, પણ શુદ્ધ સ્વભાવને જ આદરે છે, તેથી તેમની સમ્યગ્શ્રદ્ધા કે સમ્યગ્જ્ઞાનમાં કશો દોષ નથી. જે વસ્તુનો જે સ્વભાવ છે તે સમ્યગ્જ્ઞાનથી સમજવો પડશે સ્વભાવમાં તર્ક ન હોય, તર્કથી સ્વભાવ સમજાય નહિ. સ્વભાવ સમજ્યા વગર ભવનો અંત આવે નહિ. આત્મા તો ત્રિકાળ ચૈતન્ય લક્ષણરૂપ છે, સદા સઉપયોગી છે, સુખદુઃખને જાણનારો છે ને વેદનારો છે. રાગ તેનાથી વિલક્ષણ છે. ચૈતન્યમાં રાગ નથી અને રાગમાં ચૈતન્ય નથી. રાગલક્ષણથી આત્મા અનુભવમાં આવતો નથી અને વર્તમાનમાં આત્માનો અનુભવ કર્યા વિના, હે ભવ્યો! જંપીને બેસવાનું નથી.

ચૈતન્યલક્ષણથી આત્મા અનુભવાય છે. જેટલા પુણ્યભાવો છે, પાપ ભાવો છે, તે કંઈ આત્મતત્ત્વ નથી આ રીતે રાગાદિ સર્વ ભાવોથી જુદા ચૈતન્ય ભાવોને સમજીને જે સમયે જીવ તેમાં એકાગ્ર થયો તે જીવને તે જ સમયે સમ્યગ્દર્શન થાય છે, તે જ જ્ઞાનીની લોકોત્તર ક્રિયા છે. જ્ઞાનીઓ તો પડકાર કરીને કહે છે કે અત્યારે જે ભવ્ય જીવ આવા શુદ્ધ આત્માનો અનુભવ કરે છે તે અલ્પકાળે મુક્તિને પામે છે, માટે જ્ઞાનીઓના જ્ઞાનની સમ્યક્ ક્રિયા તે જ મુક્તિનો ઉપાય છે, એમ અનુભવીઓ કહે છે, તે ત્રિકાળ સત્ય છે. અનંતકાળથી જે સાંભળ્યો નથી તેવો આ

અપૂર્વ વિષય છે. લોકોત્તર ધર્મને પામેલા જીવોની, સમ્યગ્જ્ઞાનીના જ્ઞાનની ક્રિયા કેવી હોય તે સમજાવે છે. અનાદિથી સમજ્યો નથી તેને સમજાવે છે. તે સમજણ અપૂર્વ છે માટે એકવાર અપૂર્વતાને લાવ.

દૃષ્ટાંત :–

કોઈનો એકનો એક દીકરો પરણતો હોય, પાંચ, પચીસ હજાર તે ખર્ચ કરવાનો હોય, તેને કેવો આનંદ હોય છે! તે કેવા મલાવા કરે છે! એમ આ ભગવાન આત્મા, પરથી નિરાળો, નિર્મળ, અખંડ, જ્ઞાયક સ્વરૂપ છે તેને સર્વજ્ઞ ભગવાને જેવો કહ્યો તેવો સાંભળવા મળે, તો લાયક જીવના હર્ષનો પાર ન રહે. સમજણમાં વિરોધ ન આવે, પરંતુ અનાદિથી જેણે બીજું માન્યું છે અને તેનો જ જેને દૃઢ આગ્રહ છે, તેને સત્ય સમજવું નથી. તત્વજ્ઞાનનો વિરોધ કરનારા જીવો અનંતકાળે ઇયળ પણ નહિ થાય, તેઓ તો નિગોદમાં જવાના. તેઓ અનંત જન્મમરણના સ્થાનમાં જાય છે. સૂક્ષ્મ વાત છે, પણ મહાન હિતકારી છે. લોકોત્તરકળા ઉઘાડવાની વાત છે. વળી તારા આત્માની જ વાત છે, તેથી ન સમજાય તેવું નથી જેવા સિદ્ધ ભગવાન છે તેવા બધા આત્મા છે. તું પણ તેવો સ્વતંત્ર અને પૂર્ણ છો, એમ કહેવું એટલે દરેકે દરેક આત્મામાં શકિતપણે સિદ્ધપણું સ્થાપીને 'ભગવતીજી' સિદ્ધાંતની શરૂઆત કરી છે અને તેમાં તો અદ્‌ભુત વાત કરી છે. સંસારના કામમાં તને હર્ષ આવે અને આ અમૂલ્ય સત્યને સમજવાનાં ટાણા મળ્યાં, અલ્પ કાળમાં મોક્ષને લાવે તેવી વાત સાંભળવા મળે, તે સાંભળીને તને અંદરથી હર્ષ ઉત્પન્ન ન થાય તો જીવનની શું સફળતા ? "જેનો કાળ સત્યની સમજણ વગરનો જાય છે તેનાં જીવન, અજ્ઞાનીનાં જીવન જેવાં સમજી

લેવા." ભલે સમ્યગ્દર્શન ન થાય પણ તેની પ્રાપ્તિમાં જેનો કાળ જાય છે તેને આ ભવમાં નહિ, તો બીજે ભવે જરૂર સમ્યગ્દર્શન થશે. એકવાર સત્યને સાંભળીને, પછી સમજીને, અંદરમાંથી હા લાવે તો અનંત પરિભ્રમણનો અંત આવે, માટે સમજીને શીઘ્રમેવ હા લાવ, તેમાં જ તારા આત્માનું અવિનાશી કલ્યાણ રહેલું છે. તેમાંથી જ લોકોત્તરકળા જાગે છે અને તેમાંથી તારો મોક્ષ થશે. આ વાત ઉચ્ચ ભૂમિકાવાળા માટે કહેવાતી નથી, તેમ જ કેવળજ્ઞાન પામી ગયા તેને માટે કહેવાતી નથી. ચારિત્રનો વિષય હજુ દૂર છે. આ તો પ્રથમ સમ્યગ્દર્શન કેમ થાય, જ્ઞાનીની ક્રિયા કેવી હોય, લોકોત્તરમાર્ગે ચડી ચૂકેલા જ્ઞાનીના જ્ઞાનની ક્રિયા કેવી હોય, તેની વાત ચાલે છે.

જેવું તત્ત્વ, સર્વજ્ઞ ભગવાને કહ્યું છે તેવું જાણે, તો કોઈ ભ્રમણા રહે નહિ. બધાં પડખાંના વિરોધને ટાળીને જો સત્યને સમજે તો અંદરથી ભણકારા ઊઠે કે બસ, બસ, હવે ભય નથી, ને ભવ પણ નથી. એવું ભાન થવાને માટે જ સુધર્માસ્વામી, આચાર્યદેવ કહે છે કે, "ज्ञान क्रियाभ्याम् मोक्षः" જ્ઞાનક્રિયા તે મોક્ષનો ઉપાય છે. આત્મા તો પરથી ત્રિકાળ જુદો, અખંડ જ્ઞાયકપણે છે. કર્મપણે, મનપણે, વચનપણે, કાયાપણે, આત્મા નથી. કર્મ જડ છે, આત્મા ચેતન છે. રાગ-દ્વેષનો વિકારીભાવ તે ત્રિકાળી, જ્ઞાયક આત્માનો સ્વભાવ નથી માટે તે ટાળી શકાય છે. જેમ સુખડનું લાકડું ઓળખવા માટે એક સુગંધ અને બીજું લાકડું એમ એક એક ગુણને (સુખડમાં એવા અનેક ગુણો છે) જુદા પાડીને સમજાવાય છે ને બતાવાય છે ત્યાં સુખડ અને સુગંધમાં ભેદ પડયો, તેનું નામ તે વ્યવહાર અને અખંડ સુખડને

સમજવું તે નિશ્ચય એટલે પરમાર્થ, તેમ આત્મા અનંત ગુણનો પિંડ છે, ત્યાં જ્ઞાનથી આત્મા જાણે તે આત્મા, શ્રદ્ધા કરે તે આત્મા, ક્ષમા કરે તે આત્મા, ત્રિકાળી સ્વરૂપમાં ઠરે તે આત્મા, તપ તે આત્મા, એમ વ્યવહારથી ભેદ કરીને આત્માને સમજાવ્યો છે. ગુણભેદ, કથન તે વ્યવહાર છે. તે ઉપરથી અભેદ આત્માને સમજી લે તો તેમાં જે વ્યવહાર થયો તે નિમિત્તરૂપ નીવડે છે. એવો વ્યવહાર, પરમાર્થમાં શી રીતે આવે, તે પ્રશ્નનો જવાબ એ છે કે–ભાઈ, આત્માની ક્રિયા આત્મામાં થાય છે, જ્ઞાનીની ક્રિયા જ્ઞાનમાં થાય છે, તે અહીં બતાવાય છે. હવે જે અંતરંગ પરમાર્થને સમજતો નથી, નિશ્ચયને સમજતો નથી તેને હવે અંદર લક્ષ કરાવે છે. કેવા રીતે લક્ષ કરાવે છે? જો ભાઈ, આ વિશ્વાસ કરે છે તે આત્મા છે, પરથી લાભ, હાનિ માની છે, અને માનીને જે પરમાં વિશ્વાસ કરે છે તેને સ્વ તરફ વાળ, તું સદા શ્રદ્ધા, જ્ઞાન, ચારિત્ર વગેરે અનેક ગુણનો પિંડ છો, એમ ભેદથી અભેદનું લક્ષ કરીને ગુણ ગુણીની એકતા કરે છે તે આત્માની અરૂપી ક્રિયા છે, જ્ઞાનીની જ્ઞાનક્રિયા છે, લોકોત્તરમાર્ગની સુંદર ક્રિયા છે. આમ સ્યાદ્વાદ સમજ્યા વગર નિવેડો નથી.

હવે 'સ્યાદ્'નો અર્થ 'અપેક્ષા' થાય છે. અપેક્ષા એટલે દૃષ્ટિ–કોણ, 'વાદ'નો અર્થ 'સિદ્ધાંત.' એનો સળંગ અર્થ એવો થયો કે અપેક્ષાનો જે સિદ્ધાંત છે તેને સ્યાદ્વાદ કહેવાય છે.

**દૃષ્ટાંત :–**

એકજ સમયમાં પદાર્થ નિત્ય પણ છે, અનિત્ય પણ છે, પરંતુ જે અપેક્ષાથી નિત્ય છે, તે જ અપેક્ષાથી અનિત્ય નથી. હવે કોઈ પણ પદાર્થ પોતાના વસ્તુત્વની અપેક્ષાએ નિત્ય અને

બદલતી રહેવાવાળી પોતાની અવસ્થાની અપેક્ષાએ અનિત્ય છે: આ પ્રકારે સ્યાદ્વાદને સમજીને, ભેદથી અભેદનું લક્ષ કરીને, ગુણ-ગુણીની એકતા કરે છે, તે આત્માની અરૂપી ક્રિયા છે, જ્ઞાનીના જ્ઞાનની ક્રિયા છે, લોકોત્તર માર્ગ છે.

---

સં. ૨૦૧૧ના પ્ર. ભાદરવા સુદ ૩ શનિવાર તા. ૨૦-૮-૫૫.

ઉદાયન રાજાનું જ્ઞાન સોળે કળાએ ખીલી નીકળેલ છે. જ્ઞાનીના જ્ઞાનની ક્રિયાને સમજીને, તેનું અનુમોદન કરીને, તેમાં ઝૂકી પડીને, જ્ઞાનીના જ્ઞાનમાં જે વર્તશે તે જીવ એક અવતાર કરીને મોક્ષમાં જશે જ્ઞાનીના જ્ઞાનની ક્રિયાનો ઉપાય શું છે, તે કૃપા કરીને સમજાવો, તેવી શિષ્યની વિનંતિ છે. અરૂપી ક્રિયા કેમ પ્રગટે, અનંત જન્મમરણ ટળે તેવી ક્ષમા કેમ પ્રગટે તે સમજો અને હૃદયમાં ઉતારો અને વહેલા વહેલા મોક્ષમાં જાઓ.

ઉદયિક આદિ પાંચ ભાવો છે. 'ઉદયિક, ઉપશમિક, ક્ષાયોપશમિક, ક્ષાયિક અને પારિણામિક,' એ પાંચ ભાવો છે. તે પાંચ ભાવમાંથી કયા ભાવનો આશ્રય લેવાથી મોક્ષની ક્રિયા પ્રગટે ? કયા ભાવને શરણે જવું કે મુક્તિ પ્રગટે ? કયા ભાવની ભાવના ભાવું કે મુક્તિની ક્રિયા પ્રગટે ? અત્યાર સુધી તો ઉદયિક ભાવનો આશ્રય લીધો છે. તેનાથી મુક્તિની ક્રિયા પ્રગટશે નહિ. પાંચમો જે પારિણામિક ભાવ છે, તેના ત્રણ ભેદ છે.

"जीव भव्याभव्यत्वादीनि च."

તત્વાર્થસૂત્ર અ. ૨ સૂ. ૭.

(૧) જીવત્વ પારિણામિકભાવ (૨) ભવ્યત્વ પારિણામિકભાવ (૩) અભવ્યત્વ પારિણામિકભાવ. આ ત્રણે ભાવોને કર્મની અપેક્ષા નથી. પારિણામિક ભાવના આ ત્રણ ભેદ, તે વ્યવહાર નયનો વિષય છે. હવે જીવના સ્વભાવની દૃષ્ટિથી એકવાર તો જો અને તે દૃષ્ટિથી જોતાં આવડે તો ભવ્યત્વ, અભવ્યત્વવાળા બધા જીવો ત્રિકાળ એકરૂપ પારિણામિક સ્વભાવવાળા છે. જીવત્વ પારિણામિકભાવ તો ભવ્ય તેમ જ અભવ્ય બધા જીવોને એક સરખો હોય છે ભવ્યત્વ પારિણામિકભાવ ભવ્ય જીવોને જ હોય છે અને અભવ્યત્વ પારિણામિકભાવ અભવ્ય જીવોને જ હોય છે. ત્રણે પ્રકારના ભાવો પોતપોતાના સ્વભાવથી જ છે તેમાં કોઈ કર્મની અપેક્ષા નથી. ઘણાં પુણ્ય કરે તે જીવ, 'ભવ્ય,' અને ઘણાં પાપ કરે, તે જીવ અભવ્ય. પ્રશસ્ત ભાવ કરે તે જીવ, ભવ્ય અને અપ્રશસ્ત ભાવ કરે તે જીવ, 'અભવ્ય,' તેમ નથી. પુણ્ય અને પાપ, ઉદયિક ભાવરૂપ છે. ભવ્યત્વ અને અભવ્યત્વ પારિણામિક ભાવરૂપ છે. તેથી ભવ્યત્વ કે અભવ્યત્વપણાને પુણ્યપાપની અપેક્ષા નથી. કોઈ જીવ ભવ્ય હોય અને તે ઘણાં પાપ કરે, ક્રૂરમાં ક્રૂર કાર્ય કરે, સાતમી નરકે જાય તેવાં પાપ કરે તેથી તે કંઈ અભવ્ય થઈ જતો નથી કોઈ અભવ્ય જીવ ઘણાં પુણ્ય કરે, નવમી ગ્રૈવેયકે જાય તેવાં પુણ્ય કરે છતાં તે કંઈ ભવ્ય થઈ જતો નથી. તે ભવ્ય હોય તો ભવ્ય જ રહે. અભવ્ય હોય તો અભવ્ય જ રહે, કારણ કે તેવો તેનો સ્વભાવ જ છે, તેમા તર્ક ન હોય.

જીવત્વ સ્વભાવ બધા જીવોમાં છે ઘણાં ક્રૂર કર્મ કરનાર આત્માનો જીવત્વ સ્વભાવ નાશ થઈ જતો નથી. ધર્મ કરનારા જીવનો જીવત્વ સ્વભાવ કંઈ નવો થતો નથી. જીવત્વ પારિણામિક ભાવ સદાય નિરપેક્ષ એકરૂપ છે. હવે જીવનો જે ત્રિકાળી

પારિણામિક ભાવ છે તે કારણ પરમાત્મા છે. તે કારણ પરમાત્મારૂપ શુદ્ધ આત્માના સ્વભાવનો આશ્રય લીએ (કારણમાંથી કાર્ય થાય છે, કારણ વિના કાર્ય થાય જ નહિ) તો સકળ કર્મનો ક્ષય થતાં કેવળજ્ઞાન, કેવળદર્શનરૂપ ક્ષાયિક ભાવ પ્રગટે છે. અનંત સ્વ ચતુષ્ટય જરૂર પ્રગટે છે. કેવળજ્ઞાન, કેવળદર્શન, અનંત વીર્ય અનંત સુખ તે બધા ભાવો ક્ષાયિક ભાવો છે અને જે પ્રગટે છે તે કાર્ય – પરમાત્મા છે. ભગવાન શ્રી મહાવીરદેવ કેવળજ્ઞાનને પામ્યા તે કેવળજ્ઞાનાદિ બાર ગુણો અથવા ભાવો પ્રગટયા તે કાર્ય પરમાત્મા છે. કાર્ય–પરમાત્માને જેણે પ્રગટાવી દીધા, તેણે ત્રિકાળ પારિણામિક ભાવનો જ આશ્રય લીધો, કારણ–પરમાત્માનો આશ્રય લીધો. કાર્ય–પરમાત્માને કારણ–પરમાત્માનો આશ્રય લીધા વિના કોઈ પણ જીવનો સંસારમાંથી છૂટકો થાય તેમ નથી. આપણા પરમ પિતા ભગવાન શ્રી મહાવીરદેવે પણ એનો જ આશ્રય લીધો છે. કાર્ય – પરમાત્મારૂપ ભાવ તે સંપૂર્ણ શુદ્ધ અવસ્થારૂપ છે. સંપૂર્ણ શુદ્ધ અવસ્થા કોને હોય? ત્રણ લોકોને આશ્ચર્યનું કારણભૂત સંપૂર્ણ, નિર્મળ કેવળજ્ઞાનના સ્વામી, એવા શ્રી અરિહંત, તીર્થંકરદેવ, તેમજ સામાન્ય કેવળી ભગવંતો અને અશરીરી સિદ્ધ ભગવંતોને જ હોય છે. કેવળજ્ઞાન, કેવળદર્શન આદિ જે ક્ષાયિક ભાવો બતાવ્યા તે છદ્મસ્થ સંસારી જીવોને હોતા નથી, પણ અરિહંત અને સિદ્ધ ભગવંતોને જ હોય છે. શ્રી તીર્થંકર ભગવાન તથા સામાન્ય કેવળી ભગવાન, બધાને ક્ષાયિક ભાવો સમાન છે, પણ ઉદયિક ભાવમાં ફેર છે, એટલે કે પવિત્રતામાં સમાનતા છે, પરંતુ પુણ્યમાં ફેર છે. શ્રી તીર્થંકર ભગવંતો ગુણમાં, પવિત્રતામાં અને પુણ્યમાં પૂરા હોય છે. તીર્થંકર પ્રભુનાં જન્મ–

કલ્યાણક, ચ્યવન–કલ્યાણક, દીક્ષા–કલ્યાણક, કેવળજ્ઞાન–કલ્યાણક અને નિર્વાણ–કલ્યાણક, દેવો અને દેવેંદ્રો ઊજવે છે અને તે વખતે ત્રણે લોકમાં આશ્ચર્યને કારણે ખળભળાટ થાય છે. એવા જીવને પણ કેવળજ્ઞાનાદિ ક્ષાયિક ભાવો પ્રગટયા પછી જ તીર્થંકરપણું હોય છે. ગૃહસ્થપણામાં, છદ્મસ્થપણામાં ક્ષાયિક સમકિત હોઇ શકે, પરંતુ કેવળજ્ઞાનરૂપે ક્ષાયિક ભાવ હોય જ નહિ. ઉદય ભાવ, ઉપશમ ભાવ અને ક્ષયોપશમ ભાવ આ ત્રણે ભાવો વિકારી અને અધૂરા હોય છે તેથી તે સંસારી કે છદ્મસ્થને જ હોય છે. ઉપશમિક કે ક્ષયોપશમિકભાવ કેવળી ભગવંતોને હોય નહિ. ઉદયિક ભાવ કેવળીને હોય છે, પણ તેનો ક્ષય થતો જાય છે. ઉદયિક ભાવની મુખ્યતા નથી કારણકે મોહનો ઉદય છે જ નહિ, તેમને ક્ષાયિકભાવની જ મુખ્યતા હોય છે.

હવે આ પાંચ ભાવોમાંથી કોનો આશ્રય લેવાથી મુક્તિ થાય તે જણાવતાં જ્ઞાનીઓ કહે છે, અનુભવના જોરે પડકાર કરીને કહે છે કે પહેલા ચાર ભાવો આવરણ સહિત હોવાથી મુક્તિનું કારણ નથી. સમ્યગ્જ્ઞાનકળાની ઉત્પત્તિનું કારણ નથી, પરંતુ એકજ પરમ પારિણામિક ભાવ એ જ નિરપેક્ષ, નિરુપાધિકરૂપ, નિરંજન, નિજ પરમ પારિણામિક ભાવની ભાવના કરવાથી, તેના શરણે જવાથી, ઘણા જીવો મુક્તિને પામ્યા છે અને હજુ પણ પામશે. માટે હે ભવ્ય જીવો! પરમ પારિણામિક ભાવનો આશ્રય લીઓ. હે જીવ! તું વિષયોમાં લીન થઇને, ઉદયિક ભાવોમાં લીન થઇને અનંતકાળ સુધી ભટકયો, ચાર ગતિ, ચોવીસ દંડક અને ચોરાશી લાખ જીવાયોનિમાં તું રખડયો, હજી પણ તું ઉદયિક ભાવની આસક્તિને છોડતો નથી, તેમાં ને તેમાં રક્ત થઇને તું કેટલો

કાળ રખડીશ ? હવે તો તું મોક્ષનું સાધન કર.–પરમ પારિણામિક ભાવનો આશ્રય લે,–સમ્યગ્જ્ઞાનકળાને લાવ, હે અજ્ઞાની જીવ ! શુદ્ધાત્માની ભાવનાથી ઉત્પન્ન થતા વીતરાગ, પરમ આનંદરૂપ સુખ, તેના અનુભવથી રહિત થઈને વિષયમાં આસક્ત થઈને, ઉદયિક ભાવમાં આસક્ત થઈને હજી કેટલો કાળ ભટકીશ! પૂર્વે તો અનંત કાળ સુધી ભટક્યો–હજી પણ ભટકવાથી થાકતો નથી. ઉદય ભાવમાં રક્ત થઈ; બહિર્મુખ થઈ ક્યાં સુધી રખડીશ ? જીવત્વ, ભવ્યત્વ; પારિણામિક ભાવોની ભાવના તો કર. પરમ પારિણામિક ભાવોની ભાવના કર.

"ઘોર પરિષહ કે ઉપસર્ગ ભયે કરી
આવી શકે નહિ તે સ્થિરતાનો અંતજો. અપૂર્વ. ગા. ૪."
ના બે પદ

બાવીસ પરિષહ કે ઘોર ઉપસર્ગ આવી પડે, તોપણ તેમાં મેરૂની સમાન નિશ્ચય આત્મધ્યાનને ધારણ કર. તેના પ્રસાદથી જરૂર તું મોક્ષને પામીશ. પરમ પારિણામિક ભાવમાં અનંત ગુણોને રહેવાનું સ્થાન છે. એ સ્થાન ક્યાં છે ? તો કહે છે કે કારણ–પરમાત્મા છે. પરમ પારિણામિક ભાવ છે તે ભાવની ભાવનાથી તું જરૂર મોક્ષને પામીશ. સંસાર તરવાનો આ ચાન્સ–કલ્યાણનો ઉપાય છે. તેને છોડી દઈને તું શુદ્ધ આત્માની ભાવનામાં, પરમ પારિણામિક ભાવનામાં જે મિથ્યાત્વ, શત્રુ છે તેમાં ભ્રમણ ન કર, એવો અનંત કેવળજ્ઞાનીઓનો આદેશ છે.

કેવળ પરમ પારિણામિક ભાવનો આશ્રય લે. તેને શરણે ચાલ્યો જા; જે કોઈ અજ્ઞાની ઉદયિક ભાવને વશ થઈ 'શિવ સંગમ' નિજ ભાવમાં રહેતો નથી અને આકુળતા વ્યાકુળતા રૂપ ઉદય ભાવમાં

લીન થયો તે અનંતકાળ રખડયો, હવે તે ભાવની આસક્તિ છોડીને શિવ સંગમને માટે પાંચમા ભાવની ભાવના કરીને પાંચમી ગતિમાં જા. સંસારી જીવ સર્વે આકુળ વ્યાકુળ છે કોઈ સુખી છે જ નહિ. હવે તારે સુખી થવું હોય તો ઉદયિક ભાવને છોડી, પારિણામિક ભાવમાં લીન બન એક શિવપદ જ પરમ આનંદ ને સુખનું ધામ છે. પોતાના સ્વભાવમાં, પરમ પારિણામિક ભાવમાં જે સ્થિર છે, તેને તું નિશ્ચય નય–વડે દેખ, તેની ભાવના કર. એ ભાવના કરવાથી જીવ લોકોત્તર જ્ઞાનકળાને પામી અલ્પકાળમાં મુક્તિ પામશે.

---

## સં. ૨૦૧૧ના પ્ર. ભાદરવા સુદ ૪ રવિવાર તા. ૨૧–૮–૫૫.

ઉદાયન રાજાનો અધિકાર ચાલે છે. ઉદાયન રાજાના, સોળે કળાએ ખીલેલા જ્ઞાનની વાત આવતાં જ્ઞાનની ક્રિયા કેમ પ્રાપ્ત થાય, તે સમજાવે છે. અરૂપી આત્માની ક્રિયા, આત્મા જો પામી જાય તો મુક્તિને પામે ત્રણે કાળમાં કદાપિ કોઈ પણ મનુષ્ય કોઈ પણ પ્રકારે કયાંય પણ સમ્યગ્જ્ઞાન વિના આત્મ–શાંતિને પામ્યો નથી, પામશે નહિ, અને પામવાનો પણ નથી. સંપૂર્ણ આત્મ–સ્વરૂપની પ્રાપ્તિને જે જે પામ્યા છે, પામે છે અને પામશે તે સમ્યગ્જ્ઞાનકળાના બળે જ પામ્યા છે. પિતા વિના પુત્ર જન્મે નહિ, મેઘ વિના વૃષ્ટિ થાય નહિ, તપ વિના શુદ્ધિ થાય નહિ, તેમ જ્ઞાનીના જ્ઞાન વિના, લોકોત્તર સમ્યગ્જ્ઞાન વિના શુદ્ધ આત્મ–સ્વરૂપની પ્રાપ્તિ સંભવિત જ નથી. જ્ઞાનીના જ્ઞાનની ક્રિયા, તે જ શુદ્ધ સ્વરૂપની પ્રાપ્તિમાં અસાધારણ કારણ છે. પોતાના શુદ્ધ ચૈતન્યરૂપી આત્મામાં રુચિ થવી જોઈએ રુચિ થવી એટલે શું ? એટલે તેમાં દૃષ્ટિ થતી જવી, તેને આત્મજ્ઞાનીઓ નિશ્ચય સમ્યગ્-

દર્શન માને છે. આ આત્મ-રુચિ રૂપ સમ્યગ્દર્શન, કર્મરૂપી કાષ્ટને બાળીને ભસ્મ કરવામાં અગ્નિ સમાન છે. જે જીવ ત્રણે કાળમાં નિર્મળ સ્વરૂપની શ્રદ્ધામાં રહેવાવાળા, એવા પોતાના સમસ્ત શુદ્ધ એકાંગી સ્વરૂપને એક સાથે જાણતા, દેખતા શ્રદ્ધે છે, (શ્રદ્ધે છે એટલે સાક્ષાત્કાર કરે છે) તે જીવ તત્ત્વથી સમ્યગ્દ્દષ્ટિ કહેવાય છે.

સમ્યગ્દર્શનનાં આઠ અંગ કહ્યાં છે. એ આઠ અંગને જેમ છે તેમ યથાર્થપણે જાણીને મુક્તિસુખ ઈચ્છુક મુમુક્ષુઓ સમ્યગ્દર્શનને આઠ અંગ સહિત ધારણ કરે છે. એકેક અંગ સહિત સમ્યગ્દર્શન અસંખ્યાતગુણી નિર્જરા કરાવે છે. અંગ વિના જેમ અંગી અપૂર્ણ હોવાથી કંઈ કામ કરી શકે નહિ તેમ આ આઠેય અંગ વિના સમ્યગ્દર્શન યથાર્થ નિર્મળતાને પામતું નથી, તેથી મોક્ષરૂપી કાર્ય પણ થઈ શકતું નથી. સમ્યગ્દૃષ્ટિ જીવોને આઠ અંગનું પાલન સહેજે, સહેજે થાય છે. તેમનો સ્વભાવ તેવો જ થઈ જાય છે. આઠ અંગ સહિતના સમ્યગ્દર્શનનું પાલન, જ્ઞાનીના જ્ઞાનની સમ્યક્ ક્રિયા, લોકોત્તર ક્રિયા-મોક્ષનું અસાધારણ કારણ છે. હવે આઠ અંગને સમજાવે છે.

निस्संकिय-निक्कंखिय-निव्वितिगिच्छा अमूढदिट्ठी य।
उववूह-थिरीकरणे, वच्छल्ल-पभावणे अट्ठ ॥

ઉ. સૂ. અ. ૨૮ ગા. ૩૧

(૧) 'નિઃશંકિય' પોતાના આત્મામાં નિર્ભય તથા શંકા રહિત થઇને રહેવું તે. જે નિઃશંક છે તે મરણાંત ભય આવે-કષ્ટ આવે તો પણ તેને પોતાના સ્વરૂપમાં શંકા કે ભય થતો નથી. (૨) 'અતીંદ્રિય' આનંદમાં મગ્ન રહેવું તે 'નિઃકાંક્ષિત' અંગ છે.

(૩) આત્મ સ્વરૂપની મગ્નતામાં સામ્યભાવનું અવલંબન તે 'નિર્વિચિકિત્સા' અંગ કહેવાય છે. (૪) આત્માના સ્વરૂપમાં મૂઢતા રહિત થવું, યથાર્થ આત્મબોધ સહિત રહેવું તે 'અમૂઢ-દૃષ્ટિ' અંગ છે. (૫) આત્મિક સ્વભાવની સ્થિરતામાં લીન રહેવું અને પરભાવને ગ્રહણ ન કરવો તે 'ઉપગુહન' અંગ છે. (૬) આત્મામાં આત્મા દ્વારા સ્થિર થવું તે 'સ્થિતિ-કરણ' અંગ. (૭) આત્માનંદમાં ભ્રમરની માફક આસકત રહેવું તે 'વાત્સલ્ય' અંગ (૮) આત્મિક પ્રભાવનાના વિકાસમાં પૂરેપૂરી કાળજી રાખવી તે 'પ્રભાવના' અંગ કહેવાય છે. સમ્યગ્દર્શનને આ આઠ અંગ સહિત ધારણ કરનાર જીવ અલ્પ કાળમાં મોક્ષને પામે છે.

આ સમ્યગ્દર્શન અને આઠ અંગની પ્રાપ્તિ માટે શું કરવું જોઈએ? કરોડ રૂપિયાં આપવાથી તેની પ્રાપ્તિ થતી નથી. તેની પ્રાપ્તિ માટે ત્રિકાળ પારિણામિક સ્વભાવની ભાવનામાં લીન થતાં સહેજે-સહેજે ક્ષાયિક ભાવ પ્રગટે છે. માટે જ્ઞાનીઓ કહે છે:- પરમ પારિણામિક ભાવમાં એટલે કે તેની ભાવનામાં મુકિતનું કારણ છે. માટે પર્યાયનું લક્ષ છોડીને, પૂર્ણ સ્વભાવને આશ્રયે (અનંતકાળથી પર્યાયને આશ્રયે બેઠો છો) પરિણમતા-પરિણમતા મુકિત થાય. આવા જ્ઞાનીના જ્ઞાનના લક્ષને, પરિણામને વીતરાગદેવ મુકિતનું કારણ કહે છે. પહેલા ચાર ભાવોનો આશ્રય છોડીને, પૂર્ણ સ્વભાવનો આશ્રય કરતાં સમ્યગ્દર્શનાદિ સહિત આઠે અંગ સહિત નિર્મળ ભાવો પ્રગટવાથી મુકિત થાય છે. એકનો આશ્રય કરતાં, કરતાં આ બધા પ્રગટીને મુકિત આપે છે. તે પારિણામિક સ્વભાવ જ મુકિતનું કારણ છે. માટે મુમુક્ષુઓએ શુદ્ધ પરમ પારિણામિક સ્વભાવનો જ આશ્રય કરવા યોગ્ય છે આત્માનો જે ત્રિકાળી પારિણા-

મિક ભાવ છે તેને આવરણની, વર્ગણાની, કે વર્ગણા કે આવરણના અભાવની અપેક્ષા હોતી જ નથી. પહેલાં વર્ગણા કે આવરણ હતું અને પછી ટળ્યું, અગર પરમ પારિણામિક ભાવ આવરણવાળો હતો અને પછી આવરણ ટળ્યું અને પરમ પારિણામિક ભાવ પ્રગટયો, તેમ બનતું નથી. આ ભાવને કોઇ કર્મની અપેક્ષા લાગતી નથી. પહેલા ચાર ભાવને કર્મની અપેક્ષા લાગે છે. પરમ પારિણામિક ભાવ તે સદાય સહજ જ્ઞાન, શ્રદ્ધા, શકિત વગેરે અનંત ગુણોથી ભરેલો છે. વળી તે ધ્રુવ, અવિચળ, અવિનાશી, ત્રિકાળ, એકરૂપ એવો નિરંજન ભાવ છે, તે કદી બદલાતો નથી. તે ઉત્પાદ, વ્યયરૂપ નથી, પણ ધ્રુવ સ્વરૂપ છે. માટે એ ભાવ જ મુકિતનું ખરેખર કારણ છે, તે ભાવ જ સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર, તપ, રત્નચારનું કારણ છે સ્વભાવનો સાક્ષાત્કાર, પારિણામિક ભાવનો સાક્ષાત્કાર થતાં તેની ભાવનામાં લીન થતાં અનંત સાક્ષાત્ સુખ પ્રગટે છે; મોક્ષ પ્રગટે છે. આજ જ્ઞાનીઓના જ્ઞાનની સમ્યક્ ક્રિયાનું માહાત્મ્ય છે.

કોઇ જીવ મિથ્યાદષ્ટિ હોય અને પોતાને સમ્યગ્દષ્ટિ માની લીએ અને પોતે માની લીએ કે શાસ્ત્રમાં સમ્યગ્દષ્ટિને ભોગ ભોગવતાં 'બંધ' નથી, હું તો સ્વ અને પરને ભિન્ન માનું છું, જગતનો સ્વભાવ, કર્તાપણાનો અને ભોકતાપણાનો નથી, તેમ હું માનું છું તેથી મને કર્મ બંધન ન થાય, આવી વિપરીત બુદ્ધિ જેને ઊભી હોય તે મિથ્યાત્વી છે પણ સમ્યગ્દષ્ટિ જીવમાં આઠ આચાર હોય છે. તેથી તે જીવની રુચિ, ભોગમાં જરાય ન હોય. એ તો આત્મ-સુખનો રસિક હોય છે. તેવા જ્ઞાની જીવને જ્યાં સુધી પ્રત્યાખ્યાની અને અપ્રત્યાખ્યાની કષાયનો ઉદય રહે છે ત્યાં

સુધી તે શ્રાવક તથા મુનિનાં વ્રતો પાળવામાં સમર્થ હોતો નથી, તેથી કરીને તેની તેને રુચિ નથી તેમ ન કહેવાય તે અસમર્થ છે, તેથી ગૃહસ્થાશ્રમમાં રહે છે અને કષાયની પ્રેરણાથી અર્થ-પુરુષાર્થ અને કામપુરુષાર્થનો ઉદ્યમ કરે છે પણ તે ઉદ્યમને પોતાનું કર્તવ્ય ગણતો નથી, પરંતુ તે બધું ત્યાગવા યોગ્ય છે, તેમ સમજીને અરુચિપૂર્વક કરે છે. જેમ કોઇ રમતમાં આસક્ત વિદ્યાર્થી માતા, પિતા કે ગુરુની પ્રેરણાથી વિદ્યા ભણે છે, પરંતુ તેનું ચિત્ત ભણતાં થકાં રમતમાં જ છે, તેથી તે વિદ્યા ભણતો થકો પણ ભણતો નથી, કારણ કે તેનું ચિત્ત વિદ્યામાં રંજાયમાન નથી તેમ જ્ઞાની, અપ્રત્યાખ્યાની અને પ્રત્યાખ્યાની કષાયના ઉદયથી સંસારનાં કાર્યમાં જોડાય છે, પરંતુ સંસારનાં કાર્યમાં તેમનું રંજાયમાનપણું છે જ નહિ, પણ પોતાના સ્વભાવમાં જ રંજાયમાનપણું રહે છે. પોતાના સ્વભાવની પરિણતિથી રંજમાત્ર શરીર સંબંધી ક્રિયામાં રંજાયમાનપણું થતું નથી, પરંતુ પૂર્વના કર્મના ઉદયથી વર્તમાનમાં લાચાર થઇને ગૃહસ્થ યોગ્ય, આચરવા યોગ્ય, રૂડા રૂપાળા વ્યવહાર કરે છે અને તેનો પોતાને તો જ્ઞાતા જ જાણે છે. અમુક કર્મનો ઉદય છે, પ્રેરણા છે, એમ કર્મના ઉદયને પણ પિછાને છે. વિષયનો–ભોગોનો એવો પ્રભાવ જ્ઞાની પર પડતો નથી કે જેથી તે આત્માની રુચિ છોડી બેસે. જેમ એક મ્યાનમાં બે તલવાર એકી સાથે રહી શકે નહિ, તેવી રીતે જ એક જ ભાવમાં એકી સાથે જ્ઞાતાપણું અને કર્તાપણું રહી શકતું નથી, એટલે રુચિપણું અને અરુચિપણું સાથે રહી શકે નહિ. કહેવાનો આશયએ છે કે, અંતરંગ રુચિ, વિષયભોગ તરફ હોય તો તે જીવ સમ્યગ્દૃષ્ટિ છે જ નહિ, પરંતુ મિથ્યાદૃષ્ટિ છે. કોને રુચિ છે, કોને રુચિ નથી, કોણ કર્તા છે અને કોણ કર્તા નથી, આ ઓળખાણ

સ્વયં એક સમ્યગ્જ્ઞાનીને જ થઈ શકે છે. સમજણમાં ભૂલ ઉભી હોય અને પોતાને સમ્યગ્દૃષ્ટિ માની સ્વછંદથી વિષયભોગમાં પ્રવૃત્તિ કરતા હોય તે વજ્ર મિથ્યાત્વી છે. આચાર્યનો એવો અભિપ્રાય છે કે જ્ઞાનીની રુચિ તો તત્ત્વમાં જ હોય છે, તેને વિષયની રુચિ ન હોય, અતીંદ્રિય સુખની રુચિ હોય, પરંતુ વિષવત્ કટુ વિષયભોગનું ક્ષણિક, અતૃપ્તિકારી, આકુળતાવાળા એવા વિષયભોગની રુચિ સમ્યક્ દૃષ્ટિવાળાને ન હોય. જેને ભોગમાં રુચિવાળો રંજકભાવ હોય તે રાગ, દ્વેષ, મોહસહિત મિથ્યાદૃષ્ટિ છે. બંધક છે, અને અજ્ઞાની તથા સંસારમાર્ગી છે. સમકિત દૃષ્ટિ અબંધક છે, મોક્ષમાર્ગી છે. જ્ઞાની જ પોતાના ભાવોને સમજે છે. સમ્યગ્દૃષ્ટિ કર્મકૃત નાટકનો માત્ર જ્ઞાતા રહે છે. તેમાં પોતાનું સ્વામિત્વ કે લિપ્તપણું રાખતો નથી, પણ અત્યંત અલિપ્ત રહે છે. કર્મના નાટકના પ્રપંચથી તે છૂટવા માગે છે. સ્વાધીનતાની પ્રાપ્તિનો પૂર્ણ રુચિવંત છે. મિથ્યાદૃષ્ટિ, કર્મના ઉદયથી જે જ્ઞેયરૂપ અવસ્થાઓ પ્રાપ્ત થાય છે, તેમાં રુચિ લગાવીને રંજાયમાન થાય છે અને તેને ઘણી જ રુચિપૂર્વક ભોગવે છે, અને જ્યારે અશાતારૂપ અવસ્થાઓ પ્રાપ્ત થાય છે ત્યારે તીવ્ર કષાયનાં, આર્તધ્યાનનાં પરિણામ કરી દુઃખી થાય છે. સમ્યગ્દૃષ્ટિ તો તે જ છે, જે અતીંદ્રિય સુખમાં આનંદ માને છે. આમ સમજીને જે જ્ઞાનની ક્રિયાને જાણે છે, સમજે છે, અને તેનો આશ્રય લઈ તેમાં લીન થાય છે, તેમાં પરિણમી જાય છે, તે જરૂર મુક્તિને પામે છે.

## સં. ૨૦૧૧ના પ્રથમ ભાદરવા સુદ ૫ સોમવાર તા. ૨૨-૮-૫૫.

પરમ માંગલ્યકારી પંચ પરમેષ્ઠીને પૂર્ણપદની પ્રાપ્તિને માટે ભાવપૂર્વક નમસ્કાર કરીને આલોચના વિષે વિચાર કરીએ. આજે આલોચના દિન છે. આલોચના શું ચીજ છે તેને જે જીવ જાણતો નથી, કે તેને જાણવાનો કામી નથી, તે જીવ આલોચના કરી શકતો નથી, પણ આલોચના શું, તે જાણતો હોય કે જાણવાનો કામી હોય તે જ આલોચના કરી શકે. દિવસ અને રાત્રિમાં થયેલાં પાપકર્મને યાદ કરીને પ્રશ્ચાત્તાપ કરવો, તેને આલોચના કહેવાય. માત્ર પોપટની માફક તેના શબ્દો બોલી જવા તે આલોચના ન ગણાય.

आलोचणाए णं भन्ते! जीवे किं जणयइ?। आलोचणाए णं माया-नियाण-मिच्छादंसण-सल्लाणं, मोक्खमग्ग विग्घाणं, अणंत-संसार वन्धणाणं, उद्धरणं करेइ। उज्जुभावं च जणयइ। उज्जुभावपडिवन्ने य णं जीवे अमाइ इत्थीजीवेयनपुसवेयं च न बन्धइ। पुव्वबंद्ध च णं निज्जरेइ॥

ઉ સૂ અ. ૨૯ બો. ૫

ગૌતમ સ્વામી, ભગવાન મહાવીરદેવને પૂછે છે, હે ભગવાન! ‘આલોચના કરવાથી શું ફળ થાય?’ આત્માના અર્થી ગૌતમ સ્વામી, ભગવાન મહાવીર સ્વામીને પ્રશ્ન કરે છે:– “સદ્‌ગુરુની પાસે, લાગેલાં પાપોને પ્રકાશવાથી જીવને શું ફળ મળે?’ ભગવાન મહાવીરદેવ ઉત્તર આપતા કહે છે કે હે! ગૌતમ! આલોચના કરવાથી માયા એટલે કપટ, નિયાણશલ્ય તથા મિથ્યાદર્શન

એટલે અસત્ દૃષ્ટિ, આ ત્રણ શલ્યો કે જે મોક્ષ માર્ગમાં વિઘ્નરૂપ છે અને અનંત સંસાર વધારનાર છે, તે બધાંને આલોચના દૂર કરે છે. ત્રણે શલ્યોને દૂર કરવાથી સરળતા પ્રાપ્ત થાય છે. સરળપણાથી જીવ, કપટ રહિત બને છે, અને તેથી સ્ત્રીવેદ કે નપુસંકવેદને તે બાંધતો નથી અને પૂર્વે બાંધેલાને નિર્જરે છે, એટલે નાશ કરે છે, એવું આલોચનાનું ગંભીર ફળ બતાવેલ છે.

પૂર્વનાં લાગેલાં પાપોનું છેદન કરવા, નાશ કરવા માટે આજનો દિન પ્રાપ્ત થયો છે. આ દિવસમાં આત્માનું સ્વરૂપ જેવું છે તેવું સમજીને સત્યસ્વરૂપનો નિર્ણય કરવો, તે અનાદિના અંધાપાને ટાળવાનો ઉપાય છે. આત્માનું શ્રદ્ધાન્ કરવું તે દર્શનમોહને ટાળવાનો ઉપાય છે. યમ–નિયમમાં ટકી જવાનો નિર્ણય કરવો, તે ચારિત્રના દોષને ટાળવાનો ઉપાય છે. આત્માના સ્વરૂપને જેવું છે તેવું ન સમજવું પણ તેના કરતાં ઊલટું સમજવું તે શ્રદ્ધાદોષ છે. આત્માનું સ્વરૂપ જેવું છે તેવું જાણ્યા પછી તેમાં ટકી ન શકાય તે ચારિત્રદોષ છે. એટલે દર્શનના અને ચારિત્રના દોષને ટાળવા માટે આ કાળ પ્રાપ્ત થયો છે, સત્યભાવે અને સત્ય સ્વરૂપે પોતાના સ્વભાવમાં આવવું' તે આલોચનાનો અર્થ છે. આત્માની પાપપરિણતિ અને ધર્મપરિણતિ તે બન્નેનો નિર્ણય કરીને પાપપરિણતિને ટાળી દઈને ધર્મપરિણતિમાં સ્થિર થવું, તેનું નામ જ આલોચના છે. આલોચના અને તેનું ફળ શું તેની સમજણ આપી આત્મામાં રહેલા–ભરેલા તમામ દોષોને કાઢી નાખવા માટે આત્માની પ્રથમ અહીં ક્ષેત્રવિશુદ્ધિ કરાવે છે. (અહીં નવકાર મંત્રથી શરુ કરી ક્ષેત્ર વિશુદ્ધિ કરવી. પછી આલોચના વાંચવાનું શરૂ કરવું.)

'આલોચણા' એટલે પાપથી પાછા ફરવું. પાપથી પાછા ફરે છે તેને આલોચણા કરનારા જાણવા. દિવસમાં જે પાપો થયાં હોય તેની મન, વચન, કાયાથી માફી માગવી. તે દિવસ–આલોચના, અને રાત્રિમાં ત્રણ યોગ અને ત્રણ કરણથી પાપ સેવ્યાં હોય તેની માફી માગવી તે રાત્રિ–આલોચના, પંદર દિવસનાં પાપોની માફી માગવી તે પાક્ષિક–આલોચના છે. ચાર માસમાં લાગેલાં પાપોની માફી માગવી તે ચાતુર્માસિક–આલોચના છે અને બાર માસમાં લાગેલાં પાપોની માફી માગવી તે સંવત્સરી–આલોચના. પૂર્વે લાગેલાં પાપોની માફી માગવી અને ફરીને નવાં પાપ ન થાય તેની કાળજી રાખવી તે આલોચના છે. આ દ્રવ્ય આલોચના અને ભાવ આલોચના, વ્યવહાર આલોચના અને નિશ્ચય આલોચના, તેવા વિભાગ છે. વ્યવહાર આલોચના, નિશ્ચય આલોચનાના હેતુરૂપ છે. સંવત્સરી આલોચના કરવામાં આવે, પરંતુ દુર્ગુણો ન ટળે, ન્યાયની નીતિના માર્ગ પર આત્માની સ્થિરતા ન થાય તો પાપોની નિંદા ખરી રીતે થયેલ નથી. આલોચના કરવાથી પૂર્વનાં કર્મો નિર્જરે છે. અનેક જીવો આલોચના કરી મોક્ષે ગયા છે. પૂર્વે કરેલાં અનેક પાપોનો ઊંડા ઊંડા–પશ્ચાત્તાપ કરીને મન, વચન, કાયાની પ્રવૃત્તિ, તે રૂપ થવી જોઈએ. નૈતિક ગુણો આવવા જોઈએ. હિંસાથી, મિથ્યાત્વાદિ પાંચ આશ્રવોથી પાછાં હઠવું જ જોઈએ. માત્ર શબ્દ–આલોચના કરવાથી જીવનું કલ્યાણ થાય નહિ. આલોચનાથી કષાયનો ઉપશમ થવો જોઈએ, પરંતુ નજીવા નિમિત્તોથી પણ કષાય થાય તો આલોચના બરાબર થઈ નથી તેમ સમજવું. પાપો લાગ્યાં હોય તેને યાદ કરી કરીને, સંભાળી સંભાળીને મિચ્છા મિ દુક્કડં કરવાનું છે.

(૧) જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર અને વીર્યાચાર એ પંચાચારની સમ્યક્ રીતે દ્રવ્યથી, ક્ષેત્રથી, કાળથી અને ભાવથી જઘન્ય, મધ્યમ કે ઉત્કૃષ્ટપણે આરાધના કરવાને બદલે વિરાધના કરી હોય, કરાવી હોય, કરતાંને રૂડી જાણી હોય તે સંબંધી જાણતાં અજાણતાં જે કોઈ પાપ, દોષ લાગ્યા હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

(૨) સ્વ-સન્મુખતા કરવી જોઈએ પણ સ્વ-સન્મુખતાને બદલે પર-સન્મુખતા કરી હોય, સંસાર-સન્મુખતા કરી હોય અને પાપ, દોષ લાગ્યા હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

(૩) વીર્યાચાર એટલે સમ્યક્વીર્યને પ્રગટ કરવાનો, આવા માનવ ભવને પામીને, પુરુષાર્થ કરવો જોઈએ તે ન કરતાં મિથ્યા વીર્યમાં જ રાચ્યો માચ્યો હોય તો તે વીર્યાચાર સંબંધી પાપ, દોષ લાગ્યા હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

(૪) આધિ, વ્યાધિ અને ઉપાધિમાર્ગથી ન્યારા રહેવું જોઈએ, પણ તેને બદલે ઉપાધિમાર્ગમાં જ ઉત્સાહ અને તે માર્ગની ચેષ્ટા કરી હોય, કરાવી હોય, કરતાં પ્રત્યે અનુમોદન કર્યું હોય તો તે સંબંધી પાપ, દોષ લાગ્યા હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

(૫) ઉપાધિ માર્ગથી અળગા રહેવું જોઈએ તેને બદલે ઉપાધિ માર્ગમાં રાચી-માચીને, તેમાં જ લીન બનીને, વીર પ્રભુના માર્ગને વિરાધ્યો હોય, નિંદ્યો હોય અને તે સંબંધી પાપ, દોષ લાગ્યા હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

(૬) ક્રોધથી, માનથી, માયાથી, લોભથી, રાગથી, દ્વેષથી, મોહથી, મત્સરથી, જે જીવોને કષ્ટ પહોંચાડયું હોય, પહોંચડાવ્યું હોય, પહોંચાડતાં પ્રતિ ભલું જાણ્યું હોય, વળી કષ્ટ પહોંચાડતી વખતે કોઇ પણ પ્રકારની દરકાર ન રાખી હોય, કષ્ટ પહોંચાડીને હિંસા કરી હોય, કરાવી હોય, કરતાંને ભલું માન્યું હોય, તો તે જીવોને હું વારંવાર ખમાવું છું. અને તે સંબંધી જે કોઇ પાપ, દોષ લાગ્યા હોય, અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર, અણાચાર, જાણતાં-અજાણતાં મન, વચન, કાયાએ કરી પાપ, દોષ લાગ્યા હોય તો અનંત સિદ્ધ પ્રભુની સાક્ષીએ મિચ્છા મિ દુક્કડં.

(૭) હું દરેક જીવોને દ્રવ્યદયાથી અને ભાવદયાથી નિહાળીશ એટલે જોઈશ અને મનથી કોઇ પણ જીવનું ભૂંડું ચિંતવીશ નહિ, વચનથી પણ કોઈ જીવને કટુ વચન કહીશ નહિ, કાયાથી કોઈ પણ જીવને દુ:ખ થાય તેવું કામ કરીશ નહિ, એટલે ત્રણે યોગથી વિપરીત પ્રવૃત્તિ થઇ હોય અને પહેલા અને બીજા વ્રત સંબંધી પાપ, દોષ લાગ્યા હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

(૮) હું અન્ય જીવોનું ભલું કરવામાં અને સુખ કરવામાં, સુખ પહોંચાડવામાં મગ્ન રહીશ, કોઈની આજ્ઞા વિના કોઈ પણ જીવની ચીજ લઈશ નહિ. કોઈ પણ જીવને દુ:ખ પહોંચાડીશ નહિ. તેમ જ કોઈ જીવને દુ:ખ પહોંચાડવાની આજ્ઞા મને નથી, કોઈ જીવનું રક્ષણ કરવાને બદલે ભક્ષણ કર્યું હોય, ભલાને બદલે બૂરું કર્યું હોય, સુખને બદલે દુ:ખ કર્યું હોય તો તે ત્રીજા વ્રત સંબંધી પાપ, દોષ લાગ્યા હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

(૯) હિંસાથી, અવ્રતથી, પ્રમાદથી, કષાયથી, અશુભયોગથી પાંચ પ્રકારના આશ્રવોનો ત્યાગ કરવાનો હું પ્રયત્ન કરીશ. ક્રોધ,

માન, માયા, લોભનો ત્યાગ કરવાનો પ્રયત્ન કરીશ. બ્રહ્મચર્યની (ચોથા વ્રત સંબંધી) પ્રતિજ્ઞા કરી હોય છતાં હું કષાયોથી, પાંચ આશ્રવોથી, અબ્રહ્મચર્યથી જિતાઇ ગયો હોઉં અને પાંચ આશ્રવોનાં દ્વારો ચાલુ રાખ્યાં હોય તો અનંત અરિહંત પ્રભુની સાક્ષીએ તસ્મ મિચ્છા મિ દુક્કડં.

(૧૦) મારો આત્મા અછેદી છે, અભેદી છે, અતીંદ્રિય છે, છતાં તેને કર્મમેલ લાગવાથી ઝાંખો પડી ગયો છે, તેને પ્રકાશમાં લાવવા માટે સમકિત સહિત પ્રયત્ન કરીશ અને દિશાઓની મર્યાદા કરીશ, પરિગ્રહની પણ મર્યાદા કરીશ તે કરવાને બદલે ભોગોના લક્ષે મર્યાદાઓને તોડી તેનો ભંગ કરીને પરિગ્રહને વધાર્યો હોય, દિશાઓનું ઉલ્લંઘન કર્યું હોય અને પાંચમા અને છઠ્ઠા વ્રત સંબંધી પાપ, દોષ લાગ્યા હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

(૧૧) જગતના જીવો મારી તરફ ગમે તે દૃષ્ટિથી જુએ, પણ હું તો તમામ જીવોને શુદ્ધ વિચારદ્વારા, શુદ્ધ ભાવદ્વારા અને આત્મ ઉન્નતિમાં રહીને તેમના તરફ જોઇશ, પણ ખરાબ દૃષ્ટિથી જોઇશ નહિ અને તે માટે પંદર કર્માદાનની અને છવ્વીસ બોલની મર્યાદા કરવી જોઇએ. પણ તે પ્રમાણે ન કર્યું હોય અને પાપ, દોષ લાગ્યા હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

(૧૨) મનુષ્ય પોતે જેવો હોય તેવું જ જગતને દેખે છે. કામી મનુષ્ય જગતને કામી દેખે છે. ભોગી મનુષ્ય જગતને ભોગી તરીકે દેખે છે. ઇર્ષાળુ મનુષ્ય જગતને ઇર્ષાળુ તરીકે દેખે છે. જ્ઞાન, દર્શન, ચારિત્રમાં રહેલો પુરુષ સારાય જગતને ધર્મી દેખે છે. હું પણ

આજથી શુભ વર્તનમાં રહી આખી દુનિયાના સદ્‌ગુણો જોવાનો પ્રયત્ન કરીશ જન્મથી માંડીને અત્યાર સુધી कंदप्पे, कुकुइए નો જ વ્યવહાર ચાલુ રાખ્યો હોય અને ધર્મી જીવોને ધર્મી તરીકે જોવાનો પ્રયત્ન ન કર્યો હોય અને પાપ, દોષ લાગ્યા હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

(૧૩) છળ, પ્રપંચ, કૂડ, કપટ, માયા, હિંસાદિ અઢારે પાપોનાં કાર્યો કરીશ નહિ, કરાવીશ નહિ, અને કરનારને અનુમોદીશ નહિ, કોઈનું સારું દેખીને તેનું બૂરું ચિંતવીશ નહિ. મારો એક રૂપિયો જતો હોય તે તો પાછો લેવા માટે હું સામાને હજારોના ખાડામાં ઉતારીશ નહિ, ઉતારવાના પ્રયત્ન પણ કરીશ નહિ કે કરાવીશ નહિ, કરતાંને મન, વચન, કે કાયાથી ભલું માનીશ નહિ. સામાયિક વ્રત લઈને બેઠો હોઉં ત્યારે હું કૂડ, કપટ, માયા, પ્રપંચ કરીશ નહિ, મારી છાયામાં રહેલાને મારી સમાન લેખીશ, એકને સારું લગાડવા માટે બીજાની નિંદા કરીશ નહિ, બીજાને ઉતારી પાડીશ નહિ, છતાં તેવી પ્રવૃત્તિ થઈ ગઇ હોય અને નવમાં વ્રત સંબંધી પાપ, દોષ લાગ્યા હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

(૧૪) મેં કોઈની પર ઉપકાર કર્યો છે તો તેની પાસેથી અમુક કામ હું લઈશ તેવી ભાવના રાખીશ નહિ અને જો રખાઈ ગઈ હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

(૧૫) જેના ઉપર હું ઉપકાર કરીશ તે નિખાલસ ભાવે કરીશ, એટલી દશમાં વ્રતમાં છઠ્ઠા વ્રત કરતાં હું વિશેષ મર્યાદા કરીશ. તે મર્યાદા મારા આત્માના લક્ષે જ કરીશ, નિષ્કામ ભાવે

કરીશ, કામનો બદલો, કે સામા પાસેથી ઉપકારના બદલા તરીકે કામ કે સેવા લેવાની ભાવના રાખીશ નહિ. કોઇ દ્વારા સામા પાસેથી કામ લેવડાવીશ નહિ, છતાં પણ અજ્ઞાનવશે કરી સ્વાર્થ-ભાવને પોષી ઉપકારના બદલામાં કામો કરાવ્યાં હોય, મનથી, વચનથી કે કાયાથી અથવા કાગળોદ્વારા માણસ મોકલીને સામાને કષ્ટ પહોંચાડીને પણ ઉપકારના બદલામાં કામો કરાવ્યાં હોય અને તે સંબંધી પાપ, દોષ લાગ્યા હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

(૧૬) દેવ, ગુરુ અને ધર્મ પ્રત્યે સંપૂર્ણ શ્રદ્ધાપૂર્વક વર્તાવ કરીશ, આઠમ-પાખી પૌષધ કરીશ અને મારા આત્માને જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, ક્ષમાદિ ગુણોથી પોષીશ, છતાં તે પ્રમાણે વર્તન ન થયું હોય, ધર્મની શ્રદ્ધામાં શંકા કરી હોય, પૌષધાદિ વ્રતોમાં શંકા, કંખા (આકાંક્ષા) કરી હોય, સૂર્ય ઊગ્યો છે કે નહિ તેનો પણ ઉપયોગ રાખ્યો ન હોય, પૌષધ વ્રત વિધિએ કરતાં અવિધિએ થયું હોય અને તે સંબંધી પાપ, દોષ લાગ્યા હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

(૧૭) સામાયિક, પ્રતિક્રમણ, પૌષધ, દાન, પુણ્ય, જપ, તપ આદિની ક્રિયાઓ હું બાહ્યરૂપે કરું છું. તે ક્રિયાઓ શુદ્ધ ભાવથી અને તેનું સ્વરૂપ જાણીને, આત્મ-લક્ષે કરીશ. તેનું ફળ જાણીને શુદ્ધ ભાવપૂર્વક, સ્વરૂપ લક્ષે કરીશ, અર્થાત દુનિયાને દેખાડવા માટે કે લોકરંજન કરવા માટે દાન, શિયળ, તપ આદિની ક્રિયાઓ કરીશ નહિ, પણ મારા આત્માના કલ્યાણ માટે, મારા અવિનાશી સુખની પ્રાપ્તિ માટે પ્રેમપૂર્વક ઉલ્લાસ સહિત કરીશ; એવું લક્ષ રાખીને જ ધર્મક્રિયા કરવી જોઇએ; પણ તે લક્ષ ન

રહ્યું હોય અને લોકપ્રશંસાની, દુનિયાની વાહવાહ, માન, મોટાઈ, આત્મ-શ્લાઘા આદિનું લક્ષ સેવાઈ ગયું હોય અને તે સંબંધી પાપ, દોષ લાગ્યા હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

(૧૮) પર્યુષણપર્વના દિવસોમાં મેં શાસ્ત્રશ્રવણ કર્યું છે, દેવ, ગુરુ, ધર્મની ભક્તિ કરી છે, વળી જન્મથી માંડીને અત્યાર સુધીમાં દેવ, ગુરુ, ધર્મની ભક્તિ કરવાનો નિર્ણય કર્યો છે. તે નિર્ણયને પાળ્યો ન હોય, વીતરાગ પ્રભુની વાણી સાંભળવામાં પ્રમાદ કે આળસ આવ્યાં હોય, ક્રોધ, માન, માયા, લોભ, કષાયને સેવ્યા હોય અને તે સંબંધી પાપ, દોષ લાગ્યા હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

(૧૯) હવેથી હું મારા ધર્મનું અને મારા ગુણોનું, સાધુ હોય તો સાધુના, શ્રાવક હોય તો શ્રાવકના, સાધ્વી હોય તો સાધ્વીના અને શ્રાવિકા હોય તો શ્રાવિકાના, ધર્મ તથા ગુણોનું, એટલે કે ચારે તીર્થના ધર્મ તથા ગુણોનું યથાર્થ સ્વરૂપ જાણીને તેને પ્રગટ કરવાનો પ્રયત્ન કરીશ. પુરુષાર્થ કરીશ, છતાં તે પ્રમાણે ન કર્યું હોય અને જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, મૂળ ગુણો, ઉત્તર ગુણોની ઘાત કરી હોય તે ભોગને લક્ષે, કુતૂહલ વૃત્તિને લક્ષે, જ્ઞાન, દર્શન, ગુણની ઘાત કરી હોય અને તે સંબંધી જાણપણે, કે અજાણપણે, આકુટીએ, અણાકુટીએ, દ્રવ્યે, ક્ષેત્રે, કાળે, ભાવે જે કોઈ પ્રકારે પાપ, દોષ લાગ્યા હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

(૨૦) આજથી કોઈ મને ઉતારી પાડવાનો પ્રયત્ન કરશે તેને હું મારી માતા કરતાં પણ અધિક ઉપકારી માનીશ, કારણ કે મારી માતા તો તેના હાથથી શરીરનો મેલ ઉતારીને શરીર

સાફ કરતી હતી, પણ આ તો બિચારો પોતાની જીભ દ્વારા મારા આત્માનો કર્મમેલ ઉતારે છે અને મારાં પાપોને ધૂએ છે, મારા આત્માનો કર્મમેલ દૂર કરે છે તેવી દૃષ્ટિ આ રૂડા માનવ ભવમાં રાખવી જોઈએ, છતાં તેવું લક્ષ ન રખાયું હોય અને પાપ, દોષ લાગ્યા હોય, તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

(૨૧) હું મારા કોઈ પણ શત્રુઓના કે મિત્રોના દોષો, જીવીશ ત્યાં સુધી સ્મરણમાં લાવીશ નહિ, છતાં તે દોષોને, સ્મરણમાં લાવ્યો હોઉં તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

(૨૨) હવે હું ઝગડાના લેખોને સ્મરણમાં લાવીશ જ નહિ અને જેનું ફળ રાગ, દ્વેષ અને સંસાર જ છે તેવા રાગ, દ્વેષાદિ કર્તવ્યોમા હું પડીશ નહિ એવી ટેક રાખી હોય, છતાં તેનું લક્ષ ન રહ્યું હોય અને તેવી પ્રવૃત્તિઓ કરી હોય, કરાવી હોય, અનુમોદી હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

(૨૩) દુઃખના પ્રસંગોને યાદ કરતાં દુઃખ થાય, શોકના પ્રસંગોને યાદ કરતાં શોક થાય, માટે તેવા પ્રસગોને યાદ નહિ કરતાં ધર્મના, સુખના, શાંતિના પ્રસંગોને યાદ કરીશ, છતાં તેને યાદ ન કર્યા હોય અને યુવાનીના મદમાં, ભોગના લક્ષે, કામ–વિષયોના પ્રસંગોને જ યાદ કર્યા હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

**“ અન્ય સ્થાને કૃતં પાપં, ધર્મસ્થાને વિમુચ્યતે;**
**ધર્મસ્થાને કૃતં પાપં, વજ્રલેપો ભવિષ્યતિ.”**

સંસારનાં સ્થાનોમાં કરેલાં પાપો ધર્મનાં સ્થાનોમાં છૂટી શકે છે, એટલે કે છોડી શકાય છે, પરંતુ ધર્મસ્થાનમાં કરેલાં

પાપો વજ્ર જેવા કઠિનમાં કઠિન બંધાઈ જઈને આત્માને આપત્તિના મહાન પ્રસંગોમાં ઘસડી જાય છે, માટે હે માનવી! ધર્મસ્થાનમાં પાપકારી પ્રવૃત્તિ કરીશ નહિ, છતાં પાપકારી પ્રવૃત્તિ થઈ ગઈ હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

(૨૪) એ રીતે શ્રાવકનાં બારવ્રત સંબંધી અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર, અણાચાર, જાણતાં–અજાણતાં મન, વચન, કાયાએ કરી કોઈ પાપ, દોષ લાગ્યા હોય તો અનંત સિદ્ધ અરિહંત પંચપરમેષ્ઠિ, ગુરુ, ભગવાન આત્માની સાક્ષીએ તસ્સ મિચ્છા મિ દુક્કડં.

(૨૫) હું, હંમેશાં રાત્રે સૂતી વખતે આખા દિવસમાં કેટલાં પાપ કર્યાં, કેટલી પાપકારી વૃત્તિને સેવી તેનો મેળ કાઢીશ. ચોવીસ કલાકમાં કેટલો સમય ધર્મમય ગયો તેનો મેળ કાઢીશ. ધર્મમય ગયેલા સમય માટે આનંદ માનીશ અને પાપાચાર અને કૂડાચારથી હવે અટકીશ, અટકીશ. ને અટકીશ જે દિવસે પાપાચાર કે કૂડાચાર સેવાઈ જશે તે દિવસે હું દૂધ, દહીં, સાકર, ઘી, તેલ આદિ પાંચ વિગયોમાંથી અમુક વિગયોનો ત્યાગ કરીશ, એવું લક્ષ હંમેશાં રાખવું જોઈએ, છતાં તે લક્ષ ન રહ્યું હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

(૨૬) વિરતિમાંથી અવિરતિમાં ગયો હોઉં, ત્યાગમાંથી અત્યાગમાં ગયો હોઉં, બ્રહ્મચર્યના માર્ગેથી અબ્રહ્મચર્યના માર્ગે ગયો હોઉં, તે સંબંધી પાપ, દોષ લાગ્યા હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

(૨૭) અશુદ્ધ ધર્મને નિંદીને, ગરહીને, શુદ્ધ ધર્મની પ્રવૃત્તિ કરીશ, છતા તે પ્રવૃત્તિ ન કરાઈ હોય અને પાપ, દોષ લાગ્યા હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

(૨૮) વિભાવ દશામાંથી વિરમીને એટલે કે ક્રોધથી, માનથી, માયાથી, લોભથી, રાગથી, દ્વેષથી, વિકારથી, ઈર્ષાથી વિરમીને એટલે કે તેનાથી પાછા હઠીને સ્વભાવદશામાં એટલે ક્ષમામાં, નિરાભિમાનપણામાં, સરળતામાં, સંતોષમાં, વીતરાગતામાં, અવિ-કારીપણામાં આવવાનો પ્રયત્ન કરીશ, છતાં તેવો પ્રયત્ન ન કર્યો હોય અને વિભાવ દશામાં રાચ્યો હોઉં અને તે સંબંધી પાપ, દોષ લાગ્યા હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

(૨૯) રાગ, દ્વેષ, સંકલ્પ, વિકલ્પવાળી દશામાંથી રહિત થઈને નિર્વિકલ્પ દશામાં આવવાનો પ્રયત્ન કરીશ, છતાં તેવો પ્રયત્ન ન કર્યો હોય અને તે સંબંધી પાપ, દોષ લાગ્યા હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

(૩૦) ઉપાધિવાળી દશામાંથી નિવૃત્તિ અને અઉપાધિવાળી દશામાં આવવું જોઈએ. તેમાં આવવાનો પ્રયત્ન કર્યો ન હોય અને સાચા દેવ, ગુરુ, ધર્મને ન માન્યા હોય અને ખોટા દેવ-દેવીઓ જેવા કે અંબાજી, ભવાની, મેલડીને માન્યા હોય, તેની માનતા કરી હોય અને તે સંબંધી પાપ, દોષ લાગ્યા હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

(૩૧) મનયોગ, વચનયોગ, કાયયોગ એમ એ ત્રણે યોગની ચંચળતાથી પાછા હઠવાનો પ્રયત્ન કરવો જોઈએ, છતાં ન કર્યો હોય અને પાપ, દોષ લાગ્યા હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

(૩૨) આર્તધ્યાનથી પાછા હઠીને, રૌદ્ર ધ્યાનથી પાછા હઠીને, હિંસાનુબંધી રૌદ્રધ્યાન, મૃષાનુબંધી રૌદ્રધ્યાન, એમ

રૌદ્રધ્યાનના ચાર ભેદોથી પાછા હઠીને ધર્મધ્યાનમાં રમવું જોઈએ, છતાં તે પ્રમાણે ન કર્યું હોય અને હિંસાનુબંધી, મૃષાનુબંધી, ભોગાનુબંધી, રોગાનુબંધી આર્તધ્યાન ધ્યાવ્યું હોય, તેમાં જ રમણતા કરી હોય અને તે સંબંધી પાપ, દોષ લાગ્યા હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

(૩૩) ભયના, ખેદના વિચારોથી પાછા હઠીને પોતાના શુદ્ધ ઉપયોગમાં રહેવું જોઈએ, છતાં ન રહેવાયું હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

(૩૪) ત્રણ પ્રકારની અશુભ લેશ્યા-કૃષ્ણ લેશ્યા, નીલ લેશ્યા અને કાપોત લેશ્યાના વિચારો, પાર વિનાના થયા હોય તો હવે તેનાથી પાછા હઠીને, ત્રણ શુભ લેશ્યા તરફ ગમન કરવું જોઈએ એટલે તેજો, પદ્મ અને શુક્લ લેશ્યા તરફ ગમન કરવું જોઈએ, છતાં તે પ્રકારે ન કર્યું હોય અને પ્રથમની ત્રણ અશુભ લેશ્યામાં પડયા રહીને દગા, ફટકા, ચોરી, છિનાળાં, પ્રપંચ કર્યાં હોય, પાપનાં પોટલાં ઉપાર્જન કર્યાં હોય અને તે સંબંધી પાપ, દોષ લાગ્યા હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

(૩૫) મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે. કોઈ પણ પ્રકારના દોષ કરવા ધારે તો તે કરી શકે છે, મન સંબંધીના દોષ, વચન સંબંધીના દોષ, કાયા સંબંધીના દોષ સેવ્યા હોય, સેવરાવ્યા હોય, સેવતાં પ્રત્યે રૂડા કરી જાણ્યા હોય, મન, વચન, કાયા, સંબંધી બેઠાં બેઠાં ગોટા વાળ્યા હોય, પ્રસન્નચંદ્ર રાજર્ષિની માફક તેવી પ્રવૃત્તિથી પાછા હઠવા માટે રોજ પ્રતિક્રમણ સવાર–સાંજ કરવું જોઈએ. તે ન કર્યું હોય, અને પાપ, દોષ લાગ્યા હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

(૩૬) મનમાં કામ સંબંધીના, વિષય વિકાર સંબંધીના, લૂંટફાટ, ચોરી સંબંધીના અશુભ વિચારો આવ્યા હોય, તે વિચારોથી પાછા હઠી શુભ વિચારોમાં, ધર્મના વિચારોમાં અને શુભ કરણીના વિચારોમા આવવાની જરૂર છે, તેને માટે પ્રતિક્રમણ ખાસ કરવું જોઈએ અને તે ન કર્યું હોય, તે સંબંધી પાપ, દોષ લાગ્યા હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

(૩૭) દુનિયાના માણસોના પ્રસંગમાં આવ્યા હોઈએ ત્યાં પણ સ્વ ફરજ અદા કરવી જોઈએ તે પણ પ્રતિક્રમણ છે, આવું પ્રતિક્રમણ ન કર્યું હોય અને પાપ, દોષ લાગ્યા હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

"सत्वेषु मैत्रीं गुणिषु प्रमोदं क्लिष्टेषु जीवेषु कृपापरत्वम्
माध्यस्थभावं विपरीत वृत्तौ, सदा ममात्मा विदधातु देव ॥"

(૩૮) પોતાના વિચારો અને આચારોમાં મૈત્રી, પ્રમોદ, કરુણા અને મધ્યસ્થ એ ચાર ભાવના જગતના સર્વ જીવો સાથે કરવી જોઈએ, છતાં ન કરી હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

(૩૯) આલોચના કરીને, મૈત્રી, પ્રમોદ, કરુણા માધ્યસ્થ ભાવના અમલમાં મૂકીને ચારે ભાવનામાં તું વળી જજે, તે પણ એક પ્રકારનું પ્રતિક્રમણ છે. આવું પ્રતિક્રમણ જૈન નામ ધરાવનારા સોએ કરવું જોઈએ, છતાં ન કર્યું હોય અને સંસારની લોલુપતા સેવી હોય, વેરવિરોધ વધાર્યા હોય, તે સંબંધી પાપ, દોષ લાગ્યા હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

(૪૦) સર્વ જીવોના જે જે ગુણો હોય તે તે ગુણો ઉપર દૃષ્ટિ રાખવી, પરંતુ તેમનાં અવગુણ જોઇને તેને પાછો પાડવાનો તારો અધિકાર નથી, છતાં તેવી પ્રવૃત્તિ કરી હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં. હવે ફરીથી આવી પ્રવૃત્તિ નહિ જ કરું તેવી પ્રતિજ્ઞા લઉં છું.

(૪૧) વીતરાગ પ્રભુની આજ્ઞા છે કે તારે રોજ, સવાર–સાંજ પ્રતિક્રમણ કરવું, છતા તેં આજ્ઞા પ્રત્યે ધ્યાન ન આપ્યું હોય, અને પ્રતિક્રમણ પ્રતિ ગમન ન કર્યું હોય અને પાપ, દોષ લાગ્યા હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

(૪૨) ખોટા ડોળ કરીને અન્યની વંચના કરી હોય, તેની નિંદા કરી હોય; નીતિના માર્ગેથી અનીતિના માર્ગે ગમન કર્યું હોય અને એ રીતે પ્રભુના કહેલા નીતિના માર્ગે ગમન કરી તેમાં સ્થિરતા ન કરી હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

(૪૩) અશુભ કર્મોથી, અશુભ કામોથી પાછા હઠીને જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, ગુણમા આવવા માટે પ્રતિક્રમણનો ખાસ ઉપદેશ કર્યો છે. ત્યારે તું એમ બોલીશ નહિ કે જ્ઞાનીઓ તો કહે પણ આપણાથી કાંઇ તે પ્રમાણે ન થાય. પણ ભાઇ તારાથો ન થાય તો તું હાથ જોડજે. પણ જ્ઞાનીઓની આશાતના કરીશ નહિ, છતાં આશાતના કરી હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

(૪૪) બે સધ્યા વખને, બે વખત વ્યવહાર પ્રતિક્રમણ થઇ શકે છે અને મન, વચન, કાયાના દોષો ટાળીને નિશ્ચય પ્રતિક્રમણ થઇ શકે છે. માટે હે જીવ! નિશ્ચય પ્રતિક્રમણમાં આવવા માટે પ્રથમ વ્યવહાર પ્રતિક્રમણમાં આવ. વ્યવહાર પ્રતિક્રમણમાં આવું લક્ષ ન રાખ્યું હોય અને પાપ, દોષ લાગ્યા હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

(૪૫) પશ્ચાત્તાપનાં પરિણામ કર્યા વિના આત્મા કર્મના ભારથી રહિત થઈ શકતો નથી, એટલે કે હલકો થઈ શકતો નથી માટે પશ્ચાત્તાપનાં પરિણામ કરવાનું પ્રતિક્રમણ કરજે.

**मद विसय कसाया निंदा विगहा पंचमा भणिया।**
**एए पंच पमाया जीवा पाडंति संसारे ॥**

પાંચ પ્રકારના પ્રમાદ (મદ, વિષય, કષાય, નિંદ્રા અને વિકથા) તથા અઢાર પ્રકારનાં પાપસ્થાનકોથી પાછા આવવાનો પ્રયત્ન કરવો જોઈએ, છતાં ન કર્યો હોય અને પાપ, દોષ લાગ્યા હો તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

(૪૬) ઊંઘમાં પણ આત્માનો આનંદ પ્રગટ થવો જોઈએ, છતાં ન થયો હોય અને પાપ, દોષ લાગ્યા હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

(૪૭) આ આલોચના કરતાં આનંદના ઊભરા પ્રગટવા જોઈએ, છતાં ન પ્રગટ્યા હોય ને પાપ, દોષ લાગ્યા હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

(૪૮) આત્માના અસંખ્યાત પ્રદેશરૂપ મહાવિદેહ ક્ષેત્રમાં શુદ્ધ ઉપયોગને જન્માવીને આત્માની શુદ્ધતારૂપ શ્રી સીમંધર ભગવાનને ભેટવાને માટે આ આલોચનાનું સ્વરૂપ છે. માયા, કપટ, છળ, પ્રપંચ, વિશ્વાસઘાત, મોહના પ્રદેશોમાં પ્રીતિ થઈ હોય તો તેને હઠાવીને આત્માના અસંખ્યાત પ્રદેશોમાં જ્ઞાન, દર્શન, ચારિત્ર ધર્મને વસાવવા પ્રયત્ન કરવો જોઈએ, તે ન કર્યો હોય અને પાપ, દોષ લાગ્યા હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

(૪૯) નામની, કીર્તિની વાસનાથી યશ, માન, મોટાઇ, વાહવાહની વાસનાથી પાછા ફરીને એટલે કે તેનાથી તદ્દન દૂર રહીને, આત્માના સુખની પ્રપ્તિનો પ્રયત્ન કરીને, આત્માનું સુખ એક અંશે પણ માનવભવમાં પ્રાપ્ત કરવું જોઇએ, છતાં તેવા પ્રયત્નો ન કર્યા હોય અને માન, મોટાઈની વાસનાને જ પોષી હોય અને તે સંબંધી પાપ, દોષ લાગ્યા હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં.

(૫૦) જો તને જ્ઞાનીના સંયોગો પ્રાપ્ત થયા હોય તો તેમાં તારા મન, વચન, કાયાના યોગને અસ્થિર કે ચંચળ થવા દઇશ નહિ અને જો તે યોગો ચંચળતા તરફ ઢળે તો તુરત ત્યાંથી પાછા વાળી તારા આત્મા તરફ સ્થિર કરવાનો તું જરૂર પ્રયત્ન કરજે. જો તું આવો પ્રયત્ન દિન-પ્રતિદિન કરીશ, તો જરૂર તારા આત્માનું અવિનાશી કલ્યાણપદ પ્રાપ્ત થશે અને આ આલોચના કરવાનું ફળ પણ એ જ છે કે, આત્માનું અવિનાશી સુખ પ્રાપ્ત થાય. હે ભાઇ! હવેથી તું તારા ક્ષમા ભાવમાં મસ્ત થઇને, સ્વરૂપના વેગમાં એકદમ આવી જઈને તુ સર્વ જીવોની સાથે ખમતખામણાં કરીને વહેલો વહેલો મોક્ષમાં જા, એ જ આશીર્વાદ છે.

खामेमि सव्वे जीवा सव्वे जीवावि खमंतु मे
मित्ति मे सव्वभुएसु वेरं मज्झं न केणइ ॥ १ ॥

एवमहं आलोइय, निंदिय, गरहिय दुगंछिय सम्मं
तिवेहेण पडिक्कंतो वंदामि जिण चउवीसं ॥ २ ॥

(૫૧) અનંત અનંત ચોવીસીના અનંત અનંત તીર્થંકરોને વાંદીને સર્વ જીવોને ખમાવું છું. સર્વ જીવો મારા અપરાધને ખમજો. મારે કોઇની સાથે વેરભાવ નથી એમ સરળતાપૂર્વક, ખરા અંતઃકરણ-પૂર્વક જીવોને ખમાવી તું તારા સ્વભાવમાં સ્થિર થા. જો તું તારા સ્વભાવમાં સ્થિર થઇશ તો જરૂર તેં આલોચનાનું ફળ પ્રાપ્ત કર્યું કહેવાશે. માટે સર્વ જીવો સાથે મૈત્રી આદિ ચાર ભાવનાઓને ધારણ કર અને તારા સ્વભાવમાં સ્થિર થઇ, વહેલો વહેલો અવિનાશી, શિવપદને પામ એ જ તને જ્ઞાનીઓના આશીર્વાદ છે.

(૫૨) આ આલોચના સાંભળી તમારી શક્તિ પ્રમાણે લીલોતરી, કંદમૂળ, રાત્રિભોજન, અબ્રહ્મચર્ય આદિનો ત્યાગ કરજો.

---

## સં. ૨૦૧૧ના પ્રથમ ભાદરવા સુદ ૮ ગુરુવાર તા. ૨૫-૮-૫૫.

ઉદાયન રાજાનું જ્ઞાન સોળે કળાએ ખીલ્યું છે. જ્ઞાનીઓની જ્ઞાનક્રિયાને સમજી, સ્વરૂપમાં જે ઠરે તે જીવનું કલ્યાણ થશે આત્મામાં અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતસુખ અને અનંતવીર્ય એટલે સ્વચતુષ્ટય એટલે પોતામાં ચાર પ્રકારની દશા પ્રગટે છે તેને કાર્યપરમાત્મા કહેવાય છે. કાર્યપરમાત્મા તેરમે ગુણસ્થાનકે પ્રગટે છે તે પ્રગટવાના કારણરૂપ સ્વભાવશક્તિ દરેક આત્મામાં ત્રિકાળ પડી છે. તેને કારણપરમાત્મા કહેવાય છે. કાર્યપરમાત્મા પ્રગટવાના કારણરૂપ સ્વભાવશક્તિ જે દરેક જીવમાં પડી છે, ભવ્ય અને અભવ્યમાં ત્રિકાળ પડી છે, તેને કારણપરમાત્મા કહેવાય છે. કારણપરમાત્મા તે જ ત્રિકાળી આત્માનુ સ્વરૂપ અનાદિ અનંત છે. કેવળજ્ઞાનાદિ તો સાદિ અનંત છે. એવી જે શક્તિ પડી છે

તેના જ આધારે અથવા આશ્રયે પરમાત્મ–દશા પ્રગટે છે. સમ્યગ્દશાની કળા પ્રગટીને પરમાત્મ–દશા પ્રગટે છે. તેથી તે આત્માનું ત્રિકાળ સ્વરૂપ જ કારણ છે અને સમ્યગ્દર્શન, કેવળજ્ઞાન, કાર્યરૂપ છે. શકિત તો ત્રિકાળ પડી છે. તે જ ત્રિકાળી આત્માનો સ્વભાવ અને પરમાત્મ–દશાનું કારણ છે. અરિહંત તથા સિદ્ધ ભગવાનોને તે પરમાત્મ–દશાનું કારણ છે. અરિહંત તથા સિદ્ધ ભગવાનોને જે પરમાત્મ–દશા પ્રગટી તે ભોગવટારૂપ છે, ક્ષાયિક સમ્યગ્દર્શન પ્રગટ્યું તે ભોગવટારૂપ છે, એટલે કે કાર્યરૂપ છે, તેઓ પ્રગટપણે થયા છે, તેનું નામ કાર્યપરમાત્મા છે. એ દશા પ્રગટ્યા પહેલાં પણ તેમનામાં ભગવાન થવાની શકિત હતી જ, તેને જ કારણપરમાત્મા કહેવાય છે. અને પૂર્ણ શકિત પ્રગટી તેને કાર્યપરમાત્મા કહેવાય છે. તેવી શકિત બધા આત્મામાં છે માટે બધા આત્મા કારણપરમાત્મા છે. સંગ્રહનયની અપેક્ષાએ બધા આત્મા કારણપરમાત્મા છે. શકિતરૂપ બધા આત્મા ભગવાન છે, તો હું પણ ભગવાન છું મારે શું કરવું જોઇએ ? ત્રિકાળી શકિતનો વિશ્વાસ કરવો જોઇએ, તે વિશ્વાસના જોરે અવસ્થામાં પરમાત્માપણું પ્રગટે. જો શકિતમાં વિશ્વાસ કરી તેમાં ઠટાઈ જાય તો પરમાત્મ–દશા પ્રગટે.

ત્રિકાળી શકિતનો વિશ્વાસ તે મોક્ષ અને તેનો અભાવ તે સંસાર. ત્રિકાળી શુદ્ધ ચિદાનંદ સ્વરૂપ કારણપરમાત્માને, કારણપરમાત્મા સ્વભાવને ભગવાન મહાવીરે આત્મા કહ્યો છે. એવા આત્માને જાણીને, માનીને, સ્વીકારીને, શ્રદ્ધીને, તેમા ઠરવાથી આત્મા પોતે જ પરમાત્મા થાય છે, એટલે સિદ્ધ થાય છે, એટલે સંપૂર્ણ સોળે કળાએ ખીલી ઉઠે છે. સિદ્ધ દશામાં ચડવાનું આ જ પગથિયું છે. સિદ્ધ થવાનો આ જ ઉપાય છે, જેને પોતાના ચૈતન્ય–સ્વભાવનું ભાન નથી

અને ક્ષણિક ભાવને પોતાનું સ્વરૂપ માની રહ્યો છે, એવા અજ્ઞાની પણ જિજ્ઞાસુ હોય તેને જ્ઞાની સમજાવે છે કે, તારું સ્વરૂપ ચૈતન્યમય એકરૂપ છે, શુદ્ધ છે. સત્ ના રસ્તે સત્ આવે. પણ અસત્‌ના રસ્તે સત્ આવે નહિ આત્માનું સ્વરૂપ જેમ છે તેમ જાણવું તે સત્‌નો સ્વીકાર છે. સત્‌ને જાણવાની તાલાવેલી લાગે. તેનો પ્રયત્ન કરતાં જરૂર સત્ સમજાય, પણ રાગાદિ, મોહાદિ કરતાં કરતાં, બંધવાળા ભાવ કરતાં કરતાં સત્ ન સમજાય. રાગાદિ, તે સમ્યગ્જ્ઞાનકળાનું પગથિયું નથી. જે ભાવે અંશ માત્ર બંધ પડે તે ભાવને સમ્યક્ કળાનું પગથિયું ગણાય નહિ. સત્‌ની સાચી સમજણ કરવી તે જ સમ્યગ્જ્ઞાનકળાનું પગથિયું છે. ઘરમાં એક દાદરો ભોંયરામાં ઊતરવાનો હોય અને બીજો દાદરો ઉપરને માળે જવાનો હોય તેમાં ભોંયરામાં ઊતરવાનો દાદરો ઉપરને માળે જવામાં કામ આવે? ન જ આવે. તેમ મોક્ષના મહેલ ઉપર ચડવાનો દાદરો આત્માની સાચી સમજણ છે. રાગાદિ તે બંધન છે. માટે હે ભાઇ! સમજ સમજ, બંધભાવ અને આત્મા બન્ને જુદા છે. બંધભાવને દાદરેથી ઊંચે મોક્ષરૂપી મહેલ પર ચડી ન શકાય તેવું ચોખ્ખું હોવા છતાં પણ અજ્ઞાની જીવ ભોંયરાના દાદરેથી એટલે બંધભાવના દાદરેથી મહેલરૂપ મોક્ષમાં જવા માગે છે, તે કેમ બની શકે? તે બની શકે તેમ માનવું તે પણ મિથ્યાદર્શન છે. અજ્ઞાનીઓ પુણ્યને ધર્મ માની બેઠા છે, તેથી જ્ઞાનીઓની જ્ઞાનકળા અને અજ્ઞાનીઓની જ્ઞાનકળા વચ્ચે આકાશ–પાતાળ જેટલું અંતર છે તે વાત જીવે અનંતકાળથી સાંભળી નથી. સાંભળ્યા વગર અંતર વિચાર જાગે નહિ અને તે જાગ્યા વિના તેનું અપૂર્વ માહાત્મ્ય સમજાય નહિ અને તેથી સમ્યગ્દર્શનાદિનો ઉઘાડ થાય નહિ.

જ્ઞાનીઓએ પરમ પારિણામિક ભાવને વર્ણવ્યો છે. તેની ઓળખાણથી, તેને આશ્રયે જવાથી જીવને કેવળજ્ઞાન પ્રગટે છે, સમ્યગ્જ્ઞાનકળા ખીલે અને તેની ખીલવટથી ભવનો અંત આવે છે. તું ભવ્ય છો. તારા ભવનો અંત લાવવો છે માટે હે ભવ્ય! પરમ પારિણામિક ભાવનો આશ્રય લઈને સમ્યગ્દર્શનાદિ લાવ. તેમાં તું એક સમય માત્રનો પ્રમાદ કરીશ નહિ, તે પ્રગટ કર્યે જ તારો છૂટકો થાય તેમ છે. ભેદ–વિજ્ઞાનની લોકોત્તર કળા સંસારના માર્ગે વર્તવાથી પ્રગટે તેમ નથી. બંધભાવો, આશ્રય ભાવો, તે બધા ભાવોમાં ટકીને, રાગ, દ્વેષ, મોહમાં વર્તે અને અબંધ ભાવોની વાનો કરે, વીતરાગભાવ, મોક્ષમાર્ગ, અબંધ ભાવોની વાતો કરે તો તે કેવળ વાચાળપણાથી લોકોતર કળા જાગે તેમ નથી. ઘણાં શાસ્ત્રોનો અભ્યાસ કરે અને દ્રવ્ય ક્રિયાથી ઘણું જ પુણ્ય બાંધે પરંતુ રાગાદિથી હું જુદો છું, પરભાવથી હું જુદો છું, તે બધાનો હું સાક્ષી છું, તે બધાથી હું પ્રગટપણે ભિન્ન છું એમ જુદાપણે વર્તે નહિ, તો તે માત્ર મનની ધારણારૂપ ક્ષયોપશમમાં છે, એટલે કે પૂર્વ પુણ્યનો ઉઘાડ છે, પૂર્વે કષાયોમંદ કરેલા હોય તેથી જ અત્યારે જ્ઞાનનો ઉઘાડ છે અને ઘણાં શાસ્ત્રો જાણવા તે કંઈ પુરુષાર્થ નથી, તેમ જ પુસ્તકોથી કે શબ્દોથી જ્ઞાન વધ્યું નથી, પણ પૂર્વનાં પુણ્યથી એવો જ લબ્ધિમાં ઉઘાડ લઈને આવ્યો હતો, અહીંયાં એ જ પાછો મંદ કષાયનો પુરુષાર્થ કરવાથી ઉઘાડ પ્રગટયો છે, પણ તે મનની ધારણા છે. બાહ્ય-દૃષ્ટિવાળાને આત્મ-સ્વભાવ અતિ અતિ, અગમ્ય છે તેથી તે અન્ય વિકલ્પમાં વર્તે છે. રાગદ્વેષમાં ચીકાશ છે અને આત્મા તેનાથી રહિત–વીતરાગ સાવ લૂખો છે, તેમ જાણ્યા વિના, માન્યા વિના રાગદ્વેષ રહિત આત્માની દશાને પ્રગટાવી શકે નહિ. રાગદ્વેષને

હું ટાણું છું તેમ કહેવું તે વ્યવહાર છે. સ્વચ્છંદી જીવો શાસ્ત્રો વાંચે તેનું વાચ્ય એટલે ભાવાર્થ અને પરમાર્થને સમજી શકે નહિ. પોતાની મનમાની કલ્પનાને ધારી રાખે તો સાચી દૃષ્ટિને પુરુષાર્થ કરવા છતાં પામી શકે નહિ અને પ્રગટ કરી શકે નહિ.

પરથી હું જુદો એકત્વ માત્ર છું. જ્ઞાનમાં તન્મય છું. એવી શ્રદ્ધાને અકષાય સ્વરૂપી આત્માની શ્રદ્ધા કહે છે, કેવળ આત્મસ્વભાવમાં જ્ઞાયક ભાવની એકાગ્રતા કરીને જાણે કે હું જ્ઞાયક છું, પુણ્ય, પાપ, રાગથી રહિત, શિવ–મચલ એવી સહજ સ્વભાવની શ્રદ્ધાને લાવીને જેણે પોતાની અપૂર્વ શકિત પ્રગટ કરી છે, જ્ઞાનીની એક કળામાં જાગ્યો છે, રત્નત્રયના અંશ પ્રગટ્યા છે તેને ભવની શંકા નથી અને ભય નથી. પોતાને કારણે અસ્થિરતા પણ નથી. એકવાર અપૂર્વ ભાવે અને તે પણ પોતાના આત્મામાં બેહદ જ્ઞાનકળા, શ્રદ્ધા, રુચિનો પુરુષાર્થ લાવે તેને પોતાનો સ્વાધીન મોક્ષ સ્વભાવ વર્તમાનમાં પ્રત્યક્ષ દેખાય છે. સ્વભાવ ભાવના લક્ષે વચ્ચેનું કર્મ–દળનું અંતર કાઢી નાખ્યું છે, તે લોકોત્તર પુરુષ લોકોત્તરકળાથી જાગ્યા અને અજ્ઞાનીને સ્વતત્ત્વનો અનાદિથી અભ્યાસ નહિ હોવાથી અને પરભાવનો ખૂબ અભ્યાસ હોવાથી, તે બધી સંસારની રુચિ અને પરભાવનો સ્વીકાર એ બધું વર્તતું હોવાથી પોતાની લોકોત્તર જ્ઞાનકળાને ભૂલીને આવરણ વધારે છે, તેથી તેને વર્તમાનમાં સાચું સમજવું કઠણ પડે છે. આત્માનું સાચું લક્ષણ શું ? પરભાવોથી અને પરના નિમિત્તના આધાર વિનાનો સ્વતંત્રપણે જેમ છે તેમ જાણવો જ પડશે જે ભાવે જન્મમરણ કરનાર સંસારી જીવના ઊંધા અભિપ્રાયો હોય છે તેમાં અને જ્ઞાનીનો

પરથી જુદાપણાનો અનુભવ, જાગૃતિ અને પુરુષાર્થ સહિતનો એકજ અભિપ્રાય, તેમાં મોટાં અતર છે, આકાશ–પાતાળ જેટલું અંતર છે. જ્ઞાની, લોકોત્તર પુરુષના અંતરંગ સ્થિર ભાવ વર્તન અને અજ્ઞાનીના વર્તનમાં આકાશ–પાતાળ જેટલું અંતર છે. બાહ્ય દૃષ્ટિવાળા દ્રવ્ય લિંગી મુનિ કે સંસારીઓની હજારો કળા હોય તોપણ અંતર વિચારવળા જ્ઞનીની એક વિચારકળાને તુલ્ય આવે નહિ. માટે લોકોત્તર કળા સમજવાની પદ્ધતિ જુદી છે. જ્ઞાનીઓની લોકોત્તર કળા જ તને મોક્ષ આપશે.

---

## સં. ૨૦૧૧ના પ્રથમ ભાદરવા સુદ ૯ શુક્રવાર તા. ૨૬-૮-૫૫.

ઉદાયન રાજાનો અધિકાર ચાલે છે. તે સોળદેશનો ધણી છે, તેનો ન્યાય ઘટાવાય છે, તેનું જ્ઞાન સોળે કળાએ ખીલી નીકળ્યું છે. આત્મામાં પરમ પારિણામિક ભાવ છે. તે ભાવ ત્રિકાળ છે, તેને લક્ષમાં લીઓ. કેવળજ્ઞાન, કેવળદર્શન, અનંત સુખ, અનંત વીર્ય અને પાંચ દાનાદિ લબ્ધિ ત્રિકાળ શકિતરૂપે છે, તેને લક્ષમાં લીઓ. કેવળજ્ઞાન, કેવળદર્શનની પર્યાય ત્રિકાળી હોતી નથી, અનંત સુખ, અનંત વીર્યની પર્યાય ત્રિકાળી હોતી નથી, પરંતુ તે બધી નવી થાય છે. કેવળજ્ઞાન, દર્શન આદિ શકિતરૂપે છે તે વ્યકતરૂપે થાય છે, એટલે પ્રગટ થાય છે, એટલે કર્મનો સર્વથા અભાવ થાય છે. આવી જે સ્વ ચતુષ્ટય પર્યાય પ્રગટે છે તે પૂર્ણ પર્યાય છે, તેને ક્ષાયિકભાવ કહેવાય છે. જે ક્ષાયિક ભાવવાળી પૂર્ણ પર્યાય છે, તે પારિણામિક ભાવ નથી. ક્ષયોપશમ ભાવ તે અધૂરાશ છે, તેનો ક્રમે ક્રમે ઉઘાડ થઇને ક્ષાયિક ભાવ થાય છે. એટલે ક્ષાયિકભાવ પ્રગટ થયો છે તે પોતે પારિણામિક ભાવ નથી,

પરંતુ બધા ભેદો જેની અંદર ગર્ભિત છે તેવો ચૈતન્યનો સ્વભાવ અનાદિ અનંત ત્રિકાળ છે, તે પરમ પારિણામિક ભાવ છે. નિગોદ, એકેંદ્રિય આદિ દરેક જીવોમાં ચૈતન્ય ભાવ છે. મતિ, શ્રુત, જ્ઞાનાદિ જે પ્રગટરૂપે છે તે પારિણામિક ભાવ નથી, કારણ કે ચૈતન્ય ભાવ અનાદિ અનંત છે. સમ્યક્ મતિ-શ્રુત, અવધિ અને મનઃપર્યવ સાદિ સાંત જ્ઞાનવાળો ભાવ છે અને સર્વ ભેદો જેનામાં ગર્ભિતપણે છે તે તો અનાદિ અનંત ભાવ છે એટલે પરમ પારિણામિક ભાવ છે, આના આશ્રયથી જીવ સોળે કળાએ ખીલી નીકળે છે. ક્ષયોપશમ ભાવ, પાંચ લબ્ધિ, ચાર જ્ઞાન, સાદિ સાંત છે. શાસ્ત્રમાં કહેલ છે કે આત્મા જ્ઞાયક છે. જ્ઞાયક ભાવ કહો, પરમ પારિણામિ ભાવ કહો, તે તો એક છે. ધ્રુવ એકરૂપ છે. તેને કારણપરમાત્મા કહે છે. પરમ પારિણામિક કારણપરમાત્મા ધ્રુવ એકરૂપ શકિતના અવલંબને સ્વભાવમાંથી કેવળજ્ઞાન પ્રગટ થાય છે. અનાદિ અનંત સ્વભાવમાંથી જરૂર કેવળજ્ઞાન, ક્ષાયિક લબ્ધિ પ્રગટે છે. પણ કર્મ કે શરીરમાંથી કેવળજ્ઞાન પ્રગટે જ નહિ. કારણ કે આત્મા, કર્મ અને શરીરથી ભિન્ન છે રાગ, દ્વેષ, અલ્પજ્ઞતા તે બધું પર્યાયમાં છે પણ સ્વભાવમાં નથી જેણે રાગ, દ્વેષ, અલ્પજ્ઞતા ટાળવી હોય તેણે નક્કી કરી લેવું જોઈએ કે મારો પરમ પારિણામિક ભાવ, જ્ઞાન અને આનંદથી ભરચક ભરેલો છે, એવી માન્યતા થવાથી સમ્યગ્દર્શન પ્રગટે, અને છેવટે કેવળજ્ઞાન પણ પ્રગટે. સિદ્ધ થાય રાગ, દ્વેષ, કે મોહની ક્રિયાથી શાંતિ, સુખ કે આનંદ આવતો નથી. રાગ, દ્વેષ, મોહ તે બધા વિકાર છે અને બંધનાં કારણ છે, અશાંતિનાં કારણ છે. અશાંતિમાંથી શાંતિ આવતી નથી. જ્ઞાન, આનંદ, શાંતિ, સ્વભાવમાં ભર્યા છે તેમાં જ એકાગ્રતા કરવાથી જ્ઞાન અને આનંદ ક્ષાયિક-ભાવે પ્રગટે છે.

જીવ સંસારમાં પાંચે ઇંદ્રિયોના વિષયો માટે બહુ જ એકાગ્રતા કરે છે. પણ સંતના સમાગમે, સ્વભાવને ઓળખીને, સ્વભાવમાં એકાગ્રતા કરતો નથી. માટે હે ભાઈ! હવે તો સ્વભાવમાં એકાગ્રતા કર. જરૂર તને ક્ષાયિક આનંદ, જ્ઞાન, સુખ, શાંતિ પ્રગટ થશે. એક સમયમાં ત્રણ કાળ અને ત્રણ લોકને જાણે, દેખે, એવા ભગવાન – ચોવીસે તીર્થંકરો – કેવી રીતે થયા? અંદર સ્વભાવમાં એકાગ્રતા કરવાથી થયા છે; કારણસ્વભાવનો આશ્રય લઈ તેમાં ઠરવાથી જ થયા છે, તેમ પોતાના આત્માના શ્રદ્ધાન્-જ્ઞાન કરવાથી સમ્યગ્જ્ઞાનકળા સોળે કળાએ આત્મામાં ખીલી નીકળે છે, કેવળજ્ઞાન પ્રગટે છે, તેમ દરેક વ્યક્તિએ માનવું જોઈએ. સંસારનો અભાવ કરવા માટે કારણપરમાત્મા પરમપારિણામિક ભાવનું અવલંબન કરો. તેના જ આશ્રયે આત્મા સોળે કળાએ ખીલી નીકળશે. એમ 'સોળ દેશનો ધણી' તેનો ન્યાય ઘટાવ્યો. ઉદાયન રાજા સિંધુસૌવીર દેશ આદિ સોળ દેશનો ધણી છે, તેનો ન્યાય ઘટાવ્યો.

તે ઉદાયન રાજા વીતિભય નગર આદિ ૩૬૩ નગરનો ધણી છે તેનો ન્યાય હવે ઘટાવે છે. આત્મા પોતાના સ્વરૂપ તરફ જ્યારે વલણ કરે છે ત્યારે એકાંત દૃષ્ટિવાળા ૩૬૩ મત છે તેની એકાંત દૃષ્ટિને પોતાના જ્ઞાનમાં જેમ છે તેમ જાણી લઈને, પોતાની જ્ઞાનધારામાં પોતે મશગુલ રહે છે, એટલે કે ૩૬૩ એકાંત મતવાલાના મત છે તેને આ રાજાએ જાણી લીધા છે, તેનો પણ આ રાજા ધણી છે. તમારો અને મારો આત્મા ૩૬૩ મતનો જાણકાર છે, પરંતુ તેમાં ભળી જતો નથી કે તેનું અનુમોદન કરતો નથી સમજો. જગતના-દુનિયાના લોકોનો સંસરામાં જે કંઈ
૨૧ પ્રસંગો બને છે તેને પોતાના લાભ તરફ ઉતારી લેવા તે જ

હિતનો માર્ગ છે અને તે જ સાધક સ્વભાવ છે. સાધક સ્વભાવવાળાને કોઈ પણ પ્રસંગો તેની વૃત્તિમાં બાધક થઈ શકે નહિ અને જો બાધક થાય તો તેનો સ્વભાવ સાધક નથી. સાધક સ્વભાવવાળો પણ જગતમાં બનતા તમામ પ્રસંગોને સવળા અને હિત તરફ પરિણમાવે છે.

હવે શિષ્ય પ્રશ્ન પૂછે છે કે, જગતમાં બનતા પ્રસંગો સાધક પોતાના લાભ તરફ અને હિત તરફ કઈ રીતે પરિણમાવી શકે ? ગુરુ કહે છે, હે શિષ્ય ! ૩૬૩ મતવાળા-એકાંત દ્રષ્ટિવાળા જીવોને પારકા દોષ ગ્રહણ કરવામાં અત્યંત હર્ષ થાય છે. તે અજ્ઞાનીઓના હર્ષને જોઈને સાધકજીવ વિચારે છે કે, મારા દોષ ગ્રહણ કરીને જે જીવને આનંદ અને હર્ષ થાય છે તેમાં મને એ લાભ છે કે એ જીવોના હર્ષ અને આનંદનું હું કારણ થયો. એમ વિચારી દ્વેષ-ભાવને ટાળીને, વીતરાગભાવનો લાભ મેળવે છે. પરંતુ તેમનું ખંડન, મંડન કરીને તેમની નિંદામાં ઊતરતો નથી, અગર તેમના પર ક્રોધ કરતો નથી. તે એમ વિચાર કરે છે કે કોઈ જીવો તો અન્ય જીવને દ્રવ્ય આપીને સુખી કરે છે, પરંતુ મેં તો કશું આપ્યું નથી અને તે જીવ મારા અવગુણ ગ્રહણ કરીને રાજી થઈ ગયો. આ રીતે વિચારીને રોષને ટાળે છે. અથવા એમ વિચારે છે કે-સ્યાદ્વાદ શૈલીરૂપ મારા અનંત ગુણને તે બિચારો લઈ ગયો નથી, પણ તેણે તો દોષ લીધા અને આનંદ પામ્યો, તો ભલે પામ્યો. ઘરમાં ચોર આવ્યો પણ તેણે રત્નમણી, સોનું, ધન ન લીધું પરંતુ માટીનાં રમકડાં લીધાં, ભલે લીધાં. તુચ્છ વસ્તુ લેવાવાળા પર શું ક્રોધ કરવો ? વળી જે જીવો મારા દોષને પ્રગટ કરે છે અને બીજાને કહે છે તે સત્ય કહે છે તો સત્યવાદી

પર રોષ શું હોય! જો તે દોષ મારામાં નથી તો તે વૃથા કહે છે, તે વૃથા કહે તેથી શું હું દોષવાળો થઈ ગયો? ના, બીલકુલ થયો નથી, એમ વિચારીને રોષને ટાળે છે, અથવા એમ વિચારે છે કે તે જીવ મારી સન્મુખ થઈને મારા દોષ કહેતો નથી, પરંતુ પીઠ પાછળ કહે છે. પીઠ પછવાડે તો રાજા જેવા રાજાનું પણ ભૂંડું બોલનારા પડયા છે. એમ જાણીને ક્ષમાભાવ ધારણ કરે છે. તે વિચારે છે કે તે પ્રત્યક્ષમાં તો મારું માનભંગ કરવા આવ્યો નથીને? પરોક્ષમાં કરે તેમાં શું! અથવા કોઈ પ્રત્યક્ષમાં આવીને માનભંગ કરે તો વિચારે કે તે દોષ મારામાં નથી તો તે વચન માત્રથી કહે છે. પણ શરીરને તો બાધા પહોંચાડતો નથી. એટલો પણ તેનામાં ગુણ છે. અથવા કોઈ શરીરથી બાધા કરે તો ત્યાં એમ વિચારે કે તે શરીરથી બાધા કરે છે પરંતુ મારો પ્રાણ લેતો નથી, આમ વિચારી ક્ષમા ધારણ કરે છે. જો કોઈ પાપી, પ્રાણ હરે તો એમ વિચારે છે કે પ્રાણ તો વિનાશી છે, તે તો વહેલા મોડા જવાના છે. તો તે અત્યારે જાય તેમાં કઈ મોટી વાત છે? મારો સ્વભાવ, મારું જ્ઞાન શાશ્વત છે, તેનું કોઈ હરણ કરી શકતો નથી. તેણે તો મારા બાહ્ય પ્રાણ લીધા છે, પરંતુ અભેદ સ્વભાવની ભાવનાને તો હરી જ નથી, આ રીતે તે સર્વથા ક્ષમા ભાવમાં વર્તે છે. આવા પ્રસંગો પોતા ઉપર ભજે તો તેને પોતાના લાભ તરફ ઉતારી લે છે, તે જ હિતનો માર્ગ છે, અને તેજ સાધક સ્વભાવ છે. જ્યાં પોતાનો સાધક સ્વભાવ અંદરથી ખૂલ્યો એટલે તેને અંદરથી પોષણ મળ્યાં જ કરે છે જેમ નદી કાંઠે વૃક્ષ હોય તેને અંદર મૂળમાંથી જ પોષણ મળ્યાં કરે છે. તેને બાહ્ય નિમિત્તની જરૂર નથી. એવું એક ઝાડ સહેજે સહેજે પોષણને પામે છે. તેમજ સાધક સ્વભાવ-વાળાને જેને અંદરથી સ્વરૂપ સમજાયું છે તેને અંદરથી પોષણ

મળે જ છે. બાહ્યમાં ગમે તેવા પ્રસંગો બને, તોપણ તેને સવળું અને હિતકર જ પરિણમાવે છે. કોઈને વધુ લાભ થાય, કોઈને ઓછો, પરંતુ લાભ તો રહે જ, કારણ કે જ્ઞાનનું વીર્ય જ્ઞાનમાં ફોરવવું, એવો જે નિસ્પૃહ દેશ, સિંધુસૌવીર દેશ સોહામણો છે. તે દેશ સોળે કળાએ સંપૂર્ણતાવાળો છે. રાગ, દ્વેષ કે ક્રોધની ધારા ઊઠે, તેમાં વીર્યને જોડવું તે તો વીર્યને પરાધીન કરવા બરાબર છે. તેવો સાધકસ્વભાવ હોય જ નહિ. પણ સાધકસ્વભાવ તો પોતાના હિત તરફ જ લઈ જાય છે. તેના ભાવ ભેદ અવસરે.

---

## સં. ૨૦૧૧ના પ્ર. ભાદરવા સુદ ૧૦ શનિવાર તા. ૨૭-૮-૫૫.

ઉદાયન રાજા ૩૬૩ નગરનો ધણી છે, તેનો ન્યાય સમજાવાય છે. તે ૩૬૩ એકાંતવાદીના જે મત છે તેને જાણે છે, તેનો પણ તે રાજા છે. જ્ઞાનનું વીર્ય જ્ઞાનમાં ફોરવવું, સ્વરૂપનું વીર્ય સ્વરૂપમાં ફોરવવું એવો જે નિસ્પૃહ દેશ તે જ સોહામણો છે. રાગ, દ્વેષ, સંકલ્પ, વિકલ્પની ધારામાં વીર્યને ફોરવવું તે તો પોતાના વીર્યને પરાધીન કરવા બરાબર છે અને તેનાથી કર્મ બંધાય છે. ઉદાયન રાજા ૩૬૩ એકાંતવાદીના મતોને જાણે છે, પરંતુ તેમાં ભળતો નથી, તેને અનુમોદતો નથી, તેને તિરસ્કારતો નથી. 'આદર એક સત્નો, તિરસ્કાર કોઈનો નહિ.' આત્માની પાસે, આત્માની પડખે જ એક કાર્મણ શરીર પડયું છે, તે કાર્મણ શરીરમાં રહેલા અનિત્ય પરમાણુ, રાગ-દ્વેષનાં ફળ દેવા સમય સમય આવે છે, પરંતુ તે મારું સ્વરૂપ નથી, તેનો હું જ્ઞાતા-દૃષ્ટા છું, હું જ્ઞાન-સ્વરૂપ છું એમ જ્ઞાનરૂપ વીર્યને પોતાના જ્ઞાનમાં ફોરવવું તેને વીતરાગ દેવ નિર્ભયતા કહે છે.

હું આત્મા, જ્ઞાનનો દરિયો છું. ક્રોધ, માન, ભોગાદિ વાસના તરફ ન જવું તે જ નિર્ભયતા. હું કોણ, મારું સ્વરૂપ શું છે, તેની વિચારણા અને તે વિચારણાપૂર્વક તેમાં સ્થિર થવું તે નિઃશંકપણું છે, નિર્ભયપણું છે. તેને વીતિભય નગર કહેવાય છે. નિઃશંકપણું, નિર્ભયપણું, તે પોતે જ ઉદાયન રાજા, આત્માનો રાજા. તત્ત્વનો વિચાર કરવો, હું કોણ અને આ દેખાય છે તે પર શું? તેનો વિચાર કરવો તે પોતમાં—સ્વમાં રહેવાનું થયું જેણે આનો વિચાર જ ન કર્યો તે પરમાં રહ્યો. જે પોતામાં રહ્યો તે પરમાં ન જોડાયો, જેણે આત્માનો વિચાર કર્યો, તે પોતાના ગુણમાં ઠર્યો. પહેલાં અવિચારે થયેલી ભૂલ ટાળી, ગુણમાં ઠર્યો તે જ રાજા છે. ઉદ્–અયન એટલે શું? 'ઉદ્' એટલે વિશેષ પ્રયત્ન કરીને અને 'અયન' એટલે જવું. શેમાં જવું? સ્વભાવમાં કે વિભાવમાં? તો કહે, સ્વભાવમાં. પોતાના સ્વભાવમાં વિશેષે પ્રયત્ન કરીને જવું તેનું નામજ ઉદાયન. તમે પણ વિશેષે પ્રયત્ન કરીને તમારા ગુણમાં ચાલ્યા જાઓ, તો તમે પણ ઉદાયન રાજા, એટલે આત્મા. આત્મા એટલે જાણવું, તેમાં 'ન જાણવું' આવે જ નહિ. પૂરું જાણવું, કેવળજ્ઞાનનો સ્વામી તે તેનો નાથ, નાથ એટલે રાજા, રાજા એટલે આત્મા.

ઉદાયન પોતે જ આત્મા, રાજા છે. મોક્ષ, એટલે આત્માનો શુદ્ધ સ્વભાવ. હે નિષ્કામી પુરુષ! તારી ઈચ્છારૂપી વાસનાનો નાશ થાય છે. જ્યારે ઈચ્છારૂપી વાસનાનો નાશ થાય છે ત્યારે તું શુદ્ધ સ્વરૂપમાં જ રહે છે. હે આત્મા! હે ઉદાયન! હે સ્વામી! હે નાથ! હવે તું ચૂકીશ મા. પૂર્વે ચૂકેલો હતો, હવે ચૂકીશ મા. અનંત કાળના ભવને ટાળવાનાં ટાણાંને પામીને હે નાથ!

તું જરાપણ ચૂકીશ નહિ. અનાદિકાળના અજ્ઞાન જન્મ-મરણને ભોગીને ભૂકા કરવાનાં ટાણું પામીને તું ચૂકીશ નહિ. ૩૬૩ એકાંત મતને જાણીને પોતે પોતાની જ્ઞાનધારામાં મશગૂલ છે.

હવે ૩૬૩ એકાંત મત પર વિવેચન ચાલે છે. તેમાં પ્રથમ ક્રિયાવાદીના ૧૮૦ મત સમજાવે છે. જીવ તત્ત્વ, અજીવ તત્ત્વ, પુણ્ય તત્ત્વ, પાપ તત્ત્વ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ ને મોક્ષ, એમ નવે તત્ત્વને એક પછી એક ક્રમસર સ્થાપીને હવે તેની નીચે 'સ્વત: અને પરત:' એવા બે ભેદ રાખવા અને એ બે ભેદની નીચે 'નિત્ય અને અનિત્ય' બે ભેદ સ્થાપના કરવા. તેની નીચે 'કાળ, સ્વભાવ, નિયતિ, ઇશ્વર અને આત્મા' તે પાંચ ભેદ કરવા, પછી તેનો સંચાર કરવો. તે આ રીતે (૧) જીવ પોતે પોતાથી વિદ્યમાન છે, (૨) જીવ બીજાથી ઉત્પન્ન થાય છે, (૩) જીવ નિત્ય છે, (૪) જીવ અનિત્ય છે, એ ચાર ભેદો કાળ, નિયતિ, સ્વભાવ, ઇશ્વર અને આત્માથી કરવાથી ૫×૪=૨૦ ભેદ થાય. એવા વીસ ભેદ અજીવના, વીસ ભેદ આશ્રવ, સંવર, પુણ્ય, પાપ, બંધ, નિર્જરા અને મોક્ષ એમ દરેકના વીસ મળી ૧૮૦ ભેદ ક્રિયાવાદીના થાય છે.

હવે જીવના ૨૦ ભેદ સમજાવે છે. (૧) જીવકાળથી છે, અર્થાત જીવ કાળ પામીને થાય છે. (૨) જીવ કાળ પામીને પોતાથી અગર બીજાથી થાય છે. (૩) જીવ ચેતન છે અને જીવનો ગુણુ ચેતના છે, માટે જીવ નિત્ય છે. (૪) જીવની બુદ્ધિ કાળ પામીને ઘટતી વધતી રહે છે માટે જીવ અનિત્ય છે. (૫) જીવ સ્વભાવથી છે. (૬) જીવ સ્વભાવથી રહેનો થકો પોતાથી અગર બીજાથી ઉત્પન્ન

થાય છે. (૭) જીવ સ્વભાવથી કાયમ રહે છે માટે નિત્ય છે. (૮) જીવ સ્વભાવથી ક્ષણે ક્ષણે મરે છે, મરણને પ્રાપ્ત થાય છે માટે અનિત્ય છે.

હવે નિયતિ વિષયમાં કહે છે. નિયતિ એટલે જે થવાનું હોય તે થાય છે. (૯) જીવ થવાવાળા હોવાથી હજારો ઉત્પન્ન થઈને સ્વતઃ થાય છે. (૧૦) જીવ થવાવાળો હોવાથી ઉત્પન્ન થઈ પરતઃ થાય છે. (૧૧) જીવ થવાવાળો હોય છે તે ઉત્પન્ન થઈને સદા કાયમ રહે છે તેથી નિત્ય છે. (૧૨) જીવ થવાવાળો હોવાથી ઉત્પન્ન થઈને મરે છે માટે અનિત્ય છે. (૧૩) જીવ ઈશ્વરથી ઉત્પન્ન થાય છે. (૧૪) જીવ ઈશ્વરે કરેલો હોવા છતા નિમિત્તથી ઉત્પન્ન થાય છે. (૧૫) જીવ ઈશ્વરે કરેલો હોવાથી નિત્ય છે. (૧૬) જીવ ઈશ્વરે કરેલો હોવાથી અનિત્ય પણ છે. (૧૭) જીવ પોતાના સ્વભાવમાં સ્વયં ઉત્પન્ન થાય છે. (૧૮) જીવ પોતાના સ્વરૂપમાં બીજાથી ઉત્પન્ન થાય છે. (૧૯) જીવ પોતાના સ્વરૂપમાં નિત્ય છે. (૨૦) જીવ પોતાના સ્વરૂપમાં અનિત્ય છે, એમ જીવના વીસ ભેદ થાય છે.

એમ નવે તત્ત્વના વીસ ભેદ થાય છે. એ રીતે એકસો એંસી ભેદ થાય છે. હવે બીજી રીતે જોઈએ જીવ સ્વભાવની અપેક્ષાએ નિત્ય, અનિત્ય, સ્વતઃ, પરતઃ છે એ રીતે કાળ, નિયતિ, ઈશ્વર અને આત્માની અપેક્ષાએ પણ જીવ ચાર ભેદે છે. એ રીતે એક જીવ તત્ત્વના વીસ અને નવ તત્ત્વના ૧૮૦ ભેદ થાય છે.

જીવ આદિ પદાર્થો તો છે જ, પરંતુ ક્રિયાવાદી તેને એકાંતરૂપથી સ્વીકારે છે તેથી તે ૧૮૦ મત મિથ્યાદૃષ્ટિના છે. હવે જીવ,

જીવરૂપથી સત્ છે, પરંતુ ઘટપટ પદાર્થથી અસત્ છે. ઘટ–પટાદિ પદાર્થનો જીવથી ભેદ પડે છે, પરંતુ સર્વ પ્રકારે જીવને સત માનવામાં આવે તો તે માન્યતાથી ઘટ–પટ પદાર્થથી પણ જીવ સત્ થઈ જાય. એવી દશામાં ઘટ–પટથી જીવનો જુદો ભેદ પડી શકતો નથી. તો આખું જગત જીવમય થઈ જાય છે. તે મત જૈન દર્શનને જરાપણ ઈષ્ટ લાગતો નથી કારણ કે તે બરાબર નથી, તેથી તે ૧૮૦ મત મિથ્યાદષ્ટિના છે.

હવે અક્રિયાવાદીના ૮૪ મત બતાવે છે. જીવ, અજીવ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ, મોક્ષ એવા સાત પદાર્થ સ્થાપીને તેની નીચે 'સ્વ, પર,' બે ભેદ રાખવા. તેની નીચે 'કાળ, દ્રવ્ય, અપૃચ્છા, નિયતિ, સ્વભાવ, ઈશ્વર અને આત્મા' એમ છ પદ રાખવા, એ રીતે ૮૪ ભેદ આવે. (૧) જીવ સ્વયં કાળથી નથી. (૨) જીવ બીજાથી, કાળથી નથી. (૩) જીવ યદૃચ્છાથી સ્વયમ્ નથી. (૪) જીવ યદૃઈચ્છાથી પરપણ નથી. એ જ રીતે નિયતિ, સ્વભાવ, ઈશ્વર, આત્મા, એમ દરેકના બે ભેદ થતાં કુલ્લે બાર ભેદ થાય. એ રીતે જીવના બાર ભેદ, અજીવના, આશ્રવના, સંવરના, નિર્જરાના, બંધના, મોક્ષના એમ સાત તત્વના દરેકના બાર ભેદ થતાં ૮૪ ભેદ થયા. નાસ્તિકોના મતમાં 'સ્વત:, પરત:' જીવાદિ પદાર્થો નથી. એમ તેના ૮૪ મત છે. તે શું પ્રરૂપણા કરે છે અને જૈન દર્શન તેનું કઈ રીતે ખંડન કરે છે, તે આગળ આવશે.

હવે અજ્ઞાનવાદીના ૬૭ મત આવે છે. જીવ, અજીવ, પુણ્ય, પાપ, સંવર, આશ્રવ, બંધ, નિર્જરા, મોક્ષ એમ નવ પદાર્થને ક્રમસર સ્થાપી તેની નીચે સાત ભાંગા મૂકવા (૧) સત્ (૨) અસત્

(૩) સત અસત્ (૪) અવક્તવ્ય (૫) સત અવક્તવ્ય (૬) અસત અવકતવ્ય (૭) સત્ અસત્ અવકતવ્ય. હવે તેનું કથન કરે છે. (૧) જીવ સત્ છે, તે કોણુ જાણે છે અને જાણુવાથી શું પ્રયોજન છે? (૨) જીવ અસત્ છે, તે કોણુ જાણે છે અને જાણુવાથી શું પ્રયોજન છે? (૩) જીવ સત્-અસત્ છે, તે કોણુ જાણે છે અને જાણુવાનું શું પ્રયોજન છે? (૪) જીવ અવકતવ્ય છે, તે કોણુ જાણે છે અને જાણુવાથી શું પ્રયોજન છે? (૫) જીવ સત અવકતવ્ય છે, તે કોણુ જાણે છે અને જાણુવાથી શું પ્રયોજન છે? (૬) જીવ અસત અવકતવ્ય છે, તે કોણુ જાણે છે અને જાણુવાથી શું પ્રયોજન છે? (૭) જીવ સત્-અસત્ અવકતવ્ય છે, તે કોણુ જાણે છે અને જાણુવાથી શું પ્રયોજન છે? તેવી રીતે અજીવાદિ બીજા આઠ તત્ત્વોમાં આ રીતે ભાંગા કરતાં ૯×૭=૬૩ થાય તે ઉપરાંત બીજા ચાર ભાંગા (૧) સત્ એટલે છતી-વિદ્યમાન. વિદ્યમાન પદાર્થોની ઉત્પત્તિ કોણુ જાણે છે અને તે જાણુવાથી શો લાભ છે? (૨) અસત એટલે અછતી અવિદ્યમાન અવિદ્યમાન પદાર્થોની ઉત્પત્તિ કોણુ જાણે છે અને જાણુવાથી શો લાભ છે? (૩) સત્-અસત્ એટલે કંઈક વિદ્યમાન અને કંઈક અવિદ્યમાન, તે પદાર્થોની ઉત્પત્તિ કોણુ જાણે છે અને તે જાણુવાથી શો લાભ છે? (૪) અવકતવ્ય ભાવની ઉત્પત્તિ કોણુ જાણે છે અને તે જાણુવાથી શો લાભ છે, એ રીતે ૬૭ ભાંગા થયા.

અજ્ઞાનવાદી અજ્ઞાનને જ શ્રેષ્ઠ માને છે અને અજ્ઞાનથી જ ઈષ્ટ અર્થની સિદ્ધિ બતાવે છે. જ્ઞાન તો દોષથી ભરેલું છે અને તે નિષ્ફળ છે, એમ તે કહે છે. હવે આ મતો મિથ્યાદષ્ટિના છે. તેની સામે જૈનદર્શન, ખંડન કરીને સાચું સ્વરૂપ કઈ રીતે

બતાવે છે તે આગળ કહેવાશે. કેવળ વિનયથી પરલોકની પ્રાપ્તિ માનવાવાળાના ૩૨ ભેદો બતાવે છે (૧) દેવતા (૨) રાજા (૩) યતિ (૪) જ્ઞાતિ (૫) વૃદ્ધ (૬) અધમ (૭) માતા (૮) પિતા. આઠેનો મન, વચન, કાયાથી જ્ઞાન દ્વારા વિનય કરવો જોઈએ. એ આઠેનો ચારે પ્રકારે વિનય કરવો જોઇએ એ રીતે તેના ૩૨ ભેદ થયા. વિનયવાદીઓ આ રીતના વિનયથી જ મોક્ષ બતાવે છે. તેની સામે જૈનદર્શનની પ્રરૂપણા શી છે તે આગળ સમજાવાશે. આ રીતે ૧૮૦+૮૪+૬૭+૩૨=એમ ૩૬૩ મત થાય છે. આ એકાંત પક્ષ પકડનાર મિથ્યાદૃષ્ટિ છે. તેમાં ભળી જવા જેવું નથી. 'આદર એક સત્‌નો, તિરસ્કાર કોઈનો નહિ.'

આમાં અક્રિયાવાદી અત્યંત નાસ્તિક છે. કારણ કે પ્રત્યક્ષ સિદ્ધ જીવાદિ પદાર્થને તે માનતા નથી. અજ્ઞાનવાદી પાગલ છે કારણ કે મતિ આદિ પાંચ જ્ઞાન, વિદ્યમાન હોવા છતાં અજ્ઞાનથી કલ્યાણ બતાવે છે અને માને છે, માટે તે પાગલ અને મિથ્યાદૃષ્ટિ છે. વિનયવાદી કેવળ વિનયથી સિદ્ધિની પ્રાપ્તિ માને છે, માટે તે પણ મિથ્યાત્વી છે. ક્રિયાવાદી એકાંત પક્ષને ખેંચે છે, માટે તે મિથ્યાત્વી છે. આ રાજા ૩૬૩ મતને જાણે છે, પરંતુ તેમાં ભળતો નથી. હવે ૧૮૦ ક્રિયાવાદી શું પ્રરૂપણા કરે છે તેની વાત તથા બીજા એકાંત મતવાળા શું કહે છે તથા સાક્ષાત્ સમ્યગ્-દર્શનને પામેલા શું કહે છે, તેની વાત અવસરે કહેવાશે.

---

## સં. ૨૦૧૧ના પ્ર. ભાદરવા સુદ ૧૧ રવિવાર તા. ૨૮-૮-૫૫.

ઉદાયન રાજા એકાંત દૃષ્ટિવાળા ૩૬૩ મતને જાણે છે. તેને અનેકાંત દૃષ્ટિથી જાણીને ઉદાયન રાજા પોતાની જ્ઞાનધારામાં મશગૂલ છે. પ્રથમ ક્રિયાવાદીના ૧૮૦ મત વિષે વાત કરે છે. તેવી માન્યતા હોય તો કાઢી નાખજો એકાંત દૃષ્ટિવાળા કહે છે, 'એક-ભક્તિ જ મોક્ષની દાતા છે.' માટે મોક્ષ જોઈતો હોય તો ભક્તિ કરો. તે વગર મોક્ષ છે જ નહિ, આમ એકાંતે ખેંચી જનારા જૈન મતના હોય, જૈન નામ ધરાવતા હોય તોપણ તે એકાંત પાખંડી અને મિથ્યાત્વી છે. ભક્તિને માનનારા એકાંત ખેંચી જાય અને તેની પાછળ વિવેક ન હોય, ભક્તિ તો રાગનો અંશ છે કે જ્ઞાનનો, તેનો વિવેક ન સમજાય અને માત્ર ભક્તિ જ કરે, જ્ઞાનનો વિવેક ભૂલી એકાંત ભક્તિની ક્રિયાથી મોક્ષ માને તે એકાંત પાખંડી મિથ્યાત્વી છે. જો કોઈ એકાંત જ્ઞાનની દૃષ્ટિમાં જ રહે અને ભક્તિને ઉડાડે અને એકાંત જ્ઞાનનો પક્ષ પકડે તો તે સાચું જ્ઞાન નથી, પરંતુ તે તો એકાંત પક્ષવાળો છે.

જ્યાં જ્યાં જે જે યોગ્ય છે તહાં સમજવું તેહ,
ત્યાં ત્યાં તે તે આચરે આત્માર્થી જન એહ.

આત્મસિદ્ધિ ગા. ૮.

તે પ્રમાણે યથાર્થ સમજીને જ્ઞાનના વિવેક સહિત વર્તે, એટલે કે મારે હજી ઘણું આગળ વધવાનું છે, તેનો અર્થ એ છે કે પોતા કરતાં વિશેષ ગુણીની ભક્તિ કરે, તેને તન, મન, ધન, અર્પણ કરે. ભક્તિની પાછળ વિવેક રાખે, તો બરાબર છે. પરંતુ વિવેક ચૂકી જાય તો તેને પણ આત્માનું જ્ઞાન નથી,

આત્માની શ્રદ્ધાનું પણ જ્ઞાન નથી. આત્મા પોતે પોતાના જ્ઞાન-શ્રદ્ધાનો સ્વામી ક્યારે કહેવાય ? જ્યારે બધા એકાંતિક નયનું જ્ઞાન હોય અને ૩૬૩ મત જાણી ગયો હોય તો તે બધા નયનો રાજા છે, પરંતુ ખોટી માન્યતાની ભૂમિકામાં ગમે તેટલું ભક્તિદાન કરે તો પણ તેનું ફળ, મોક્ષ આવે જ નહિ કષાયની મંદતા હોય તો દેવગતિ મળે પણ આત્માનો મોક્ષ ન થાય. સાચી માન્યતાની ભૂમિકામાં ટકીને ભક્તિ, વંદના કરે તો આત્મ-લાભને પામે.

શિષ્ય પ્રશ્ન પૂછે છે:- આ બધું કઈ રીતે એકાંત મતવાળાને એકાંત ભક્તિ વાળાને તમે પાખંડી કહો છે. અને વિનયવાળાને-અનેકાંત મતવાળાને તમે સાચો કહો છો, તે શી રીતે છે તે મને સમજાવો. ગુરુ જવાબ આપે છે :-

सम्यक्त्व शुद्धदृष्टिं च, वंदना नित्य शाश्वतम्,
स्तुतिं शुद्धद्रव्यस्य, त्रिभंगी दळ निरोधनम्.

શુદ્ધ આત્માનું શ્રદ્ધાન્ તે સમ્યગ્દર્શન છે. પોતાના શુદ્ધ આત્માને નિત્ય, નિશ્ચય નયથી ધ્યાવવો તે નિશ્ચયથી વંદના છે. શુદ્ધ દ્રવ્યની જ વ્યવહારથી સ્તુતિ કરતા થકી નિશ્ચયથી તે જ શુદ્ધ દ્રવ્યમાં તન્મય થવું તે જ નિશ્ચય સ્તુતિ છે. ત્રિભંગ નિરોધન, સાચી માન્યતા રૂપ ભૂમિકાની શ્રદ્ધા, શ્રદ્ધા સહિત વંદના, શ્રદ્ધા સહિત સ્તુતિ, ત્રિભંગી આ ત્રણે વસ્તુ નિરોધ-કર્મ આશ્રવને રોકવાવાળી છે. સમ્યગ્દર્શન તે સંસારને નાશ કરવાવાળો ગુણ છે. આ ગુણ પ્રાપ્ત જેને થાય છે તે મોક્ષરૂપ જ થાય છે અને સદા પોતાના આત્માને, કર્મ શરીરાદિથી ભિન્ન દેખે છે. જેવી રીતે પાણી પર પરેલું તેલનું ટીપું પાણીથી ભિન્ન દેખાય છે, તેવી રીતે

સમ્યગ્દૃષ્ટિ આત્મા પોતાના આત્માને, કર્મ અને શરીરાદિ ભિન્ન દેખે છે. સ્વાનુભવ એટલે સ્વભાવ-અનુભવની શકિત સમ્યગ્દર્શનથી પેદા થઈ જાય છે. સમ્યગ્દર્શન થયા પછી કોઈ જીવ દુર્ગતિમાં જતો નથી પણ સમ્યગ્દર્શન થયા પછી ઉત્તમ પુરુષ અગર દેવ થાય છે. સમ્યક્ત્વ થયા પહેલાં દુર્ગતિનો બંધ થયો હોય તો ત્રીજી નરકથી દૂર જતો નથી. સમ્યક્ત્વ થયા પહેલાં ગતિનો બંધ થયો હોય તો યુગલીઓ અગર ઉત્તમ પશુ અગર મનુષ્ય થાય છે. સમ્યક્ત્વ સાથે પંચ પરમેષ્ઠિને વંદન કરવાનો રાગ છે. એટલે વીતરાગ-મિશ્રિત ભાવ બન્ને સાથે છે. તેનાથી પુણ્ય બંધાય છે.

વંદના અને સ્તુતિના બે ભેદ છે. જ્યાં વચનથી અને કાયાથી શબ્દ અને વિનય હોય ત્યાં દ્રવ્ય સ્તુતિ અને વંદના છે. જેને વંદના, સ્તુતિ કરતો હોય તેના ગુણોને પોતાના જ્ઞાનમાં બિરાજમાન જે જીવ કરતો જાય છે તેની વંદના, ભાવવંદના અને સ્તુતિ, ભાવસ્તુતિ છે. ભાવ સહિતની દ્રવ્યવંદના અને દ્રવ્યસ્તુતિ સફળ છે. સિદ્ધ આત્માને પોતાના ભાવમાં સ્થાપિત કરવા તે નિશ્ચય વંદના છે. પોતાના પરમ પૂજ્ય ગુરુને પોતાના ભાવમાં સ્થાપિત કરવા તે નિશ્ચય વંદના છે. મસ્તક નમાવવું, હાથ જોડવા તે દ્રવ્ય વંદના છે. વચનોથી સ્તુતિ કરવી તે દ્રવ્ય સ્તુતિ છે. સિદ્ધોનું સ્વરૂપ પોતાના જ્ઞાનમાં અંકિત કરવું તે ભાવ સ્તુતિ છે. સમ્યગ્દૃષ્ટિ જીવ સ્વ-આત્મ અનુભવમાં ઉપયોગને જોડીને ટકે તો એક અંતર્મુહૂર્ત ટકે અને જ્યારે ન ટકે ત્યારે ગુણગ્રામ, વંદનાસ્તુતિ કરીને ઉપયોગને શુદ્ધ ભાવમાં લઈ જવાનો પુરુષાર્થ કર્યા જ કરે છે. પુરુષાર્થ કરે છે એટલે શું? શુદ્ધ આત્મા તરફ પરિણમન હોવાથી, વંદના અને સ્તુતિ કરતાં થકાં, ઘણાં ઘણાં પાપોનો નાશ કરે છે.

સાચી માન્યતાની ભૂમિકામાં ઊભા રહીને મહાન પુરુષો, ધર્માત્મા પુરુષો, સમ્યગ્દષ્ટિ પુરુષો, મહાન પુરુષોનાં શરીર આશ્રિત ગુણોનો મહિમા ગાવો તે વ્યવહારસ્તુતિ છે અને કેવળ આત્માને લક્ષમાં લઇને આત્મિકગુણોનાં ગુણગ્રામ કરવાં તે નિશ્ચયથી સ્તુતિ અને વંદના છે, તે સાચી વંદના–સ્તુતિ છે. તે શુદ્ધ ઉપયોગમાં પહોંચાડવાવાળી છે. ખોટી માન્યતાની ભૂમિકામાં ઊભા રહીને ગમે તેટલી ક્રિયા, વંદના, સ્તુતિ કરે તોપણ તેને મોક્ષનું ફળ પ્રાપ્ત થાય તેમ નથી. વ્યવહાર સ્તુતિ અને વંદનાની પાછળ કષાયની મંદતા હોય તો તેને સ્વર્ગગતિ મળે, પરંતુ મોક્ષ ન મળે. બાહ્ય હિંસાનાં પાપ કરતાં અજ્ઞાનનું પાપ મોટું છે. તે જ મહાન દુઃખ છે.

"लोयं से जाण अहियाय दुक्खं"

આચારાંગ સૂત્ર.

એકાંત ક્રિયાવાદી ફક્ત ક્રિયા કરવામાં બહોળી લાલસાવાળા હોય છે. તે જૈનમાં હોય તોપણ ૧૮૦માં ભળે છે. એક પૌષધ કરવો હોય ત્યારે આગળથી તૈયારી કરી હશે તો સમાધિ રહેશે, આગલે દિવસે બરાબર ખાધું હશે તો શાંતિ રહેશે, તેમ માનીને બેઠો છે: માની બેઠો છે કે જડથી ચેતનમાં સમાધિ થશે. જડમાં આત્મભાવનુ આરોપણ કર્યું તેવા જીવો, થોકડા, સૂત્ર, સિદ્ધાંત ભણેલા હોય તોપણ મિથ્યાદષ્ટિ છે. ક્ષમા, શાંતિ, આત્માનું અણાહારક-સ્વરૂપ સાથે તેમને કંઇ લેવા દેવા નથી. કરણી એકલી સાધક નથી. કરણી પાછળ સમજણ હોય તો તે સમજણનું ફળ છે. આ દષ્ટિને તમે પકડો. આદ્રા બેસી જશે, પછી કેરી નહિ ખવાય, પછી આઠ મહિના બંધ કરી દેવી પડશે, માટે ધરાઇને ખાઇ લીઓ, આ અજ્ઞાન દશા છે. ત્યાગના ભાવ સમજાય ત્યાં

ભોગવૃત્તિ બંધ થાય. ધર્મને નામે ગમે તેટલો ત્યાગ કરો, પરંતુ ભોગવૃત્તિ ચાલુ છે ત્યાંસુધી ફળમાં શૂન્ય છે. પોતાના સહજ સ્વભાવમાં આવવા માટે બાહ્ય ત્યાગની કરણીની પછવાડે સાચી સમજણમાં ઊભો હોય તો તે સમ્યગ્‌દૃષ્ટિની માન્યતાની કરણીનો કરવાવાળો છે. તેનું બધું સફળ છે. લોગસ્સમાં બોલો છો: "**આરુગ્ગં બોહિલાભં, સમાહિવરમુત્તમં દિંતુ, જાવ, સિદ્ધા સિદ્ધિં મમ દિસંતુ**' એટલે ભાવ આરોગ્ય, બોધિનો લાભ, હે સિદ્ધો મને આપો, આપો ને આપો ! સર્વ ઉત્કૃષ્ટ સમાધિ, હે સિદ્ધ ભગવંત મને આપો!!

જેઓ આ લોકમાં ઉત્તમ છે અને સિદ્ધ થયા છે તેઓ મને ભાવ-આરોગ્ય, બોધિલાભ, સર્વ ઉત્કૃષ્ટ સમાધિ આપો, એમ સિદ્ધોની સ્તુતિમાં આવે છે. હે સિદ્ધો! મને મોક્ષ આપો. કોણ કોની પાસે સ્તુતિ કરી માગણી કરે છે? માગવાની પાછળ વિવેક ઊભો છે. વિવેકને ન સમજે તો એકાંત મતવાળો છે. હે ભગવાન! આપ સ્વર્ગ-મોક્ષના દાતાર છો એમ સ્તુતિ લોગસ્સમાં આવે ત્યાં એકાંત મતવાળા અજ્ઞાની, પાખંડી એમ માની લે છે કે:- ભગવાન, ગુરુ, પંચ પરમેષ્ઠિ આપણને તારી દેશે. પણ ભાઈ! સ્વર્ગ તો તારાં શુભ પરિણામથી થાય છે અને મોક્ષ તો તારા શુદ્ધ ઉપયોગથી થાય છે તેમાં ભગવાન તો નિમિત્ત માત્ર છે. ભગવાન તને મોક્ષ આપે અને બીજાને ન આપે તેનું કંઈ કારણ? ભગવાન શું રાગી, દ્વેષી કે પક્ષપાતી છે કે તારા પ્રત્યે રાગ રાખીને તને મોક્ષ આપે અને બીજાને ન આપે? ખરી વાત તો એ છે કે જીવ પોતાનાં પરિણામથી-જ સ્વર્ગ અને મોક્ષ પામે છે. ભગવાન કોઈને કંઇ આપી દેતા નથી.

હું જ્ઞાનાનંદ સ્વરૂપ છું, મારું સ્વરૂપ નિરોગ છે, રાગ છે તે જ રોગ છે તેમ ઓળખીને વિનયથી જ્ઞાની કહે છે કે હે ભગવાન! મને ભાવ-આરોગ્ય અને બોધિનો લાભ આપો અને ઉત્તમ સમાધિ આપો. આ તો ઉપચારકથન છે. હું મારા જ્ઞાનાનંદ સ્વરૂપમાંથી સમાધિ પ્રગટ કરું, ભાવ નિરોગીપણું પ્રગટ કરું, બોધિલાભ પ્રગટ કરું, સમ્યગ્દર્શન પ્રગટ કરું, તેમાં ભગવાન, ગુરુ, પંચ પરમેષ્ઠિ નિમિત્ત છે. પોતે પોતામાંથી ભાવ-સમાધિ, ભાવ-આરોગ્ય બોધિલાભ પ્રગટ કરીને ખૂબ વિનયથી કહે કે, હે ભગવાન! આપ બોધિ, સમાધિભાવ, આરોગ્યના દાતાર છો. લોકવ્યવહારમાં આપણે કહીએ છીએ કે, વડીલોનાં પુણ્ય ખાઈએ છીએ. આ નમ્રતાપૂર્વક કહેવાની રીત છે, પણ ખરી રીતે તો પોતાનાં પુણ્ય ખવાય છે. વડીલો પાસે પાંચ હજારની મૂડી હોય અને પોતા પાસે કરોડોની મૂડી હોય તો વડીલોનાં પુણ્ય ક્યાંથી આવ્યાં? પોતાનાં જ પુણ્યનું ફળ છે, છતાં વિનયથી, બહુમાનથી વડીલોનાં પુણ્ય છે, તેમ કહેવાય છે. તેમ ધર્મીજીવ પોતાના પુરુષાર્થથી બોધિ, સમાધિ, સમ્યગ્-દર્શન અને ભાવ-આરોગ્ય પ્રાપ્ત કરે છે અને તેથી સંસારસમુદ્રને તરે છે, પરંતુ ભગવાન પ્રતિના વિનય અને બહુમાનથી એમ કહે છે કે હે ભગવાન! આપે જ મને સમાધિ, બોધિ, ભાવ-આરોગ્યતા આપી. આમ જો જ્ઞાનના વિવેકને સમજીને જે ક્રિયા થાય છે તે સમ્યગ્-દર્શનની ક્રિયા છે અને તેથી ઘણો લાભ મળે છે. આમ ન સમજે તે મિથ્યાત્વી છે

---

## સં. ૨૦૧૧ના પ્ર. ભાદરવા સુદ ૧૨ સોમવાર તા. ૨૯-૮-૫૫.

આ જગતમાં ૩૬૩ એકાંત દૃષ્ટિવાળાઓનો મત છે. ઉદ્દાયન રાજા બધા મતોનો જાણકાર છે અને અનેકાંત સ્વરૂપને પણ જાણે છે. આત્માનું સમજણરૂપ એકત્વ સ્વરૂપ સદાય અસંગ છે, પરથી નિરાળું છે, સ્વતંત્ર સુખનું ધામ છે, દેહમાં રહેવા છતાં આત્મા સ્વાધીન, એકલો છે. કોઈ અન્ય દ્રવ્યના કારણે પોતાની હૈયાતી નથી, પરંતુ સ્વયં સિદ્ધ વસ્તુ છે આ સ્યાદ્વાદ દૃષ્ટિ છે. આત્મા, પરથી સિદ્ધ નથી, સ્વથી સિદ્ધ છે. કાળથી સિદ્ધ નથી. એકત્વ સ્વરૂપનું એટલે એકત્વપણાનું એટલે સમજણ સ્વરૂપનું તત્ત્વ જ્યાં સુધી ખ્યાલમાં ન આવે ત્યાં સુધી હું સુખી છું, શાંતિમાં છું તેમ માનવું તે અજ્ઞાન છે. પૂર્વે અનંત કાળના પરિભ્રમણથી એટલે એ સ્વભાવથી, હું એકરૂપ છું એવી ઊંધી માન્યતામાં ઊભો રહીને જે કંઈ ક્રિયાકાંડ કરશે અને કરે છે તે એકાંતવાદી અને મિથ્યાત્વી છે. જ્ઞાની પણ વિનય સહિત ભક્તિ કરે છે. અજ્ઞાની પણ વિનય સહિત ભક્તિ કરે છે એ બન્નેની ક્રિયા એક હોવા છતાં બન્નેની ઊભા રહેવાની ભૂમિકા જુદી છે. વિનય, ભક્તિ, વંદન અને સ્તુતિમાં માનનારા જો એકાંતમાં ખેંચી જાય અને સાચો વિવેક નહિ સમજાય તો એકલી ભક્તિ, સ્તુતિ રહે છે પણ જ્ઞાનનો વિવેક અને વિનય ભૂલી જવાય છે. અને જ્ઞાનનો વિનય, વિવેક ભૂલીને જે ભક્તિમાં પડયા છે તે એકાંત ક્રિયાવાદી છે, મિથ્યાત્વી છે. વળી કોઈ એકાંત જ્ઞાનમાં રહીને વિનય, ભક્તિ, વંદના, સ્તુતિની ક્રિયાને ઉડાડે છે અને એકાંત જ્ઞાનમાં પડયો છે, એકાંત જ્ઞાનના જ પક્ષને ખેંચે છે તે પણ વાસ્તવિક જ્ઞાનને પામેલ નથી. તે એકાંત દૃષ્ટિ છે. હવે જ્ઞાન,

અનેકાંત, સ્વરૂપ ધર્મ કેવો છે, કેટલો છે, કયાં છે તેનુ સ્યાદ્વાદ સ્વરૂપ સમજાતાં આત્માનું નિત્ય મંગલ કરે છે. '**धम्मो मंगल मुक्कि ठं**' મંગલના બે અર્થ છે. 'મંગ' એટલે પવિત્રતા, નિર્મળતા–'લ' એટલે લાવે. આત્માને નિર્મળ સ્વરૂપમાં લઈ જાય, તેને જ્ઞાનીઓ શાશ્વત મંગળ કહે છે. વળી મંગળનો બીજો અર્થ સમજાવે છે. 'મમ' એટલે મેલ, 'ગલ' એટલે પાપરૂપ ઉપાધિઓને ગાળી નાખે અને આત્માના સ્વરૂપને લાવે તેને મંગળ કહેવાય છે. આવા નિત્યમંગલને માટે અમારી રુચિ, વિનય, સન્માન, બહુમાન તે બધા કયા તત્ત્વ વિષે જાય છે તે સાંભળો. જગત એટલે સંસારી લોકો તેમાં ક્રિયાવાદી–એકાંતદૃષ્ટિવાળા, જડનો વિનય, ભક્તિ અને રુચિ કેવી રીતે કરે છે તે સાંભળો અને તમારામાં આવો ભાવ હોય તો કાઢી નાખો. જેને રાગ, દ્વેષ, પુણ્ય, પાપ, નિંદા, સ્તુતિ, શ્લાઘા આદિનો આદર કર્યો, કંઇક કરું છું તો આપણી પ્રશંસા થશે, નહિ કરીએ તો નિંદા થશે, તેણે જડની જ રુચિ કરી છે અને ચૈતન્ય, જ્ઞાતા, જ્ઞાનનો વિવેક ચૂકીને ચૈતન્ય, જ્ઞાતાનો, અવિવેક કર્યો છે, અવિનય કર્યો છે, તે પણ મિથ્યાત્વ છે.

આચાર્ય ભગવાન કહે છે. "પૂર્ણ જ્ઞાનઘન સહજ આનંદ સ્વરુપ છે. તેની હું ભક્તિ કરું છું." સહજ આનંદ સ્વરૂપની રુચિ અને વિનય કરુ છું. નિરાકુળ, શાંતિ સ્વરુપ, અવિકારી, જ્ઞાનઘન શુદ્ધ ચૈતન્ય સિવાય અલ્પ રાગાદિનો હું આદર કરતો નથી. પૂર્ણ સ્વરૂપ, અભેદ સ્વરૂપ કેવું છે, તો કહે છે કે સિદ્ધ આત્માનું સ્વરૂપ અને મારા આત્માનું એકત્વ સ્વરૂપ પૂર્ણ સહજ આનંદરૂપ છે તેવા સહજ આનંદ સ્વરૂપને નમસ્કાર કરું છું. પુણ્યનો આદર કરતો નથી. તેની પાછળ સ્વરૂપનો વિવેક ઊભો

છે. તેને અનેકાંતદૃષ્ટિવાળા, જ્ઞાની, ધર્માત્મા કહે છે. વિનય, ભક્તિ આદિને માનનારા જો એકાંતમાં ખેંચી જાય, એકાંત ક્રિયા કરનારા જો જ્ઞાનનો વિવેક ન સમજે તો એકલા વિનય, ભક્તિ અને વંદના રહે છે. એટલે કે આત્મા અરાગી નથી. જ્ઞાતા, જ્ઞાયક નથી પણ અન્યનો જ કર્તા છે. એટલે કે જ્ઞાતાને ભૂલીને પુણ્યાદિ, રાગાદિ, વિનયાદિનો જ આદર કરે છે. તેણે મૂઢતાનો આદર કર્યો છે, ચૈતન્યતાનો નહિ, તે એકાંતદૃષ્ટિવાળા મિથ્યાત્વી છે. તેમને આત્માનું ભાન કે સર્વજ્ઞની શ્રદ્ધાનું ભાન નથી આત્મા જ્યારે પોતાની શ્રદ્ધા અને જ્ઞાનનો સ્વામી થાય છે ત્યારે એકાંત દૃષ્ટિવાળાની શી માન્યતા છે તે પોતાના જ્ઞાનમાં જાણી જાય છે. તે બધાં નયનો સ્વામી છે અને તે અનેકાંતવાદી અને જ્ઞાની, ધર્માત્મા છે. તેવા જ્ઞાની વિનય-વંદના કેવી રીતે કરે છે તેનું સ્વરૂપ સમજો.

ગઈ કાલે કહેવાઈ ગયું કે 'आरुग्गं बोहिलाभं'-એવી રીતે વંદના, ભક્તિ કરે છે. હે ભગવાન, સિદ્ધ પ્રભુઓ, પંચ પરમેષ્ઠિઓ ! આપ સ્વર્ગ અને મોક્ષના દાતા છો એમ સિદ્ધાંતમાં આવે ત્યારે એકાંત દૃષ્ટિવાળા એમ ખેંચી જાય છે કે ભગવાન આપણને તારી દેશે. ભગવાન કહે છે કે, દેવગતિ તો તારાં શુભ પરિણામથી થાય છે અને મોક્ષ તારા શુદ્ધ ઉપયોગથી થાય છે તેમાં ભગવાન તો નિમિત્ત માત્ર છે. ભગવાન તને એકલાને જ સ્વર્ગ કે મોક્ષ આપે અને બીજાને ન આપે તો શું ભગવાન રાગી, દ્વેષી અને સંકલ્પ-વિકલ્પવાળા છે ? તારાં પરિણામથી જ સ્વર્ગ અને મોક્ષ થાય છે. ભગવાન કોઈને કંઈ આપી દેતા નથી. હું અસંખ્ય પ્રદેશી, જ્ઞાનથી ભરચક ભરેલો છું. મારું સ્વરૂપ નિરોગી છે. સંકલ્પ, વિકલ્પ, રાગ જે દેખાય છે તે રોગ છે. સંકલ્પ રૂપી રોગને પોતાના જ્ઞાનમાં

વિવેકથી જાણી લઈને જ્ઞાની વિનયથી કહે છે, આપ જ 'तिन्नाणं, तारयाणं' છો. આપ જ બોધિલાભના દાતાર છો. હે ભગવાન! મને ભાવઆરોગ્ય અને બોધિના લાભરૂપ સમ્યગ્દર્શન આપો સંસારમાંથી તારો. ભગવાન 'जीवदयाणं' આપ મને જીવ આપો. અહીં બધો ઉપચાર છે. નિમિત્તની ખતવણી છે. હું મારા જ્ઞાનાનંદ સ્વભાવમાંથી વર્તમાન પુરુષાર્થ કરીને સમાધિ પ્રાપ્ત કરું તો ભગવાન નિમિત્ત છે. પોતે પોતામાંથી ભાવઆરોગ્ય, સમાધિ રત્નત્રયને પ્રગટ કર્યું ત્યારે વિનયથી, ભક્તિથી, વંદનાથી કહે છે કે આપ બોધિબીજ અને ભાવઆરોગ્યના દાતાર છો. લોકમાં એમ બોલાય કે વડીલોનાં પુણ્યથી બેઠાં બેઠાં ખાઈએ છીએ. આ વિનયની વાત છે. તે જ રીતે ધર્માત્મા પોતાના સ્વભાવમાંથી પોતાના પુરુષાર્થ વડે સમ્યક્બોધિબીજને પામી સંસાર તરે છે ત્યારે વિનયથી કહે છે કે, ભગવાન! આપે જ બોધિ, સમાધિ આપી. આપ અમારા દીનદયાળ અને તરણતારણ છો. આ બધાં કથન ભક્તિનાં, વિનયનાં, ઉપચારનાં, વ્યવહારનાં, નિમિત્તનાં છે.

ભગવાન પતિતપાવન હોય તો બધાનો ઉદ્ધાર થઈ જવો જોઈએ. સર્વથા પાપનો નાશ થવો જોઈએ. પણ એમ બન્યું જ નથી, બનશે નહિ, બનવાનું નથી. સંસારના લોકો તો રહેવાના જ છે. માટીના ઘડાને ઉપચારથી ઘીનો ઘડો કહેવાય. પરંતુ તેથી તેને મોઢામાં ન મૂકાય. તેમ વ્યવહારથી, નિમિત્તથી ભગવાનને 'તરણ તારણ, અધમ ઉદ્ધારણ' કહેવાય, પરંતુ ખરી રીતે જીવનાં પરિણામ ભગવાન કરતા નથી. આમ યથાર્થ વસ્તુસ્થિતિ સમજે નહિ અને એમને એમ અરિહંત પંચપરમેષ્ઠિ ગુરુને માને તો તે

પણ એકાંત ક્રિયાવાદી, મિથ્યાત્વી છે. પરંતુ જો વસ્તુસ્થિતિને, જેમ છે તેમ સમજીને, અરિહંતને માને તો તે સમ્યક્ ક્રિયાવાદી અનેકાંત સ્વરૂપને પામી ચૂકેલ જ્ઞાની, ધર્માત્મા છે. જેમ અન્ય મતિ કર્તૃત્વ બુદ્ધિથી ઈશ્વરને માને છે, કાળ, સ્વભાવ, નિયતિને પણ કર્તૃત્વ બુદ્ધિથી માને છે તેમ જૈન નામ ધરાવનારો માને તો તારામાં અને એનામાં ફેર નથી. પરંતુ એમ નથી માનતો કે ફળ તો તારાં પરિણામોનું જ છે. અરિહંતને નિમિત્ત માને, સિદ્ધ ભગવંતને, પંચ પરમેષ્ઠિને નિમિત્ત માને, તેથી ઉપચારથી 'તિન્નાણં, તારયાણં' આદિ વિશેષણો અરિહંતને સંભવે છે, પણ તે ક્યારે તરણ તારણ? જો તારામાં તું તરવાનો અંશ પ્રગટાવે તો. તારાં પરિણામ સુધર્યાં વિના અરિહંત નિમિત્ત થતા નથી. આમ સમજ્યા વિના જે અરિહંતને માને છે તે એકાંત ક્રિયાવાદી અને મિથ્યાત્વી છે.

ભગવાન પંચ પરમેષ્ઠિ ઈંદ્રોથી પણ પૂજ્ય છે, તેમને પરમ ઔદારિક શરીર હોય છે, એ વાત તો જાણે બરાબર છે. પૂર્વનાં પુણ્યને લઈને બધું હોય છે. ઈંદ્રો પોતે ભગવાનને ચામર વીંઝે છે, તેમની ભક્તિ કરે છે, પરંતુ તેની પાછળ પોતાના ત્રિકાળી દ્રવ્યનું લક્ષ છે. ચોત્રીશ અતિશય હોય તે વાત બરાબર છે અને તે બધાં બાહ્ય લક્ષણો છે અને તેને લૌકિક ખાતામાં ખતવવાના છે. એ તો બધું પુણ્ય, દેહનું વર્ણન છે. પણ ભગવાનના આત્મામાં ચાર ઘાતી કર્મો ક્ષય થતાં બાર ગુણ પ્રગટ્યા છે. (૧) કેવળજ્ઞાન, (૨) કેવળ-દર્શન (૩) ક્ષાયિક સમ્યગ્દર્શન (૪) યથાખ્યાત ચારિત્ર (૫) અવેદીપણું (૬) અનંત સુખ (૭) અતીંદ્રિયપણું અને પાંચ દાનાદિ લબ્ધિઓ એમ બાર ગુણો પ્રગટ્યા છે. એ બાર ગુણો **સમવાયાંગ**

સિદ્ધાંતમાં બતાવ્યા છે. આ બાર ગુણને ન ઓળખે અને બાહ્ય લબ્ધિઓ-પુણ્ય દેખીને ભકિત કરે, વિનય કરે તો તે પણ એકાંત મિથ્યાદષ્ટિ અને પાખંડી છે. તેની પાછળ મંદ કષાય હોય તો સ્વર્ગ મળે પણ મોક્ષ ન થાય. પંચ પરમેષ્ઠી અને તેના ૧૦૮ ગુણને ન ઓળખે અને પૂર્વના પુણ્યની જ ભકિત કરવા મંડી જાય તો તે ગુણની ભકિત નથી પણ દેહની ભકિત છે, તે મિથ્યાત્વી છે, પણ જ્યાં અરિહંત-સિદ્ધ પંચ પરમેષ્ઠીના દ્રવ્ય, ગુણ, પર્યાયની પરીક્ષા કરીને પોતે પોતાના જ્ઞાનમાં યથાર્થ જાણે અને મારા આત્માનો તેવો જ સ્વભાવ છે એમ સ્વભાવ સન્મુખ થઈ સત્ પુરુષના સમાગમે તેમાં અર્પાઈ જાય અને પોતાના ગુણ-પર્યાયનો નિર્ણય કરે, તેને પોતાના આત્માની ઓળખાણ થાય. મીઠું ખારું છે તેમ નિર્ણય થયો તે કોણે કર્યો? પોતે. કોના દ્વારા? જ્ઞાનદ્વારા. મીઠું તો નિમિત્ત છે. પોતે પોતાના જ્ઞાનદ્વારાજ નિર્ણય કર્યો છે. જ્યારે પોતે પોતાનો નિર્ણય કરે ત્યારે ૧૮મું પાપ ટાળીને પોતે સમ્યગ્દર્શન પામે છે અને તે પણ બોલે છે કે ભગવાન! મને સિદ્ધગતિ આપો.

---

## સં. ૨૦૧૧ના પ્ર. ભાદરવા સુદ ૧૩ મંગળવાર તા. ૩૦-૮-૫૫

ઉદાયન રાજા સમ્યક્ રત્નત્રયને પામેલો છે, બધા નયનો સ્વામી છે. તે સ્વ અને પરને જેમ છે તેમ જાણે છે. જાણપણાનો આનંદ મહાન છે. તે આનંદ ટળે નહિ એવો અવિનાશી, સુખ સ્વરૂપ છે. પોતાનો સ્વભાવ ટળે નહિ. અનંત પુદ્દગલોના સંયોગો સાથે વસ્યો, છતાં પોતે પોતાના સ્વભાવથી આનંદમય, કૃત્યકૃત્ય છે, તેમાં જ

નિશ્ચલ છે. એકત્વપણે છે, તે શું છે ? તે સાધ્ય નામ સાધવા યોગ્ય પૂર્ણ સ્વરૂપ છે. જ્ઞાનીઓએ એ સાધ્યના ગાણું ગાયાં છે. સિદ્ધ પરમાત્માને નમસ્કાર કરીને જ્ઞાનીઓએ પોતાના સાધ્યના ગુણગ્રામ કર્યા હતા. એટલે તે દ્રવ્યકર્મ, ભાવકર્મ, નોકર્મ સંકલ્પ-વિકલ્પ આદિથી રહિત, કર્મબંધથી રહિત, તેનો અર્થ એવો છે કે નિરાવરણ કેવળજ્ઞાન સુખમાં રહેવાનો આદર કરું છું વારંવાર ભેદજ્ઞાનની ભાવના વડે પરથી નિર્મળ છું, નિરાળો છું એવો હું ભગવાન આત્મા. જ્ઞાતા, દૃષ્ટા, સાક્ષી છું. હવે તેને પ્રગટ કરવાને માટે પૂર્ણ અને પવિત્ર વીતરાગ થવાને માટે વીતરાગતાનું એકત્વ-પણે મનન, સ્વાધ્યાય, વિનય, ભકિત, વંદન એ બધાની રુચિદ્વારા એકત્વ ભાવનાનું એટલે કે મારા પોતાના પુરુષાર્થનું પૂર્ણપદ થતાં સુધીમાં ખૂબ ઘોલન કરીએ છીએ.

શાસ્ત્રમાં સિદ્ધાંતમાં, તથા ઉપદેશમાં પુણ્ય, યમ, તપ, જપ, આદિ વ્યવહારની વાતો મુખ્યપણે આવે છે. દેવ, ગુરુ ધર્મની ભકિત વગેરે પુણ્યક્રિયાનો અધિકાર શાસ્ત્રોમા આવે છે, તેનો આશય શું છે, તેનુ જેને ભાન નથી તે એકાંત ક્રિયાવાદી, મિથ્યાત્વી છે. તે બધાની પાછળના સ્વરૂપને સમજેલો હોય તો તે સમકિતી, ધર્માત્મા છે. તે બધાનો આશય એ છે કે, **મન, વચન, કાયયોગની ક્રિયા, પૂર્વ કર્મના કારણે થાય છે.** એ પ્રમાણે પૂર્વ કર્મનો ઉદય ન હોય તો, શરીરમા યોગ્યતા ન હોય તો, ક્રિયા ન થાય. ગૌતમ સ્વામી આનંદ શ્રાવક પાસે ગયા. આનંદ શ્રાવક કહે છે :- 'ધન્ય ભાગ્ય ને ધન્ય ઘડી.' આપ મારા અંત સમયે પધાર્યા. પણ હું ઊઠીને ઊઠ-બેસની વંદના કરી શકું તેમ નથી અહીં શરીરની યોગ્યતા નથી, પરંતુ તેની પાછળ

અવિકારી, પૂર્ણ વીતરાગ સ્વરૂપનું ભાન ન હોય અને પૂર્ણતાના લક્ષે રાગાદિને છેદવાનો પુરુષાર્થ ન હોય તો મોક્ષમાર્ગનું સાચું આચરણ નથી અને જો સાચું આચરણ હોય તો મોક્ષમાર્ગી છે. દેવ, ગુરુ, ધર્મની ભક્તિને માનનારા જો એકાંતમાં ખેંચી જાય અને કહે કે આપણે તો વંદન, ભક્તિ જ કર્યા કરો, તેમાં જ આપણું કલ્યાણ થઈ જશે એમ એકાંત પક્ષમાં પડીને જ્ઞાયક, જ્ઞાતનો વિવેક ભૂલી જાય છે. દેવ, ગુરુ, ધર્મ, યમ, નિયમ, દાન, દયા, ક્રિયાના પાછળ અવિકારી, વીતરાગ સ્વરૂપનું ભાન કે લક્ષ કે વિકારાદિને છેદવાનો પુરુષાર્થ આ ત્રણેમાંથી એકે ન હોય તો તે એકાંત મતવાળા અને પાખંડી છે અને જે કોઈ એકાંત જ્ઞાન દૃષ્ટિમાં જ રહે અને વિનય, ભક્તિ, દાન, શિયળ આદિ શુભ ભાવને ઉડાડે અને એકાંત જ્ઞાનનો પક્ષ ખેંચ્યા કરે તેને પણ વાસ્તવિક સત્યજ્ઞાન નથી. બન્ને એકાંત પક્ષમાં ઊભા છે. પણ મુમુક્ષુ જીવોને અખંડ, જ્ઞાયક સ્વભાવ ઉપર એવું લક્ષ વર્તે છે કે હું મારી વીતરાગતાને ટકાવું છું, મારો જ્ઞાનસ્વભાવ વધારું છું, વીતરાગ વાણીના પ્રરૂપક એવા જ્ઞાની, ધર્માત્માને દેખતાં, અકષાય, વીતરાગપૂર્ણ સ્વભાવનું સ્મરણ વધે છે.

માળી પાસેથી તેમના પધારવાના સમાચાર આવતાં સિંહાસન છોડીને 'નમોત્થુણં' કરે છે. અધિક પુરુષાર્થવંત બને છે, તેથી પોતાના અવિકારી સ્વરૂપની જાગૃતિ વધારવી અને તેમાં દેવાદિને પરમ ઉપકારી નિમિત્ત કહ્યા છે, પણ તે ઉપકારી ક્યારે ? ત્યારે કે જ્યારે મારે પણ વીતરાગભાવમાં આગળ વધવું છે તેવો પુરુષાર્થ અંદરમાં ઊભો હોય, તો તે પોતાના કરતાં વિશેષ ગુણવાળા જ્ઞાની ઉપર દૃષ્ટિ પડતા વીતરાગની ભક્તિ, વિનય અને નમસ્કાર કરે. ભક્તિની પાછળ જ્ઞાનનો વિવેક ઊભો છે.

આ ચાર બોલ બતાવ્યા છે તે હોય તો કરેલી બધી કરણી યથાર્થ છે. (૧) અવિકારી એકત્વ સ્વભાવનું લક્ષ (૨) વીતરાગ સ્વરૂપ શ્રદ્ધાનું ભાન (૩) પૂર્ણતાને લક્ષે કષાયોને છેદવાનો પુરુષાર્થ (૪) જ્ઞાનીના જ્ઞાનનો વિવેક, આ ચારમાંથી જો એકે ન હોય તો તે ખોટી માન્યતાની ભૂમિકામાં ઊભેલો ગમે તેટલી ક્રિયા કરે, છતાં તે એકાંત મતવાળો, પાખંડી અને મિથ્યાત્વી છે, ૧૮૦ ક્રિયાવાદીના મતમાં જ ઊભો છે. એ ચારનું લક્ષ કેવી રીતે રાખવું, તેની વિધિ બતાવે છે. પરિણામ શુદ્ધ થયા વિના અરિહંત દેવ, કે પંચ પરમેષ્ઠી, સ્વર્ગ, મોક્ષાદિના દાતાર નથી. અરિહંત દેવ તથા તેમની વાણી તે પણ પરચીજ–સામેની વસ્તુ છે. શુભ ભાવ તે પુણ્ય–આશ્રવ, અશુભ ભાવ તે પાપ–આશ્રવ છે. તેથી રહિત ચિદાનંદની દૃષ્ટિપૂર્વક શુદ્ધ પરિણામ જો પોતે ચાર બોલને લક્ષમાં લઇને કરે તો મોક્ષનો દાતાર પોતે જ છે અને ત્યાં પરમેષ્ઠીને મોક્ષદાતા ઉપચારથી, વ્યવહારથી, નિમિત્તથી કહેવાય છે. જેટલો રાગભાવ બાકી રહે છે તેના નિમિત્તે સ્વર્ગ મળે છે. શુભ રાગ, ગુણ રાગ જેટલો બાકી રહે છે તેના નિમિત્તથી સ્વર્ગ મળે છે. તો ભગવાનને નિમિત્તપણે સ્વર્ગના દાતાર કહેવાય છે. તે બધામાં ઉપાદાન પોતાનું છે, જો ભગવાન આ જીવનાં કે તમારા જીવનાં શુભ પરિણામ કે શુદ્ધ પરિણામના કર્તા હોય તો તે ભગવાન નિમિત્ત રહેતા નથી. ભગવાન જ ઉપાદાન થઇ જાય. તે રીતે માનવા તે એકાંત દૃષ્ટિવાળાની ભૂલ છે.

કોઇ એમ કહે કે સુદર્શન શેઠના બ્રહ્મચર્યથી શૂળી ફીટી સિંહાસન થઇ ગયું. કોઇ કહે કે સીતાજીના શિયળના પ્રતાપે અગ્નિ; પાણી થઇ ગયું કંઇ ભાન ન હોય અને તે વાતને સાચી માની

લીએ તે તો મિથ્યાત્વી છે. એમ કહેવું તે તો ઉપચાર–વ્યવહાર કથન છે. જો તે વ્યવહાર કથન ન હોય તો સુકોશલ મુનિ અખંડ બ્રહ્મચારી હોવા છતાં તેને વાઘણ ખાઈ ગઈ, તે કેમ બન્યું? માટે બ્રહ્મચર્ય બહારમાં કામ કરતું નથી. સુદર્શન અને સીતાજીને પૂર્વકર્મનો ઉદય આવ્યો હતો. ઉદય આવ્યો તેનો બ્રહ્મચર્યમાં આરોપ કર્યો એમ આરોપવાળી ભાષા જેમ છે તેમ સમજે તો બરાબર છે અને ન સમજે તો મિથ્યાત્વી છે.

ગજસુકુમાર મુનિ છઠ્ઠે ગુણસ્થાનકે હતા, અખંડ બ્રહ્મચારી હતા; છતાં અગ્નિનો પરિષહ કેમ આવ્યો? બ્રહ્મચર્યથી બાહ્યના પરિષહ મટતા નથી. જો બ્રહ્મચર્યથી બાહ્યના પરિષહ મટતા હોય તો ગજસુકુમાર મુનિ અને સુકોશળ મુનિને મટવા જ જોઈએ, માટે બ્રહ્મચર્યથી બાહ્યના પરિષહ મટતા નથી. શ્રદ્ધાપૂર્વક બ્રહ્મચર્ય તો ચારિત્રનો ગુણ છે અને તેનાં તો નજીવાં ફળ ન હોય, તેનું ફળ તો મોક્ષ જ છે. બ્રહ્મચર્યથી શૂળી મટી સિંહાસન અને અગ્નિ મટી પાણી થાય તેમ કહેનાર એકાંતવાદી, અજ્ઞાની અને મિથ્યાત્વી છે. સમજયાવિનાની તેની એકાંત દૃષ્ટિ છે. ઉપચાર કથનને ઉપચાર કથનરૂપે સમજણ પૂર્વક માનતો હોય તો તે સત્ય છે. અજ્ઞાની જીવ ધનની પ્રાપ્તિ માટે દુકાનના ઉંબરાને પગે લાગે છે અને તેની સાથે ભગવાનનું નામ લીએ છે, તે એકાંત દૃષ્ટિવાળા છે.

પૂર્વનાં પુણ્ય અનુસાર અનુકૂળ સામગ્રી મળે છે. પાપનો ઉદય હોય તો પ્રતિકૂળ સામગ્રી મળે છે. વળી કેટલાક અજ્ઞાની એમ માને છે કે ભગવાનનું નામ લીઓ, મહાવીર પ્રભુ, આદિનાથ ભગવાનનું નામ લીઓ, આરતી કરો, છત્ર ચડાવો, તો તમારા રોગો નાશ થાય. પરદેશ જાઓ ત્યારે ગુરુના મુખે 'માંગલિક'

સાંભળો તો તમને પરદેશમાં બધી રીતે અનુકૂળતા મળશે એમ માનનારા મિથ્યાદૃષ્ટિ, એકાંતવાદી છે. જે અનુકૂળતા મળે છે તે પૂર્વનાં પુણ્યને લીધે છે. વર્તમાનમાં શુભભાવ કરે તેનાં કારણે વર્તમાન સંયોગ મળતો નથી. પણ પૂર્વનાં પુણ્યનો યોગ હોય તો જ સારો સયોગ મળે. વર્તમાનમાં ભૂંડા પાપ કરે છતાં સંયોગ સારા હોય અને પુણ્ય કરે છતાં નરસા સંયોગો હોય. અજ્ઞાની માને છે કે, અરિહંતનું નામ સાભળવાથી કૂતરા–નાગ આદિ સ્વર્ગને પામેલા છે. આ અજ્ઞાનીની ભ્રાંતિ છે. નામ સાંભળવાની પાછળ તારા કષાયની મંદતા થયા વિના સ્વર્ગ પ્રાપ્ત થતું નથી અને થશે પણ નહિ. કષાયની મંદતા થયા વિના માત્ર પ્રભુનું નામ લેવાથી સ્વર્ગ મળતું નથી. તો પછી માત્ર નામ સાંભળવાથી સ્વર્ગ ક્યાંથી પ્રાપ્ત થાય? પરિણામ વિના ફળ પ્રાપ્તિ થાય નહિ. નામ તો પરચીજ છે, નામ લેવાથી જ જો પરિણામ થતાં હોય તો નામ લેનારા બધાને થવા જોઇએ, પણ એમ નથી. સિદ્ધાંતમાં જે દૃષ્ટાંતો આવે છે તેમાં કૂતરાએ અને નાગે નામ સાંભળી પોતાનાં પરિણામમાં કષાયની મંદતા કરી, તેના ફળમાં સ્વર્ગની પ્રાપ્તિ તેમને થઈ. માત્ર નામને લીધે ભલો ભાવ થતો નથી. કોઇ ભગવાનના સમવસરણમાં ગયો, ઉપાશ્રયે આવ્યો, મંદિરમાં ગયો, ત્યાં જઇને કુટુંબ, વેપાર આદિનાં અશુભ પરિણામ કરે તો શું સમવસરણમાં બેઠેલા ભગવાન તેનાં પરિણામ બદલાવી શકે? શ્રેણિક મહારાજ કાલસુરીઆ કસાઇના પરિણામ ફેરવી ન શકયા. પોતાના પુરુષાર્થ પૂર્વક શુભભાવ કરે તો ભગવાનને નિમિત્ત કહેવાય. અહીં ભગવાનના નામને મુખ્ય કરીને ઉપચારથી, વ્યવહારથી કથન કરેલ છે કે ભગવાનના નામે કૂતરા, નાગ આદિ સ્વર્ગને પામ્યા. આમ ઉપચારકથનને સમજે નહિ, માને નહિ

અને એકાંત ખેંચે તો તે બધા એકાંત દૃષ્ટિવાળા મિથ્યાત્વી અને પાખંડી છે. પણ જેમ છે તેમ સમજે તો તે ધર્માત્મા છે, સમ્યગ્-દૃષ્ટિ છે. તે એક અવતાર કરીને મોક્ષમાં જશે. બ્રહ્મચર્ય પાળવાથી તમારાં કષ્ટો દૂર થશે તેમ એકાંતમાં ન લઈ જવું. જો બ્રહ્મચર્યથી એમ બનતું હોય તો ગજસુકુમાર અને સુકોશલમુનિને પરિષહ ન આવવા જોઈએ. શ્રદ્ધાપૂર્વક બ્રહ્મચર્ય પાળો તો જીવ સિદ્ધપદને પામે. ઉપચારથી કથન થાય તેને તે રીતે સમજવું જોઈએ, પરંતુ તેમ સમજ્યા વિના બ્રહ્મચર્ય પાળે તો કષાયની મંદતાથી સ્વર્ગમાં ભલે જાય પણ તેનાં ફળ રૂપે મોક્ષ ન મળે, માટે જેમ છે તેમ સમજીને વાત કરો.



**સં. ૨૦૧૧ના પ્રથમ ભાદરવા સુદ ૧૪ બુધવાર તા. ૩૧-૮-૫૫.**

ક્રિયાવાદીના મતની વાત ચાલે છે, (૧) અવિકારી એકત્વ સ્વભાવનું લક્ષ (૨) વીતરાગ સ્વરૂપ શ્રદ્ધાનું ભાન (૩) પૂર્ણતાને લક્ષે કષાયોને છેદવાનો પુરુષાર્થ (૪) જ્ઞાનીના જ્ઞાનનો વિવેક. આ ચારમાંથી જો એકે ન હોય તો ખોટી માન્યતાની ભૂમિકામાં ઊભેલો ગમે તેટલી ક્રિયા કરે તો પણ તે એકાંત ક્રિયાવાદી, મિથ્યાત્વી છે. ક્રિયાના બળે, મંદ કષાયથી સ્વર્ગ ગતિને પામે પણ મોક્ષ ન પામે. શુભ પરિણામની ક્રિયાથી પુણ્ય બંધાય, પાપ-બંધની અપેક્ષાએ પુણ્ય નિંદનીય નથી, પરંતુ એકાંત શુભ ક્રિયામાં જો સંતોષાઈ જાય. તો વીતરાગ ભાવ કેવો છે ને શું છે? જ્ઞાન ભાવ કેવો છે? તાદાત્મ્ય સબંધ શું છે? સંયોગ સંબંધ શું છે? ક્ષેત્ર સંબંધ શું? તેનો વિવેક શું? તેમાં તેનું લક્ષ જાય નહિ અને

ત્યાંસુધી જ્ઞાનાદિ મોક્ષમાર્ગ તરફ વળે નહિ, તેવા જીવોને મોક્ષમાર્ગ તરફ ખેંચી જવા માટે એકાંત શુભરૂપ ક્રિયાનો નકાર કરીને પણ જ્ઞાની તેને સમજાવે છે પ્રથમ તો સમજાવે છે કે આ નકારવાળું કથન સાંભળીને, શુભ પરિણામરૂપ ક્રિયા, શુભ પરિણામ-રૂપ વ્યવહાર ધર્મ, ભલા ભાવને છોડી દઈને અશુભ ક્રિયામાં પડયો રહીશ તો તારું બગડી જશે, તારા આત્માનું અહિત થશે. શુભઅશુભ ક્રિયાની પાછળ આત્મ–જ્ઞાનનો વિવેક રાખીને અંદરથી સર્વજ્ઞની શ્રદ્ધા લાવીને વર્તીશ તો તારું ભલું થશે, કલ્યાણ થશે. જ્ઞાનીના જ્ઞાનના વિવેકમાં વર્તીશ તો તારું ભલું થશે. આત્મ–જ્ઞાનનો વિવેક એટલે શું ? જેમ રોગી રોગમાં પડયો છે, દવા કરીને થાકયો પણ રોગ ન મટયો, ગુણ ન થયો એમ જાણીને માને કે બધી દવા ગુણ વિનાની છે, એમ માનીને દવાનું સાધન છોડીને કુપથ્ય સેવન કરે તો જરૂર મરે તેમાં દવા આપનારનો કશો દોષ નથી. તે જ રીતે કોઈ જ્ઞાન વિનાની શુભ પરિણામરૂપ ક્રિયા નકામી છે, તેમ સાંભળી, ધર્મસાધનને છોડી દઈ, તીવ્ર કષાયમાં પડયો રહેશે તો તેનું ભૂંડું થશે, તે અશુભ ગતિમાં જશે. તેમાં દોષ જ્ઞાની કે જ્ઞાનનો નથી. જ્ઞાનીનો અભિપ્રાય તો ખોટી શ્રદ્ધારૂપ એકાંત દૃષ્ટિ છોડાવીને, સ્યાદ્વાદ સ્વરૂપ અનેકાંત દૃષ્ટિમય વીતરાગ માર્ગમાં લઈ જવાનો છે. કોઈ એકાંત જ્ઞાનદૃષ્ટિમાં રહે એટલે કે એક શુદ્ધ આત્માને જાણવાથી જ્ઞાનીપણું છે અને શુભ પરિણામરૂપ ક્રિયાને ઉડાડે છે અને હું સર્વ કર્મરહિત છું એવા ખોટા વિચારોથી સંતોષાઈ જઈ એકાંત જ્ઞાનનો પક્ષ ખેંચીને બેસી જાય અને પોતાને છાંદે વર્તે તો તે એકાંતવાદી છે એકાંતવાદી, આત્મા શું ? અનાત્મા શું ? જીવ–અજીવ શું ? અભેદ રત્ન શું ? ભેદ રત્ન શું ?

પરમાર્થ શું ? પરમાર્થ પૂર્વક વ્યવહાર શું ? પરમાર્થ વગરનો વ્યવહાર શું ? પરમાર્થ–પરમાર્થે શું ? વ્યવહારે–વ્યવહારે શું ? તેના વિવેક વગરનો છે. જ્ઞાનીના જ્ઞાનનો વિવેક શું છે તે પહેલે જ ધડાકે જીવે જાણવું જોઇએ, પણ જે કોઈ પણ જીવ એકાંત જ્ઞાનના પક્ષને ખેંચીને શુભ કરણી કે શુભ ધર્મ વ્યવહારને ઉડાડે અને કોઈ શુભ ક્રિયામાં રોકાઇને શુભ વ્યવહારને મોક્ષમાર્ગ માનીને સ્વછંદી બની સાચા ધર્મને સમજે નહિ તો તે એકાંતવાદી છે. ઇચ્છા વિના જે કાર્ય થઈ જાય તો તે કર્મબંધનું કારણ નથી, પણ પોતે કર્તા થઇને કરે અને ઉપરથી એમ કહે કે, અમે તો જ્ઞાતા છીએ, જ્ઞાની છીએ, જ્ઞાનીને ભોગ, નિર્જરાનો હેતુ છે. તેને કહે છે કે હે ભાઈ ! તેમ છે નહિ. તેમ બને નહિ. માટે રાગાદિકને ભૂંડાં જાણીને તેનો નાશ કરવાનો પુરુષાર્થ કરવો જોઇએ. તેમાં પણ તીવ્ર રાગ, દ્વેષ, ક્રોધ, માન, માયા, લોભ, સંસારનાં કાર્યોને છોડીને શુભ કાર્યોમાં લાગી જવું પછી રાગાદિ છોડવાને માટે શુભને છોડી શુદ્ધ ઉપયોગરૂપ થવું જોઇએ, પરંતુ જે શુભને હેય જાણી તે જ્ઞાનમાં વર્તતો નથી, જે જીવ શુભ છોડી શુદ્ધમાં આવ્યો નથી, તે જીવ મોક્ષમાર્ગને જાણતો નથી અને તે એકાંત પાખંડી છે. શુભને લક્ષે અશુભને ટાળે અને શુદ્ધતાને લક્ષે શુભને ન ટાળે તો તે એકાંત ક્રિયાવાદી છે.

શુદ્ધને લાવવો શી રીતે ? જ્ઞાનીઓએ એ શુદ્ધ દશા જગાડી છે તે જ માર્ગ બતાવાય છે. આત્મામાં અનંત ગુણો છે. જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, ક્ષમા, અસ્તિત્વ આદિ અનંત ગુણો છે. તે બધા ગુણપણે ધ્રુવ ટકીને, જ્ઞાનગુણ પોતે પોતાના જ્ઞાનપણે ટકીને દરેક સમયે એક અવસ્થાથી બીજી અવસ્થાપણે બદલાઈ જાય છે.

સિદ્ધમાં અનંત આત્મા છે. તેને પણ આનંદનો અનુભવ સમયે સમયે બદલ્યા કરે છે. આનંદ, સુખ, શાંતિ એવાને એવા રહે છે. પણ પહેલા સમયના સુખ, આનંદ ને શાંતિ બીજા સમયે રહેતા નથી. એટલે બીજા સમયે આનંદ, સુખ, શાંતિ આદિની નવી નવી અવસ્થાનો ઉત્પાદ થાય છે. અને પહેલી અવસ્થાનો વ્યય થાય છે. આનંદ, સુખ સળંગપણે ધ્રુવતાપણે રહે છે. તારી અવસ્થા તે ઉત્પાદ, વ્યય અને ધ્રુવથી ક્રમવર્તી છે. પર્યાય, ઉત્પાદ, વ્યય, ક્રમવર્તી હોવા છતાં ગુણો ધ્રુવ રહે છે. આવો જગતનો તમામ વસ્તુનો સ્વભાવ છે. સમજ, ભાઈ! તને શુદ્ધ દશા જોઈએ છીએ. દરેક વસ્તુ ઉત્પાદ, વ્યય અને ધ્રુવતા સહિત છે. દરેક સમયે દરેક વસ્તુની નવી પર્યાયની ઉત્પત્તિ અને જૂની પર્યાયનો નાશ અને દ્રવ્ય, ગુણનું ટકવાપણું એવું બધી વસ્તુમાં હોય છે. તેમાં ઉત્પાદ, વ્યય અને ધ્રુવ દશા ક્રમવર્તી છે એટલે શું? એક સાથે બધી પર્યાયો નથી, પણ એક પછી એક વારાફરતી વર્તે છે એટલે કે જે જે સમયે જે જે પર્યાયોનો કાળ પાકે છે તે તે પર્યાયો વારાફરતી આવે છે. ધ્રુવતારૂપ ગુણ અક્રમવર્તી છે એટલે કે બધાય ગુણો ત્રણે કાળે એક સાથે વર્તે છે. આ વસ્તુસ્વભાવ છે. બધી પર્યાયો એક સાથે વર્તતી નથી. વસ્તુસ્વભાવરૂપ ઉત્પાદ, વ્યય અને ધ્રુવ, સ્વતઃ એટલે સ્વથી છે, પરથી નથી. આત્મા પોતે પોતાના સ્વભાવથી એક અવસ્થા બદલીને બીજી અવસ્થારૂપે થાય છે, પણ પરથી થતો નથી. આટલી વાત જો સમજે, રુચે અને અંતરમાં ઉતારે તો મારી દશા કોઈ પલટાવી દેશે તેની પરાશ્રય બુદ્ધિ છૂટી જાય. પોતાના ધ્રુવ–સ્વભાવ તરફ વલણ થઈ જાય. આવા વલણવાળી બુદ્ધિની, ધ્રુવ–સ્વભાવ સાથે એકતા થતાં, નિર્મળ પર્યાયરૂપ મોક્ષદશા પ્રગટે છે. મોક્ષમાર્ગ પ્રગટે છે.

જે સમયે અપૂર્વ સિદ્ધ દશાનો ઉત્પાદ તેજ સમયે સંસાર દશાનો વ્યય અને આત્મ દ્રવ્યની ધ્રુવતા. જે સમયે સમ્યગ્દર્શનનો ઉત્પાદ તે જ સમયે મિથ્યાત્વ દશાનો વ્યય અને સમ્યગશ્રદ્ધાગુણની ધ્રુવતા. જે સમયે વીતરાગતાનો ઉત્પાદ તે જ સમયે રાગનો વ્યય અને ચારિત્રગુણની ધ્રુવતા. જે સમયે સમ્યગ્જ્ઞાનનો ઉત્પાદ, અજ્ઞાનનો વ્યય તે જ સમયે જ્ઞાનગુણની ધ્રુવતા. આવું ઉત્પાદ, વ્યય, ધ્રુવપણું વસ્તુમાં ત્રિકાળ છે, પરંતુ જ્યારે તેનું ભાન કરીને સ્વ આશ્રયે જીવ પરિણમે ત્યારે નિર્મળતાનો ઉત્પાદ અને મલિનતાનો વ્યય થાય. આત્માનો ઉત્પાદવ્યય પોતાથી જ છે. માટે ઊંધી માન્યતા પોતાથી જ સ્વ આશ્રયે એ થાય છે. વિકાર, એકાંત દૃષ્ટિ પોતાથી સ્વ આશ્રયેથી જ થાય છે. આવી માન્યતાવાળાએ આત્માના સ્વભાવને જાણ્યો નથી, માન્યો નથી મારા ઉત્પાદ, વ્યય, ધ્રુવ મારાથી જ છે એમ તેણે પોતાના જ્ઞાનમાં વર્તમાન નક્કી કર્યું, તે કોની સામે જોઇને નક્કી કર્યું ? પોતાના આત્મા સામે જ જોઇને નક્કી કર્યું છે. મારા ઉત્પાદ, વ્યય અને ધ્રુવ મારાથી જ છે એમ નક્કી કરનારની દૃષ્ટિ, સ્વભાવ ઉપર જ આવી છે. તેને શુદ્ધ દશા ન જાગે ? તો શું સંસાર જાગે ? તેને તો સ્વભાવ દૃષ્ટિમાં, નિર્મળ પર્યાયમાં કેવળજ્ઞાનના બીજરૂપ સમક્તિ પ્રગટેલ છે, તેની સાધક દશા શરૂ થઇ છે, જેની આવી દશા થાય તેને યથાર્થ જ્ઞાન થાય, આ મૂળભૂત ન્યાય છે. **'उपपन्ने वा, विगमे वा, धुवे वा'** એમ ફક્ત ત્રણ પદો દ્વારા ભગવાન મહાવીરે ૧૧ ગણધરોને ઉત્તરમાં કહ્યા તેને જૈનશાસનમાં ત્રિપદી કહેવાય છે. ભગવાન શ્રી જિનેશ્વર દેવના સ્વમુખે ઉચ્ચારેલા ત્રિપદીનાં શ્રવણથી એકાંત પાખંડ દૃષ્ટિમાં પડેલા ગણધરોને ગણધર નામકર્મનો ઉદય થાય છે, ગણધરોને પોતાનાં જ્ઞાનાવરણીય

કર્મનો એવો ક્ષયોપશમ થાય છે કે ઉત્તમ કોટિનું મતિ, શ્રુત જ્ઞાન પ્રગટે છે, મતિશ્રુત અજ્ઞાનનો વ્યય થાય છે અને જ્ઞાનગુણ ધ્રુવરૂપે રહે છે. ગણધર નામ કર્મના ઉદયથી અને ઉત્કૃષ્ટ મતિ, શ્રુત જ્ઞાન પ્રાપ્ત થવાથી એક અંતર્મુહૂર્તમાં—બે ઘડીમાં—દ્વાદશાંગીની રચના કરી શકે છે. ત્રિપદીમાં દ્વાદશાંગીનો સાર સમાઇ જાય છે. દ્વાદશાંગીમાં ભગવાને કહેલ ત્રિપદીની જ વાત હોય, ઉત્પાદ, વ્યય અને ધ્રુવની વાત જ છે. એક અગર બીજારૂપે એ જ વાત છે.

જગતમાં જીવો અનંતાનંત છે. અજીવપુદ્‌ગલો પણ અનંતાનંત છે. જીવ અને અજીવના અનંતાનંત પુદ્‌ગલોની વાત દ્વાદશાંગીમાં હોય છે. તેનો અર્થ એ થયો કે જગતમાં બનેલી, બનતી, અને બનવાની વસ્તુનું સૂચન દ્વાદશાંગીમાં હોય. જેનો જેટલો ક્ષયોપશમ હોય તેટલું તેમાંથી લઈ શકે. કોઈને ક્ષયોપશમ એવો હોય અને મિથ્યાત્વનું જોર હોય તો વિપરીત ભાવ પેદા કરે અને એકાંતમાં ચાલ્યો જાય છે. ભગવાને કહેલ ત્રિપદી દ્વારા વસ્તુ સ્વભાવને સમજે તો મલિનતા ટળીને નિર્મળતા પ્રગટે અને સાધક દશા થાય, સમ્યગ્‌જ્ઞાન થાય, એકાંત દૃષ્ટિવાળાનું યથાર્થ જ્ઞાન થાય, પર્યાયમાં વિકાર છે તેનું પણ યથાર્થ જ્ઞાન થાય. આ મૂળભૂત વાત છે. જે જીવ વસ્તુ, સારને પામે તે જીવ શુદ્ધ દશામાં વધતો વધતો જરૂર એક અવતાર કરીને મોક્ષમાં જાય.

---

## સં. ૨૦૧૧ના પ્ર. ભાદરવા સુદ ૧૫ ગુરુવાર તા. ૧-૯-૫૫.

શિષ્ય પ્રશ્ન કરે છે :—“જીવને જ્યારે સમ્યગ્‌દર્શન થાય ત્યારે તે કેવો થાય, તેનું ચિન્હ શું ?” આ પ્રશ્નનો સદ્‌ગુરુદેવ

ઉત્તર આપે છે કે:- જેમ કોઈ મનુષ્ય રસ્તામાં ચાલ્યો જતો હોય. તેને રસ્તામાં ગમે તે પ્રકારની ગંધ આવે, છતાં તે ગંધને વિષે ધર્માત્મા મનુષ્યને સદા સમભાવ રહે છે. તે દૃષ્ટાંતે સમકિતી જીવને રાગ દ્વેષની પરિણતિ અલ્પ થઈ જાય. તેને સ્વરૂપમાં સમભાવ હોય છે અને સ્થિરતા પણ હોય છે.

જ્યારે જીવ સમ્યગ્દર્શન પામે છે ત્યારે અંતરંગમાંથી સાત પ્રકૃતિનો ક્ષય, ઉપશમ કે ક્ષયોપશમ થાય છે. અનંતાનુબંધી ક્રોધ માન, માયા, લોભ, સમકિત મોહનીય, મિશ્ર મોહનીય અને મિથ્યાત્વ મોહનીયનો ક્ષય થયો હોય તો તેનું સમકિત, ક્ષાયિક કહેવાય. ઉપશમ થયો હોય તો ઉપશમ સમકિત કહેવાય અને ક્ષયોપશમ થયો હોય તો ક્ષયોપશમ સમકિત કહેવાય. અનાદિનો આ જીવ સાતે પ્રકૃતિનો ધણી થઈ બેઠો છે. જ્યાંસુધી ધણીપણું છોડે નહિ ત્યાંસુધી સમકિત પામે નહિ. દેવ, ગુરુ અને શાસ્ત્રની શ્રદ્ધા તે વ્યવહાર સમ્યગ્દર્શન કહેવાય છે. અખંડ સ્વરૂપની અખંડ પ્રતીતિ તે નિશ્ચય સમ્યગ્દર્શન.

વ્યવહાર સમ્યગ્દર્શન, તત્ત્વશ્રદ્ધાન સમ્યગ્દર્શન અને નિશ્ચય સમ્યગ્દર્શન એ ત્રણેમાં તારતમ્યતા છે. નવતત્ત્વનું શ્રદ્ધારૂપ સમ્યગ્દર્શન તે તત્ત્વશ્રદ્ધાન સમ્યગ્દર્શન છે. તેમાં વિચારની મુખ્યતા હોય છે. વ્યવહાર સમ્યગ્દર્શનમાં પ્રવૃત્તિની મુખ્યતા છે અને ત્યાં કુદેવ, કુગુરુ, કુશાસ્ત્રની પ્રવૃત્તિ ઊડી જાય છે. નવતત્ત્વના શ્રદ્ધાનમાં પણ રાગ મિશ્રિત વિચાર છે. તે રાગથી મારો આત્મા જુદો છે તેવો જ્યારે જીવ નિર્ણય કરે છે ત્યારે તે નિશ્ચય સમ્યગ્દર્શન પ્રાપ્ત કરે છે.

જેમ બીજનો ચંદ્રમા ક્રમે ક્રમે વધતો વધતો પૂર્ણિમાને દિવસે પૂર્ણપણાને પામે છે, તેમ નિશ્ચય સમ્યગ્દર્શન પામનાર નિશ્ચયથી પંદરમા ભવે મોક્ષપદને પામે છે. જેવું ચોથે ગુણસ્થાને ક્ષાયિક સમકિત હોય તેવું જ કેવળીને તેરમે ગુણસ્થાને હોય છે. એટલે સમ્યગ્દર્શનની અપેક્ષાએ બન્ને સરખા છે. ચોથા ગુણસ્થાન-વાળાનું સ્વરૂપાચરણ ચારિત્ર સમ્યક્ છે, પરંતુ તેની પર્યાયમાં ફેરક છે. તેરમા ગુણસ્થાનનું જ્ઞાન, દર્શન, ચારિત્ર સમ્યક્ છે, પરંતુ ચોથા ગુણસ્થાને ઉઘાડ હોય તે કરતાં તેરમા ગુણસ્થાને વધારે ઉઘાડ છે. એટલે ઉઘાડમાં ફરક છે. ચોથા ગુણસ્થાને જ્ઞાન હોય પણ તે મતિશ્રુતાદિ હોય. ત્યાં મનઃપર્યવ અને કેવળજ્ઞાન ન હોય. પાંચમે ગુણસ્થાને ચારિત્રની ભજના છે. ચારિત્ર હોય તો દેશવિરતિ ચારિત્ર હોય અને ન હોય તો સર્વ વિરતિ ચારિત્ર ન હોય. છઠ્ઠે ગુણસ્થાને સામાયિક, છેદોપસ્થાપનીય અને પરિહાર-વિશુદ્ધ ચારિત્ર હોય. સૂક્ષ્મસંપરાય અને યથાખ્યાત ચારિત્ર ન હોય. બારમે ગુણસ્થાને યથાખ્યાત ચારિત્ર હોય છે. તેરમે ગુણસ્થાને કેવળજ્ઞાન હોય છે.

નિયમ એવો છે કેઃ-શ્રદ્ધા, જ્ઞાન અને ચારિત્રની પૂર્ણતા થાય તે જ સમયે મોક્ષ થાય. તે પહેલાં પૂર્ણ જ્ઞાન હોય, પૂર્ણ શ્રદ્ધા છે, પરંતુ કર્મ સહિત ચારિત્ર છે. નિમિત્ત રુપે હજુ કંપન ઊભું છે. ૧૪માં ગુણસ્થાનના અંતસમયે આત્મા અકંપદશા પ્રાપ્ત કરે છે, ત્યાં ચારિત્રગુણની પર્યાયની પરિપૂર્ણતા થાય છે. આ રીતે શ્રદ્ધા, જ્ઞાન અને ચારિત્રની પરિપૂર્ણતા થતાં, જીવ સિદ્ધ દશાને પામે છે.

આવી દશા પ્રાપ્ત કરવા માટે જીવે શું કરવું જોઈએ? પ્રથમ તો સમ્યગ્દર્શન પ્રાપ્ત કરવું જોઈએ. તે માટે સાત પ્રકૃતિનું

સ્વરૂપ જેવું છે તેવું સમજી લેવું જોઈએ. સમજી લઈને તે તે પ્રકૃતિમાં ઉપયોગ ગતિ કરે છે, તેને ત્યાંથી વાળી લઈને ત્રિકાળી સ્વરૂપમાં સ્થિર કરીએ તો સમ્યગ્દર્શન પ્રાપ્ત થાય. આ રીતે દ્રવ્ય અને પર્યાયની એકતા અને સળંગતા થાય તો સમ્યગ્દર્શન પામતાં જરા પણ વાર લાગતી નથી.

હવે તે સાત પ્રકૃતિઓને સમજીએ, અનંતાનુબંધી ક્રોધ એટલે ?

ત્રિકાળી સ્વરૂપદૃષ્ટિ જેની ઊઘડી છે તેવા મોક્ષમાર્ગી સંતો અને ધર્માત્માઓ આત્માનું અખંડ, અભેદ સ્વરૂપ, વાણીદ્વારા પ્રગટ કરતા હોય, આત્મા દ્રવ્ય, પર્યાય, સ્વરૂપદૃષ્ટિએ, વિભાવદૃષ્ટિએ કેવો છે તેનું અપૂર્વ વર્ણન કરતા હોય ત્યારે સાંભળતાં કંટાળો આવે તેને વીતરાગ દેવ અનંતાનુબંધી ક્રોધ કહે છે. તારૂં પોતાનું ત્રિકાળી સ્વરૂપ તને ન રુચે, તારો પોતાનો સ્વભાવ-જ્ઞાન, દર્શન, ચારિત્રની અખંડતાની વાત તને ન ગમે એનો અર્થ તો એ થયો કે તને તારા ત્રિકાળી સ્વભાવનો અણગમો છે, તે અનંતાનુબંધી ક્રોધ છે. ઘરમાં દીવો હોય, બારી-બારણાં ખુલ્લાં હોય, પવનને લઈને દીવાની શિખા કંપતી હોય, પરંતુ કંપ એ દીવાનો સ્વભાવ નથી. એ તો પરના નિમિત્તે કંપે છે, તેમ જ્ઞાની, સ્વરૂપની વાત સંભળાવતા હોય, ત્યારે પોતાની જ્ઞાનજ્યોતિ કંપી ઊઠે તો તે અનંતાનુબંધી ક્રોધનું પરિણમન છે. જે વસ્તુની પ્રાપ્તિ થતાં અનંત સંસાર કપાઈ જાય એવું પોતાનું સમ્યગ્દર્શન અને તેનું સ્વરૂપ સાંભળતાં અંદરમાં કંટાળો આવે, અરુચિ થાય તે અનંતાનુબંધી ક્રોધ છે. જ્ઞાની, કરુણા કરીને ફરમાવે છે કે :— અલ્યા તારો પોતાનો ભાવ તને ન

ગમે, તારી પોતાની દશા જેમાંથી પ્રગટે તેવો જ્ઞાન-દરિયો તને ન ગમે તો માની લેજે કે તું હજુ અનંતાનુબંધી ક્રોધના ઘરમાં છે. કોઈ કોઈનું ખૂન કરે તેથી ખૂન કરનાર અનંતાનુબંધી ક્રોધવાળો છે તેવું નિશ્ચયપૂર્વક ન કહી શકાય. બાહ્ય આચરણથી અનંતાનુબંધી ક્રોધની કસોટી નથી. વરુણનાગ નટવાના બાણથી કોણીકનો સુભટ વીંધાય છે, વરુણ, અનંતાનુબંધી ક્રોધવાળો નથી, પરંતુ પોતાના સ્વરૂપની અરુચિવાળો ચોક્કસ અનંતાનુબંધી ક્રોધવાળો છે.

અનંતાનુબંધી માન :-અનાદિનો આત્મા એટલો બધો માનમાં પરિણમી ગયો છે કે પોતાના ત્રિકાળી સ્વભાવ સામે જોતો જ નથી. મરવા પડ્યો હોય અને કોઈ ખમાવવા આવે ત્યારે પોતે ગોદડું ઓઢી જાય છે એટલો માન અને અભિમાનમાં પડયો છે. જ્ઞાની કહે છે, એકવાર તારા ત્રિકાળી સ્વભાવમાં નજર તો કર. તારા ભગવાનને દૃષ્ટિ સન્મુખ રાખી તું એક વાર જો પોતાના ત્રિકાળી સ્વભાવ તરફ નજર જ ન કરવી તે અનંતાનુબંધી માન છે. અખંડ, અભેદ જે પોતાનું સ્વરૂપ છે તેની સામે જોતો નથી. તેને પરની મીઠાશમાંથી ફુરસદ મળતી નથી, એટલી બધી એને પરની મીઠાશ છે. જ્ઞાની કહે છે, તું આત્મા છો, અસંખ્યાત પ્રદેશી છો, અરૂપી છો, તું શુદ્ધ, બુદ્ધ છો, તારા એક એક પ્રદેશે અનંત ગુણ પરિણમી રહ્યા છે તેની સામે એક વાર મીટ તો માંડ, પરંતુ એ વિચાર ન આવે. પોતાના સ્વરૂપ તરફ દૃષ્ટિ ન કરે તે અનંતાનુબંધી માન છે.

અનંતાનુબંધી માયા :- માયા એટલે છુપાવવું. અનાદિનો આત્મા પોતે પોતાના અખંડ, અભેદ ગુણોને છુપાવીને બેઠો છે. ગુણને જરાય પ્રગટ કરતો નથી. ક્રોધ, માન, માયા, લોભ, સંકલ્પ,

વિકલ્પ, બધાને પ્રગટ કરે, પરંતુ પોતે પોતાના સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર, તપ, એવા પોતાના ગુણોને એવો છુપાવીને બેઠો છે કે તેને પર્યાયમાં પ્રગટ કરતો નથી. પોતાના ગુણને છુપાવવાના ભાવ તે અનંતાનુબંધી માયા. તે સંસારમાં રખડાવનારા છે, તેના જોરે સમ્યગ્દર્શન ચાલ્યું જાય અને જીવ, મિથ્યાત્વના ઉદયે સ્રીવેદે આવી ઉત્પન્ન થાય છે. મલ્લીનાથનો જીવ પૂર્વ ભવમાં છ મિત્ર સાથે સાધુ થયેલ છે. સાતે જણ તપશ્ચર્યા ઘણી કરે છે. મલ્લીનાથના જીવને વિચાર આવ્યો કે :– "સંસારમાં હું મોટો, સાધુપણામાં હું મોટો, સરખી તપશ્ચર્યા કરવાથી મરીને તો અમે બધા સરખા દેવ થશું, માટે હું મોટો જ રહું તે માટે વધુ તપશ્ચર્યા કરું" એમ વિચારી બીજા સાધુ તેમાં જોડાય નહિ તે માટે જ્યારે બીજા સાધુ ગોચરી લઈને આવે ત્યારે કહે કે "આજે મેં ઉપવાસ વધાર્યો છે. તમે ગયા પછી વિચાર આવ્યો." આ રીતે માયા સેવવાથી મિથ્યાત્વને પામી તેનાં પરિણામે મલ્લીનાથ ભગવાનનો જીવ, સ્રીવેદને પામ્યો.

ભરત ચક્રવર્તી, બાહુબલી, ઋષભદેવ, બ્રાહ્મી, સુંદરી તે પાંચે જીવો સર્વાર્થસિદ્ધ વિમાનમાં ગયા, તે પહેલાં પાંચે સાધુપદમાં હતા. ત્યાં બ્રાહ્મી અને સુંદરીના જીવો મહાન તપશ્ચર્યા કરતા હતા. ભરત અને બાહુબલીના જીવો પાંચસો સાધુઓની વૈયાવૃત્ય કરતા હતા. ઋષભદેવના જીવે પોતાના ત્રિકાળી સ્વરૂપની આરાધનામાં વીસ બોલનું સેવન કર્યું, તે કારણે તીર્થંકર નામ ગોત્ર ઉપાર્જન કર્યું.

તે વખતે તીર્થંકરની દિવ્યવાણી છૂટી ગઈ અને તેમાં પડકાર આવ્યો કે, ભરત અને બાહુબલીના જીવો પાંચસો સાધુની વૈયાવૃત્ય કરે છે, તે ત્રિકાળી આત્માના રંગ બાતર કરે છે, પૂર્ણ

વીતરાગના લક્ષે કરે છે. વૈયાવૃત્ત્યના બે ભેદ. એક વેઠ જાણીને કરે અને એક પોતાના ત્રિકાળી આત્માના રંગ ખાતર કરે. ઉપયોગની સ્થિરતા, ત્રિકાળી દ્રવ્યમાં જામતી નથી, એટલે ઉપયોગ બહારમાં આવે છે. તે ઉપયોગને ઠેકાણે લાવવા સાધુની વૈયાવૃત્ત્ય કરે છે. બ્રાહ્મી, સુંદરીના જીવને આ વાણી રુચિ નહિ. તેમને વિચાર આવ્યો 'અમે આટલી આટલી તપશ્ચર્યા કરીએ છીએ, છતાં ભગવાન અમારી પ્રશંસા કરતા નથી અને વૈયાવૃત્ત્ય કરનાર બે સાધુનો મહાવરો કરીને પ્રશંસા કરે છે.' આવો વિકલ્પ થવાથી સમ્યગ્દર્શન ચાલ્યું ગયું અને સ્ત્રીવેદ બંધાઈ ગયો. ભગવાને તો છતી વસ્તુ જેવી હતી તેવી જ પ્રરૂપી. કેવળજ્ઞાનમાં જેમ જણાયું તેમ બતાવ્યું, પરંતુ બ્રાહ્મી, સુંદરીથી તે સહન ન થયું ત્રિકાળી દ્રવ્યનું લક્ષ છૂટી જવાના કારણે અનંત ગુણોને છુપાવી રાખવા, જે પોતામાં ન હોય તે બતાવવા અને બીજાના ગુણનો નકાર કરવો તે અનંતાનુબંધી માયા છે.

અનંતાનુબંધી લોભ :– આત્માને પોતાના અનંત ગુણોમાં જરાય સંતોષ ન આવે અને સંસારના પદાર્થમાં સંતોષ આવી જાય તે અનંતાનુબંધી લોભ છે. સંતોષ મારો ગુણ છે. તે મારામાં છે તેમ ન માને અને સંસારની વસ્તુમાં લોભાઈ જાય તે અનંતાનુબંધી લોભ છે. જ્ઞાની પોતાના આત્માનું સ્વરૂપ સમજાવે છે. એક માણસ વ્યાખ્યાન સાંભળવા બેઠો છે, તે વખતે તેનો છોકરો આવીને કહે છે:– 'બાપુજી, ચાલો એક ગ્રાહક ૫૦ મણ કપાસીઆ લેવા આવ્યો છે.' તે વખતે તે માણસ વિચાર કરે કે 'મહારાજ તો ચાર મહિના રહેવાના છે. તેની વાત તો પછી પણ સંભળાશે, પરંતુ ગ્રાહક ચાલ્યો જશે તો નુકશાન થશે.' એ પૈસાના લોભમાં ખેંચાઈ

વીતરાગવાણી છોડે તે અનંતનુબંધી લોભ છે. વીતરાગની વાણી કરતાં તેને બે પૈસામાં ગુણો વધારે લાગ્યા.

હવે બીજું દૃષ્ટાંત આપે છે. કોઈ વ્યાખ્યાન સાંભળ તો હોય તે વખતે કોઈ બોલાવવા આવે અને જવું પડે ત્યારે તેને બહુ દુઃખ થાય છે કે :– મારે અત્યારે વીતરાગની વાણીને મૂકીને જવું પડે છે. ત્યાં તેનું ખોળિયું જાય છે; પરંતુ તેનો આત્મા–તેનું દિલ તો વ્યાખ્યાનમાં રહે છે તે અનંતાનુબંધી લોભ નથી, પરંતુ જો તે હોંસે હોંસે જતો હોય અને વાણીના સ્વરૂપમાં સંતોષ ન હોય તો તે અનંતાનુબંધી લોભ છે.

અનંતાનુબંધી ક્રોધ, માન, માયા, લોભ તે પર છે, તે પરને સ્વ માનવા તે મિથ્યાત્વ મોહનીય. તે સ્વહશે કે પરહશે, તેવી શંકા વેદવી તે મિશ્ર મોહનીય અને તે પર જ છે, સ્વ તેનો સ્વભાવ નથી, એવી આત્માની યથાર્થ પ્રતીતિમાં તે ચળ મળ આદિ દોષ તે સમકિત મોહનીય જીવ, આ સાતેનો ધણી થઈને બેઠો છે તે અનાદિનું મિથ્યાત્વ છે. અનંતાનુબંધીમાં પડયો છે. જો તેનું તેનું ધણીપણું છોડી દીએ તો જીવ કેવળજ્ઞાન પામે.

જ્ઞાની કહે છે :– તારી ઊંધી માન્યતાને કાઢી નાખ. આ પાંચમો આરો છે, ભરત ક્ષેત્ર છે, પણ એ તારા મોક્ષને રોકતા નથી, તે સમકિતને રોકતા નથી, તારા સ્વરૂપાચરણને રોકતો નથી. ચોથો આરો કે મહાવિદેહ ક્ષેત્ર તને મોક્ષ આપવાને સમર્થ નથી. આ જીવ કેટલીયે વાર ચોથા આરામાં અને મહાવિદેહ ક્ષેત્રમાં જન્મીને આવ્યો, પરંતુ પુરુષાર્થની કચાશથી સમ્યગ્દર્શન અટક્યું છે, સમ્યગ્દર્શન તે મોક્ષનું બીજ છે.

તારા પોતાના પુરુષાર્થથી જ તને મોક્ષ અને મોક્ષનું બીજ પ્રાપ્ત થશે. મોક્ષ કોઈ પણ સંયોગમાંથી પ્રગટ થતો નથી. વિચાર કર, શાંતિથી દૃષ્ટિ ફેરવ. જ્ઞાનીઓ આપણા માટે કહી ગયા છે કે 'તારા પોતાના ચૈતન્ય સ્વરૂપમાંથી જ મોક્ષ પ્રગટે છે અને તારું પોતાનું ચૈતન્ય સ્વરૂપ તે ત્રિકાળ પરિપૂર્ણ તારી પાસે પડ્યું છે. કોઈ તેને લૂંટી ગયું નથી. જેમ જેમ તેનો ઉપયોગ કરતો જા તેમ તેમ તે વધતું જાય છે. માટે પૂરેપૂરા સ્વરૂપનો, પૂરેપૂરી ભાવનાનો, પૂરેપૂરો પુરુષાર્થ પ્રગટ કરી, ગમે તેવા સંયોગોમાં પ્રગટ કરવાને ધારે તો પ્રગટ કરી શકે છે. વર્તમાનમાં તારી ભાવના અને પુરુષાર્થની અપૂર્ણતાને કારણે તારો મોક્ષ અટકયો છે, નહિ કે સંયોગોના કારણે. માટે સંયોગોનું લક્ષ છોડીને તારા સ્વભાવની ભાવના અને તારા પોતાના સ્વભાવના પુરુષાર્થની વૃદ્ધિ કર, તો તને તારા પુરુષાર્થથી અને તારા સ્વભાવની ભાવનાથી મોક્ષનું બીજ, સમ્યગ્‌દર્શન પ્રગટ થશે અને તે તને મોક્ષ પણ પમાડશે.

---

### સં. ૨૦૧૧ના પ્રથમ ભાદરવા વદ ૧ શુક્રવાર તા. ૨-૯-૫૫.

ધર્મની શરૂઆત કયાંથી થાય? સાત પ્રકૃતિ ટળે અને સમ્યક્ત્વ પ્રાપ્ત થાય ત્યાંથી જ ધર્મની શરૂઆત થાય. તે વાત ગઈ કાલે કહેવાઈ ગઈ. સંવરના વીશ ભેદ, તેમાં પ્રથમ ભેદ, સમકિત તે સંવર. સંવર પ્રગટે તો આશ્રવ ટળે. આશ્રવના ૨૦ ભેદ, તેમાં પહેલો ભેદ મિથ્યાત્વ તે આશ્રવ. સમકિત વિના સંવર નહિ અને સંવર વિના ધર્મની શરુઆત નહિ

સંવરનો અર્થ શું? જીવના વિકારી ભાવો અટકાવવા તે સમકિત સંવર. એ પ્રગટ થતાં મિથ્યાત્વ આશ્રવ, જે જીવનો

વિકારી ભાવ છે તે પહેલે ધડાકે જ અટકે છે. મિથ્યાત્વ સમાન કોઈ દુઃખ નથી. સમકિત સમાન કોઈ સુખ નથી. મિથ્યાત્વ આશ્રવનું અવલંબન એટલે ચાર ગતિનાં દુઃખનું અવલંબન. સમકિત સંવર પ્રગટ થતાં મિથ્યાત્વ આશ્રવ અટકે, અટકે અને અટકે. પહેલાં તો મિથ્યાત્વનો સંવર થાય છે, તે થયા પહેલાં સંવર માની લેવો તે જૈનશાસનના ન્યાય વિરુદ્ધ માનવા જેવું છે. ત્યારપછી અવ્રતનો, ત્યારપછી પ્રમાદનો, ત્યારપછી કષાયનો, ત્યારપછી યોગનો સંવર થાય છે. આ ક્રમ છે. મિથ્યાત્વનો સંવર થયો ન હોય અને યોગનો સંવર કરવા જાય તો ત્રણ કાળમાં સંવર થાય નહિ દૃષ્ટાંત તરીકે એક માણસને ૯૯૯૯૯નું કરજ હોય, તેમાં એકમનો નવડો ચૂકવે તો ૯૯૯૯૦ નું કરજ બાકી રહે, પરંતુ પહેલો નવડો ચૂકવે તો ૯૯૯૯ નું કરજ રહે. મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, કષાય ને યોગ તે અનાદિના નવડા છે. તેમાંથી કયો નવડો પ્રથમ ચૂકવવો છે? એકમનો નવડો તો અનંતવાર ચૂકવ્યો. પરંતુ પરિભ્રમણ છૂટયું નહિ. પહેલો નવડો ચૂકવે તો કેટલું પરિભ્રમણ ઓછું થાય?

મિથ્યાત્વરૂપી આશ્રવ એ એક રોકાઈ જતાં, આત્મામાં જે દશા ઉત્પન્ન થાય છે તે દશાને જ્ઞાનીઓ શુદ્ધ ઉપયોગ કહે છે. એટલે સંવર તે આત્માનો શુદ્ધ ઉપયોગ છે. આત્માની શુદ્ધ પર્યાય થાય છે, નિર્મળ દશા થાય છે, એ દશાને શુદ્ધ દશા કહેવાય છે. આત્માની શુદ્ધ દશાથી મિથ્યાત્વ આશ્રવ પહેલે ધડાકે અટકે અને મિથ્યાત્વનું નિમિત્ત પામીને આવતાં કર્મોનું આવાગમન પણ અટકી જાય છે.

આત્માના શુદ્ધ ઉપયોગની જાગૃતિ થતાં વિકારી ભાવ રોકાઈ ગયો, જેનાથી વિકારી ભાવ રોકાઈ ગયો, એવી આત્માની

શુદ્ધ ઉપયોગની જાગૃતિ તે ભાવ–સંવર અને કર્મનું આગમન અટકવું તે દ્રવ્ય–સંવર.

સમકિત પ્રગટ થતાં જ મોક્ષમાર્ગરૂપી શુદ્ધ દશા પ્રગટ થતાં જ, અશુદ્ધ પર્યાય અટકે છે અને નવાં કર્મ પણ આવતાં નથી. એવો નિમિત્ત-નૈમિત્તિક સંબંધ છે.

શુદ્ધ ઉપયોગને સમ્યગ્જ્ઞાન, દર્શન, ચારિત્ર કહ્યું છે. સંવર થતાં પહેલે ધડાકે મિથ્યાત્વની અશુદ્ધિ ટળી જાય છે અને અંદરમાં જે શુદ્ધિ થઈ તે શુદ્ધિની વૃદ્ધિને નિર્જરા કહેવાય છે. સંવર અને નિર્જરા બન્ને એક સમયે સાથે હોય છે. આત્મામાં જે સમયે સંવર પ્રગટે તે સમયે અશુદ્ધ દશા અટકે, ને શુદ્ધ ભાવ થાય તે નિર્જરા. સમકિત તે સંવર. સંવરપૂર્વક નિર્જરા તે મોક્ષમાર્ગ છે. જ્યારે અંદર ચારિત્ર ભળશે ત્યારે મોક્ષ પ્રાપ્ત કરશે. સંવરપૂર્વકની નિર્જરા હોય ત્યાં મોક્ષમાર્ગ હોય જ.

ભગવાન કહે છે કે :– સંવર તે ધર્મ છે. જ્યારે આત્મા નિર્વિકલ્પ દશા પ્રાપ્ત કરે છે ત્યારે જીવની પર્યાયમાં સંવર થાય છે. સમકિત વિના સંવર થાય નહિ. સમકિત સંવર વિના મિથ્યાત્વ આશ્રવ, ત્રણ કાળમાં જાય નહિ. અનાદિના સંસારના વિકારી ભાવો, મિથ્યાત્વરૂપ આશ્રવમાં જ પડયા છે. મિથ્યાત્વરૂપ આશ્રવ ટળી જાય તો સમકિત પ્રાપ્ત થાય. અનંત દુઃખનું મૂળ કારણ જો કોઈ હોય તો તે મિથ્યાત્વ છે. અનંત સુખનું મૂળ કારણ જો કોઇ હોય તો તે સમકિત છે. કુટુંબકબીલો જરાય દુઃખનું કારણ નથી. પણ મિથ્યાત્વ અને આશ્રવ તે જ દુઃખનું કારણ છે. પરંતુ જીવે કયાં દુઃખ માની બેઠો છે? પોતામાં સુખ

તો શકિતરૂપે ભરેલું છે. તે જ્યાં સુધી પ્રગટ થાય નહિ ત્યાંસુધી અનંત દુઃખને ભોગવી રહેલ છે.

સમકિત પ્રગટે તો આશ્રવ ટળે. સમકિત સંવરની પ્રાપ્તિ માટે, અનંત દુઃખ ટાળવા માટે, અનંત સુખ પ્રાપ્ત કરવા માટે જીવે પ્રથમ શું કરવું જોઇએ ? ધર્મની શરુઆત સંવરથી થાય છે. સંવર વિના ધર્મ થઇ શકે જ નહિ, પર્યાયમાં દ્રષ્ટિ પડી હશે ત્યાંસુધી સમકિત આવે નહિ. સંવર સમકિતની પ્રાપ્તિ માટે, ત્રિકાળી અખંડ દ્રવ્યનું અવલંબન લઇને સ્વભાવમાં મીટ માંડ એટલે તને સમકિત પ્રગટ થશે. મિથ્યાત્વની પર્યાયમાંથી સમકિત આવે નહિ. દ્રવ્યમાંથી જ પર્યાય આવે છે. શ્રદ્ધા–ગુણની અવિકારી નિર્મળ પર્યાય પોતાના દ્રવ્યમાંથી આવશે. શ્રદ્ધા–ગુણની વિકારી પર્યાય તે મિથ્યાત્વ, અવિકારી પર્યાય તે સમકિત.

પ્રથમ પ્રયત્ન :– આ જગતમાં ષટ દ્રવ્યો છે. ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, જીવાસ્તિકાય, પુદ્‌ગલાસ્તિકાય, કાળ આ દ્રવ્યોમાં સમયે સમયે પરિણમન થાય છે. આ પરિણમનને પર્યાય કહેવાય છે. હાલત અગર અવસ્થા પણ કહેવાય છે.

એક દ્રવ્યના કારણે બીજામાં પરિણમન થાય છે, તેમ નથી. છયે દ્રવ્યોમાં પોતપોતાનાં કારણે સ્વતંત્રપણે પરિણમન થાય છે. તેમાં ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય અને કાળ–એ ચાર દ્રવ્યોની પર્યાય તો સદા શુદ્ધ છે. બાકીના જીવાસ્તિકાય અને પુદ્‌ગલાસ્તિકાય એ બે દ્રવ્યોમાં શુદ્ધ પર્યાય હોય છે અને અશુદ્ધ પર્યાય પણ હોઈ શકે છે. જીવ અને પુદ્‌ગલ એ દ્રવ્યોમાં પુદ્‌ગલ દ્રવ્યને કિંચિત્ માત્ર જ્ઞાન નથી. એટલે જે પુદ્‌ગલાસ્તિકાય છે

તેમાં જાણપણાની ઊંધાઈની ભૂલ નથી. પુદ્‌ગલને સુખ કે દુઃખ હોતાં નથી.

સાચા જ્ઞાન વડે સુખ અને ઊંધા જ્ઞાન વડે દુઃખ સમ્યગ્‌જ્ઞાન વડે સુખ અને મિથ્યાજ્ઞાન વડે દુઃખ. બરાબર સમજો કે પુદ્‌ગલમાં જ્ઞાન ગુણ જ નથી: તેથી તેને સુખ પણ નથી અને દુઃખ પણ નથી. આમ હોવાથી પુદ્‌ગલ દ્રવ્યને તો શુદ્ધ દશા હોય કે અશુદ્ધ દશા હોય, એ બન્ને સમાન છે.

પુદ્‌ગલનો એક પરમાણુ તે શુદ્ધ, અનંત પરમાણુનો જથ્થો તે અશુદ્ધ. બન્નેમાં સુખ કે દુઃખ નથી. શરીર તે પુદ્‌ગલની અવસ્થા છે. શરીરમાં સુખ-દુઃખ થતાં નથી, થયાં નથી, અને અને થશે નહિ. શરીર નિરોગી હોય કે રોગી હોય તોપણ તે શરીરની સાથે સુખ-દુઃખનો જરાય સંબંધ નથી. સુખ-દુઃખનો સંબંધ કોની સાથે છે? જીવતત્ત્વ, ચૈતન્ય લક્ષણ, સદા સઉપયોગી, સુખ-દુ.ખનો જાણ, સુખ-દુઃખનો વેદક તેની સાથે સંબંધ છે. સંયોગી અવસ્થા વખતે પણ સુખ-દુઃખનો સંબંધ આત્મા સાથે જ છે. બાકી રહ્યો હવે જાણનારો જીવ. છયે દ્રવ્યમાં આ એક જ દ્રવ્ય, જ્ઞાન સામર્થ્યવાન છે. એના અસંખ્યાત પ્રદેશોમાં પ્રદેશે પ્રદેશે જ્ઞાન ભરેલું છે. અનંત જ્ઞાન ભરેલું છે. આ જીવમાં જ્ઞાન ગુણ છે. અને જ્ઞાનનું ફળ વિરતિ અને વિરતિનું ફળ સુખ છે. જીવમાં સુખ ગુણ છે. સાચું જ્ઞાન કરે તો અહીં બેઠાં જીવને સુખ થાય, થાય અને થાય, પરંતુ જીવ પોતાના જ્ઞાનસ્વભાવને ઓળખતો નથી. મારો સ્વભાવ મારામાં ત્રિકાળ હાજરાહજુર છે, તેને હું ઓળખતો નથી અને એમને એમ અનંત કાળ કાઢી નાખ્યો. જ્ઞાનથી જુદી અન્ય વસ્તુઓમાં સુખની કલ્પના સમય સમય જીવ કર્યા કરે છે.

એમ જીવ ખોટી કલ્પના કર્યા કરે છે, પર વસ્તુમાં સુખ છે એ કલ્પના તેના જ્ઞાનની ભૂલ છે અને તે ભૂલને લીધે જીવને સમયે સમયે અનંત દુઃખ થાય છે. આ મિથ્યાત્વ સમાન કોઈ ભૂલ નથી. અને એના સમાન પાપ નથી.

અજ્ઞાન તે જીવની અશુદ્ધ પર્યાય છે અને તે અશુદ્ધ પર્યાય પોતે દુઃખરૂપ હોવાથી તે દશા જીવની સાથે સંબંધ ધરાવે છે પણ શરીરની સાથે સંબંધ ધરાવતી નથી. માટે સુખનો વેદક અને જાણક તે જીવ સિવાય બીજો કોઇ નહિ. અજ્ઞાન દશા ટાળીને સાચાજ્ઞાન વડે શુદ્ધ દશા પ્રાપ્ત કરવાનો ઉપાય, જેવો છે તેવો આબેહૂબ સમજાવવામાં આવે છે.

આપણે જોઈ ગયા કે ચાર દ્રવ્યો તો શુદ્ધ છે. કોઇ જીવ શુદ્ધ પણ હોય અને અશુદ્ધ પણ હોય. પુદ્ગલ પણ શુદ્ધ હોય અને અશુદ્ધ પણ હોય. જ્ઞાન–ગુણ વિના સુખ, દુઃખ હોય નહિ. શરીરની પર્યાયમાં સુખ, દુઃખ હોય નહિ. અજ્ઞાનને કારણે શરીરમાં સુખ, દુઃખ માનવા તે ભૂલ છે. તે ભૂલને લીધે જીવ સુખ દુઃખ માને છે. અજ્ઞાન તે જીવની અશુદ્ધ પર્યાય. તે પર્યાય, દુઃખરૂપ હોવાથી તે દશાને ટાળીને સાચા જ્ઞાન વડે શુદ્ધ દશા પ્રાપ્ત કરવા ઊપડ.

## "सुह साया दुह पडिकूला"

બધા જીવો સુખ ઇચ્છે છે, કીડીથી માંડીને કુંજર સુધીના બધા જીવો સુખ ઇચ્છે છે. સુખ તે જીવની શુદ્ધ દશામાં છે; માટે જે છ દ્રવ્યો જાણ્યા તેમાંના જીવ સિવાયના પાંચ દ્રવ્યોના ગુણપર્યાય સાથે જીવને કિંચિત માત્ર પ્રયોજન નથી, પરંતુ પોતાના

શુદ્ધપર્યાય સાથે જ જીવને પ્રયોજન છે. જેની સાથે પ્રયોજન નથી તેની સાથે જીવ આંખો વીંચીને મંડયો રહ્યો છે, તે કેવી વિચિત્ર દશા છે!

પર વસ્તુ તરફથી હવે મારું વલણ ઉઠાવી લેવું જોઇએ અને પોતાની પણ વર્તમાન વર્તતી દશા–જેમાં ક્રોધ વગેરે ભાંગા પડે છે તે ભાંગામાંથી પણ લક્ષ ઉઠાવી લઇને, ભેદો ઉપરથી લક્ષ ઉપાડી લઇને, પોતાના ત્રિકાળી અભેદ, શુદ્ધ, અખંડ, ચૈતન્ય દ્રવ્ય ઉપર મીટ માંડવી જોઇએ. તેનો આશ્રય લેતાં સમ્યગ્દર્શન પ્રગટે છે અને અનાદિનું મિથ્યાત્વ ટળી જાય છે અને ઉપયોગની શુદ્ધિરૂપ વૃદ્ધિ થાય છે, તેથી સંવરપૂર્વક નિર્જરા થાય છે, સંવરપૂર્વક નિર્જરા તે મોક્ષ છે.

અનાદિ કાળથી અજ્ઞાનના નાશ માટે જીવે જરાય પ્રયત્ન કર્યો નથી. જે ઉપાય બતાવ્યો તેનો આશ્રય લઇએ તો નિશ્ચય સમ્યગ્દર્શન પ્રગટે છે. મિથ્યાત્વ, અજ્ઞાન અને આશ્રવનો નાશ થઇને પોતાનાં ત્રિકાળી સ્વરૂપની પ્રતીતિ થાય છે અને અનંત દુઃખોનો નાશ થઈ વીતરાગતાની પ્રાપ્તિ ક્રમે ક્રમે થાય છે.

અનેકાંતવાદ શું બતાવે છે તેનો જરા નિર્ણય તો કર. સ્યાદ્વાદ શૈલીને જાણ્યા વિના, ત્રણ કાળમાં જ્ઞાન થતું નથી અનાદિનો જીવ કુદડીવાદમાં પડયો છે. અનેકાંતવાદ કહો કે સ્યાદ્વાદ કહો તે એક જ છે, અનેકાંતવાદ, વસ્તુને પરથી અસત્ અને સ્વથી સત્ બતાવે છે. વસ્તુ સત્ અને અસત્, નિત્ય અને અનિત્ય, એક અને અનેક, શાશ્વત અને અશાશ્વત, પરસ્પર વિરોધ બતાવતી બન્ને શકિત એકમાં છે, તેને સમજીને સ્વરૂપમાં મીટ માંડો તો સમ્યગ્દર્શન થાય.

---

સં. ૨૦૧૧ના પ્રથમ ભાદરવા વદ ૨ શનિવાર તા. ૩-૯-૫૫.

ભગવતી સૂત્રનું વાંચન ચાલે છે. તેરમું શતક, છઠ્ઠો ઉદ્દેશો, તેમાં ઉદાયન રાજાની વાત ચાલે છે. ઉદાયન રાજા ૩૬૩ નગરીનો ધણી છે. હવે ૩૬૩ નગરીનો ન્યાય સમજાવે છે. ૧૮૦ ક્રિયાવાદી, ૮૪ અક્રિયાવાદી, ૬૭ અજ્ઞાનવાદી અને ૩૨ વિનયવાદી, એવા ૩૬૩ એકાંતવાદીના મત છે. એની સામે જૈનદર્શનમાં રમણ કરી રહેલા શું કહે છે? અખંડ સ્યાદ્વાદ શૈલી શું કહે છે તે સમજો. એકાંતવાદી શું કહે છે અને સ્યાદ્વાદ શૈલી શું કહે છે તે બન્ને સાથે સમજાવે છે.

આત્મામાં ઉત્પાદ, વ્યય અને ધ્રુવત્વ નામની શક્તિ છે, તે રીતે બીજા પાંચે દ્રવ્યોમાં પણ તે શક્તિ છે. જીવના ઉત્પાદ, વ્યય અને ધ્રુવમાં (ચૈતન્ય આત્મામાં) શરીરની ક્રિયા નથી, પાંચ દ્રવ્યની કોઈ પણ ક્રિયા જીવમાં નથી, જડની ક્રિયા તો જડના ઉત્પાદ, વ્યય અને ધ્રુવમાં છે. દરેક દ્રવ્યના ઉત્પાદ, વ્યય અને ધ્રુવ એક બીજાથી ભિન્ન, ભિન્ન છે. મન, વાણી, દેહ, લક્ષ્મી જડ છે. જડના ઉત્પાદ-વ્યયનો આત્મામાં અભાવ છે. જડના ઉત્પાદ, વ્યય સૌના સૌમાં છે, પણ તે આત્મામાં નથી. તેનાથી આત્મામાં કંઈ થતું નથી, તો પછી આત્મા તેનું કંઈ કરતો નથી.

શરદી થઈ હોય, આત્માની ગમે તેવી ઈચ્છા હોય, પરંતુ શરદીના ઉત્પાદ વ્યય અને ધ્રુવમાં આત્મા કંઈ કરી શકતો નથી, કારણ શરદીનો ઉત્પાદ, વ્યય, ધ્રુવ આત્મામાં થતો નથી. શરીરમાં ભયંકર રોગ થયો હોય તે ઉત્પાદ, મટી ગયો તે

વ્યય અને તેના પરમાણુ ધ્રુવપણે પડયા છે તે ધ્રુવ રોગની ઉત્પત્તિ, વ્યય, અને ધ્રુવમાં આત્મા કંઇ કરી શકતો નથી.

પોતાના જ્ઞાન સ્વભાવના ઉત્પાદ, વ્યય અને ધ્રુવમાં આત્મા પોતે વર્તે છે કે મન, વાણી ને દેહ વર્તે છે? આત્મા પોતે વર્તે છે. રાગ, દ્વેષ, સંકલ્પ, વિકલ્પ તે આત્મા નથી. જો રાગ, દ્વેષમાં વર્તે તો તે રાગ, દ્વેષ, મોહ, તે આત્મા નથી. વ્યવહારે કહેવાય કે આત્મા વર્તે છે, પરંતુ ખરેખર તેમ નથી. જડની ક્રિયામાં આત્મા કદી વર્તતો નથી. જડના ઉત્પાદ, વ્યય, ધ્રુવમાં જડ વર્તે છે અને ચૈતન્યના ઉત્પાદ, વ્યય, ધ્રુવમાં, ચૈતન્ય વર્તે છે. દરેકના ઉત્પાદ વ્યય, ધ્રુવ ભિન્ન ભિન્ન છે.

આમ હોવા છતાં અને જ્ઞાનમાં દીવા જેવું જણાય છે છતાં, અજ્ઞાની, એકાંત દ્રષ્ટિવાળા ક્રિયાવાદી, પરની ક્રિયાનું અભિમાન કરીને પોતના અનંત ગુણોનો અનાદર કરતો થકો, તિરસ્કાર કરતો થકો, અનંત ગુણો પ્રત્યે દૃષ્ટિ નહિ કરતો થકો, આત્મા અનાદિથી રાગ, દ્વેષમાં વર્તે છે. તેમાં આત્માની પ્રતીતિ નથી, પોતાના ત્રિકાળી સ્વભાવની પ્રતીતિ નથી.

પોતાના ગુણ અને પર્યાયમાં વર્તે તે જ આત્મા, રાગમાં વર્તે તે વ્યવહાર આત્મા છે, પરંતુ નિશ્ચયથી તેને આત્મા કહેવાતો નથી. આત્માના સ્વરૂપની રુચિ અને આત્મામાં ફરક નથી, આત્મા અને તેના ગુણ, પર્યાય વચ્ચે ખરેખર ભેદ નથી. અનાદિથી પોતાના ગુણ પર્યાયમાં ઉત્પાદ, વ્યય, ધ્રુવપણે આત્મા વર્તી રહ્યો છે, પરંતુ એકાંત ક્રિયાવાદી, અજ્ઞાની તેની સામું જોતો જ નથી, તેથી અનંતાનુબંધી ક્રોધ, માન, માયા લોભ વિકારપણે
૪ પરિણમે છે.

પોતાના સ્વભાવની સન્મુખ થઇને નિર્મળ દશારૂપે પરિણમવું અને મલિનતાનો નાશ કરવો, વિકારનો અને એકાંત દૃષ્ટિનો નાશ કરવો, તથા ધ્રુવપણે ટકી રહેવું તે આત્માની ફરજ છે. ફરજ કહો કે મોક્ષનો ઉપાય કહો તે બન્ને એકજ છે, પરંતુ એકાંત દૃષ્ટિ-વાળા ક્રિયાવાદી, અજ્ઞાની આવી ફરજ ચૂકીને રાગી-દ્વેષી થઈ પરિણમે છે, પરંતુ પરમાં તે કંઈ પણ ફરજ બજાવી શકતો નથી.

તત્ત્વની, વસ્તુની તીવ્ર રુચિ લઇને સમજે તો અત્યારે પુણ્યના જોગ મળ્યા છે. સમજાવનારા મળ્યા છે. તો વસ્તુના ઉત્પાદ, વ્યય, ધ્રુવ સ્વભાવને સત્‌ના સમાગમે બરાબર સમજે તો એકાંત દૃષ્ટિવાળા ક્રિયાવાદીના બધા ગોટા નીકળી જાય. ગોટા કાઢ્યા સિવાય છૂટકો નથી. વસ્તુના સ્વભાવનો સ્વીકાર તો કરવો જ પડશે. વસ્તુના સ્વભાવના વિચાર વગર ગોટા નીકળે નહિ. અને મિથ્યાત્વ આદિ પાપ ઘટે નહિ.

જ્ઞાનાનંદ સ્વભાવની સન્મુખ થઈ જાય તો આખું જગત સુધરી જાય, જૈનશાસનને પામી જાય. સ્વભાવ સન્મુખ થઇ તેનો સ્વીકાર કરે તો તેના બધા ગોટા નીકળી જાય. જેણે આનો સ્વીકાર કર્યો તેણે આત્માના અનંત ગુણોનો આદર કર્યો છે અને એકાંતવાદીનો આદર કર્યો નથી. ક્રિયાવાદી, વિનયવાદી, એ બધાનો આદર કર્યો નથી.

જ્યાં પોતાના ગુણોનો આદર છે ત્યાં કદાચ આસક્તિનાં, સંસારનાં પાપ-પરિણામ હોય તોપણ તે બહુ હળવાં છે. તેને સિદ્ધાંતમાં અલ્પ પરિગ્રહી અને અલ્પ આરંભી કહ્યા છે, કારણ કે તેની પાછળ અનંત ગુણોનો આદર છે. તે અનંત ગુણોના આદર

પાસે અલ્પ આરંભ, અલ્પ પરિગ્રહની કંઈ ગણત્રી નથી, પરંતુ અજ્ઞાની જીવ આત્મ-ગુણોનો અનાદર કરીને ક્ષણિક શુભાશુભ પરિણામનો આદર કરે છે. તે જીવ પુણ્ય-પરિણામ કરતો હોય, ધર્મની કે શુભ પરિણામની ક્રિયા કરતો હોય, તોપણ તે વખતે ધર્મના અનાદરનું અનંત પાપ તે સેવી રહ્યો છે, તે પાપાનુબંધી પુણ્ય છે. કદાચ તેનાથી દેવગતિ મળે, પરંતુ તેનાથી મોક્ષ કે તેનો માર્ગ મળે તેમ નથી.

મૂળ ધર્મ શું છે અને મૂળ પાપ શું છે તે સમજ્યા વગર જીવોનો મોટો ભાગ પુણ્યમાં કે બહારની ક્રિયામાં ધર્મ (મોક્ષ) માનીને અટકી રહ્યો છે. જ્ઞાની કહે છે, 'ધીરો થા,' અમે તારી ક્રિયાનો નિષેધ કરતા નથી. કોઈ ક્રિયાનો નિષેધ કરતા નથી, પણ તે ક્રિયા પાછળની એકાંત દૃષ્ટિનો, પાપનો નિષેધ કરીએ છીએ. તમામ ક્રિયામાં તારે ધર્મનો, આત્માના ગુણનો જ આદર કરવો જોઈએ, કારણ કે એવો તારો સ્વભાવ છે.

સામાયિક કરતી વખતે બીજો પાઠ બોલો છો, તેનો અર્થ કરો.

**વંદામિ :**– એટલે ગુણગ્રામ કરું છું. હે ચેતન! તું તારા સ્વભાવમાં, ઉત્પાદ, વ્યય, ધ્રુવમાં રમી રહ્યો છે. તેમાં તું ટકી રહ્યો છે. તું તારા ગુણોનાં ગુણગ્રામ કરી રહ્યો છે. જેણે નિશ્ચય ગુણો પ્રગટાવ્યા તેનાં ગુણગ્રામ કરું છું. મારે એવા ગુણો પ્રગટ કરવા છે

**નમંસામિ :**–જે અનંત ગુણોનાં ગુણગ્રામ કર્યાં, તેમાં મારા ઉપયોગને હું નમાવું છું. વ્યવહારથી કહીએ તો અનંત

સંસારમાંથી ઉપયોગ હઠાવીને ગુરુદેવનાં ગુણગ્રામમાં, ગુરુદેવનાં જ્ઞાનમાં મારા ઉપયોગને નમાવું છું.

**સક્કારેમિ** :–તે અનંત ગુણોનો હું સત્કાર કરું છું અને વ્યવહારે જ્ઞાનીઓના ગુણનો સત્કાર કરું છું.

**સમ્માણેમિ** :–સત્કાર કર્યા પછી હું તેમાં આખો સમર્પણ થઈ જાઉં છું. વ્યવહારે પંચ પરમેષ્ઠીના ચરણમાં સમાઈ જાઉં છું.

એ જ મારા માટે–**કલ્લાણં**–કલ્યાણકારી છે, **મંગલં**–મંગલકારી છે, **દેવયં** દેવસ્વરૂપ છે, **ચેઇયં** જ્ઞાનસ્વરૂપ છે, માટે **પજ્જુવાસામિ**–તેમની આરાધના કરું છું.

વંદન, સન્માન આદિ વ્યવહારે કરું છું, પરંતુ તે હું મારા ગુણો મેળવવા માટે જ કરું છું. આવી રીતે અનંત ગુણોનો આદર કરવો, કારણ કે અનંત ગુણોનો આદર કરવો, તેવો તો મારો આત્મ–સ્વભાવ છે. બીજી રીતે અનંત ગુણોનો આદર કરવો, તેવો મારો આત્મ–સ્વભાવ છે, તેનો આદર કરવો, તેવો ચૈતન્યનો સ્વભાવ જ છે. ત્રીજી રીતે અનંત ગુણોનો આધાર આત્મા છે. આત્માને આધારે અનંત ગુણો રહેલા છે માટે અનંત ગુણોના આધારનો આદર કરવો તે જ મૂળ ધર્મ છે, તેનો આદર ન કરે તે એકાંત ક્રિયાવાદી છે.

અહીં આપણે અનંત ગુણોના આધારના આદરની વાત કરી. હવે તેને બદલે જીવ, વિકારને આધારે વિકારને રાખવા માગે છે. કદાચિત ટાળવા માગે તોપણ વિકારના આધારે ટાળવા માગે છે. શુભના આધારે અશુભ ટળી જાય, પણ શુભ રહી જાય, તેનું શું થાય? સ્વભાવના આધારે વિકાર ટાળવાને બદલે વિકારના

આધારે વિકાર ટાળી રહ્યો છે, તેથી મિથ્યાદૃષ્ટિ, એકાંતક્રિયાવાદી બની રહ્યો છે. આવા મિથ્યાદૃષ્ટિ જીવ પોતાના સ્વભાવનો જ તિરસ્કાર કરે છે અને માત્ર ક્રિયાદ્વારા મોક્ષ જવા માગે છે. તે તો 'ન ભૂતો, ન ભવિષ્યતિ.'

તારી વર્તમાન વર્તતી પર્યાયને અંતરમાં વાળીને તારા પોતાનાં દ્રવ્ય, ગુણ સાથે અભેદ કર. જો અભેદ કરીશ, તો તેં આત્માને માન્યો, તેમ ખરેખર કહેવાય. વર્તમાન વર્તતી જ્ઞાનની દશાને સત્‌ પુરુષના સમાગમે સમજ અને ત્રિકાળી ગુણ, પર્યાયમાં વાળ, અથવા ગુણપર્યાયરૂપ તારો આત્મા છે, તેની ખરી પ્રતીતિ થઈ ક્યારે કહેવાય ? અનંત ગુણને ધરનારો જે ગુણી, તે ગુણીના અવલંબને નિર્મળ પર્યાય પ્રગટ કરે ત્યારે જ આત્માને કબૂલ કર્યો કહેવાય; આત્માની પ્રતીતિ કરી કહેવાય.

પરંતુ જે એકલી ક્રિયા કે ભક્તિને દેખે છે, એકલાં શુભ પરિણામને દેખે છે તેમાં તન્મય થઈને જે પરિણમે છે તેણે આત્માને હજુ ઓળખ્યો નથી, પરંતુ જો અંદર બેઠેલા આત્માને માને, તો તેનો મોક્ષ થઈ જાય.

અનંત શક્તિવાળા આત્માને જો માને તો, અનંત શક્તિના ધરનાર, અનંત ગુણોના ધરનાર આત્માને આશ્રયે પોતે પરિણમી જાય તો સમ્યગ્‌દર્શન થયા વગર રહે નહિ. અનાદિના ગોટા નીકળી ગયા વગર રહે નહિ.

કોઈ પણ શક્તિની પ્રતીતિ, ધર્મની પ્રતીતિ ધ્રુવ સ્વભાવના આશ્રયે જ થાય છે. અભેદ આત્મ સ્વભાવનો આશ્રય લીધા વગર તેની એક પણ શક્તિની ઓળખાણ થતી નથી. આ એક સાચી

સંસારમાંથી ઉપયોગ હઠાવીને ગુરુદેવનાં ગુણગ્રામમાં, ગુરુદેવનાં જ્ઞાનમાં મારા ઉપયોગને નમાવું છું.

**સક્કારેમિ** :–તે અનંત ગુણોનો હું સત્કાર કરું છું અને વ્યવહારે જ્ઞાનીઓના ગુણનો સત્કાર કરું છું.

**સમ્માણેમિ** :–સત્કાર કર્યા પછી હું તેમાં આખો સમર્પણ થઈ જાઉં છું. વ્યવહારે પંચ પરમેષ્ઠીના ચરણમાં સમાઈ જાઉં છું.

એ જ મારા માટે–**કલ્લાણં**–કલ્યાણકારી છે, **મંગલં**–મંગલકારી છે, **દેવયં** દેવસ્વરૂપ છે, **ચેઇયં** જ્ઞાનસ્વરૂપ છે, માટે **પજ્જુવાસામિ**–તેમની આરાધના કરું છું.

વંદન, સન્માન આદિ વ્યવહારે કરું છું, પરંતુ તે હું મારા ગુણો મેળવવા માટે જ કરું છું. આવી રીતે અનંત ગુણોનો આદર કરવો, કારણ કે અનંત ગુણોનો આદર કરવો, તેવો તો મારો આત્મ–સ્વભાવ છે. બીજી રીતે અનંત ગુણોનો આદર કરવો, તેવો મારો આત્મ–સ્વભાવ છે, તેનો આદર કરવો, તેવો ચૈતન્યનો સ્વભાવ જ છે. ત્રીજી રીતે અનંત ગુણોનો આધાર આત્મા છે. આત્માને આધારે અનંત ગુણો રહેલા છે માટે અનંત ગુણોના આધારનો આદર કરવો તે જ મૂળ ધર્મ છે, તેનો આદર ન કરે તે એકાંત ક્રિયાવાદી છે.

અહીં આપણે અનંત ગુણોના આધારના આદરની વાત કરી. હવે તેને બદલે જીવ, વિકારને આધારે વિકારને રાખવા માગે છે. કદાચિત ટાળવા માગે તોપણ વિકારના આધારે ટાળવા માગે છે. શુભના આધારે અશુભ ટળી જાય, પણ શુભ રહી જાય, શું થાય ? સ્વભાવના આધારે વિકાર ટાળવાને બદલે વિકારના

આધારે વિકાર ટાળી રહ્યો છે, તેથી મિથ્યાદૃષ્ટિ, એકાંતક્રિયાવાદી બની રહ્યો છે. આવા મિથ્યાદૃષ્ટિ જીવ પોતાના સ્વભાવનો જ તિરસ્કાર કરે છે અને માત્ર ક્રિયાદ્વારા મોક્ષ જવા માગે છે. તે તો ' ન ભૂતો, ન ભવિષ્યતિ.'

તારી વર્તમાન વર્તતી પર્યાયને અંતરમાં વાળીને તારા પોતાનાં દ્રવ્ય, ગુણ સાથે અભેદ કર. જો અભેદ કરીશ, તો તેં આત્માને માન્યો, તેમ ખરેખર કહેવાય. વર્તમાન વર્તતી જ્ઞાનની દશાને સત્ પુરુષના સમાગમે સમજ અને ત્રિકાળી ગુણ, પર્યાયમાં વાળ, અથવા ગુણપર્યાયરૂપ તારો આત્મા છે, તેની ખરી પ્રતીતિ થઇ કયારે કહેવાય ? અનંત ગુણને ધરનારો જે ગુણી, તે ગુણીના અવલંબને નિર્મળ પર્યાય પ્રગટ કરે ત્યારે જ આત્માને કબૂલ કર્યો કહેવાય, આત્માની પ્રતીતિ કરી કહેવાય.

પરંતુ જે એકલી ક્રિયા કે ભકિતને દેખે છે, એકલાં શુભ પરિણામને દેખે છે તેમાં તન્મય થઇને જે પરિણમે છે તેણે આત્માને હજુ ઓળખ્યો નથી, પરંતુ જો અંદર બેઠેલા આત્માને માને, તો તેનો મોક્ષ થઇ જાય.

અનંત શકિતવાળા આત્માને જો માને તો, અનંત શકિતના ધરનાર, અનંત ગુણોના ધરનાર આત્માને આશ્રયે પોતે પરિણમી જાય તો સમ્યગ્દર્શન થયા વગર રહે નહિ. અનાદિના ગોટા નીકળી ગયા વગર રહે નહિ.

કોઇ પણ શક્તિની પ્રતીતિ, ધર્મની પ્રતીતિ ધ્રુવ સ્વભાવના આશ્રયે જ થાય છે. અભેદ આત્મ સ્વભાવનો આશ્રય લીધા વગર તેની એક પણ શક્તિની ઓળખાણ થતી નથી, આ એક સાચી

ઓળખાણના અભાવે કેવળ બહારની ક્રિયામાં ધર્મ મનાવિનારા અજ્ઞાની છે. એકાંત દૃષ્ટિવાળા છે, પાખંડી છે, સંસારના ભટકનારા છે:

તું એકલો છે, તારામાં બીજા ભાવ ન હોય.

"સમકિતીને કોણ શીખવે શ્રેણીગતની રીત
અપૂર્વ ધાર ઉલસી સિદ્ધ શું બાંધી પ્રીત"

આત્મ–પ્રદેશની શ્રેણીમાં પ્રયાણ કરવાની રીત સમકિતીને કોણ શીખવે? અંતરમાંથી વેગ ઊઠવો જોઈએ. સિદ્ધ સાથે સંબંધ બાંધવો છે. પોતાના ત્રિકાળી સ્વભાવની પ્રતીતિ કરનારા, સંસાર ઘટાડે છે.

ઉદય અનુસાર જે કંઈ ત્યાગ ભજે છે, તેની પાછળ જ્ઞાનીને વિવેક હોય તો તેનો બધો ત્યાગ સફળ છે. હવે જ્ઞાનીઓનો સ્વભાવ પૂર્ણપદ પ્રાપ્તિનો હોય છે. જ્ઞાનીઓએ પણ ત્યાગ ભાવથી પૂર્ણપદ પ્રાપ્તિના અખતરા કરીને અકષાય, એકત્વ સ્વરૂપની શ્રદ્ધામાં ટકીને, પૂર્ણ શક્તિ પ્રગટ કરી છે, પણ ત્યાં વ્યવહારથી એમ બોલવું હોય તો બોલાય કે ભગવાનની ભક્તિ કરીને પૂર્ણપદ પ્રાપ્ત કર્યું, પરંતુ નિશ્ચયથી એમ ન કહેવાય.

ક્રિયાવાદી, એકાંતદૃષ્ટિવાળા કહે છે:–'નીતિ રાખીએ, સત્ય બોલીએ, પ્રમાણિકતાથી વર્તીએ' એટલે બહારની ક્રિયા કરી કહેવાય, તેટલું થાય તો પણ ઘણુ છે, પણ જ્ઞાનીઓ કહે છે, એટલેથી આત્માની પ્રતીતિની પૂર્ણતા નથી, વ્યવહારે ત્યાગ થાય છે એટલે દુનિયા કહે છે–'મહારાજ! દિવસમાં બે સામાયિક કરીએ છીએ, મહિનામાં બે પૌષધ કરીએ છીએ, એટલી નિવૃત્તિ લેવાય છે તે

પણ ઘણું બધું છે.' પરંતુ ભાઈ! સમજ તો ખરો! તારી શક્તિનો તો ખ્યાલ કર. તું આત્માની શક્તિની આટલી ટૂંકી હદ કેમ બાંધે છે? સર્વત્યાગ-સ્વરૂપી આત્માની હજુ તને પ્રતીતિ થતી નથી, ટૂંકામાં સંતોષ થઈ જાય છે. એક સામાયિક કરતાં તેની પાછળ એવો અપૂર્વ ભાવ ઊછળવો જોઈએ કે અકષાય વીતરાગ સ્વભાવની શ્રદ્ધા-રૂપ મારા પોતાના સમભાવમાં ટકીને બે ઘડીનો અખતરો કરું છું. દરેક ક્રિયાની પાછળ લક્ષ એવું હોવું જોઈએ, કે જ્ઞાન, દર્શન, ચારિત્રનું પોષણ કરીને, પરભાવનો ત્યાગ કરીને, પૂર્ણપદ પ્રગટ કરવા માટે ત્યાગને કેળવું છું, ભક્તિને કેળવું છું, દેવ, ગુરુ ધર્મની ભક્તિનો અખતરો કરું છું, 'શાસ્ત્રનો અભ્યાસ કરું છું. બધી ક્રિયાની પાછળ ધ્યેય આત્મ શુદ્ધિની વૃદ્ધિનું જોઈએ જો તે ધ્યેય હોય તો અમુક અંશે રાગ, દ્વેષ, સંકલ્પ, વિકલ્પ કપાઈ જવા જોઈએ.

જેવો પોતાનો સ્વભાવ છે, આત્માના ગુણોનો સ્વભાવ છે તે સ્વભાવ પૂરેપૂરો ખીલે, સંપૂર્ણ ખીલે તોપણ ઘણું તો ન જ કહેવાય. એનું સ્વરૂપ જ પૂર્ણ ત્યાગમય છે. બધું છોડીને પૂર્ણપદ પ્રાપ્ત કરે તોપણ ઘણું કર્યું ન કહેવાય. કેવળજ્ઞાન ઉપરાંત છઠ્ઠું જ્ઞાન લાવ તો ઘણું કર્યું કહેવાય. આટલું કર્યું તે તો તારી ફરજ છે, તેમાં વિશેષ શું કર્યું?

સર્વ વસ્તુના અભાવસ્વરૂપ જે આત્મા, સહજાનંદ સ્વરૂપી, જે આત્મા, આનંદ અને ચૈતન્યનો સમૂહ છે, તેનું લક્ષ થાય ત્યારે જ ત્યાગ માર્ગ સમજ્યો છે, એમ કહી શકાય અને ત્યાગ કર્યો કહેવાય, પણ એકલા બાહ્ય ત્યાગમાં સંતોષ માની લે અને ઉપરનું લક્ષ ન હોય તેથી કંઈ ગજ વાગે નહિ.

આ વિશ્વમાં છ મૂળ દ્રવ્યો છે, 'ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્‌ગલાસ્તિકાય, જીવાસ્તિકાય અને કાળ.' આ છ દ્રવ્યોમાં અગુરુલઘુ નામનો એક સાધારણ ગુણ છે. એ ગુણને લઇને કોઇ પણ દ્રવ્ય પોતાની મર્યાદાનું ઉલ્લંઘન કરી શકે નહિ. ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય રૂપે થઇ શકે નહિ. એક દ્રવ્ય બીજા દ્રવ્યરૂપે થઇ શકે નહિ દરેક દ્રવ્યના ઉત્પાદ, વ્યય અને ધ્રુવ દરેક દ્રવ્યમાં વર્તે છે, અનાદિથી વર્તે છે અને વર્તશે. જયાં આ વાત ત્રિકાળ જ્ઞાનમાં ભરી પડી છે તો જીવ-દ્રવ્ય પોતાના જ્ઞાન સ્વભાવથી બેઠો બેઠો અનંત જ્ઞેયોને જાણે છે, તોપણ પોતાના સ્વભાવમાં જ રહે છે. જેને જાણે છે તે રૂપ પોતે થઇ જતો નથી. આવી જેને શ્રદ્ધા વર્તે છે તેનું ધ્યેય, મોક્ષરૂપ જ છે. આવા જ્ઞાની સર્વ ઇચ્છાઓનો ત્યાગ કરીને જ્ઞાન, દર્શન, ચારિત્રની ઉત્કૃષ્ટ આરાધના કરે છે ને પરિણામે મોક્ષને પામે છે, તેની બધી ક્રિયા સફળ છે, પરંતુ આત્માના લક્ષ વગર જે એકાંતદૃષ્ટિવાળા ક્રિયાવાદી જે ક્રિયા કરે છે તે ક્રિયા કદી મોક્ષરૂપ બનતી નથી.

---

## સં. ૨૦૧૧ના પ્ર. ભાદરવા વદ ૩ રવિવાર તા. ૪-૯-૫૫.

ભગવતીજી સિદ્ધાંત, તેરમું શતક, છઠ્ઠો ઉદ્દેશો, ઉદાયન રાજાનો અધિકાર ચાલે છે. આ રાજા ૩૬૩ નગરીનો ધણી છે. એટલે ૩૬૩ પાખંડીના મતો છે તે બધાય આ રાજાએ પોતાના જ્ઞાનમાં જાણી લીધા છે. એકાંતદૃષ્ટિવાળા શું માને છે અને અનેકાંત-દૃષ્ટિવાળા શું કહે છે તે અહીં સમજાવાય છે.

કોઇ દ્રવ્ય બીજા દ્રવ્યના ગુણને ગ્રહણ કરી શકતા નથી. સમ્યગ્જ્ઞાન, દર્શન, ચારિત્ર તે આત્માના ગુણો છે. એવા આત્મામાં અનંત ગુણો છે. ગુણોને ધારણ કરનાર ચૈતન્ય છે, જડ નથી. ગુણને ગ્રહણ કરવાનો ધર્મ આત્માનો છે, જડનો નહિ. જડ તો પોતે પોતાના ગુણને પણ જાણી શકતા નથી, માટે નક્કી કરો કે ગુણ ગ્રહણ કરવાની તાકાત આત્માની છે. સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર આદિ ગુણોને ગ્રહણ કરવાની તાકાત આત્મા સિવાય કોઇની નથી. જડના કોઇ ભેદમાં એ તાકાત નથી, એ પ્રમાણે જે સમજી ચૂકયા છે તે જે સમજાવે તે બધુંયે સમજીને ગ્રહણ કરવાની તાકાત આત્માની છે, જડની નથી, તે સમજીને, સમજાવનારા જે સમજાવે છે તે જડને સમજાવે છે કે ચૈતન્યને ? ચૈતન્યને જ સમજાવે છે.

ગમે તેવી સૂક્ષ્મ વાત હોય તે સમજવાની આત્માની તાકાત છે. આ પાટ જડ છે, પુદ્ગલ છે, તેને સમજવાની તાકાત આત્માની છે. બીજા પાંચ દ્રવ્યમાંથી કોઇ દ્રવ્યમાં સમજવાની તાકાત નથી. સમ્યગ્દર્શનથી માંડીને દેશવિરતિપણું, સર્વવિરતિપણું, ક્ષપકશ્રેણી, ક્ષાયિકદશા અને ઠેઠ કેવળજ્ઞાન સુધીના ગુણને એ ગ્રહણ કરી શકે, એવો ધર્મ જડનો નથી, પણ આત્માનો છે. જ્ઞાન-ધર્મ, ચારિત્ર-ધર્મ, શ્રુત-ધર્મ, સ્વરૂપની સ્થિરતા-ધર્મ એ ધર્મ ચૈતન્યનો છે.

ગુણને ગ્રહણ કરે તેને ગુણગ્રાહી અગર ગુણી કહેવાય છે, એટલે ગુણને ગ્રહણ કરવાનો આત્માનો જ સ્વભાવ છે, જડને કંઇ ખબર નથી. મીઠું ખારું છે, તે મીઠું જાણતું નથી, પણ તે ખારાશ જાણવાનો સ્વભાવ આત્માનો છે. ગુણને ગ્રહણ કરવાનો ને

જાણવાનો જો કોઈનો સ્વભાવ હોય તો તે આત્માનો છે, પરંતુ દોષ કે પરને ગ્રહણ કરવાનો સ્વભાવ આત્માનો નથી. મિથ્યાત્વ એ દોષ છે. એટલે પરમાં મારાપણાની બુદ્ધિ કરવી એ દોષ છે. આત્માનો એવો સ્વભાવ હોય તો સિદ્ધમાં પણ દોષ હોય. દોષને દોષરૂપે જાણે. નિમિત્તને નિમિત્તરૂપે જાણે, જ્ઞેયને જ્ઞેયરૂપે જાણે, પરંતુ આત્મા તેને ગ્રહણ કરતો નથી. સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર આદિ ગુણને જ ગ્રહણ કરે છે, તે ગુણને જ જાણે છે. તે ગુણોનું ગ્રહણ, પરના આશ્રયે થાય છે કે ત્રિકાળી સ્વભાવના આશ્રયે થાય છે? ગુણોનું ગ્રહણ પોતાના ત્રિકાળી સ્વભાવના આશ્રયે થાય છે, માટે શુદ્ધ ચૈતન્ય સ્વભાવનો આશ્રય કરી તેમાં જો પોતે ઠરે તો પોતાને જરૂર ધર્મ થાય. ધર્મ થતાં અનાદિ કાળના ૩૬૩ પાખંડી મતનાં પરિણામ છૂટી જાય.

આત્માનો ગુણગ્રાહી ધર્મ છે. હે આત્મન્! તેં તારી અનાદિની એક ગંભીર ભૂલથી અનંત ભવ કર્યા. મિથ્યાદર્શન શલ્ય–ખોટી માન્યતા એ તારી એક જ ભૂલ, છતાં એક અંતર્મુહૂર્તમાં કેવળજ્ઞાન લેવાની તાકાત તારા આત્મામાં ભરેલી છે અને તે લેવાની શક્તિ તારા આત્માની જ છે. આવા તારા સ્વભાવનો તું એક જ વાર વિશ્વાસ તો કર–એ કરેલા તારા વિશ્વાસમાં અનાદિનું ભવભ્રમણ મટે.

તારા પોતાના સ્વભાવનો વિશ્વાસ એજ તારો મોક્ષ છે અને તારા પોતાના સ્વભાવનો અવિશ્વાસ એજ તારો સંસાર છે. તારા વિશ્વાસમાં જ ભવભ્રમણ ટળે. શ્રેણિકે ત્રિકાળી સ્વભાવનો વિશ્વાસ કર્યો તો આવતી ચોવીશીમાં પદ્મનાભ તીર્થંકર થશે. આનંદ શ્રાવક વર્તમાનમાં દેવલોકમાં છે, પણ ત્રિકાળી સ્વભાવના

વિશ્વાસમાં ઠર્યા છે અને તેને લઇને ત્યાથી ચ્યવી મનુષ્ય ભવ કરી મોક્ષ મેળવશે, માટે આવા તારા આત્માનો વિશ્વાસ કર.

પોતાના આત્માને સમજીને સમજાવનાર, જેવું આત્માનું સ્વરૂપ સમજાવે છે તેવું પોતાની વર્તમાન દશામાં ઝીલી લઇને, અંતરમાં ઠરીને સાચી સમજણ કરે તો પોતાના જે ગુણો છે તે શું પ્રગટ ન થાય ? અવશ્ય પ્રગટ થાય.

ગુણને ગ્રહણ કરવાનો, જાણવાનો સ્વભાવ આત્માનો છે, માટે આત્મા ગુણગ્રાહી છે. હવે ગુણગ્રાહી તેવા આત્માને ધર્માત્મા સમજી ગયા છે. તો તે ધર્માત્મા સમજાવે તો જરૂર સમજવું જોઇએ. સમજીને સમજાવનારે સમજાવ્યું, તેની સાચી સમજ ગ્રહણ કરવાનો સ્વભાવ આત્માનો છે. યાદ રાખજો, મગજમાં કોતરી રાખજો કે કોઇ કોઇને પરાણે સમજાવી શકે તેમ નથી અને પરાણે ગુણ ગ્રહણ કરાવી દીએ તેવી તાકાત કેવળીમાં પણ નથી. ઠાણાંગજીમાં ત્રીજે ઠાણે કહ્યું છે કે:– દુષ્ટ, મૂઢ અને કદાગ્રહીને સમજાવવા મુશ્કેલ છે,

પોતે પોતાના ગુણને પોતે ગ્રહણ કરે (જાણે) એવો ગુણગ્રાહી ધર્મ આત્માનો, પોતાનો, પોતામાં જ છે. અનંત ગુણનો ધારક અંતરમાં શુદ્ધ સ્વાધીન ચૈતન્ય દ્રવ્ય છે. હે ભવ્ય જીવો ! તેને જ તમારે જોવો. બીજા કોઇને જોવો નહિ એને દેખીને તમારું અવિનાશી કલ્યાણ થશે.

અનંત ગુણોનો ધરનાર આત્મા, તેના અવલંબને સમ્યગ્દર્શન જ્ઞાન ચારિત્ર ધર્મ પ્રગટે, પ્રગટે ને પ્રગટે. ધર્મ એકલો રહેતો નથી, પરંતુ અનંત ધર્મોનો પિંડ એવો આત્મા તે ધર્મીના આધારે ધર્મ

રહે છે, એટલે ધર્મીની દૃષ્ટિ રાખ, રાખ ને રાખ. મોટી પેઢી ચાલતી હોય, તેમાં સેંકડો નોકરો હોય, તે બધા શેઠને આધારે છે. માટે તમારે નોકર ઉપર દૃષ્ટિ રાખવી છે કે શેઠ ઉપર ?

ઉષ્ણતા, અગ્નિના આધારે છે, શીતળતા, પાણીના આધારે છે, તેમ ધર્મીના આધારે ધર્મ રહે છે. માટે ધર્મીની દૃષ્ટિ રાખ, ચૈતન્ય દ્રવ્યની દૃષ્ટિ રાખ, સ્વરૂપની દૃષ્ટિ રાખ, પરમ પારિણામિક ભાવની દૃષ્ટિ રાખ, એ દૃષ્ટિ રાખીને તેના એક એક ધર્મને જાણે છે, તે સમ્યગ્શ્રુત જ્ઞાનનો અંશ છે.

ધર્માત્મા સમજીને બેઠા છે અને એમ જ જાણે છે કે આવો ગુણગ્રાહી ધર્મ તે પણ મારા પોતાના આત્મ-દ્રવ્યોનો જ છે. મારો ધર્મ કોઈ પરના આધારે નથી. મન, વચન, કાયાને આધારે નથી. જ્ઞાની કે સિદ્ધોને આધારે પણ નથી. નક્કી કરી લેજો કે એક ચૈતન્ય આત્મા સિવાય કોઇના આધારે નથી, તેથી મારે મારા પોતાના આત્મા સામે જોવાનું રહે છે હજુ સુધી જગતના જીવોએ આજ કામ કરવાનું બાકી રાખ્યું છે. બીજું બધું કરી લીધું છે, માટે હવે જે કામ બાકી રાખેલ છે તે ઝટપટ કરી લે. આ પ્રમાણે ધર્માત્મા જીવ, શ્રુત જ્ઞાનનાં બધાં પડખાને (અંશોને) સ્વ તરફ વાળીને પોતાના આત્માને શુદ્ધ ચૈતન્યરૂપે દેખે છે. ભાવશ્રુત-જ્ઞાનનો અનુભવ ધર્માત્માને નિરંતર વર્ત્યા જ કરે છે.

શુદ્ધ ચૈતન્ય-આત્મા ઉપર દૃષ્ટિ કરે તો તેને શ્રુત-જ્ઞાન પ્રમાણ થાય શ્રુત અજ્ઞાન તે મિથ્યાજ્ઞાન છે. વર્તમાનમાં તમારામાં મતિ-શ્રુત અજ્ઞાનનો ઉઘાડ છે, પરંતુ તે પાંચ ઇંદ્રિયો દ્વારા પરમાં કામ કરે છે. ઘરમાં લાખો રૂપિયા હોય તેની વ્યવસ્થા કરે છે,

તે બધું જ્ઞાન કરે છે, પણ તે પરની પ્રસિદ્ધિ કરે છે. મન અને ઇંદ્રિયનું અવલંબન લઇને પરની પ્રસિદ્ધિનું કામ કરે છે. પણ તે જ જ્ઞાન જો મન અને ઇંદ્રિયનું અવલંબન છોડીને પોતાના અનંત ગુણ સ્વરૂપ શુદ્ધ ચૈતન્ય આત્મા તરફ વળી જાય તો તે શ્રુતજ્ઞાન, સમ્યગ્જ્ઞાન છે, પ્રમાણ જ્ઞાન છે અને તેજ જ્ઞાન, વ્યવહારે કેવળજ્ઞાનનું કારણ છે નિશ્ચયથી. ત્રિકાળી દ્રવ્ય કેવળજ્ઞાનનું કારણ છે.

સમ્યગ્જ્ઞાન, દર્શન, ચારિત્ર, તે જ ધર્મ છે. ધર્મ તો ધર્મી એવા તારા પોતાના આત્મ–દ્રવ્યને બતાવે છે. સમ્યગ્–દર્શનનો વિષય આખો આત્મા છે, એમ એ વર્તમાન વર્તતી દશાને બતાવે છે. સમ્યગ્જ્ઞાનાદિ ધર્મ તે આત્માનો છે. ધર્માસ્તિકાય કે અધર્માસ્તિકાયનો નથી. સમ્યક્શ્રુતજ્ઞાનના અંશનું ધ્યેય પણ શુદ્ધ આત્માને જ લક્ષમાં લેવાનું છે, માટે સમ્યક્શ્રુતનું ધ્યેય શુદ્ધ આત્માને લક્ષમાં લેવાનું છે. પરમાં આત્માનો કોઇ અંશ છે જ નહિ.

અલખ નિરંજન આતમ જ્યોતિ,
સંતો તેનું ધ્યાન ધરો;
આ કાયામાં ચેતન હીરો,
ભૂલી કયાં ભ્રમમાંહી ભમો !
ધ્યાન ધારણા આતમ પદની,
કરતાં ભ્રમણા મીટ જાયે;
આત્મ તત્ત્વની શ્રદ્ધા થાયે,
આનંદ અનહદ ઉર આવે.

પરમાં આત્માનો કોઇ અંશ છે નહિ અને પરમાંથી મારા ગુણો આવશે તેમ માનીને પરને જો જોયા કરે તો સમ્યગ્દર્શન,

જ્ઞાન, ચારિત્ર, ત્રણ કાળમાં પ્રગટશે નહિ. સમ્યગ્દર્શન પ્રગટાવવું એ જ પ્રથમ કર્તવ્ય છે.

પરમાંથી શાંતિ આવશે, સુખ આવશે, એમ માની પર સામે જોઈને સંસારમાં અનંત કાળ કાઢી નાખ્યો પરંતુ સમ્યગ્-દર્શન પ્રગટ થયું નહિ. યથાર્થપણે જેમ છે તેમ સમજીને સમજાવનારે સમજાવ્યું તે જ પ્રમાણે પોતે સમજીને પોતાના સ્વભાવના અવલંબનથી સમ્યગ્દર્શન-ધર્મ પ્રગટ કરવો તેનું નામ આત્માનું ગુણગ્રાહીપણું છે. તે તારા ધર્મમાં તું આવ. સમ્યગ્દર્શન પ્રગટ કર, જ્ઞાન-ધર્મ પ્રગટ કર, સ્વરૂપની સ્થિરતા રૂપ ચારિત્ર-ધર્મ પ્રગટ કર.

અનંત ગુણોને ગ્રહણ કરવાનો આત્માનો સ્વભાવ છે, એમ અખંડ જ્ઞાનમાં આત્માની દૃષ્ટિ રાખીને જો કહે, સમજીને કહે, અંદરમાં સમાઈ જઈને કહે એટલે સ્વ આશ્રયની દૃષ્ટિ રાખીને કહે, તો તે દ્રવ્યદૃષ્ટિ ત્રિકાળી સાચી છે. પરમાર્થ-દૃષ્ટિ, જ્ઞાયક-દૃષ્ટિ, સ્વભાવ-દૃષ્ટિ તે બધી સાચી દૃષ્ટિ છે. તે સાચી દૃષ્ટિમાં અનાદિની પાખંડવાળી એકાંતદૃષ્ટિ ચાલી જાય.

યથાર્થ, પરમાર્થ, ગુણજ્ઞ સ્વભાવ, ભૂતાર્થ, સત્યાર્થ દૃષ્ટિ રાખીને કોઈ પણ પડખેથી જુઓ તો આત્મામાં કેવળજ્ઞાનનો અંશ ઊભો થાય છે. કેવળજ્ઞાન લીધું કે લઉં એમ થાય છે. આત્માને જોનારું શ્રુતજ્ઞાન છે, તે શ્રુતજ્ઞાન અનંત અંશોવાળું છે. બીજી રીતે કહીએ તો આત્મામા અનંત ગુણો છે. એક એક ગુણને જાણનાર એક એક નય છે, એક એક નયને જાણનાર શ્રુતજ્ઞાન છે. તેથી શ્રુતજ્ઞાન, અનંત અંશો અને નયવાળું છે. આવું શ્રુતજ્ઞાન

ત્રિકાળી સ્વરૂપમાં છે, એમ સમજાય તો કેવળજ્ઞાનનો અંશ ઊભો થઈ જાય. તેમાંથી કોઈ પણ અંશ વડે પોતે પોતાના આત્માને જુએ તો આત્મા અનંત ગુણનો પિંડ, શુદ્ધ ચૈતન્યમૂર્તિ જ દેખાય છે. આવો પોતાનો આત્મા અને પોતાનો ધર્મ અને એક એક ધર્મને જાણનાર શ્રુતજ્ઞાન અનેક અંશોવાળું તેવું મારું સમ્યગ્-શ્રુતજ્ઞાન મારામા જ છે.

**"હું કોણ છું ? ક્યાંથી થયો ? શું સ્વરૂપ છે મારું ખરું ?**
**કોના સંબંધે વળગણા છે ? રાખું કે એ પરિહરું ?**
**એના વિચાર વિવેક પૂર્વક, શાન્ત ભાવે જો કર્યા**
**તો સર્વ આત્મિક જ્ઞાનના, સિદ્ધાંત તત્વ અનુભવ્યા"**

વગેરે, આનું નામ તે સમ્યગ્દર્શન. જેમ છે તેમ બરાબર સમજીને સ્વભાવનું જો અવલંબન કરે તો ધર્મ પ્રગટીને પૂર્ણ કેવળજ્ઞાન અને સિદ્ધદશા પ્રગટે વર્તમાન એક ભવ કરીને મોક્ષમાં પણ જાય.

અહીં કોઈ એમ પ્રશ્ન કરે કે આવા દુષમ પાંચમા આરામાં, હુંડા અવસર્પિણી કાળમાં (આવો ભૂંડો પાંચમો આરો અનંત કાળે એક વખત આવે છે) આવો ઊંચો જ્ઞાનધર્મ, દર્શનધર્મ, ચારિત્રધર્મ કોઈક જ જીવ સમજે અને કોઈક જ વિરલ જીવ આવો ઉત્તમ ધર્મ પામે એમ કહીને આપણે મોક્ષ માર્ગમાં, જ્ઞાન દર્શન, ચારિત્રધર્મ કંઈ સમજી ન શકીએ, માટે જે કરતા હોય તે કરીએ તેનો જવાબ એ છે કે–' ભાઈ, જરા ધીરજ તો રાખ, જો તું ધીરજથી આત્માનો મહિમા અને જ્ઞાનીઓનો અનેકાંત ધર્મ વિચારે તો કંઈ ઢાંક્યું રહે તેમ નથી અને

જો તેનો તું નકાર કર તો એકાંતદષ્ટિવાળા ૩૬૩ મતમાં તારું નામ આવી જાય છે, તેમ સમજી લેજે. કદાચ પુણ્યના જોરે દેવગતિ મળશે પણ તારું કલ્યાણ થશે નહિ. આ રીતે એકાંત કથનને તથા અનેકાંતના (આત્માના) ધર્મને જાણી, જે સ્વરૂપમાં ઠરશે તે જીવ એક ભવ કરી મોક્ષમાં જશે.



## સં. ૨૦૧૧ના પ્ર. ભાદરવા વદ ૪ સોમવાર તા. ૫-૯-૫૫.

ભગવતી સૂત્રનું તેરમું શતક, છઠ્ઠો ઉદ્દેશો ચાલે છે. ૩૬૩ પાખંડીમતની શી પ્રરૂપણા છે અને સ્યાદ્વાદ શૈલીના અનુભવીઓની શી પ્રરૂપણા છે, તેનો ન્યાય કરીને રાજાએ સત્ય સ્વીકાર્યું છે. આત્મા ગુણગ્રાહી છે, તે જો જ્ઞાન, દર્શન, ચારિત્ર, ગુણ ધરે તો ઠરી જાય અને મોક્ષમાં પહોચી જાય. કોઈ એમ કહે કે આ દૂષમ કાળમાં ઊંચામાં ઊંચો ધર્મ કોઈક જ જીવ સમજે, પાળે અને ગ્રહણ કરે, માટે આપણે આ ધર્મમાં કંઈ ઝાઝું સમજી શકીએ નહિ અને કરતા હોય તે કરીએ. તેવો માનવી પોતાના આત્માનો નકાર કરે છે, તેની જ્ઞાની કહે છે 'આત્માનો મહિમા અને જ્ઞાનીઓએ કહેલો અનેકાંત ધર્મ તું પોતે જિજ્ઞાસા લાવી વિચારીશ તો તારા જ્ઞાનમાં સ્પષ્ટપણે સમજાશે.'

પોતાના આત્માનું સ્વાધીન સ્વરૂપ નિત્ય છે તેનું ભાન વર્તમાનમાં કરવા ધારે તો થઈ શકે છે. વર્તમાનમાં હું જ્ઞાયક સ્વભાવે છું તેમ સ્થિરતાનુ લક્ષ કરીને જો જ્ઞાનને લંબાવે તો ભૂત, ભવિષ્યમાં પણ હું જાણનારો નિત્ય છું, ત્રિકાળ નિત્ય છું,

તે કંઈ પરપણે નથી પણ સ્વપણે નિત્ય છું, તેવું ભાન જરૂર થાય છે. આ કાળે પણ ઘણા જીવો આત્મજ્ઞાન પામી શકે છે. કોઈ કોઈ જીવને જાતિસ્મરણજ્ઞાન પણ થાય છે.

જ્ઞાની કહે છે, સ્યાદ્‌વાદ શૈલીનો નકાર ન કર. કોહીનુર જેવો હીરો પણ અંધ-દૃષ્ટિને શું કરે ? ૩૬૩ અંધ-દૃષ્ટિમાં પડેલા છે અને ભગવાનનો માર્ગ તે કોહીનૂર હીરો છે. ૩૬૩ અંધ-દૃષ્ટિમાં પડેલા તેની પરીક્ષા કરી શકે નહિ અને પરીક્ષા વિના કોહીનૂર હીરાની કિંમત સમજાય નહિ. બાહ્ય દ્દષ્ટિવાળા અંતરદૃષ્ટિમાં આંધળા છે. તેથી તેઓ અંતરદૃષ્ટિનો મહિમા સમજી શકે નહિ.

એક તત્ત્વદૃષ્ટિ સમજે તો બધું સમજાય તેમ છે. નવ તત્ત્વમાં જીવ તે પરમાર્થ તત્ત્વ છે. તે પરમાર્થને સમજે તો વર્તમાનમાં બધું સમજાય તેમ છે. વર્તમાન કાળમાં પણ જ્ઞાની-ધર્માત્મા હોય છે. એકાવતારી પણ છે. તેને ઓળખવા માટે દિવ્ય દૃષ્ટિ જોઈએ. વ્યવહાર દૃષ્ટિ કે બાહ્ય દૃષ્ટિથી તેમને ન ઓળખી શકાય. આવા જીવો પાંચમા આરાના છેડા સુધી રહેશે.

એક શેઠ હતા બહુ શ્રીમંત ઝવેરી હતા. તે કોઈ ખેડૂતને ત્યાં ગયેલા. સુંદરમાં સુંદર મોતી, શેઠ પાસે હતું. તે, શેઠે બહાર કાઢ્યું અને તેનાં ઘણાં વખાણ કર્યાં. "મોતી અતિ સુંદર છે. ભારે ચમકવાળું છે. બહુજ પાણીવાળું છે." પછી તેમને ખેડૂતને કહ્યું "ભાઈ, બહુ તરસ લાગી છે. થોડું પાણી હોય તો આપો" ખેડૂત કહે છે "શેઠજી, તમે હમણાં જ કહ્યું કે મોતીમાં ખૂબ પાણી છે." શેઠ કહે, હા, ભાઈ, અંદર તો સમુદ્ર ભર્યા છે.

ખેડૂત :- મને તો આ મોતીમાં પાણી દેખાતું નથી. તમારી વાત સાચી હોય તો આ પછેડીનો છેડો મને ભીંજવી દીઓ.

ઝવેરી :- બાહ્ય દૃષ્ટિથી એ પાણીની પરીક્ષા થાય તેમ નથી. મારા જેવી દૃષ્ટિ લાવ, તો હમણાં તને પાણી દેખાય. પછેડીથી મોતીનાં પાણી પરખાય નહિ.

જ્ઞાનીઓ પણ કહે છે :-

**ચરમ નયનથી માર્ગ જોવંતા રે,**
**રૂલ્યો સકલ સંસાર.**
**જે નયને કરી માર્ગ જોઇ રે રે**
**નયન તે દિવ્ય વિચાર.**
**પંથડો નિહાળું રે બીજા જિનતણો રે,**
**અજિત અજિત ગુણ ધામ.**

બાહ્ય દૃષ્ટિથી મોક્ષનું સ્વરૂપ જોવાથી જીવ આખો સંસાર રૂલ્યો જ છે, તે માટે તો જ્ઞાન-દૃષ્ટિ જોઇએ. આત્માને અનુભવવા માટે દિવ્ય વિચાર પૂર્વકની જ્ઞાન-દૃષ્ટિ જોઇએ. આત્મા અવિકારી, અનેકાંત સ્વરૂપી, પુણ્ય, પાપ પરિણામથી રહિત, રાગાદિ, કષાયાદિ સર્વ ઉપાધિથી રહિત છે, તે તેમજ છે. વળી તે નિત્ય, શાંત, નિરુપાધિક છે એટલો પણ જેને વિશ્વાસ નથી, સમજવાનો વેગ પણ નથી, તેટલી પ્રતીતિ પણ નથી, તે પૂર્વ ભવનું જ્ઞાન લાવશે કયાંથી ? સ્વચ્છંદે શાસ્ત્રો વાંચો તો, જ્ઞાની વિના પોતાને છાંદે વાંચે તો, તારી પોતાની અપૂર્વ દૃષ્ટિ વિના જ્ઞાનીનો મહિમા અને અનેકાંત-સ્યાદ્‌વાદની દૃષ્ટિ લાવીશ કયાંથી ? જેમ પોતાના બાપદાદા પૈસાવાળા હતા, તેમની મિલકત ચોપડામાં લખી નથી,

પરંતુ તેને માટે માત્ર સંજ્ઞાઓ હતી. ગંગા-જમુના વચ્ચે કરોડો રૂપિયા દાટયા છે, તે સંજ્ઞાએ સમજવાની બુદ્ધિ દીકરામાં નહોતી, પરંતુ મુનીમ, એ સંજ્ઞાઓને સમજતો હતો. હવે જો તે દીકરો મુનીમની ઓળખ કરીને, વિશ્વાસ કરીને તેની સલાહ લીએ તો જરૂર તેને ઈષ્ટની પ્રાપ્તિ થાય. એક ઠેકાણે બાપ ચોપડામાં લખી ગયા હતા કે દેરાસરની ધજાનો છાયો પડે, તેની નીચે ખૂબ ધન દાટયું છે. દેરાસરનું ઈંડું દીકરાએ કઢાવ્યું, પરંતુ કશું ધન નીકળ્યું નહિ. પછી મુનીમની સલાહ લીધી. અષાડ સુદ ૭ ને દિવસે ધજાની છાયા જ્યાં પડે ત્યાં મુનીમે ખોદવાનું કહ્યું, તો ધન નીકળ્યું.

એવી રીતે જેને આત્માનો અનુભવ વર્તે છે તેવા જ્ઞાનીની સલાહ લીએ તો જરૂર ઈષ્ટની પ્રાપ્તિ થાય, પરંતુ બાહ્ય દૃષ્ટિથી મથ્યા કરે તો મહેનત નિષ્ફળ જાય. જ્ઞાની કહે છે કે બાહ્ય દૃષ્ટિ-વાળા, સંસારની એકલી ક્રિયા કરવાવાળા અને અનેકાંત મતને નહિ સમજનારા ત્રણ કાળમાં સંસાર ઘટાડી શકે નહિ પૂર્વના ઉદયના કારણે જે ક્રિયા ભજે છે તેની પાછળ જ્ઞાતાના જ્ઞાનની સમજણ હોય તો બધી ક્રિયા સફળ થાય. યમ, નિયમ, જપ, તપ, દયા, સત્ય, બ્રહ્મચર્ય એ બધાં શુભ પરિણામ છે, અને તે બધાં શુભ પરિણામ મોહની મંદતાને કારણે છે. કષાયની મંદતા તે પોતાના સ્વરૂપને પામવાનું નિમિત્ત છે, પણ તે નિમિત્ત, નિમિત્ત રૂપે કયારે કહેવાય? જીવે કષાયની મંદતા તો ઘણી કરી, પરંતુ આત્મ-જ્ઞાનદશા પ્રગટ અનુભવરૂપ થાય ત્યારે તે નિમિત્ત કહેવાય.

એક સુતાર મહા કલાનો જાણનાર છે, પણ મોજીલો છે. કામકાજ કંઈ કરતો નથી, બેઠો બેઠો ખાય છે. એમ કરતાં કરતાં પોતાની મૂડી ખલાસ થઇ ગઈ. પછી તો એ ઉધાર લેવા માંડયો. હજાર રૂપિયાનું દેવું થઇ ગયું, છતાં પણ કામકાજ કરતો નથી. લેણદાર ઉઘરાણી કરવા ગયા. પૈસા કયાંથી આપે ? સમજદાર લેણદાર તો પાછા ગયા, પણ એકે સંભળાવી દીધું કે '૨૪ કલાકમાં પૈસા ભરી જા, નહિ તો ટાંચ લાવીશ.' એટલે સુતાર મુંઝાયો. ગામના એક ભલા માણસ પાસે ગયો, તેને પગે પડયો અને પોતાની સ્થિતિ સમજાવી રૂા. ૨૦૦) આપવા વિનંતી કરી. ભલા માણસે કહ્યું 'તને રૂપિયા તો આપું, પણ એક શરતે. મારા દીકરાનાં લગ્ન છે, અમારા ઘરમાં સીસમનાં લાકડાં પડયાં છે, તેમાંથી એક સુંદર કબાટ એક માસની અંદર તું બનાવી દે. તે કબાટની મજુરીના રૂા. ૨૦૦) અગાઉથી આપું છું' સુતાર તે વાત કબૂલીને રૂપિયા લઇ ગયો, લાકડાં પણ લઈ ગયો. લાકડાં, લાકડાંને ઠેકાણે પડયાં છે. સુતાર કંઈ કામ કરતો નથી પૈસા આપનારનાં ગુણગાન આખા ગામમાં ગાય છે, પરંતુ કબાટ તૈયાર કરતો નથી. આવી રીતે ઉપકાર ગાયા કરે, પણ તેનું કામ ન કરી આપે, તો ઉપકાર ઉપર મીંડા જ વાળ્યા છે.

એવી રીતે જીવ, જ્ઞાની પુરુષનાં આખી જિંદગી વખાણ કર્યા કરે, મહાવીર પ્રભુની વાણીનાં અને શાસ્ત્રનાં ગુણગ્રામ જ ગાયાં કરે, પરંતુ મહાવીર ભગવાને ઉપદેશ, સમ્યગ્દર્શન પ્રગટ કરવા આપ્યો છે તે પ્રગટ ન કરે તો ઉપકાર ઉપર મીંડાં મૂકયા કહેવાય. શાસ્ત્ર ઘણાં વાંચ્યાં, રાગદ્વેષની મંદતા ઘણી કરી, એવાં તો ઘણાં નિમિત્ત મળ્યાં, પરંતુ અંદરની આત્મ-રુચિ વગર આત્મ-

દશા પ્રગટ થવાની નથી, તે સમજી લેવું જોઇએ. અનંત જ્ઞાનીઓએ ઉપકાર કરવામાં બાકી રાખી નથી, પરંતુ આપણે આત્મ–દશા પ્રગટાવવા મહેનત કરી નહિ, એટલે તેમના ઉપકારમાં મીંડાં ચડાવ્યાં. કેવળીની પરિષદમાં પણ જઈ આવ્યો, પરંતુ ઉપાદાનની જાગૃતિ થઇ નહિ ત્યાસુધી બાહ્ય ત્યાગ વગેરે નિમિત્તરૂપે ન થાય, ઉપકારી ન થાય.

દરેક શુભ પરિણામ હું કરું છું અને તે મારો ધર્મ છે, એમ માને ત્યાંસુધી ઉપાદાન જાગૃત ન થાય. લોક–વ્યવહારથી માટીના ઘડામાં ઘી હોય એટલે તેને ઘીનો ઘડો કહેવાય છે. તેમ યમ, નિયમ, જપ, તપ, તે બધા ભલા ભાવ સ્વરૂપને પામવામાં નિમિત્ત છે તેમ વ્યવહારથી કહેવાય, પરંતુ ઉપાદાન જાગે તો જ નિમિત્ત, નિમિત્તરૂપે થાય, નહિતર નહિ સ્વરૂપની સાચી સમજણ અને શ્રદ્ધા વગર, કષાયની મંદતારૂપ શુભ ભાવ પણ નિમિત્ત થાય નહિ શુદ્ધ ત્રિકાળી, અવિકારી આત્માને વિજાતીય પર દ્રવ્યનું નિમિત્ત કરવા જેવું અથવા લાભકારક કેમ કહેવાય? થાય તે જુદી વાત છે. આ નિમિત્ત શ્રદ્ધા કરી દેશે એમ નથી. એની જાત જુદી ને પોતાની જાત જુદી છે. પોતે જ્ઞાતા, દ્રષ્ટા રહી, પરનાં કાર્યો થઇ જાય તે ટાણે પોતે જુદો રહી આ કાર્ય મારું નથી એમ પોતે પોતાના ભાવમાં વર્તે એને જરાય વાંધો નથી.

પરંતુ અભિપ્રાય બદલાવવો જોઇએ. અનાદિ એકાંત પક્ષનો અભિપ્રાય બદલવો જોઇએ, કંઇ કરે નહિ, થઇ જાય તેને જાણે, તે સ્યાદ્‌વાદ સ્વરૂપના જાણનાર ધર્માત્મા છે. જે કંઇ થાય છે તેને હું કરું છું, તે મારો ધર્મ છે, એમ એનો કર્તા બનીને જ્ઞાતાને

ભૂલે, એકાંત બહારના ત્યાગને ખેંચે તે એકાંતદૃષ્ટિવાળા, ક્રિયાવાદી, પાખંડી, અજ્ઞાની છે. જે તે પુણ્યનાં પરિણામને, બહારની ક્રિયાનાં પરિણામને પુણ્ય માને છે તેને પરમાર્થદૃષ્ટિના જાણનારા જ્ઞાનીઓ કહે છે, કે તે પુણ્ય નથી, પણ ચાર ગતિનું પાપ જ છે, પાપાનુબંધી પુણ્ય છે. જે પુણ્યમાં પાપ બંધાય તેને પરમાર્થ દૃષ્ટિએ પાપ કહે છે. જ્ઞાતાને ભૂલ્યો ત્યાં મિથ્યાદર્શન ઊભું છે. પુણ્યના ભોગવટામાં પાપ બાંધીને નરકે જશે.

પોતાની અવિકારી સ્વતંત્ર સત્તા તેને પરની મદદથી લાભ માન્યો તો તેની સ્વતંત્રતા ક્યાં રહી? તમે ડાહ્યા માણસો જરા વિચારો તો ખરા! જ્યારે પોતાની સ્વતંત્ર સત્તા પોતે ન સ્વીકારે અને પરથી લાભ મળે તેમ માને ત્યાં પરાધીનતા કેવી રીતે ટળે? પુણ્ય, પાપુના વિકલ્પ, શુભ અશુભભાવ એ મારા અને સારા એમ પોતે માને ત્યાં સુધી પોતાની જાતને ક્યાંથી લાભ થાય? કદાચ લાભ થાય? કદાચ પાપને તેમ ન માને પરંતુ એકાંત પુણ્ય-પરિણામ એ સારાં અને મારા, એ જ મારો ધર્મ એમ માને ત્યાં સુધી સ્વતંત્ર જાતને ક્યાંથી લાભ થાય? જ્ઞાનીઓ વ્યવહાર-ઉપદેશમાં અહિંસા, સત્ય, બ્રહ્મચર્ય, પરિગ્રહનો ત્યાગ વગેરેનો ઉપદેશ આપે છે. પણ જો તેને ઉપાદેય માનીને બેસી જાય તો તેના અભિપ્રાયમા એ મંદ કષાય જ ઉપાદેય રહ્યો. શુભ પરિણામ એ પુણ્યબંધનું કારણ છે. બંધ તે નિશ્ચયથી હિતનું કારણ ન હોય એવો અભિપ્રાય રહે અભિપ્રાય ફર્યા પછી હિંસા, અસત્ય વગેરેનો ત્યાગ કરે તો બધું સવળું થાય છે. જ્યાં એક અભિપ્રાય ફર્યો ત્યાં સઘળું સીધું થયું અભિપ્રાય ફર્યા પછી અહિંસા, સત્ય, દયા, દાન વગેરેનાં પરિણામ, કષાયની મંદતાનાં પરિણામ, કેવળજ્ઞાન ન થાય

ત્યાંસુધી થાય. જે પરિણામ થાય તેને જાણે પણ તેને પોતાનાં ન માને. શુભાશુભ વિકલ્પ થાય તેથી પોતે ક્ષોભ પામે નહિ, કર્તા બની જાય નહિ. સાચો અભિપ્રાય એ દર્શન-શુદ્ધિ કરનાર છે. તેને કષાયની મંદતા, ચારિત્રનું નિમિત્ત થઇ જાય.

પરનું કર્તવ્ય પોતામાં માનવું તે પરાધીનતા છે. દર્શનમોહ સાચા અભિપ્રાયથી ટળે છે. શ્રદ્ધામાં, અભિપ્રાયમાં ફેર તે મહા-હાનિનું, નુકસાનનું કારણ છે. સીધો અભિપ્રાય તે મહાન લાભનું કારણ છે. જ્ઞાની અને અજ્ઞાની નવ નવ કોટીએ ત્યાગના પરિણામમાં વર્તે, પરંતુ જ્ઞાનીની શ્રદ્ધા કોઇ અજબ ચીજ છે. સમ્યગ્ અભિ-પ્રાયના જોરે તેનાં બધાં પરિણામ નિર્જરાના હેતુ કહેવાય છે અને અજ્ઞાનીનો અભિપ્રાય અવળો હોવાથી તે બધી ક્રિયા તેને બંધનું કારણ છે. ચારિત્ર-મોહની, કષાયની તીવ્રતા કે મંદતા, એ દર્શન-ગુણને લાભ કે હાનિ કરતા નથી સાચી શ્રદ્ધા આવી તે સાથે શુભ ચારિત્ર ભેગું જ છે. પોતાની ત્રિકાળી, અવિકારી સત્તાનો સ્વીકાર ન કરવો, તે મહા પાપ છે.

પૂર્વના આચાર્યો ગણધર, ગૌતમ, ચાર જ્ઞાનના ધણી સુધર્મા સ્વામી, એ બધા નિર્ગ્રંથ મુનિ હતા. પોતાની સતત્ આત્મ-દશામાં અતિ નિમગ્ન, ધ્યાનની સ્થિરતામાં મસ્ત રહેતા હતા. છઠ્ઠા-સાતમો ગુણસ્થાને ચડેલા હતા, વળી સાતમામાંથી ઊતરી છઠ્ઠા ઉપર આવતા ત્યારે પોતાના શુદ્ધ સ્વભાવમાંથી નિચોડ રૂપ અંતર ભાવના સહિત જે કંઇ મંદ કષાયના કારણે કરુણાનાં પરિણામ, યમ, નિયમ, પંચ મહાવ્રતનાં પરિણામ રૂપ વિકલ્પ જ્યારે બહાર આવતા ત્યારે થતા તે તે વખતનાં કથન-સત્યને

પાળો, અહિંસાને પાળો, દેવ, ગુરુ, શાસ્ત્રની અખંડ ભકિત કરો, તે વ્યવહાર મોક્ષમાર્ગ—જે સાચા મોક્ષમાર્ગને-નિશ્ચય મોક્ષ-માર્ગને દેખાડવાનું નિમિત્ત-તે સદ્ભૂત વ્યવહારથી કહેવાય છે. તે વિકલ્પની પાછળ જ્ઞાન, દર્શન, ચારિત્રની રમણતા છે, તે સદ્ભૂત વ્યવહાર છે. એવાં કથનો સિદ્ધાંતમાં, આગમ રૂપે વર્તમાન પણ વિદ્યમાન છે, તે બધું શાંત ચિત્તે અવગાહન કરવા યોગ્ય છે. તે પણ પોતાને છાંદે નહિ. પરંતુ સત્પુરુષના સમાગમે અથવા પોતાની પાત્રતા વડે ઘણા અભ્યાસે પણ એ બધું સમજવા યોગ્ય છે. તે સમજતાં, સમજતાં, ત્રિકાળી સ્વરૂપની શ્રદ્ધા બેઠી, પોતાનો અભિપ્રાય બદલાયો, ત્યાં જ્ઞાનીઓનાં કથનો અને સિદ્ધાંતની ગાથાઓ તારા માટે નિમિત્તભૂત થઈ એમ કહેવાશે, પરંતુ જો અભિપ્રાય ન બદલાયો અને એકાંત ક્રિયાને વળગી પડયો, તો તે કથન અને ગાથાઓ તારે માટે નિમિત્તરૂપે નથી, માટે જેવું છે તેવું સમજીને જો અભિપ્રાય સવળો કરશે તો બધું નિમિત્તરૂપે છે અને તે જીવનું અવિનાશી કલ્યાણ થશે.

---

**સં. ૨૦૧૧ના પ્રથમ ભાદરવા વદ ૫ સોમવાર તા. ૬-૯-૫૫.**

ભગવતી સૂત્ર, ૧૩મું શતક, છઠ્ઠો ઉદ્દેશો તેમાં ઉદાયન રાજાનો અધિકાર ચાલે છે. ઉદાયન રાજા ૩૬૩ નગરીનો ધણી છે, એટલે તે ન્યાયે તે ૩૬૩ એકાંતવાદી મતનો જાણકાર છે અને તે મતનો ધણી છે. આ રાજાએ નયનાં બધાં પડખાં જાણી લીધાં છે. સમ્યગ્‌નયને પણ તે જાણે છે.

આત્માની પ્રગટ દશા, પ્રગટ બોધદશા સમ્યગ્‌બોધદશા, જ્ઞાનમય બોધદશા, સમ્યગ્‌જ્ઞાન, દર્શન થયા વિના, આત્માની

અખંડ પ્રતીતિ અંતરમાં થયા વિના બાહ્ય ગમે તેટલો શાસ્ત્રાભ્યાસ હોય, પણ તે બધાની પાછળ જો સમ્યગ્બોધદશા હોય તો જીવ નિર્જરા કરી મોક્ષમાં જાય, પરંતુ જો આત્માની પ્રતીતિ ન હોય, લક્ષ ન હોય, અંદરમાંથી નકાર આવતો હોય તો બહારની ક્રિયા એકડા વગરનાં મીંડાં જેવી છે. ચારિત્ર તો અતીંદ્રિય જ્ઞાનસ્વરૂપમાં જ્ઞાતાપણે ટકવું, તે છે સમ્યગ્દર્શન વિના સમ્યગ્જ્ઞાન કે સમ્યક્‌-ચારિત્ર હોય જ નહિ. લોકોને બાહ્ય નિમિત્તનું બહુ માન હોય છે, પરંતુ અંતરંગ પોતાની જ્ઞાનદશાની પરીક્ષા એકાંત ક્રિયાવાદીને હોતી નથી.

હવે અહીં એમ સમજાવે છે કે કોઈને બાહ્ય ક્રિયાનો ઘણો ઉદય હોય અને કોઈને થોડો હોય, તેના ઉપરથી અંતરંગ જ્ઞાન, ચારિત્રની કિંમત નથી. બાહ્યથી કોઈને ઘણાં પુણ્ય હોય અને હજારો લોકો તેને પ્રભુ, પ્રભુ કહીને બોલાવતા હોય, માનપાન આપતા હોય, ચરણમાં ઝૂકતા હોય, ભકિત કરતા હોય, તેવાં બાહ્યનાં ઘણાં પુણ્યથી આત્માના ગુણની પરીક્ષા ન થઈ શકે.

પુણ્યના આધારે સમ્યગ્જ્ઞાન નથી. પુણ્યથી જ્ઞાન-ચારિત્રને ઓળખવું તે પવિત્ર આત્માને કલંક કે આળ ચડાવવા જેવું છે. ચારિત્ર એટલે સ્વચ્છ સ્વભાવમાં ટકવું, પણ સ્વ શું, સ્વભાવ શું અને ટકવું કેમ, તેમ ખબર નથી અને માનવું કે હું જ્ઞાનમાં ટકું છું, શુદ્ધ છું, બુદ્ધ છું, નિરંજન છું, નિરાકાર છું, તો તેવા જીવને ભગવાન કહે છે કે એ બધી અસત્‌ કલ્પના છે.

આ અમુક જીવ ચારિત્રની ક્રિયા પાળતો નથી, એટલે ચારિત્ર-ભ્રષ્ટ છે એમ માનનારો ક્રિયાવાદી છે, તેની એકાંત ક્રિયા ઉપર

મીટ છે. તેવા એકાંત ક્રિયાવાદી બાળજીવો પણ પાખંડી છે. વળી એક જીવ એમ કહે છે, હું જ્ઞાનમાં ટકું છું, સ્વભાવમાં ટકું છું. સ્વચ્છપણું તે ચારિત્ર છે, પણ હું કોણ, જ્ઞાન શું, ટકવાનું ક્યાં, તેનું તેને ભાન નથી અને જ્ઞાનમાં ટકવા માટે દેવ, ગુરુ, ધર્મ, યમ, નિયમ, જપ, તપ, મનન, ચિંતન આદિ શુભ આલંબનને ઉડાડે છે તે પણ અસત્ કલ્પનાવાળો એકાંતવાદી છે. બીજો જીવ ચારિત્રની અમુક ક્રિયા કરતો નથી માટે ચારિત્રથી ભ્રષ્ટ છે. એમ બાહ્યક્રિયામાં આત્માનો ઉદ્ધાર માનીને અંતરંગ જ્ઞાન, ચારિત્રની કિંમત કરતો નથી, તે પણ અસત્ કલ્પનાવાળો એકાંતવાદી છે.

હવે વીતરાગદેવ શું કહે છે તે સમજો. વીતરાગ પુરુષોએ જેને નિશ્ચયચારિત્ર કહ્યું છે, તે સમ્યગ્દર્શન-સમ્યગ્જ્ઞાનપૂર્વક હોય તો જ તે ચારિત્ર છે. તે અનુભવ એટલે જ્ઞાનનું ચારિત્ર છે અને જે જ્ઞાનનું ચારિત્ર છે તે જ મોક્ષમાર્ગ છે. હવે જ્ઞાનની સ્થિરતારૂપ નિશ્ચય-ચારિત્ર ન પાળી શકાય, એ મારા પુરુષાર્થની કચાશ છે, મંદતા છે, સ્વરૂપાચરણમાં સદા ન ટકી શકાય તે મારી નબળાઈ છે; એમ જાણે છે અને માને છે કે આ નબળાઈ ટાળી સબળ થઈ સ્વરૂપાચરણમાં હું ન ટકું ત્યાં સુધી શુભ પરિણામરૂપ વ્યવહાર ધર્મ મને અવલંબનરૂપ છે અને તે આલંબનની પાછળ ઉપાદેયરૂપ એક શુદ્ધ સ્વરૂપ છે, તે વિના બીજું બધું હેય છે. તેવી સાચી માન્યતાની ભૂમિકામાં જે ઊભેલો છે તે, સાચી માન્યતાવાળી ભૂમિકાને જાણ્યા વિના કોઈને દોષ આપવો તે ઠીક નથી, તેમ સમજે છે.

જે કોઈ એકાંત ઉદય ભાવમાં ધર્મ માની બેઠો છે, તે પોતાની માનેલી માન્યતાવડે માને છે કે અમે તો પંચ મહાવ્રત ભગવાને કહ્યાં છે તેવાં પાળીએ છીએ. બસ, આ જ ચારિત્ર છે, આ જ વ્યવહાર છે. સમ્યગ્દર્શનની વાત પછી, નિશ્ચયચારિત્રની વાત પછી, જ્ઞાનના ચારિત્રની વાત પછી, નિર્વિકલ્પની વાત પછી, હમણાં વ્યવહારે કરીએ, પછી ધર્મ થશે એમ કહેનાર સત્ સ્વરૂપની આશાતના કરનાર એકાંતવાદી, મિથ્યાત્વી, પાખંડી, અજ્ઞાની છે, તે શુદ્ધ સ્વરૂપનો નકાર કરનાર છે.

જેનું પ્રથમ ખોટું તેનું પછી સાચું કયાંથી આવશે? પોતે મોક્ષમાર્ગમાં વર્તી શકતો ન હોય તો પણ મોક્ષમાર્ગની કબૂલાતથી, એટલે, અનંત જ્ઞાનીઓએ જે મોક્ષમાર્ગ દર્શાવ્યો છે તે અનુસાર સાચી માન્યતાનો આદરસત્કાર કરવો જ જોઈએ. સાચી માન્યતા અને શ્રદ્ધા તો પહેલાં જોઇએ.

સાચી માન્યતા કેવી રીતે કરવી જોઇએ તે સમજાવે છે. આ આત્મા કોણ છે, કયાં છે, કેવો છે, કેટલો છે જેને જાણવાથી મારું અવિનાશી કલ્યાણ થાય, તેને અહીં ઓળખાવે છે.

શુદ્ધ ચૈતન્ય માત્ર આત્મા, તેને ઓળખાવવા માટે તેના ધર્મનું વર્ણન કરે છે. અનંત ધર્મનો પિંડ, ચૈતન્યમૂર્તિ આત્મા, સ્વભાવથી તો રાગાદિને ભોગવનાર નથી. જો સ્વભાવથી જીવ, રાગાદિને ભોગવનાર હોય તો સિદ્ધના જીવો રાગાદિને ભોગવનાર હોય, પણ વર્તમાન વર્તતી પર્યાયમાં રાગાદિ ભાવોને જીવ પરાધીનપણે ભોગવે છે, તેથી વ્યવહાર-નયે, કર્મ-નયે આત્મા પરતંત્રતા

ભોગવનાર છે, એમ સિદ્ધાંતમાં કહ્યું છે. હવે વ્યવહાર-નયથી, કર્મ-નયથી પરાધીનતાને જાણનાર, પરંતુ તેમાં અટકનાર નહિ. એ જ વખતે પોતાના સ્વભાવની સ્વાધીનતા પણ સમજે છે. એકલી પરાધીનતાને જ જો માને અને સ્વાધીનતાને ન માને તો તે એકાંત પર્યાયી, મૂઢ, મિથ્યાદૃષ્ટિ, પાખંડી, અજ્ઞાની છે. એકલી સ્વાધીનતાને માની લીએ તો તે પણ મિથ્યદૃષ્ટિ છે, કારણ કે તે વર્તમાન વર્તતી દશાનો નકાર કરે છે, દ્રવ્ય અને પર્યાયથી વસ્તુને (તેના સ્વભાવને) જેમ છે તેમ, તારે આત્માના કલ્યાણને માટે જાણવી જોઈએ. દ્રવ્ય અને પર્યાયને યથાર્થપણે જે ઓળખે, એટલે પર્યાયની અપેક્ષાએ આત્મા પરાધીનતા ભોગવે છે અને સ્વભાવની અપેક્ષાએ આત્મા સ્વાધીન છે, તેમ જે જાણે તે દૃષ્ટિનું જોર શુદ્ધ દ્રવ્ય-સ્વભાવ તરફ વળી જાય છે. હવે કોઈ પણ નયથી જુએ, કે પ્રમાણથી જુએ, તે અંતરંગમાં આત્મા શુદ્ધ ચૈતન્ય માત્ર જ દેખે છે. સ્યાત્ (સપ્તભંગી)ને કારણે, વશવર્તી કોઈ પણ નયથી જુએ તોપણ અનંત ધર્મવાળું નિજ આત્મ દ્રવ્ય શુદ્ધ ચૈતન્ય-મય જ દેખાય છે. એકેએક ધર્મ આખા ધર્મીને એટલે શુદ્ધ ચૈતન્ય ધર્મને જ બતાવે છે અને એ જ નય, જ્ઞાનનું ખરું ફળ છે. એ જ જ્ઞાનને પ્રમાણજ્ઞાન કહેવાય છે. નયો, કાંઈ રાગ, દ્વેષના વિકલ્પમાં અટકવા માટે નથી પણ વસ્તુ સાધવા માટે છે. ચૈતન્યરૂપી આત્મ-વસ્તુને સાધવા માટે છે. વ્યવહારનયથી એટલે કર્મને આધીન થઈ આત્મા રખડે છે માટે આત્માને પરાધીન કહ્યો છે, એમ જોનારને પણ તે જ વખતે અંતરંગમાં શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ આત્માની દૃષ્ટિ છૂટતી નથી. અનંત ધર્મનો પિંડ ચૈતન્ય સ્વરૂપ આત્મા છે, તેના જ આ ધર્મો છે. ધર્મીના ધર્મ છે. શુદ્ધ ચૈતન્ય

સ્વરૂપ તરફ વલણ કરવું તે આ બધા ધર્મોનો સરવાળો છે. શરૂઆતમાં પણ એ જ ભૂમિકા બતાવી હતી અનંત ધર્મોના આધાર રૂપ એક દ્રવ્ય છે. એક દ્રવ્યમાં અનેક ધર્મો છે. તું અંતરમાં તારા શુદ્ધ ચૈતન્ય દ્રવ્યને એકવાર તો જો. એના માટે જ આ વાત મૂકીએ છીએ. હજી પર્યાયની નબળાઈથી રાગાદિ થાય છે, તેથી કર્મ–નયથી ભગવાન મહાવીરે તને પરાધીનતાનું ભાન કરાવ્યું છે, પરંતુ એકાંત દૃષ્ટિથી તેમાં અટકવાનું કહ્યું નથી. પર સામે જોવા માટે કહ્યું નથી. અંતરમાં તારા પોતાના સ્વભાવ તરફ વાળવા માટે કહ્યું છે.

પરાધીનતા વશે કર્મને ભોગવે છે. સ્વભાવે કર્મને ભોગવતો નથી. હવે પરાધીનતા તો એક ક્ષણિક અંશ છે અને તે જ સમયે આખો અંશી ચૈતન્ય શકિતપણે બિરાજમાન છે, માટે તારા આત્માને શુદ્ધ ચૈતન્યપણે અંતરંગમાં દેખ એટલે સ્વાધીનતાની પણ કબૂલાત કરી લે અને પરાધીનતાની પણ કબૂલાત કરી લે. સ્વભાવે પરાધીનતા કરી નથી. આવી રીતે સમજે તો પરાધીનતા ટાળવા માટે દેવ, ગુરુ, ધર્મને અને શાસ્ત્રનું અવલંબન લીએ, તો પરાધીનતા ટાળીને કેવળ લઈને મોક્ષે જાય.

સાધકને ત્રિકાળી સ્વભાવની દૃષ્ટિપૂર્વકનું જ્ઞાન હોય છે, તે બરાબર જાણે છે, સમજે છે, ખતવણી કરે છે કે મારી પર્યાયમાં જેટલા સંકલ્પ, વિકલ્પ, રાગાદિ થાય છે તેટલી મારી પરાધીનતા એટલે મારી પરતંત્રતા છે તે પરતંત્રતા પરને લીધે થઈ નથી, બીજા કોઇએ કરાવી નથી, બીજાને લીધે થઇ નથી, પણ મારી વર્તમાન વર્તતી પર્યાયમાં હજી પરતંત્ર થવાની યોગ્યતા છે. જો તેમ ન હોય તો કોઈની તાકાત નથી કે પરાધીનતા કરાવી દીએ.

આમ સાધક, જેમ છે તેમ બરાબર સમજે છે અને તે જાણતાં પોતાના ત્રિકાળી સ્વભાવની મોટાઈનું ભાન રાખીને જાણે છે કે હજુ મારી પર્યાયમાં આટલી પરાધીનતા મારે કારણે થાય છે. સાધકને પોતાની પર્યાયમાં (૪ થી ૧૨ ગુણસ્થાનક સુધીમાં) હજુ સર્વજ્ઞપણું નથી, પણ સાધકપણું છે અને સાધક દશામાં બાધક ભાવ પણ સાથે જ વર્તે છે. હવે ગમે તે બાધક ભાવ હોય તે પરાશ્રયે થાય છે. પરનો આશ્રય, બાધક ભાવ કરાવી દેતો નથી, કારણ પરનો આશ્રય પોતે લીએ છે અને એટલી આત્માની પરાધીનતા છે, તેમ ધર્માત્મા જેમ છે તેમ જાણે છે. વળી સ્વ-આશ્રયપણું સંપૂર્ણ થઈ ગયું હોય તો અત્યારે જ સર્વજ્ઞપણું થઇ જાય અને વિકાર કે રાગાદિ બિલકુલ રહે નહિ અને પરાશ્રયપણું બિલકુલ ન હોય તો કેવળજ્ઞાન, કેવળદર્શન હોવું જોઇએ અને સ્વાશ્રય ભાવ બિલકુલ ન હોય ને એકલો પરાશ્રય ભાવ હોય તો મિથ્યાદૃષ્ટિપણું હોય સાધકપણું ન હોય, પણ જેને સાધક દશા વર્તે છે તે દ્રવ્ય અને પર્યાય બન્નેને જાણે છે. પરાધીનતા-સ્વાધીનતાને જાણે છે. પરાધીનતા કેમ ભોગવવી પડે છે, સ્વાધીનતા કેમ આવતી નથી તે પણ જાણે છે. પરાધીનતાને ટાળવા માટે શુભનું અવલંબન પણ લીએ છે અને શુભ અવલંબનને પણ બરાબર જાણે છે. એ રીતે જેમ છે તેમ જાણીને સ્વભાવમાં ટકતાં, પોતાના ત્રિકાળી સ્વભાવની સ્થિરતામાં આગળ વધતાં પરાધીનતાને ટાળતો, સ્વાધીનતાને પ્રાપ્ત કરતો થકો દેવ, ગુરુ, ધર્મના આલંબને વર્તતો થકો આગળ વધે તો પૂર્ણતાને પામે, એકાવતારી થઇ મોક્ષને પામે

———

## સં. ૨૦૧૧ના પ્ર. ભાદરવા વદ ૬ બુધવાર તા. ૭-૯-૫૫.

અહિ ભગવતીજી સૂત્રનું તેરમું શતક, છઠ્ઠો ઉદ્દેશો- ઉદાયન રાજાનો અધિકાર ચાલે છે ઉદાયન રાજાએ ૩૬૩ પાખંડી મતો કેવા છે, કેવી માન્યતાવાળા છે એનું જાણપણું મેળવ્યું છે. તેની સામે સ્વાદ્‌વાદ શૈલીના સમજાવનાર શું કહે છે તે પણ તેણે સમજી લીધું છે. જેમ છે તેમ સમજી લઇને એક સત્‌નો સત્કાર કરે છે, તિરસ્કાર કોઇનો કરતો નથી. એકાંત મતવાળા શું કહે છે તેનું જાણપણું છે. સાથે સાથે ધર્માત્માની દૃષ્ટિ સ્વભાવમાં પડી છે. સ્વભાવની દૃષ્ટિ-પૂર્વક પર્યાયમાં કેટલી મલિનતા છે અને કેટલી નિર્મળતા છે તેનું પણ સાથે જ્ઞાન હોય છે મારી વર્તમાન વર્તતી દશામાં જેટલા રાગ, સંકલ્પ, વિકલ્પ, થાય છે તેટલી મારી હજી પરતંત્રતા છે, તે પરને લીધે થઇ નથી, પણ તેમ થવાની મારામાં લાયકાત છે. જેમ છે તેમ સમજે છે. અજ્ઞાની આ પ્રમાણે જાણી શકતો નથી.

ધર્માત્મા, સ્વભાવની મોટપનું ભાન રાખીને વર્તમાન વર્તતી નબળાઇને, મલિનતાને, અશુદ્ધતાને જેમ છે તેમ જ્ઞાનમાં જાણે છે. હજી સર્વજ્ઞ નથી. સાધક દશામાં છે. સાધક દશામાં બાધકભાવ પણ સાથે સાથે વર્તે છે. રાગ, દ્વેષ બાધકભાવ છે. બાધકભાવ, હું પોતે પરનો આશ્રય કરું છું તો થાય છે, તેટલી મારી પરતંત્રતા છે. સ્વાશ્રયી સંપૂર્ણપણે થઈ ગયો હોત તો કેવળજ્ઞાન કેવળદર્શન થઈ ગયું હોત. આત્મજ્ઞ થયો છું પણ સર્વજ્ઞ થયો છું પણ સર્વજ્ઞ થયો નથી. જો સ્વ-આશ્રય પરિપૂર્ણ થઇ જાય તો સર્વજ્ઞ થાય. સ્વ-આશ્રયનો બિલકુલ ભાવ ન હોય તો એકાંત મિથ્યાદૃષ્ટિપણું છે. ત્યાં બાધકભાવ સાથે સાધકભાવ બિલકુલ નથી.

જેને સમ્યગ્શ્રદ્ધા–જ્ઞાનનો સ્વાશ્રયભાવ અંદરમાંથી ખીલી નીકળ્યો છે અને હજી ચારિત્રમાં અંશે પરાશ્રયભાવ પણ વર્તે છે, રાગ, દ્વેષ, સંકલ્પ વિકલ્પ અંશે, અંશે વર્તે છે, અલ્પ આસક્તિ પણ વર્તે છે. અલ્પ આરંભ પણ ઊભો છે. આવો ધર્માત્મા જીવ (ચોથા ગુણસ્થાનકે) જ્યારે પોતાની પર્યાયની પરાધીનતાને જાણે છે ત્યારે પણ તેની દૃષ્ટિ તો આત્માના ત્રિકાળી સ્વભાવ ઉપર પડી છે. ક્ષાયિક સમ્યગ્દર્શન થયા પછી પણ શ્રેણિક જેવાને–ધર્માત્માને, રાગ, દ્વેષ થાય, પણ ત્યાં ધર્માત્મા પોતાની પરાધીનતાને સમજે છે. હજુ આટલી મારી પરાધીનતા છે, તેમ જાણે છે. પરને લીધે વિકાર થયો, રાગ થયો, ક્રોધ થયો, તેમ માનતા નથી, પણ પોતાનો અપરાધ છે તેમ સમજે છે. આમ જીવ જ્યારે સમજણો થશે ત્યારે કેવળજ્ઞાન લઈને મોક્ષે જશે.

જ્ઞાની ધર્માત્મા કહે છે :– 'હજી મારામાં પરાધીન થવાની કેટલી લાયકાત છે તે હું જાણું છું' જેમ જે તેમ જાણે છે. અંદરમાં જે કંઈ ક્રોધ થયો તે તારો પોતાનો જ અપરાધ છે. અજ્ઞાની બીજાનો વાંક કાઢે છે, પણ તારો પોતાનો વાંક છે એમ સમજને! ચારિત્રગુણમાં રાગરૂપે થવાની લાયકાત છે, પરાધીન થવાની લાયકાત છે. બીજો કોઈ તને પરાધીન કરી શકે તેમ નથી. ભગવાનનું ચારિત્ર, રાગરૂપે પરિણમવાની લાયકાતવાળું નથી.

કોઈએ તમને ઠપકો આપ્યો તેથી તમને દ્વેષ થયો. તમારી લાયકાતથી તે દ્વેષ થયો, ઠપકો આપનારને કારણે નહિ. દુનિયા માને છે કે કર્મનો ઉદય નર્કમાં લઈ જાય છે અને કર્મનો ઉદય દેવગતિમાં લઈ જાય છે તે બરાબર નથી. કર્મ તેમાં શું કરે?

તું ઊંધો પડીને આરંભાદિ ભાવોને વળગ્યો છે, તો તારે નર્કમાં જવું પડશે ઢાંક્યાં કર્મ ઉઘાડાં થયાં, એમ જે કહેવત છે તે બરાબર નથી. કર્મ નિમિત્તરૂપ છે તેમાં ના નથી. પોતામાં હજુ પરાધીન થવાની કેટલી યોગ્યતા છે, તે સમજવું જોઈએ.

આત્મામાં આ પરતંત્રતા ભોગવવાનો ધર્મ, રાગ, દ્વેષ, મલિનતાને ભોગવવાનો ધર્મ, તે ત્રિકાળી સ્વભાવરૂપ નથી, પરંતુ ક્ષણિક પર્યાયને આશ્રિત છે. સ્વભાવરૂપ હોય તો તે ટળે જ નહિ. આત્મા પરતંત્રતા ભોગવે છે પણ ભોગવવવાનો ધર્મ ત્રિકાળી સ્વભાવરૂપ નથી. મોક્ષગામી જીવ બરાબર જાણે છે કે મારો આત્મા શુદ્ધ ચિદાનંદ સ્વરૂપ છે. મારા સ્વભાવને આશ્રીને રાગ, દ્વેષ થતાં નથી.

આમ સ્વભાવ અને પર્યાયનું બરાબર સ્વતંત્રપણે જ્ઞાન કરીને ધર્માત્મા પોતાના સ્વભાવ તરફ સમય, સમય ઢળતો જાય છે, પરતંત્રતાને છોડતો જાય છે, મલિનતાને કાપતો જાય છે આવી રીતે જે બરાબર સમજ્યો છે તે પર્યાયની પરાધીનતાને પણ જાણે છે. પર્યાયની પરાધીનતા તે નયનો વિષય છે, વ્યવહાર-નયનો વિષય છે, અખંડ આત્મ-દ્રવ્ય એ પ્રમાણનો વિષય છે. નયથી જાણે કે પ્રમાણથી જાણે પણ બધાનો સાર તો શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ તરફ ઢળવું એ જ છે. માટે જ્ઞાનીના અનેકાંત ધર્મને વિચારે તો આખો આત્મા જેમ છે તેમ સમજાય પણ પરનો કર્તા બની, પોતાના ત્રિકાળી સ્વભાવને ભૂલી, વર્તમાન વર્તતી પર્યાયને જ ખેંચે તો તે એકાંત ક્રિયાવાદી, પાખંડીમતવાળા મિથ્યાત્વી છે.

ક્રિયા તો જ્ઞાની અને અજ્ઞાની બન્ને કરે છે. પણ અજ્ઞાનીને

૬ સ્યાદ્વાદ શૈલીનું ભાન નથી. સ્વચ્છંદ અને પ્રતિબંધ ટાળવા માટે–

સ્વચ્છંદ એટલે દર્શનમોહ, અને પ્રતિબંધ એટલે ચારિત્રમોહ—તેને ટાળવા માટે, સત્ સમાગમ અને પાત્રતા જોશે, તો જ જ્ઞાનીની ઓળખાણ થશે. બાહ્ય ચારિત્ર–ક્રિયા–મન, વચન, કાયાનું પરિણમન કરવું તે તારા આત્માને આધારે નથી. હું અકષાયી છું એવું અંદરમાં લક્ષ થયેથી, તીવ્ર કષાયરૂપ અવ્રતનાં પરિણામ ટાળીને, શુભ પરિણામ થયાં વિના રહેતાં નથી. મન, વચન, કાયાની જે ક્રિયા થાય છે તે ઉદય અનુસાર થાય છે. ચારિત્ર એટલે બહારની ક્રિયા નહિ, પણ સ્થિરભાવ તે ચારિત્ર છે. શુભ અશુભનો ભાવ તે રાગ, દ્વેષનો ભાગ છે, ચારિત્ર નથી. પરંતુ સળંગ ભાવમાં સ્થિર થવાની જ્ઞાનની રમણતા, એ જ ચારિત્ર છે, એમ જ્ઞાની કહે છે. સંપૂર્ણ શુદ્ધાત્માને લક્ષે ટકી રહેવું તે જ ચારિત્ર છે. આવા ચારિત્ર–ધર્મમાં ટકે તો ધગધગતા અંગારા માથે આવે તોપણ અડોલ રહીને, કેવળ લઇને મોક્ષે જાય.

સાધક–સ્વભાવ તે વ્યવહાર–માર્ગ છે. હું પૂર્ણ શુદ્ધ છું તે નિશ્ચય અને તે નિશ્ચયના (સ્વભાવના) આશ્રય પૂર્વક રાગના ત્યાગ થવારૂપ જ્ઞાનમાં એકાગ્રતાનો પુરુષાર્થ તે વ્યવહાર. જ્યાં નિશ્ચય હોય ત્યાં વ્યવહાર હોય જ અને તે સાધક–સ્વભાવનું ચારિત્ર છે. આ સમજ્યા પછી બધી ક્રિયાઓ લેખે લાગશે.

વ્યવહાર અને નિશ્ચય, એ બન્ને જ્ઞાનમાં અપેક્ષાએ ઘટે છે. આમ જે સમજવા માગતા નથી, સમજ્યા પણ નથી, આકરું છે, મુશ્કેલ છે તેમ કહીને નકાર કરે છે અને કેવળ બહારની ક્રિયા, બહારનું ચારિત્ર મોક્ષ પમાડી દેશે એ રીતે ઉદયભાવની ક્રિયાને આત્માનો ધર્મ માની એમાં જે ટકી રહ્યા છે તે બધા એકાંત

ક્રિયાવાદી, પાખંડી છે, અનંત સંસારમાં પરિભ્રમણ કરનારા છે, જડનો વ્યવહાર જ્ઞાનમાં ઘટાવી શકાય નહિ. વળી નિશ્ચયથી પૂર્ણ સ્વભાવની અપેક્ષાએ તે સર્વ વ્યવહારને હેય માને તો તે વ્યવહાર કથંચિત અપેક્ષાએ સાચો છે. નહિતર તે જ્ઞાનમાં ભેદ પાડનાર, વ્યવહાર–પરમાર્થના લક્ષ વગરનો હોવાથી સાવ ખોટો છે. સંસારમાં પણ માનવી પૂર્ણતાના લક્ષ વિના કામ કરતા નથી. જેને આખા રૂપિયાનું લક્ષ છે તેને પાઈપાઈની કિંમત છે. પાઈપાઈની કિંમત છે તે રૂપિયાના લક્ષે છે.

આ વાતને ન્યાયથી સમજો. ઘણો કાળ અભ્યાસ કરનાર બાણાવળી પણ જો ખરું ટાણું આવે ત્યારે નિશાન તાકવામાં ભૂલ કરે, તો તેનું કાર્ય સફળ થયું ન ગણાય. તેમ જ્ઞાન સ્વરૂપનો નિશ્ચય કરવાનો અભ્યાસ કરનાર મુમુક્ષુ જીવે, રુચિવાળા જીવે, તેવો અભ્યાસ કરતાં ઘણાં વર્ષ કાઢી નાખ્યાં, પૂર્વ કર્મના ઉદય રૂપ શત્રુના નિમિત્ત ટાણે, ભેદ જ્ઞાનનો પુરુષાર્થ ઊભો રાખવા માટે જે નિરંતર અભેદ જ્ઞાન, દર્શન, ચારિત્રનો પ્રયોગ કરીને પૂર્વની ભૂલના કારણે બંધાયેલાં કર્મના ઉદય ટાણે, અપૂર્વ જાગૃતિ રાખી, જો તે કર્મશત્રુનો ક્ષય કરે, તો તેના અભ્યાસની સફળતા. પણ જો આવાં ટાણે પીછેહઠ કરે તો અભ્યાસની નિષ્ફળતા. કોઈ વખતે ૧૦૫ ડીગ્રી તાવ હોય, ઉનાળાનો દિવસ હોય અને ધોમ તડકો હોય, તે વખતે પોતાના શુદ્ધ સ્વરૂપને બરાબર જાણે તો નિશાન બરાબર તાકયું કહેવાય. ઇષ્ટનો વિયોગ અને અનિષ્ટનો સંયોગ પૂર્વ કર્મના ઉદયના કારણે જરૂર દેખાય, તે વખતે અંદરમાં અસ્થિરતાને સ્વીકાર નહિ કરતાં શુદ્ધ વીતરાગ સ્વસંવેદન અનુભવમાં અભેદ રત્નત્રયની ભાવનાના બળથી જ્ઞાનમાં એકાગ્રપણે

ટકી રહેવું, તે જ કર્મના સમૂહને ટાળવાનો અપૂર્વ ઉપાય છે. અનાદિની પૂર્વની ખોટી માન્યતા વર્તમાન પુરુષાર્થ વડે સાચી માન્યતાથી જ ટળે છે.

ઉદય કર્મનું જોર તું ધ્યાનમાં તો રાખ. તે કંઇ જ્ઞાનને અટકાવે નહિ. ગજસુકુમાર–ખંધક મુનિના પાંચસો શિષ્યોનો દાખલો જુઓ. જ્ઞાની તો સમજે છે કે, મારા પોતાના અપરાધને કારણે જ્ઞાન અટકે છે. તું પોતે જો પુરુષાર્થ ન કરે તો કર્મના ઉદયનું જોર નિમિત્ત કહેવાય તું પોતે પુરુષાર્થ કરે તો કર્મના ઉદયનું જોર ગમે તેટલું હોય તોપણ તે તારા જ્ઞાનને અટકાવે નહિ. જો કર્મનો ઉદય જ્ઞાનને રોકી શકતું હોય તો મેતારજ મુનિના આખા શરીરની ચામડી તડ તડ તૂટી, છતાં અડગ રહ્યા, તે કેમ? ઉદય કર્મનું જોર જ્ઞાનને અટકાવે નહિ.

જ્ઞાની ધર્માત્માનો લોકમાં સત્કાર થવો કે ન થવો તે શુભાશુભ કર્મના આધારે છે. બધા ધર્માત્માને લોકો માન આપે તેવું હોતું નથી. બીજા જીવ પર પ્રભાવ પડે તે જ્ઞાનનું કારણ નથી, પુણ્યનું કારણ છે.

મહાન પવિત્ર ધર્માત્મા મુનિ, તદ્ભવ મોક્ષગામી મુનિ, સ્વરૂપની સ્થિરતામાં લીન હોય, તેની પાસે કોઈ આવીને જીવ–હિંસા કરે, શરીર પર કંઇ તુચ્છ પદાર્થ ફેંકે તેથી કંઈ જ્ઞાનીની પવિત્રતા ચાલી જતી નથી. બાહ્યના નિમિત્ત સંયોગોમાં કંઇ લાભ કે હાનિ, જ્ઞાનીઓ જોતા નથી. ભગવાન મહાવીર અંધારી કોટડીમાં પણ સ્વરૂપમાં સ્થિર રહેતા. વળી પૂર્વના અશુભ ઉદયના કારણે પોતાનો સાચો ન્યાયમાર્ગ માર્યો જાય તોપણ જ્ઞાનીને

તેની ઝાંખપ નથી. વાત રહેવી કે ન રહેવી તે પૂર્વના પુણ્યને આધીન છે. અંદરમાં જો કંઇક ઝાંખપ લાગી જાય તો તે સમજ્યો નથી. તેની સમજણ અધૂરી છે.

ઘણા લોકો માને તેના પર સત્યનો આધાર નથી. સત્યને સંખ્યાની જરૂર નથી. ભગવાન મહાવીરના ૧૫૯૦૦૦ શ્રાવક હતા, ત્યારે ગોશાલકના ૧૧ લાખ શ્રાવક હતા.

સાધક–ધર્માત્મા ગમે તેવા પ્રસંગોમાં જરા પણ ચૂક ન કરે. આવા નિશાન તાકવાનાં ટાણાં આવે ત્યારે એકાંત ક્રિયાવાદી લક્ષ ટકાવી શકે નહિ. જ્ઞાની–સાધકને ગમે તેવાં નિમિત્ત આવે પણ સ્વરૂપનું સાચું ભાન રહે અને નિશાન તાકતાં ચૂકે નહિ. આવા સ્વરૂપનું ભાન રહે તો બધી શુભ ક્રિયા સફળ છે.

---

**સં. ૨૦૧૧ના પ્રથમ ભાદરવા વદ ૭ ગુરુવાર તા. ૮-૯-૫૫.**

ભગવતીજી સૂત્ર, તેરમું શતક, છઠ્ઠો ઉદ્દેશો–ઉદાયન રાજાનો અધિકાર ચાલે છે. ઉદાયન રાજા ૩૬૩ નગરીનો ધણી છે. એનો ન્યાય એ કે–૩૬૩ પાખંડી મતો કેવા છે તેનું પૂરું જાણપણું તેણે કરેલું છે. તે સામે સ્યાદ્‌વાદ શૈલી શું કહે છે તે પણ ત જાણે છે. તેનું જ્ઞાન સોળે કળાએ ખીલી નીકળ્યું છે.

પ્રથમ તો દ્રઢ નિર્ણય થઈ જવો જોઈએ કે :– શુભાશુભ ક્રિયા એ મારું સમ્યગ્‌દર્શન નથી, કેવળજ્ઞાન નથી, ઇષ્ટ નથી, મારી જાત પણ નથી, ત્યારે મારું શુ ? એક જ્ઞાયક–સ્વભાવ તેજ મારો ભાવ છે. તે ભાવ, સર્વ ભાવની કર્તૃત્વ બુદ્ધિથી રહિત છે.

૧૨ વ્રત, પાંચ મહાવ્રત, સેવાનાં, દયાનાં પરિણામ તે શુભ પરિણામ છે. શુભ પરિણામ તે પુણ્ય બંધનું કારણ છે. અશુભ યોગનાં પરિણામ તે પાપના બંધનું કારણ છે. જૈનની દીક્ષા લઈને અભવી જીવ પાંચ મહાવ્રતને પરિણામે પુણ્ય બાંધીને નવમી ગ્રૈવેયકે જાય છે. બંધનું કારણ તે આત્માનો ગુણ કહેવાય નહિ, પણ રાગનો અંશ પોતાનામાં હોય અને પોતે સામા જીવને નિમિત્ત થાય, એટલે પોતાને સેવા, દયારૂપ વિકલ્પ–ભલા ભાવ આવે. તે વિકલ્પ ભાવ, જ્ઞાનનો ભાગ નથી. પરંતુ દયાનાં, ભક્તિનાં પરિણામ આવે તે રાગનો–મંદ કષાયનો ભાગ છે એમ એકાંત ક્રિયાવાદી જાણતા નથી. એનાથી મોક્ષ થશે, લાભ થશે, કલ્યાણ થશે એમ તે જીવ માની બેઠા છે.

ધર્મ પોતાના સમ્યગ્જ્ઞાનથી થાય છે, રાગથી નહિ. એકાંત ક્રિયાવાદી, અજ્ઞાની જીવ પૂર્વની રાગ પ્રકૃતિના ઉદયને પોતાનો માને છે. પણ સ્યાદ્વાદ સ્વરૂપના જ્ઞાનીઓ તો પડકાર કરીને કહે છે કે તે પોતાનો ગુણ નથી. જે પોતાનો ગુણ નથી તે પોતાનો ધર્મ પણ નથી. તે રાગનું કર્તવ્ય છે, કષાય છે, તે પોતાના લાભનું કારણ નથી એવાં શુભ કર્તવ્યથી, પરિણામથી મારા આત્માને લાભ થાય એ દૃષ્ટિ એકાંત જૂઠી છે. શુભ પરિણામનો નિષેધ નથી, પરંતુ આવી એકાંત દૃષ્ટિનો નિષેધ છે.

શુભ કર્તવ્યો, જેવાં જ્ઞાનીને હોય તેવાં અજ્ઞાનીને પણ હોય, પરંતુ બન્નેની દૃષ્ટિમાં ફેર છે. જેને પોતાની માની લીધેલી માન્યતા છે કે હું આમ કરું એ વૃત્તિનું ઉત્થાન થયું તે છે શું? તેનો નિર્ણય તો કર. તે મંદ કષાયનો ઉદય છે. તે શુભ પરિણામ છે.

એ રાગનો ઉદય છે. કષાયનો ઉદય છે. કંઈ પણ કરવું એ વૃત્તિનું ઉત્થાન તે કંઈ આત્માનો નિજ ગુણ નથી પણ વર્તમાન પર્યાયનો શુભાશુભ થતો ભાવ જણાય છે. પુણ્યાશ્રવ કે પાપાશ્રવ થતો જણાય છે. મારા સ્વભાવમાં પુણ્યાશ્રવ થયો તેમ માની લીએ છે અને તેની ધર્મમાં ખતવણી કરે છે, તે અજ્ઞાની, પાખંડી છે.

પોતાની ત્રણે કાળની પર્યાય શુદ્ધ છે. ફક્ત એક માન્યતા જ ઊંધી છે. જો માન્યતા સવળી થઈ જાય તો અનંત કાળની શુદ્ધિ થઈ જાય. ઉપયોગ એ ધર્મ, એનો અર્થ શું ? અને એકાંત ક્રિયાવાદી પણ 'ઉપયોગ એ ધર્મ' બોલે તો છે, પણ તેનો અર્થ એવો કરે છે કે બીજા જીવને ન મારવાની પ્રવૃત્તિનો બરાબર ખ્યાલ રાખવો. કોઈ પણ જીવને ન મારવાનો ખ્યાલ રાખવો એ તો દયાભાવ, રાગભાવ, પુણ્યભાવ, શુભભાવ છે એ તો યોગની ક્રિયા છે. એ યોગની ક્રિયાથી મારા આત્માને લાભ થાય અને એ યોગની ક્રિયામાં ઉપયોગ મૂકવાથી ધર્મ થાય એ તો ઊંધી ખતવણી છે. જોગની ક્રિયા તે પરની ક્રિયા છે પરની ક્રિયાને પોતાની માનવી અને તેથી અનંતવાર દયા, સત્ય, અહિંસા પાળ્યાં, પાળે છે અને પાળશે તેથી ભવભ્રમણ ટળવાનું નથી આમાં પંચમહા-વ્રતનો નિષેધ નથી.

પોતાના ત્રિકાળી સ્વભાવને ન ઓળખવાનું ફળ, મોક્ષ હોય કે ચાર ગતિ ? ચાર ગતિ. જો પંચ મહાવ્રત આદિનાં પરિણામ પોતાનો ત્રિકાળી સ્વભાવ હોય તો તે ત્રણે કાળમાં-સિદ્ધોમાં પણ રહેવો જોઈએ. પણ જ્યાં વિકલ્પ છે, અહિંસાની પ્રવૃત્તિ કરવાનો, સત્ય, અચૌર્ય આદિનો વિકલ્પ છે તે આત્માનો ગુણ નથી.

જો પરનું કર્તવ્ય, શુભ રાગ તે મંદ કષાયનું પુણ્યનું કારણ છે તેને ફરજ માને, ધર્મ માને તો તેને છોડવા જેવું કેમ માને? પંચ મહાવ્રત આદિ પાળવાં, એટલે અહિંસા-સત્ય આદિની પ્રવૃત્તિ, મન, વચન અને કાયાથી નવ કોટીએ કરે તે બધી પ્રવૃત્તિ જોગની પ્રવૃત્તિ છે. એ પૂર્વની પ્રકૃતિનું ફળ છે. નામકર્મનું ફળ છે. એટલે મારો સ્વભાવ તો શુભ-અશુભ પ્રવૃત્તિ પૂર્વનાં ફળને કારણે થઈ જાય તેને ફક્ત જાણે, જ્ઞાતા રહીને, દૃષ્ટા રહીને જાણે તે સિવાય બીજું જ્ઞાનનું કાર્ય હોઈ શકે નહિ. જ્ઞાનનું કાર્ય શું, તેનું જેને લક્ષ નથી તેથી શુભ પ્રવૃત્તિ થાય છે, તે ચોગની ક્રિયામાં પોતાના ઉપયોગને જોડીને તેમાં ધર્મ માનનારા એકાંત ક્રિયાવાદી, પાખંડી, મિથ્યાત્વી છે.

હવે સ્યાદ્‌વાદ શૈલી શું કહે છે? 'ઉપયોગ એ ધર્મ,' તેનો લોકોત્તર અર્થ સમજાવે છે, શિષ્ય પ્રશ્ન પૂછે છે.

कहं चरे कहं चिट्ठे, कहमासे कहं सए।
कहं भुंजंतो भासंतो, पावकम्मं न बन्धइ ॥

દ. સૂ અ. ૪ ગા. ૮.

ગુરુદેવ જવાબ આપે છે.

जयं चरे जयं चिट्ठे, जयमासे जयं सए।
जयं भुंजन्तो भासंतो, पावकम्मं न बन्धइ ॥

સ્યાદ્‌વાદ સ્વરૂપના જાણનારા જ્ઞાની પુરુષો કહે છે કે જે કંઈ પૂર્વના કારણે ચોગની પ્રવૃત્તિ ચાલવારૂપે, બોલવારૂપે, ઊભા રહેવારૂપે, ખાવારૂપે, પીવારૂપે, થાય છે, તે ચોગની ક્રિયામાં મારો મહાવીર, ઉપયોગ

જોડવાનું કહેતો નથી. પૂર્વના કારણે યોગની પ્રવૃત્તિ થઈ જાય છે તેની પાછળ 'जयं'–પોતાની ત્રિકાળી સ્વરૂપની યત્ના, સ્વભાવની રક્ષા અને સ્વગુણમાં જો ઉપયોગ હોય તો તે ઉપયોગ એ ધર્મ છે. આવો લોકોત્તર અર્થ સમજ્યા વિના, અનુભવ્યા વિના, માત્ર યોગની ક્રિયામાં ઉપયોગ મૂકી ધર્મ માને, લાભ માને તે એકાંતે ક્રિયાવાદી, મિથ્યાત્વી છે.

ભગવતી સિદ્ધાંતમાં વાત આવે છે. એક સાધુને ગોચરીનો વિકલ્પ આવ્યો અને તે ગોચરીએ જાય છે. પોતાના ત્રીકાળી સ્વભાવની યત્નાપૂર્વક જાય છે. રસ્તામાં ચકલીનું બચ્ચું પગની હડફેટમાં આવી જાય છે અને મરી જાય છે, તો પણ તેને ભાવ–પાપ ન થાય. બીજા એક મુનિને વિકલ્પ આવ્યો કે ગોચરીએ જવું અને જાય છે. મનમાં વિકલ્પ આવે છે કે, ફલાણા ભાઈને ત્યાં આફૂસ કેરીનો કરંડીયો આવ્યો છે, માટે ત્યાં જઉં. રસ્તામાં કોઈ પણ જીવની હિંસા થઈ નથી, પણ પોતાના સ્વરૂપનો ઉપયોગ નથી, એટલે અણુઉપયોગે જાય છે, તેથી પાપનો બંધ જ થાય છે.

બહારથી એક પણ જંતુ મર્યો ન હોય, તોપણ અંદરથી અણુઉપયોગ હોય તો પાપનો બંધ છે જ. બે માણસ લગ્ન પર ગયા. ત્યાં ચીભડાં સમારવા બેઠા. ક્રિયા એક સરખી છે. એકનો ઉપયોગ પોતાના સ્વરૂપની યત્નામાં હોય. બીજો કહે છે કે આજે ચીભડાં એવાં સમાર્યાં છે કે ખાનારા જીભ કરડી રહેશે. બન્નેમાં કેટલું અંતર! સાધુની ચાલવાની ક્રિયા થઈ રહી છે. એક સાધુનો ઉપયોગ સ્વભાવમાં છે, પરંતુ પચેન્દ્રિય જીવની ઘાત થઇ તોપણ ઉપયોગ, સ્વભાવમાં છે. બીજાનો ઉપયોગ આફૂસ કેરી મળે તો

ઠીક, તેમાં છે, પરંતુ એક પણ જીવ મર્યો નથી. એ રીતે સ્વભાવની રક્ષારૂપ ધર્મને ચૂકે, તે એકાંત ક્રિયાવાદી છે જેને સ્વભાવની રક્ષારૂપ ઉપયોગધર્મ પ્રગટ થયો છે, તેની બધી ક્રિયા યત્નાપૂર્વકની જ હોય યોગની ક્રિયા યત્નાપૂર્વક કરતો હોય અને તેમાં ઉપયોગ વર્તતો હોય, તેમાં શુભ ભાવ વર્તતો હોય તોય પાપ, કારણ કે ત્યાં સ્વરૂપની રક્ષારૂપ ધર્મ નથી. સ્વભાવની રક્ષારૂપ ધર્મને ચૂકે તે એકાંત ક્રિયાવાદી છે. સ્વભાવની રક્ષા છે ત્યાં ધર્મ ટકયો છે. બાકી પ્રકૃતિનાં કાર્યો જીવ કરી શકે નહિ, કારણ કે બન્ને દ્રવ્યો સ્વતંત્ર છે. માનવકાયા તે પુદ્ગલ દ્રવ્ય અને આત્મા પણ દ્રવ્ય જેવી રુચિ તેવો પુરુષાર્થ. જેને સાચું ગુમ સમજવાની રુચિ છે તેણે સાચો નિર્ણય કરવો.

કોઇ કહે કે હું બીજાને અર્થે સેવા કરું છું, પણ સ્યાદ્‌વાદ શૈલીના જ્ઞાતા કહે છે-કે ખરું જોતાં કોઈ, કોઈની સેવા કે કાર્ય કરતું નથી. પણ સૌ કોઇ પોતાનું જ કાર્ય કરે છે, પરંતુ પોતે કરવાનો સંતોષ માની લીએ છે. જે શુભ-અશુભ વૃત્તિ રાગના કારણે ઊઠે છે, (પ્રશસ્ત રાગ હોય તો ભક્તિ કરવાની વૃત્તિ ઊઠે છે) તેનુ કતૃત્વ પોતાના અજ્ઞાન ભાવે પોતાની માન્યતારૂપે હોઈ શકે. કોઈ, બીજાની સેવા કરી શકે નહિ સામાના પુણ્યનો યોગ અને પોતાને રાગભાવ પ્રકૃતિના ઉદયનું નિમિત્ત છે તેમ નહિ માનતાં, જો એ જ મારો ધર્મ છે, મારી ફરજ છે, એનાથી મારું કલ્યાણ છે, આત્માને લાભ છે એમ માને તો પોતાના આત્માને અને પરિણામને એકરૂપ માન્યાં, પણ આત્મા તો સ્વતંત્ર નિરાળો છે. તે પોતાના સ્વભાવે શુભાશુભરૂપ હોય નહિ, વિકારી પણ હોય નહિ. માટે પરનુ નિમિત્ત પોતનું માનવું તે એકાંત અજ્ઞાન છે, ઊંધી અજ્ઞાનદશા છે.

કોઈ પ્રશ્ન કરે કે અહિંસા, દયા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ યમ, નિયમ તે પ્રથમ પગથિયું નહિ? તેનો ઉત્તરઃ ભાઈ! પૂર્વના રાગાદિના ઉદયને લઈને અહિંસાના, સેવાના, ભકિતના આદિ શુભ વિકલ્પો ઊઠે છે. તે તમામ વિકલ્પો શું છે તેનો નિર્ણય તો કર. અમે નિર્ણય કરીને કહીએ છીએ કે :– 'પરનાં નિમિત્તનાં પરિણામ, પુણ્યાશ્રવ અગર તો પાપાશ્રવ છે. માટે પરના નિમિત્તે થતાં પરિણામ તે તારા આત્માનો સ્વભાવ નથી. જો પરના વિકારથી પોતાને લાભ હોય તો સ્વતંત્રતાની હયાતી કહેવાય નહિ પર–પરિણતિ એ વિભાવ છે, વિકારી ભાવ છે. જેને એ વિકારી ભાવનો હકાર છે તેને પોતાના ત્રિકાળી સ્વભાવનો નકાર થયો. આમ બાહ્યથી ભજતી શુભ ક્રિયાની પાછળ જો પોતાના સ્વભાવનો નકાર હોય તો તે એકાંત ક્રિયાવાદી છે.

જ્ઞાની કહે છે કે આત્માના નિજ ગુણની, શકિતની અપેક્ષા લેવાય એટલે સદ્‌ભૂત વ્યવહાર લેવાય, પણ પરના નિમિત્તથી પોત્તાનું કામ કેમ થાય? સ્વજાતિ અપેક્ષા લેવાય પણ વિજાતિ ન લેવાય તે કેવી રીતે? હું પૂર્ણ શુદ્ધ છું તેવી જ્ઞાતાની શ્રદ્ધા રાખી, વર્તમાન ઉદયમાન રાગાદિ વિકલ્પો તે શુભ–અશુભ જે હોય તે–તે હું નહિ હું નિર્વિકલ્પ છું અકષાયી છું, હું જ્ઞાતા છું, દૃષ્ટા છું, તે ભાન થયું તે પાત્રતા છે. વ્રત, જપ, તપ, દયા, આદિ ત્યારે જ નિમિત્ત થાય કે હું શુદ્ધ, બુદ્ધ, નિરંજન, નિરાકાર છું, શુભાશુભ ક્રિયાનો અંશ તે હું નહિ, અકષાયી, અવિકારી છું તેમ પરના નિમિત્તનો નકાર કરીને પૂર્ણ જ્ઞાયકની શ્રદ્ધા પ્રગટી હોય, તે પાત્રતા છે. આત્માના ભાન વગર સાચો મંદ કષાય કહેવાય નહિ. આત્માનું ભાન થાય ત્યારે વ્રત, જપ,

તપ, દયારૂપ મંદ કષાય નિમિત્ત થાય, પણ લાભ થાય તેમ નહિ. તે નિમિત્તો સમ્યગ્દર્શન કરી દેશે, આત્માના સ્વભાવને પમાડી દેશે તેમ માનવું અને પોતાની ઉપાદાન શકિતને ભૂલી જવું તે જ એકાંત ક્રિયાવાદીપણું છે, પરંતુ યમ, નિયમ, સંયમની પાછળ આત્માની બોધદશાનું લક્ષ ટકી રહેવું જોઈએ. એ લક્ષ ટકી રહે તો બાહ્ય ત્યાગ નિમિત્તભૂત થાય. પરંતુ જો તે લક્ષ ન હોય અને ગમે તેટલો બાહ્ય ત્યાગ હોય તોપણ તે નિમિત્તભૂત થાય નહિ, પણ પોતે પોતાના સ્વભાવના લક્ષે ઉપાદાનની જાગૃતિ રાખે તો બાહ્ય ત્યાગ નિમિત્તરૂપ થાય, પણ લાભરૂપ થાય નહિ આમ જેમ છે તેમ સમજીને સમ્યક્ ક્રિયાવાદી એક ભવ કરીને પોતાના લક્ષે કરેલા ભાવે જરૂર મોક્ષે જશે. પરંતુ એકાંતક્રિયા કરનાર લક્ષ વગર અનંતભવ રખડનાર છે.



**સં. ૨૦૧૧ના પ્ર. ભાદરવા વદ ૮ શુક્રવાર તા. ૯–૯–૫૫.**

પરિપૂર્ણ જ્ઞાનમાં નિર્ણય થયેલું અબાધિત તત્ત્વ તે સિદ્ધાંત. તેવા ભગવતી સિદ્ધાંતમાં ઉદાયન રાજાનો અધિકાર ચાલે છે. ઉદાયન રાજા ૩૬૩ નગરીનો ધણી છે. તેણે સ્વમત, પરમત, સ્વસમય, પરસમય, જેવા સ્વરૂપે છે તેવા સ્વરૂપે જાણ્યા છે. જૈનશાસનમા ધર્માત્માએ સ્યાદ્વાદ શૈલીથી કહેલા ધર્મ સ્વરૂપને પણ જાણ્યું છે. એકાંત ક્રિયાવાદી શું કહે છે તથા તેની સામે સ્યાદ્વાદ શૈલી શું કહે છે તેની વાત ચાલે છે.

જ્ઞાનીઓ અનુભવપૂર્વક પડકાર કરીને કહે છે કે, વ્યવહાર બે પ્રકારના છે. પરમાર્થ મૂળ હેતુ વ્યવહાર અને વ્યવહાર રૂપ

વ્યવહાર. આ જીવે પૂર્વે અનંતવાર વ્યવહારરૂપ વ્યવહાર કર્યા, પરંતુ સ્વરૂપ અર્થે થયો નહિ એમ શાસ્ત્ર-વાક્યો છે. તે શાસ્ત્ર-વાક્ય ગ્રહણ કરીને કોઈ જીવ સંચોડા વ્યવહાર ઉથાપે અને માને કે પોતે સમજ્યા છે, પણ શાસ્ત્રકારોએ તેવું કહ્યું નથી જે વ્યવહાર પરમાર્થ મૂળ હેતુ વ્યવહાર નથી પરંતુ વ્યવહાર હેતુ વ્યવહાર છે તેના દુરાગ્રહને શાસ્ત્રકારે નિષેધ્યો છે. જે વ્યવહારનું ફળ ચાર ગતિ થાય તે વ્યવહાર હેતુવ્યવહાર કહેવાય અથવા જે વ્યવહારથી આત્માની વિભાવ દશા જરાપણ ન્યૂન ન થાય, મલિન દશા જવા યોગ્ય ન થાય, તીવ્ર ક્રોધાદિ જવા યોગ્ય ન થાય, તે વ્યવહારને વ્યવહારહેતુ કહેવાય, તેનો શાસ્ત્રકારે નિષેધ કર્યો છે, તે પણ એકાંતે નહિ. કેવળ હઠાગ્રહથી, દુરાગ્રહથી પોતાને છાંદે, અથવા તેમાં મોક્ષમાર્ગ માનનારને એ વ્યવહારના નિષેધથી સાચા વ્યવહાર ઉપર લાવવા નિષેધ કર્યો છે. પરમાર્થ મૂળ હેતુ વ્યવહાર જે પરમાર્થને પ્રેરક થાય તેવો છે એટલે સમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા, આસ્થા અગર સત્ ગુરુ, સત્ શાસ્ત્ર, મન, વચન, કાયાની ગુપ્તિ, તથા ઈર્યા સમિતિ આદિ સમિતિનો નિષેધ કર્યો નથી અને તેનો જો નિષેધ કરવા યોગ્ય હોત તો શાસ્ત્ર ઉપદેશીને બીજું શું સમજાવવા જેવું રહેતું હતું ? શું સાધનો કરાવવાનું બાકી રહેતું હતું કે જ્ઞાનીઓએ શાસ્ત્રો રચ્યાં ? જે વ્યવહાર પરમાર્થ સૂચવે તે વ્યવહારથી પરમાર્થ પમાશે એમ શાસ્ત્રોનો આશય છે. માટે તેવો વ્યવહાર જીવે અવશ્ય ગ્રહણ કરવો.

શુષ્ક અધ્યાત્મી, દ્રવ્ય અધ્યાત્મી, નામ અધ્યાત્મી, અથવા તેના પ્રસંગી તે આશય સમજ્યા વિના પરમાર્થ મૂળ હેતુ વ્યવહારને ઉથાપીને પોતાને તથા પરને દુર્લભ બોધીપણું કરે છે. સમ, સંવેગ, નિર્વેદ,

અનુકંપા, આસ્થા ગુણ પ્રગટ થયે, અથવા વૈરાગ્ય વિશેષ નિષ્પક્ષતા થયે કષાયાદિ પાતળા પડે છે, તથા કંઇ પણ પ્રજ્ઞા વિશેષથી સમજવાની યોગ્યતા થયે, તે બધું થયે થકે જે સદ્દગુરુ સમાગમે સમજવા યોગ્ય અપૂર્વ વીતરાગની વાણી તેને નિષેધ કરેલ નથી, પણ શુષ્ક અધ્યાત્મીઓ પોતાની કલ્પનાએ, પોતાને છાંદે, જેમ તેમ વાંચી લઇ, તેના અંતરભેદ થયા વિના, અથવા દશા ફર્યા વિના, વિભાવ ગયા વિના પોતાને વિષે જ્ઞાન કલ્પે છે, તથા ક્રિયા રહિત તથા શુભ વ્યવહાર રહિત થઇ વર્તે છે તે શુષ્ક અધ્યાત્મી અને અજ્ઞાની છે.

જે જીવો બાહ્ય ક્રિયા–દાન, શિયળ, તપ તથા શુભ વ્યવહાર ક્રિયા–પરમાર્થ મૂળ હેતુ–ક્રિયાને ઉથાપવામાં મોક્ષ માર્ગ કલ્પે છે અવ સમજે છે, તે જીવો શાસ્ત્રના કોઇ એક વચનને અણુસમજણ ભાવે ગ્રહણ કરે છે. પરંતુ દાનાદિ ગુણ ક્રિયા ઉથાપવાને શાસ્ત્રને હેતુ નથી જે તેને પોતાની કલ્પનાથી ... છે તે પાખંડી છે. બાહ્ય ક્રિયા સમૂળગી ... ઉથાપવા જેવી નથી. જીવો એકાંત ક્રિયામાં મોક્ષમાર્ગ માને છે, ... જે જીવો બાહ્ય ક્રિ... તથા શુભ વ્યવહારને ઉથાપવામાં મોક્ષમાર્ગ કલ્પે છે તથા ... જીવોએ પોતાની મતિ પ્રમાણે મોક્ષમાર્ગ કલ્પ્યો છે, તે ત્રણ પ્રકારના જીવો ખોટી માન્યતામાં પડયા છે અને તેની દૃષ્ટિ એકાંતિક જૂઠી છે હવે આવી એકાંતિક માન્યતા હોય તેનો નાશ કરી સ્યાદ્વાદ શૈલીવાળા શું કહે છે તે સાંભળો.

હું પૂર્ણ શુદ્ધ છું તેવી જ્ઞાતાની શ્રદ્ધા ને વર્તમાન ઉદયમાન રાગાદિ વિકલ્પો તે હું નહિ, હું અકષાય છું, જ્ઞાતા છું એ ભાન થવું તે પાત્રતા છે. વ્રત, જપ, તપ, ... બ્રહ્મચર્ય,

દયા, શાંતિ ત્યારે જ નિમિત્ત થાય. હું શુદ્ધ છું, શુભાશુભ કષાયનો અંશ તે હું નહિ, હું અકષાયી, અવિકારી છું, એમ પરના નિમિત્તનો નકાર કરીને, શુભ પરિણામનો નકાર કરીને, પૂર્ણ જ્ઞાનની શ્રદ્ધા પ્રગટી તે પાત્રતા છે. આત્માના જ્ઞાન વગર મંદ કષાય કહેવાય નહિ. આત્માનું ભાન થાય ત્યારે વ્રત, તપ, દયા, શાંતિરૂપ મંદ કષાય નિમિત્ત થાય પરંતુ એ નિમિત્ત લાભ કરાવી દેશે તેમ નહિ અને એ જ લાભ કરી દેશે તેમ માનવું તે પોતાની ઉપાદાન શક્તિને ભૂલી જવું, એ એકાંત ક્રિયાવાદીપણું છે, પાખંડ છે. બાહ્ય ક્રિયાની પાછળ આત્માની બોધદશાનું લક્ષ ટકી રહેવું જોઈએ જો ટકી રહે તો પરમાર્થ હેતુ વ્યવહાર બરાબર છે અને તો બાહ્યનો ત્યાગ જરૂર નિમિત્તભૂત થાય પરંતુ તે લક્ષ વિનાનો બાહ્ય ત્યાગ ગમે તેટલો હોય તો નિમિત્તભૂત ન થાય. પોતે પોતાના અતીંદ્રિય જ્ઞાન સ્વરૂપમાં જ્ઞાતાપણે ટક્યો હોય તો બાહ્ય ત્યાગ જરૂર નિમિત્ત થાય છે. જેમ છે તેમ સમજે તો આત્માનું કલ્યાણ થાય કોઈ પણ શુભ પરિણામ આત્માને લાભ કરાડી દીએ તેમ નહિ પોતની ઉપાદાન શક્તિથી લાભ થાય તેમાં તે બધાં નિમિત્ત ગણાય.

પોતાનામાં—નાનામાં નાના બાહ્ય ત્યાગમાં કેટલું જોખમ રહેલું છે તે તો ટાણાં આવ્યે ખબર પડે. દૃષ્ટાંતથી જ્ઞાની સમજાવે છે એક વિધવા બાઈ પાસે ૨૫ લાખની મૂડી છે, તેને અઢાર વર્ષનો એકનો એક યુવાન દીકરો છે પરણાવ્યે દોઢ મહિનો થયો છે અને તે છોકરો પૂર્વના પાપના ઉદયને કારણે ભયંકર માંદગીમાં પટકાયો છે. બાઇ સમ્યગ્દર્શન પામેલી, દેશવિરતિ ધર્મિષ્ટા છે. વૈદ્યને બોલાવ્યા. વૈદ્ય કહે છેઃ— "તારા છોકરાને જલદી ભિલટી કરાવવાની જરૂર છે. માટે અહીં

ગોળ લાવીને મૂક તેના ઉપર જીવતી માખી બેસે કે તુરત તેને જલદી ચોળીને ગોળનું પાણી કરીને જલદી પાઈ દે તો છોકરો બચી જશે. હવે તે બાઈ શું કરે? તે બાઈને પાંચમું ગુણસ્થાન વર્તે છે. તેને તો ત્રસજીવની હિંસાની બંધી છે. અંદરમાં સમ્યગ્‌દર્શન પામેલી છે. બાર વ્રતને પણ પામેલી છે. તેથી તે ધર્મના જોરે બાઈ કહે છે:–"છોકરાને જીવાડવા માટે મારાથી ત્રસજીવ માખીની હિંસા નહિ થાય." આવા કટોકટીના પ્રસંગે દેહ જાય તો ભલે જાય, પરંતુ મારો સમ્યક્‌ ત્યાગ ન જાય. ત્યારે જ ખરો ત્યાગ કહેવાય. ધર્માત્મા બહેન પડકાર કરીને કહે છે:– "નિત્ય એવો મારો આત્મા છે. તેનું નિત્યપણું સમજીને, જાણીને, ત્રણે કાળનું સ્વરૂપ સમજીને ત્યાગ કર્યો છે" આવી રીતે ત્યાગ કર્યો હોય તો ત્યાગ ટકી શકે.

મારો આત્મા નિત્ય છે, ત્રિકાળી છે, જ્ઞાતા–દૃષ્ટા છે. તેવા તે નિત્યપણાના ભાનપૂર્વક ત્યાગ દ્વારા અનિત્યપણાનો રાગ–વિકલ્પ છોડીને નિત્યપણું જાળવી રાખવા, હિંસાના ત્યાગનું દૃઢપણું જાળવી રાખે છે. હું નિત્ય છું, તો મારો ત્યાગ પણ નિત્ય છે. છોકરાનો પ્રેમ તે અનિત્યપણાનો પ્રેમ છે. આમ સમજી ત્યાગમાં દૃઢ રહે તે ખરો ત્યાગી અને એવો દૃઢ હોય તે જ ભવિષ્યનો પ્રસંગ ધ્યાનમાં રાખીને એટલે કે હું ત્રસ જીવની હિંસાનો ત્યાગ કરું છું, રાત્રે પાણી પીવાનો, ઈન્જેકશન લેવાનો ત્યાગ કરું છું વિધવા બાઈને જેવો પ્રસંગ આવ્યો તેવો પ્રસંગ આવે તોપણ ત્યાગમાં દૃઢ રહેવાનું છે, તેવો ખ્યાલ રાખીને ત્યાગ કરે છે. રાત્રે ફણીધર કરડે, ડૉકટર કહે કે ઈન્જેકશન વગર જીવ જશે, તેવા પ્રસંગે પણ–જીવના જોખમે પણ પોતાનો ત્યાગ ટકાવે છે. આવાં જોખમને લક્ષમાં રાખીને ત્યાગ કરનાર પૂર્ણ ત્યાગ સન્મુખ ચાલ્યો જાય,

તેમાં તેને બાહ્ય ત્યાગ જરૂર નિમિત્તભૂત થાય. પોતાના નિત્યપણાના ભાનમાં ટકયો તો બાહ્યનો ત્યાગ નિમિત્તભૂત થયો. આ બાઇ કહે છે કે "ભલે હું નિર્વંશ થઈશ. પરંતુ મારો આત્મા નિર્વંશ થવાનો નથી. છોકરો ભલે ન રહે પણ મારો ત્યાગ ન છૂટે." નાના સરખા ત્યાગના જોખમમાં આખો સંસાર છોડવાની વૃત્તિ આવે છે. વખત આવે તો છોડી પણ દીએ. એવાં જોખમને લક્ષમાં રાખીને ત્યાગ કરનાર પૂર્ણ ત્યાગ સન્મુખ ચાલ્યો જાય તેમાં જરૂર બાહ્ય ત્યાગ તેને નિમિત્તભૂત થાય. અંદર જાગૃતિ હોય તો બાહ્ય ત્યાગ નિમિત્તભૂત થાય. જ્ઞાની કહે છે, 'છૂટયું તે છૂટયું નથી પણ છૂટવાના ભાવે જે છૂટે છે તે છૂટયું કહેવાય.' અલ્પ ત્યાગ કરીને ઘણો ત્યાગ માનવાવાળાને આત્મભાન નથી.

એક આત્મા સિવાય સર્વ છોડવું છે. એક અતીંદ્રિય, જ્ઞાયક ભગવાન આત્મા સિવાય સર્વ છોડવું છે, કંઈ રાખવું નથી, એવા લક્ષમાં ટકીને, ત્રણ કાળનાં જોખમને સમજીને અલ્પ ત્યાગ પણ કરે તોપણ તે ત્યાગ એ પૂર્ણ ત્યાગની પ્રાપ્તિમાં નિમિત્તભૂત થાય. વ્યવહારે એમ કહેવાય કે તે પૂર્ણ ત્યાગની પ્રાપ્તિ કરાવશે, પરંતુ સ્વરૂપનાં લક્ષ વિનાનો, ત્રણ કાળનાં સ્વરૂપને સમજ્યા વિનાનો, ગમે તેટલો ત્યાગ હોય પણ તે આત્મ-લક્ષવાળો ત્યાગ ન કહેવાય. તે તો વ્યવહાર હેતુ વ્યવહાર ગણાય. ત્યાગ નિમિત્તભૂત પણ કયારે થાય ? જો આત્મ-લક્ષવાળો ત્યાગ હોય તો, પરમાર્થ હેતુ વ્યવહાર હોય તો. પણ વ્યવહારહેતુ વ્યવહાર હોય તો તે એકાંત ક્રિયાવાદી, પાખંડી છે.

મારે તો બધી વસ્તુનો ત્યાગ કરવો છે. હું પોતે ત્યાગ
૭ સ્વરૂપી છું. એવો લક્ષ થઇ જાય, આત્મામાં વર્તમાન એવો લક્ષ

...ાય તો આત્મા સહજ સ્વરૂપ ચૈતન્ય જ્ઞાનપિંડ છે, અખંડ ...ય છે, તેમાં પરભાવ ન હોવો જોઇએ. પરભાવ સર્વથા છોડવા યોગ્ય છે, પરભાવનો એક અંશ પણ મારામાં હવે ન રહેવો જોઇએ એમ પૂર્ણતાને લક્ષે થોડા ત્યાગની શરુઆત ન થાય ત્યાં સુધી મારી સાધનદશા અધૂરી છે અને પૂર્ણતાના લક્ષ વગરનો ત્યાગ લક્ષ વિનાના બાણુ જેવો છે તે સમજી લેવું.

આત્માનું જ્યાં સુધી લક્ષ નથી, જ્યાં સુધી પૂર્ણ ત્યાગ સ્વરૂપનું ભાન નથી ત્યાં સુધી ઓઘ દૃષ્ટિએ ગમે તેટલો ત્યાગ કરે પણ લક્ષ વિના દિશા ક્યાં? સન્મુખતા કોની રહે? સન્મુખતા વિના બાહ્ય ત્યાગ નિમિત્તભૂત ન થાય. આવો ત્યાગ પરમાર્થ પમાડશે તેમ પણ ન કહેવાય. ત્રણ કાળનાં જોખમને સમજીને આત્મ–લક્ષે ત્યાગ થાય તો કલ્યાણનો માર્ગ મળી જાય.

જ્યાં સુધી પૂર્ણતાનો પુરુષાર્થ ઊપડે નહિ ત્યાં સુધી જગતની પ્રવૃત્તિ છૂટતી નથી. ભલે ન છૂટે. પણ શ્રદ્ધા તો આત્માના વીતરાગભાવને પહોંચવાની જ હોવી જોઇએ. તે સિવાય આખો સંસાર અનર્થનું કારણ છે. કેટલાક એમ કહે છે કે બને તો એકદમ બને અને ન બને તો થોડું પણ ન બને.

પરંતુ પ્રથમ સ્વરૂપની દૃષ્ટિ પ્રગટ્યા વિના કશું થાય નહિ. ત્યાગની મીઠાશ લાગ્યા વિના ત્યાગ થાય નહિ. ત્યાગ સ્વરૂપી હું પોતે જ છું તેવી શ્રદ્ધા બેઠી તેમાં ત્યાગ રહેલો છે કે નહિ? આ સંસાર છોડવા જેવો છે, ધોળી ધૂળનો રાગ છોડવા જેવો છે, એક આત્મા જ આદરવા જેવો છે, એવો દ્રઢ પાકો સાચો અભિપ્રાયવાળો જો નિર્ણય થયો તો એ પણ શું ત્યાગ નથી? એ પણ ત્યાગ છે.

બાકી તિર્યંચો પણ નાગાં ફરે છે, નાગાં સૂવે છે, ગરમી વેઠે છે, સુખદુ:ખ ભોગવે છે, પણ તેની પાછળ સ્વરૂપની જાગૃતિનું લક્ષ ન હોવાથી એ ખરો ત્યાગ ન કહેવાય.

દુનિયાના જીવો દુનિયાની સાહેબી માટે પુષ્કળ ત્યાગ સેવે છે પણ વસ્તુત: તે ત્યાગ નથી, પણ રાગનું એક ધાંધલ છે. ત્યાગની વાતો તો સૌ કોઈ કરે છે. પણ સામાન્ય રીતના ત્યાગમાં અને જ્ઞાનીના ત્યાગમાં મોટો ભેદ છે. એકાંત ક્રિયાવાદીનો ત્યાગ રાગ માટે છે, જ્યારે જ્ઞાનીઓએ બનાવેલો ત્યાગ સંપૂર્ણ મોક્ષ પદના ઉઘાડ માટે છે. પરભાવ અને પરભાવની શકિતનું માહાત્મ્ય અનાદિનું પડયું છે તે ભાવ છૂટે તો ખરો ત્યાગ આવે.

સંયતિ રાજાની દૃષ્ટિ ગર્દભાલી મુનિ પર પડતાં (જેણે જ્ઞાનમાં પોતાની પાંચમી ગતિ ભાળી છે તે ગર્દભાલી) સંયતિ રાજા કહે છે– " આ મારાં પુણ્યની સત્તા ખોટી અને 'આ મહા સમર્થ ત્યાગીની સત્તા સાચી" એવો અંદરમાં અવ્યકતપણે નિર્ણય થયો એ પણ ત્યાગ છે. સત્પુરુષો કેવા હોય તેનું રાજાને હજી સમજણપૂર્વક ભાન નથી. પણ અંદરમાં અવ્યકતપણે અવિનાશી અખંડ આત્માને સાધનાર સત્પુરૂષોનો ભેટો, એ ત્યાગભાવ ઉપર અવ્યકતપણે આદર થયો. તેનું માહાત્મ્ય થયું પોતાના અખંડ આત્માનું અવ્યકતપણે માહાત્મ્ય આવ્યું. સંયતિ રાજા શિકારનાં લક્ષે નીકળેલો. પૂર્વનાં પુણ્યનાં ઉદયે જ્ઞાની ભેટયા. ત્યાગનું અંદરમાં અવ્યકતપણે માહાત્મ્ય આવ્યું પાત્રતા પ્રગટી. ત્યાં જ કુદરતી રીતે મુનિનું ધ્યાન પૂર્ણ થયું અને મુનિની મહાન ઉપકારી વાણી નિમિત્તરૂપે સરી પડી અને તે રાજાને નિમિત્તભૂત થઈ, ઉપકારી થઈ. રાજા રાજ્ય છોડી, બાહ્ય અભ્યંતર નિર્ગ્રંથ મુનિપદમાં આવ્યો.

ત્યારે વાણી ઉપકારી થઇ ખરી. પરંતુ ક્યારે ? રાજા ઉપાદાનની જાગૃતિમાં આવી ઊભો હતો ત્યારે. એમ સમજીને જે આગળ વધશે તે જીવ આ ભવે અને પરભવે સુખી થશે.

---

## સં. ૨૦૧૧ના પ્રથમ ભાદરવા વદ ૯ શનિવાર તા. ૧૦-૯-૫૫.

ઉદાયન રાજાએ સમ્યગ્દર્શનની અંદર જેટલા નય છે તેનું સ્વરૂપ જાણી લીધું છે. ૩૬૩ પાખંડી મતને સમજી લીધા છે. જે જીવ સમજીને પોતાના સ્વરૂપને આસ્વાદશે તે કેવળ લઇને મુક્તિમાં જશે.

સિદ્ધાંતમાં ક્રિયારૂપ વ્રતોનો સમૂહ વિસ્તારથી કહેલ છે. તે શા માટે કહેલ છે ? સાવદ્યયોગની નિવૃત્તિ માટે કહેલ છે. હવે ત્રણ પ્રશ્નો મૂકે છે. (૧) વ્રતનું લક્ષણ શું ? (૨) ક્રિયારૂપ વ્રતનું ફળ શું ? (૩) સર્વ સાવદ્યયોગનું સ્વરૂપ શું ?

પ્રશ્ન ૧-વ્રતનું લક્ષણ શું ? સર્વ સાવદ્યયોગોની નિવૃત્તિને વ્રત કહે છે અને ક્રિયારૂપ વ્રતોનો સમૂહ જે વિસ્તારથી કહેલ છે તે સર્વ સાવદ્યયોગની નિવૃત્તિ માટે જ છે. સર્વ સાવદ્યયોગનો શબ્દાર્થ કરતાં પ્રત્યેક શબ્દનો અર્થ કરીને સમજાવે છે. સર્વ શબ્દનો અર્થ છે, અંતરંગ અને બહિરંગ વ્યાપાર. સાવદ્ય શબ્દનો અર્થ છે કે પ્રાણોનો છેદ કરવો તેનું નામ હિંસા છે. યોગ-ઉપયોગ લગાડવો, જોડવું. ઉપયોગ બે પ્રકારના છે. (૧) બુદ્ધિ પૂર્વકનો (૨) સૂક્ષ્મ અગર અબુદ્ધિ પૂર્વકનો. આ રીતે યોગના બે ભેદ થયા, એટલે ઉપયોગના પણ બે ભેદ થઇ ગયા. ભાવાર્થ એ થયો કે અંતરંગ અને બહિરંગ પ્રાણનો નાશ કરવા ઉપયોગ લગાડવો, આનું નામ

સર્વ સાવદ્યયોગ થાય છે. એટલે હિંસા તરફ ઉપયોગ લગાડવો અથવા પરિણામને જોડવાં. હવે અંતરંગ સાવદ્ય અને બહિરંગ સાવદ્ય એટલે શું ? અંતરંગ સાવદ્ય એટલે ભાવ પ્રાણનો નાશ કરવો. ભાવ પ્રાણ ચાર છે. અનંતજ્ઞાન, અનંત દર્શન, અનંત વીર્ય અને અનંત સુખ. બહિરંગ સાવદ્ય એટલે દશ પ્રાણનો નાશ કરવોં. બુદ્ધિપૂર્વક હિંસા કરવા ચિત્તનું ઉદ્યત થવું તે સ્થૂલ સાવદ્યયોગ છે અને કર્મોદયવશ અજ્ઞાત ભાવોથી હિંસાને માટે પરિણામોનું ઉપયુક્ત થવું તે સૂક્ષ્મ સાવદ્યયોગ છે, એટલે આ અબુદ્ધિપૂર્વકનો સાવદ્યયોગ છે.

સર્વ સાવદ્યયોગનાં પચ્ચક્ખાણ એટલે સર્વ સાવદ્યયોગથી નિવૃત્તિ કહેવાય છે. તેનું બીજું નામ નવમું વ્રત છે. જો સર્વ સાવદ્યયોગની નિવૃત્તિ અંશરૂપથી છે, તો વ્રત પણ અંશરૂપથી છે અને જો તે સર્વાંશ રૂપથી એટલે પૂર્ણતાથી છે તો વ્રત પણ પૂર્ણ છે. આ વાત ત્રિકાળી જ્ઞાનમાં નિર્ણિત છે, તેમાં કંઇ ફેરફાર નથી.

પ્રાણીઓમાં દયા કરવી તે બાહ્ય વ્રત કહેવાય છે. આત્મગુણઘાતક કષાયોનો ત્યાગ કરવો તે અંતરંગ વ્રત કહેવાય છે. જ્યારે અનંતાનુબંધી અને અપ્રત્યાખ્યાની ચોકડી તથા મિશ્રમોહનીય, મિથ્યાત્વ મોહનીય અને સમકિત મોહનીય એમ ૧૧ પ્રકૃતિનો ત્યાગ થાય ત્યારે અંતરંગ વ્રત કહેવાય. એટલે મોહનીય કર્મના ઉદયથી રહિત જે આત્માનો શુદ્ધ ઉપયોગ છે તે જ ઉત્કૃષ્ટ વ્રત નિશ્ચયથી છે અને તેનું બીજું નામ ચારિત્ર છે, તે નિર્જરાનું કારણ છે. આ વાત ન્યાયથી અબાધિત ત્રિકાળી સિદ્ધ છે.

ન્યાય :- જે પ્રકારે દીવો પ્રકાશન ક્રિયાથી યથાર્થ નામવાળો છે એ જ પ્રકારે આ વ્રત શુદ્ધ ઉપયોગ કે ચારિત્ર, પણ કર્મનાશ

ક્રિયાથી યથાર્થ નામવાળું છે. હવે આવા સર્વ સવદ્યયોગની નિવૃત્તિ માટે પચ્ચક્ખાણ કર્યાં, તેનો અર્થ બતાવ્યો, તેમાં સર્વથા ટકી ન શકાય તો શુભ ઉપયોગ યથાર્થ ચારિત્ર નથી, પણ રૂઢિથી શુભ ઉપયોગ પણ ચારિત્ર કહેવાય છે. પરંતુ શુભ ઉપયોગ ચારિત્ર કર્મની નિર્જરા કરવા સમર્થ નથી, તે માટે નિશ્ચયથી તે યથાર્થ ચારિત્ર નથી, પણ નિશ્ચયથી શુભ ઉપયોગ પુણ્ય બંધનું કારણ છે, તેથી શુભ ઉપયોગરૂપ ચારિત્રને શ્રેષ્ઠ કહેવાય નહિ. શુદ્ધ ઉપયોગ સહિતનાં જ વ્રત તે જ શ્રેષ્ઠ કહેવાય છે. ભાવ – પ્રાણના ઘાતક અનંતાનુબંધી અને અપ્રત્યાખ્યાની કષાય ચારિત્ર જતાં સ્વરૂપરમણ તે જ ઉત્કૃષ્ટ ચારિત્ર છે. આત્માનું સાચું કલ્યાણ એજ ચારિત્રથી થાય છે, કે જે ચારિત્ર કર્મોને દૂર કરવામાં સમર્થ છે. એવું નવમું સામાયિક વ્રત–એવું ચારિત્ર તે શુદ્ધ ઉપયોગરૂપ જ હોય છે અને આનું જ નામ સર્વ સાવદ્યયોગથી નિવૃત્તિ છે. આ નિશ્ચયદૃષ્ટિનું કથન છે. પૂણીઆ શ્રાવકની સામાયિક ભગવાને વખાણી છે તે નિશ્ચય દૃષ્ટિથી વખાણી છે.

હવે વ્યવહાર દૃષ્ટિથી–શુભ ઉપયોગ રૂપ ચારિત્ર ભલું છે, સુંદર છે, ઉપકારી નિમિત્તભૂત છે, એવાં વાકયો શાસ્ત્રોમાં આવે છે, પણ તે કયારે? એ નિર્ણય તું સત્‌ના સમાગમે કરવા અત્યારે જ બેસી જા. આ નિર્ણય તારે જરૂર કરવો પડશે. આ નિર્ણય કર્યા વિના જો તું બોલ્યો તો તારો કયાંય પત્તો ખાશે નહિ હું કોણ, તેનું ભાન થયા પછી, મારું સ્વરૂપ શું છે, તેનું ભાન થયા પછી, જ્ઞાતાના જ્ઞાનમાં રહીને શુભ ઉપયોગ રૂપ ચારિત્રનો નકાર કરીને એકત્વપણામાં ઠરે, સર્વ સાવદ્યયોગની નિવૃત્તિમાં ઠરે, ત્યારે મંદ કષાયરૂપ એટલે શુભ ઉપયોગરૂપ ચારિત્ર જરૂર નિમિત્તભૂત થાય છે, પણ ટકવારૂપ લાભ થયો, તે લાભ

નિમિત્તે આપ્યો નથી પણ પોતાની ઉપાદાન શક્તિથી લાભ થાય, સાથે આવવા રૂપ નિમિત્તભૂત થાય, ઉપકારી થાય, તે લાભ પમાડી દીએ તેમ નહિ. પોતાનો લાભ પોતાને આધારે છે. જ્યારે પોતાનામાં તે ટકયો ત્યારે શુભ ઉપયોગરૂપ નિમિત્ત થાય છે.

ઉત્તરાધ્યાયન સૂત્ર ૧લું અધ્યયન તેમાં એક ગાથા છે તેનો અર્થ દરેક જૈનનાં હૃદયમાં ઊતરી જવો જોઇએ. ૧૪ પૂર્વના સારની એ ગાથા છે. આનંદઘનજી મહારાજે સ્તવનની એક કડી રચી છે તે પણ એ જ અર્થની છે.

> ચિત્ત પ્રસન્ન રે પૂજન ફળ કહ્યું,
> પૂજા અખંડિત એહ;
> કપટ રહિત થઇ આતમ અર્પણા રે,
> આનંદઘન પદ લેહ.

> पुज्जा जस्स पसीयन्ति, संबुद्धा पुव्वसंथुया ।
> पसन्ना लाभइस्संति, विउलं अट्ठियं सुयं ॥

ગાથાનો અર્થ :— **संबुद्धा पसन्ना** = તત્ત્વને જાણનાર જ્ઞાનની પ્રસન્નતામાં, **पुव्व संथुया** = સત્ સ્વરૂપી આત્માની એટલે આત્મિક ગુણોની, **संथुया** = એટલે સ્તુતિ કરીને ટકયો તેનું નામ પૂજા. **पुज्जा जस्स पसीयन्ति** = એટલે એ પૂજા-જ્ઞાનની પ્રસન્નતારૂપ પૂજા. જેના ઉપર પ્રસન્ન થાય તેનું ફળ શું ? **विउलं अट्ठियं सुयं लाभइस्संति** = જ્ઞાનની પ્રસન્નતા રૂપી પૂજાનું ફળ વિસ્તીર્ણ અને અંતમાં મોક્ષ આપનારું શ્રુતજ્ઞાન છે, એટલે અનંતર ફળ, શ્રુતજ્ઞાનની પ્રાપ્તિ છે અને પરંપરાફળ મોક્ષ છે.

આજ ગાથાને અનુસરીને આનંદઘનજી મહારાજ કહે છે :– શાસ્ત્રમાં ગૃહસ્થધર્મના વ્યવહારનો ઉપદેશ આવે, નવમું વ્રત રોજ કરવાનો ઉપદેશ આવે, પાર વગરની ક્રિયાના સમૂહો છે તે કરવાનો ઉપદેશ આવે, તેમાં છ આવશ્યક કરવાનો ઉપદેશ આવે, પણ જેને સ્વ આત્માનું ભાન છે તેને એ છ આવશ્યકરૂપ ક્રિયાના નિમિત્તે, સામાયિકના નિમિત્તે એવો ઉત્કૃષ્ટ ભાવ આવે છે તેથી તે સત્ સ્વરૂપ દેવ, ગુરુ, ધર્મનો આદર કરે છે.

છઠ્ઠા પાઠમાં છ આવશ્યક આવી ગયા, એટલે દ્રવ્ય થકી સાવદ્યયોગનાં પચ્ચક્ખાણ '**તસ્સ ભંતે પડિક્કમામિ, નિંદામિ, ગરિહામિ,**' વગેરે. હવે જીવપદ તે નિજપદ છે તેમ સમજીને પોતાના જ્ઞાનના પુરુષાર્થ વડે એ પોતાની ભાવનાને ઉછાળે છે અને ભાવનાને ઉછાળતી વખતે પુણ્ય, રાગ, માન આદિ વિકલ્પ રહિત ચિત્ત પ્રસન્નતા એટલે સળંગ જ્ઞાનની પ્રસન્નતામાં ટકવું (ચિત્ત એટલે જ્ઞાન) તે પૂજાનું ફળ ક્યારે આવે ? જે કંઈ રાગાદિ, ક્રોધાદિ શુભાશુભ પરિણામ આવી જાય તે શુભાશુભ વિકલ્પને છેદીને હું અખંડ જ્ઞાયક તત્ત્વ અસંગ છું, વિકાર રહિત, નિર્મળ–જ્ઞાન–વીતરાગ છું, એ નિશ્ચયના આશ્રયમાં અખંડ ટકી રહેવા માટે, નિશ્ચલપણે ટકી રહેવાને માટે, પોતાના જ્ઞાન–પુરુષાર્થથી એમ વિચારે છે કે :–વર્તમાનમાં પૂર્વ કર્મપ્રકૃતિના નિમિત્તે રાગનો અંશ અસ્થિરતા રૂપે દેખાય છે, મારી પોતાની નબળાઈને કારણે તે દેખાય છે, પણ તે હું નહિ, એ ભેદરૂપ મલિનતા તે મારો સ્વભાવ નહિ, પાંચ ઈંદ્રિયના વિષયના રાગ દ્વારા ખંડ ખંડ રૂપ જ્ઞાન કરવું તે ખંડિત થાય, તે પણ મારો સ્વભાવ નહિ. હું તો અખંડ છું, અભેદ છું, શુભ–અશુભમાં ખંડ ખંડ થાય તે જિન–

પૂજાનું ફળ નથી. ચૈતન્ય પ્રભુ તો આનંદઘન સ્વરૂપે છે. તેમાંજ અખંડપણે ટકી રહેવું અને તેમાં જે અખંડપણે ટકી રહે છે તેને જ માટે રાગાદિ, પુણ્યાદિ વિકલ્પ તથા કર્મકલંકને નાશ કરવા માટે અખંડિત જ્ઞાનને આહ્‌લાદ કરું છું એમ જ્ઞાનમાં અખંડ થયો તેનું નામ 'પૂજા અખંડિત એહ.' અખંડ થયો એજ પૂજાનું ફળ છે, પણ જેને, હું કર્મથી જુદો છું, મન, વચન, કાયાથી જુદો છું તેવું યથાર્થ ભાન નથી, જ્ઞાન નથી, તે જીવ વીતરાગની પૂજા કરતો નથી, પણ રાગની પૂજા કરે છે. "હે ભગવાન! હું તમારી સેવામાં બેઠો છું" તેમ કહેનાર વીતરાગતાનું આચરણ કરતો હોય, જ્ઞાનના એકત્વપણાને સાધતો થકો, સળંગ જ્ઞાયકતામાં સ્થિર થતો થકો તે વિતરાગતાની સાચી પૂજા કરે છે, પણ જેને પુણ્યાદિની રુચિ છે, પુણ્યના ભાવ કરવામાં વિકલ્પ આવે છે, તેને પર વસ્તુમાં સુખ છે, તે સેવા પૂજા આત્માની નહિ પણ રાગની, જડની, પુણ્યાદિની સેવા કરે છે અને આવી સેવાથી આત્મ-લાભ થાય તેમ નથી. તે ઊંધી ખતવણી કર્યા કરે છે. જ્ઞાનની પ્રસન્નતામાં રહેવું તે પૂજા અને જ્ઞાનની અખંડતામાં ટકી જવું તે તેનું ફળ, એમ જ્યાં સમજણ નથી, ભાન નથી, જ્ઞાન નથી તે એકાંત ક્રિયાવાદી છે. માટે સમજીને જેમ છે તેમ માનીને આગળ વધશે તો જરૂર જીવનું કલ્યાણ થશે.

---

**સં. ૨૦૧૧ના પ્ર. ભાદરવા વદ ૧૦ રવિવાર તા. ૧૧-૯-૫૫.**

ઉદાયન રાજાએ સ્વમત તથા પરમતના ભેદને જાણ્યા છે. સ્યાદ્વાદ શૈલી સમજનારા અનેકાંતવાદ શું કહે છે તે પણ ઉદાયન રાજાએ જાણ્યું છે. પોતાના ત્રિકાળ જ્ઞાનની પ્રસન્નતામાં ટકી રહેવું તે

પૂજા અને અખંડિતપણે ટકવું તે પૂજાનું ફળ, એવું જ્યાં ભાન નથી, લક્ષ નથી, સમજણ કે રુચિ નથી, કેવળ બાહારની પૂજામાં મોક્ષ માની બેઠા છે તે એકાંત ક્રિયાવાદી છે, તે જ અનાદિની અજ્ઞાન દશા છે.

પતિવ્રતા સ્ત્રીને પર પુરુષમાં સ્વપ્ને પણ ચિત્ત ન હોય, તેમ વીતરાગની પૂજામાં ધર્માત્મા બેઠા હોય ત્યારે તેને સહજ એવા જ વિચાર આવે કે હું મારા પોતાના પૂર્ણ વીતરાગ સ્વભાવની સેવા કરું છું આ શુભ વિકલ્પ તે પુણ્ય પરિણામ છે, તે મારો ધર્મ નથી, મારા સ્વભાવનો અંશ નથી. પરમાર્થે જે ભાવે બંધ થાય તે મારો સ્વભાવ નથી, એમ હોવા છતાં કર્મ ઉપાધિવાળાભાવ, પુણ્યભાવ તે જ મારો સ્વભાવ છે, તેનાથી સમ્યગ્દર્શન આવશે તેમ માનવું એ કપટનાં પરિણામ છે. આનંદઘનજી મહારાજ કહે છે, 'કપટ રહિત થઇને આતમ અરપણી' એટલે ચૈતન્ય ભગવાનમાં પ્રીતિ થયા પછી પવિત્ર એક તત્ત્વરૂપ એવું પતિવ્રત પાળ્યાં પછી (ભગવાન મારો પતિ છે) શુભાશુભ પ્રકૃતિનું કોઇ કર્તવ્ય કર્તાબુદ્ધિએ પોતે કરે નહિ, નબળાઇને કારણે થઇ જાય તેને ઠીક માને નહિ અને એનાથી લાભ થશે એમ ધર્માત્મા ત્રણ કાળમાં સમજે નહિ. પુણ્યાદિ સંસારનું ફળ છે, વિકારી કારણથી વિકારી બંધ થાય. એ બંધથી ચાર ગતિમાં ફરે. વિકારી કારણથી અવિકારીને લાભ ન થાય. હું તો વિકાર રહિત, અરે વીતરાગ શુદ્ધ છું, બુદ્ધ છું, નિરંજન છું, એમ કપટ રહિત થઇને આતમ અરપણા કરે, એટલે પોતે પોતામાં આખો ને આખો અર્પાઇ જાય, એટલે એને એવો ભાવ બેસી ગયો કે પોતે દ્રવ્યપર્યાયમાં અખંડિત થયો અને અર્પાઇ ગયા પછી કેવળજ્ઞાન, કેવળદર્શન એટલે આનંદ-

ધન, અખંડ સિદ્ધ પદને પરંપરાએ પામી જાય એ પૂજાનું ફળ છે. આવી પૂજા કર્યા વિના ત્રણ કાળમાં છૂટકો નથી.

જગતના જીવો પૂજાનો અર્થ સમજતા નથી. બહારની ક્રિયામાં પૂજા માનીને બેઠા છે પણ તેમાં તારી મુક્તિ થાય તેમ નથી. પૂજાનો એક અંશ-સાચી પૂજાનો એક અંશ જેને મળે તેને દેવ, ગુરુ, ધર્મ નિમિત્ત છે. એને નિમિત્તરૂપે સ્વીકારીને પોતે અંદરથી જો ઊછળે તો જરૂર નિમિત્ત ઉપકારી થાય તેમ કહેવાય.

સત્ સ્વરૂપ દેવ, ગુરુ, ધર્મ કેવા હશે? બાહ્યમાં હશે કે ભીતરમાં કે જડમા? સર્વજ્ઞ, નિર્વિકલ્પ, વીતરાગ દેવ પૂર્ણ પદમાં સ્થિત છે. સાદિ અનંતકાળ તે જ દેવપદ, ગુરુપદ એટલે જ્ઞાનમાં, શ્રદ્ધામાં રાગદ્વેષ રહિત ચારિત્રમાં જે મોટા તે ગુરુપદ અને તે આત્માના ગુણોના ભંડાર છે. સંસારમાં કોને મોટા માનો છો? લૌકિક કાર્યમાં જે આગળ હોય, મોટા પુણ્યવાળો હોય તે મોટો મનાય છે, પણ તેની સમજણ વિનાની અજ્ઞાન દશામાં ચાર ગતિનો નિર્વાહ થાય છે, તે બધા સંસારના મોટા પણ ધર્મના હીણા જાણવા. વીતરાગ દેવ પુણ્યમાં પણ મોટા અને ગુણમાં પણ મોટા, પણ પુણ્ય તે આત્માનો ધર્મ નથી. માટે પુરુષાર્થ સહિત પરમાર્થ રૂપ ધર્મમાં મોટા તે ગુણમાં મોટા એટલે સદ્‌ગુરુ કહેવાય. ગુણ તે આત્માની રિદ્ધિ છે. (પુણ્યવાન, લક્ષ્મીવાન મોટા ન કહેવાય.) એવો ગુણી જ્ઞાન-લક્ષ્મીવાળો કહેવાય, મોટો કહેવાય, બાકી ઇચ્છા અને ઇર્ષ્યાવાળો તો આખો સંસાર ઊભો છે. સદ્‌ગુણવાળો ધર્મ છે. સર્વજ્ઞાને ધન્ય છે, કે જેણે જ્ઞાન બળના પુરુષાર્થથી પૂર્ણ વીતરાગ પદ પ્રગટ કર્યું. અંતરંગ જ્ઞાન-જ્યોતિના ઉઘાડ વિના બાહ્યનાં નિમિત્તો પણ નિમિત્તરૂપે થતાં નથી.

અહીં કોઈ પ્રશ્ન કરે કે આત્મ-જ્ઞાન થયા વિના દેવ, ગુરુ અને ધર્મની ભક્તિ ન કરવીને? તેનો ઉત્તર આપે છે, તેને ખૂબ સમજનો. કહે છે કે ભાઈ, આત્મ-જ્ઞાન થયા વિનાની ભક્તિ તે રાગની ભક્તિ છે. રાગ તે પૂર્વ કર્મના ઉદય કે સંયોગ છે તે સમયે સમયે આવે છે અને ટળે છે, રાગ તે મોહ કર્મની અવસ્થા છે. તે ઉદયમાં આવી જાય છે, પણ ખરી રીતે કલ્યાણ માટે સમજવાની અપૂર્વ વાત તો જુદી છે. રાગના ત્યાગની ભાવના તારા પોતાના પુરૂષાર્થમાં આવી જાય છે. હવે સમજ, દેવ, ગુરુ અને ધર્મ વીતરાગ છે. મારો દેવ, વીતરાગ કે સરાગ? વીતરાગદેવ ગુરુ પણ વીતરાગને માર્ગે કે સંસારને માર્ગે? વીતરાગના માર્ગે ધર્મ પણ વીતરાગને માર્ગે છે. જો તેની તને ઓળખ હોય તો વીતરાગતાનો તને રાગ ન હોય. પણ વીતરાગનું-દેવ, ગુરુ, ધર્મનું બહુમાન હોય અને ત્યાં જ દેવ, ગુરુ, ધર્મની ભક્તિ છે, વિનય છે, પણ રાગ રાખ્યે કંઈ ધર્મ ન થાય. પ્રશસ્ત એટલે ભલા રાગથી પણ પુણ્યનો બંધ છે, સંસાર-બંધન છે, વીતરાગતા નથી. મોક્ષ તો વીતરાગતાથી જ છે, એવી શ્રદ્ધા રાખીને જ્યાં ઊપડયો ત્યાં રાગના ત્યાગની ભાવનામાં પુરુષાર્થ આવી જાય છે.

મારા દેવ, ગુરુ અને ધર્મ, ત્રણે વીતરાગ છે. તેવી યથાર્થ સમજણ અને સાચી ઓળખ હોય તેને સંસારનો તીવ્ર રાગ ન હોય, એટલે રાગનો રાગ ન હોય. રાગનો રાગ, તેનું જ નામ સંસાર. વીતરાગ ભાવની ઓળખાણવાળા હોય, વીતરાગનું બહુમાન હોય, ભક્તિ હોય, વીતરાગ તરફ સમર્પણ હોય તે જ દેવ, ગુરુ, ધર્મની ભક્તિ છે, સત્ પુરુષનો વિનય છે. ગૌતમ ગણધર કહે છે કે 'ભગવંત! હું તમારો પ્રથમ ગણધર અને મને કેવળજ્ઞાન ન

થાય ?' ભગવાન કહે છે, 'રાગ ન છૂટે ત્યાં સુધી કેવળજ્ઞાન ન થાય.' પણ રાગ છોડયે કેવળજ્ઞાન પ્રગટે.

ભકિતની વાત કરી. હવે સ્વાધ્યાયની વાત કરે છે. બહેનોને ઘણા થોકડા–અધ્યયનો મોઢે હોય છે, તેને ફેરવવા, બોલી જવા, તેને સ્વાધ્યાય માને છે, પરંતુ તેના સ્વરૂપને સમજયા વિના છૂટકો નથી. સ્વાધ્યાય એટલે સ્વ–તત્ત્વનું વાંચન, શ્રવણ અને મનન (ઘોલન) વીતરાગની વાણી અને તેનું વાંચન એ બાહ્ય નિમિત્તો છે. સિદ્ધાંતો પણ બાહ્ય નિમિત્તો છે, તે પુણ્યના સંયોગે છે, એટલે પુણ્યના સંયોગ છે તો તે વાણી પણ છે, તે સંબંધી શુભ ભાવ તે પુણ્ય પરિણામ છે, પણ તે શુભ પરિણામ રૂપ વિકલ્પની પાછળ સ્વાધ્યાય, અકષાયી જ્ઞાતાના જ્ઞાનનું ભાન, સ્વ–તત્ત્વ છે તે હું એ રાગાદિ વિકલ્પોવાળો નથી, શુભ પરિણામવાળો નથી, બંધના કારણોવાળો નથી, હું તો જ્ઞાતા વીતરાગ જ છું. મારું વર્તન જ્ઞાન માત્ર જ છે, એવા લક્ષના ભાનમાં સળંગ જ્ઞાયકતાની પુષ્ટિના જોરે, જ્ઞાયકતાની વૃદ્ધિ અતીંદ્રિય આત્માંના જ્ઞાનમાં કરતી વખતે બાહ્ય સંયોગો, દેવ, ગુરુ, ધર્મ નિમિત્ત થાય છે. પણ જે પ્રમાણે કહેવાય છે તે પ્રમાણે જ હોય તો સ્વાધ્યાય યથાર્થ છે, તે પ્રમાણે ન હોય તો એકાંત ક્રિયાવાદ, પાખંડી અને અજ્ઞાન દશામાં પડયો છે.

જ્ઞાની કહે છે કે– ભવ્ય જીવો, તમે કર્મજનિત અનેક અંતરંગ અને બાહ્ય અવસ્થાઓને ત્રણ કાળમાં પોતાની ન માનો તે તો પરાશ્રય અવસ્થા છે. તીર્થંકર નામકર્મની અવસ્થા પણ પરાશ્રય અવસ્થા છે, તેમાંથી આસકિતપણું છોડ. એના મહા મોહમાં પડી અનાદિ કાળથી ઇષ્ટ વિયોગ, અનિષ્ટ સંયોગ આદિ

ઘોર કષ્ટને પામ્યો છે. તેના જ ભલા ભાવરૂપ પુણ્યનો સ્વાદ લેતાં લેતાં, હજુ સુધી તૃપ્તિ પામ્યો જ નથી. સંસારનો પાર પણ પામ્યો નહિ. ભવોભવમાં જન્મ–મરણનાં કષ્ટને પામ્યો, ઉન્મત્તની માફક ચેષ્ટા કરતો રહ્યો પરંતુ પોતાનું સ્વરૂપ, પરમાત્મ–તત્ત્વ, પરમ વીતરાગ, નિરંજન, નિર્વિકલ્પ, જ્ઞાતા–દ્દષ્ટાને ઓળખ્યો જ નહિ, તેને ઓળખ્યા વિના મોક્ષ ન થાય. બહુ તો પુણ્ય સમૃદ્ધિ ચાલી આવે, માટે હવે તો સ્વરૂપને ઓળખ. ઓળખીને એના તરફનો ઉપયોગ સાધ, સ્થિરતાને ભજ, અને અતીંદ્રિય, આનંદમય, પરમ અમૃતમય સ્વાદને ભોગવ, એ ભોગવટામાં બધાંય નિમિત્તો ઉપકારી થઇ પડશે.

જીવનો ચારિત્રગુણ છે અને તે ત્રિકાળી શુદ્ધ છે. પણ ચારિત્ર મોહનીય કર્મના ઉદયે અને પોતાની કચાશને કારણે એમાં વિકાર આવ્યો છે. પ્રશસ્ત, અપ્રશસ્ત રાગ આવ્યા છે. ચારિત્ર–મોહનીય કર્મના ઉદયની, આત્માના ચારિત્રગુણની રાગ, દ્વેષ રૂપ વૈભાવિક અવસ્થા છે, તેથી મોહનીય કર્મના બે ભાગ પાડી દીધા છે. એક દ્રવ્યમોહ અને બીજો ભાવમોહ પૌદ્ગલિક ચારિત્રમોહ તે દ્રવ્યમોહ છે અને તેના નિમિત્તથી થતાં, પોતાની નબળાઈને કારણે થતાં પ્રશસ્ત, અપ્રસ્ત, રાગ, દ્વેષરૂપ પરિણમન તે ભાવમોહ છે. પુદ્ગલની એક વૈભાવિક અવસ્થા તે ચારિત્રમોહ છે, તે રાગ છે, પણ પુરુષાર્થ દ્વારા પોતે પોતાની વીતરાગતામાં ટકી જાય તો બધાં નિમિત્તો નિમિત્તરૂપ છે, પરંતુ જ્ઞાતાના જ્ઞાનમાં વીતરાગતાનો ભાવ લક્ષમાં લીએ નહિ, વીતરાગતાનો આદર–સત્કાર કરે નહિ અને શુભમાં જ પડ્યો રહે, તેમાં જ મોક્ષ માને અને આપણે કરતા હોય તે કરીએ એમ માનનારા

અજ્ઞાની, મિથ્યાત્વી છે, માટે જેમ છે તેમ સમજીને જે જીવ સ્વરૂપમાં ઠરશે તે એક ભવ કરીને મોક્ષમાં જશે.

---

## સં. ૨૦૧૧ના પ્ર. ભાદરવા વદ ૧૧ સોમવાર તા. ૧૨-૯-૫૫.

ભગવતીજી સિદ્ધાંત, તેરમું શતક, છઠ્ઠો ઉદ્દેશો, ઉદાયન રાજાની વાત ચાલે છે. રાજા આવી દશાને કેવી રીતે પામ્યો કે જેની દશામાં સ્વમત અને પરમત ઝળકી રહ્યા છે. સમ્યક્ ક્રિયા કોને કહેવાય તેનું યથાર્થ પરિણમન થઈ રહ્યું છે. અક્રિયાવાદી, વિનય-વાદી, અજ્ઞાનવાદીનું રહસ્ય સમજાય તે પહેલાં આ વાત હૃદયમાં ઉતારજો આ રાજા એમ કહેવા માગે છે કે, પાંચે આશ્રવોથી રહિત, નિર્મળ, નિજ શુદ્ધ આત્માના જ્ઞાનથી ઉત્પન્ન થયેલું નિત્યાનંદ અમૃત સુખનો આસ્વાદ તે સ્વરૂપ પરિણત નિર્વિકલ્પ સ્વ-સ્વરૂપની પોતાનાં ધ્યાન વડે પ્રાપ્તિ છે આ વાતને અલ્પ શબ્દોમાં કહીએ તો આત્મા ધ્યાનગમ્ય છે, શાસ્ત્રગમ્ય નથી, પણ જેને શાસ્ત્ર સાભળવાથી, સત્ પુરુષના સમાગમથી ધ્યાનની સિદ્ધિ થાય તો જ આત્માનો અનુભવ કરી શકે છે. તે સિવાય બીજા એકાંત દૃષ્ટિમાં જ પડ્યા છે.

જે જીવો સ્વરૂપને પામ્યા, તે પોતાના ધ્યાનથી જ પામ્યા છે. શાસ્ત્રશ્રવણ તો ધ્યાનનો ઉપાય છે. સત્‌સમાગમના સંદેશાઓ તે બધા ધ્યાનના ઉપાય છે. એમ સમજીને અનાદિ અનંત પારિણામિક ભાવમાં પોતાનાં પરિણામને લગાડી દીઓ. આત્મા તો નિર્વિકલ્પ છે. ભગવાન આત્મા નય, પ્રમાણ, નિક્ષેપાથી રહિત છે, સાત નયથી પણ રહિત છે. આત્માનું પરમ તત્ત્વ તો કેવળ આનંદરૂપ છે. જગતના જીવો અનાદિથી એકાંત ક્રિયાવાદમાં લાગેલા પડ્યા છે. બિચારા, બાપડા

વૃથા ક્લેશ કરી રહ્યા છે. એક શુદ્ધ આત્મા જ ઉપાદેય છે. તે સિવાય બીજું જે કંઈ છે તે ત્યાગવા યોગ્ય છે. રાજાની ચેતના પડકાર કરી રહી છે કે આત્મા પોતે કેવળજ્ઞાન, કેવળદર્શનમય છે. પર વસ્તુનો યત્કિંચિત્ માત્ર આશ્રય નથી, સહાયતા નથી, પણ પોતે જ સર્વ વાતમાં પરિપૂર્ણ એવો જ્ઞાનદર્શનવાળો છે, જેનો કેવળ સુખ અને આનંદ સ્વભાવ છે અને જે અનંત વીર્યવાળો છે તે ઉત્કૃષ્ટ અરિહંત પરમેષ્ઠીથી અધિક સિદ્ધરૂપ શુદ્ધાત્મા છે, એમ માનો.

પરમાત્માના બે ભેદ છે. શરીરી પરમાત્મા અને અશરીરી પરમાત્મા. શરીરી એટલે દેહધારી અને અશરીરી એટલે દેહ રહિત. શરીરી પરમાત્મા તે અરિહંત ભગવાન છે, તે સાકાર પરમાત્મા છે. જેને શરીર નથી તેવા અશરીરી પરમાત્મા તે નિરાકાર સિદ્ધ પરમેષ્ઠી છે અને નિરંજન સ્વરૂપ પરમ પારિણામિક ભાવ છે. તે શરીરી પરમાત્માથી પણ ઉત્તમ છે, તે જ સિદ્ધ રૂપ શુદ્ધાત્મા ધ્યાન કરવા યોગ્ય છે. શરીરી પરમાત્મા તેરમે ગુણસ્થાને છે. અશરીરી પરમાત્મા સિદ્ધ છે. સિદ્ધ પરમેષ્ઠી જેવું જ મારું સ્વરૂપ છે, તે ઉપાદેય છે અને ધ્યાન કરવા યોગ્ય છે.

જે સિદ્ધાલય છે તે દેવાલય છે. અર્થાત જેવો આત્મા સિદ્ધ–લોકમાં બિરાજી રહ્યો છે તેવો જ આત્મા આ ઘર–દેહમાં બિરાજે છે અને એ જ પરમાત્મા ઉપાદેય છે. આમ ઉદાયન રાજાએ પોતાના જ્ઞાનમાં જાણ્યું છે. તું પણ સ્થિર થઈને જ્ઞાનાનંદ નિજ શુદ્ધ આત્માને જાણ. નિર્વિકલ્પ સમાધિમાં સ્થિર થઈને તેને તું જાણ. પરમાત્મ સ્વભાવથી વિપરીત તેવા પાંચે ઇંદ્રિયોના વિષયો તેમાં સુખ અને આનંદ તેવાં વિકલ્પ પરિણામોને

દૂરથી જ ત્યાગ. તે વિકારી પરિણામોનો સર્વથા ત્યાગ કર. જ્યાં વીતરાગતા છે ત્યાં જ નિર્વિકલ્પ સમાધીપણું છે. આ રાજાને નિર્વિકલ્પ સમાધિ થઈ ગયેલ છે. જેમ શંખ શ્વેત જ હોય તેમ નિર્વિકલ્પ સમાધિ, વીતરાગતા રૂપ જ હોય. શુદ્ધ ચેતનાલક્ષણને ધારણ કરવાવાળો જે શુદ્ધાત્મા તે જ ધ્યાન કરવા યોગ્ય છે. અહો જગતના જીવો ! તમે તેનું જ ધ્યાન ધરો.

આ આત્માનું, તું વીતરાગ સ્વ-સંવેદન-જ્ઞાનથી ચિંતવન કર. બાકી કોઈ રીતે તે પ્રગટે તેમ નથી. આત્મા સદાય નિર્વિકલ્પ સમાધિમાં લીન છે. સમ્યગ્દ્રષ્ટિને, શ્રાવકને, સાધુને તો આ આત્મા પ્રિય છે, ઈષ્ટ છે, વહાલો છે. જ્યારે પ્રથમનાં બે ધ્યાન (આર્તધ્યાન અને રૌદ્ર ધ્યાન) છૂટી જાય છે ત્યારે ધર્મધ્યાનમાં આત્માનું ધ્યાન થઈ શકે છે, માટે આત્મા ધ્યાનગમ્ય છે. જ્ઞાની કહે છે કે— જે શુદ્ધ, બુદ્ધ, સર્વવ્યાપક, સર્વથી અલિપ્ત આત્મા છે, શુદ્ધાત્મા છે તેનું તું વીતરાગ નિર્વિકલ્પ સમાધિમાં સ્થિર થઈને ધ્યાન કર. આ રાજા સ્વ-સમય અને પર-સમયને જાણી ગયો છે જે કેવળ-જ્ઞાનાદિ વ્યક્તરૂપે આત્માનો સાર છે. શક્તિરૂપ છે, તેને વ્યક્તરૂપ કરવું છે, તેનું કારણ વીતરાગ સ્વ-સંવેદન-જ્ઞાન-સ્વરૂપની ભાવના જ ઉપાદેય છે.

રાગાદિ વિકલ્પનો નિર્વિકલ્પ સમાધિથી આત્મા જે સમયે નાશ કરે તે જ સમયે આત્મા ઉપાદેય રૂપ મોક્ષ-સુખનું કારણ છે તેથી તે પોતે જ ઉપાદેય છે. વ્યવહારે ધર્મ ઉપાદેય છે. જાણક એવું જ્ઞાન અને આત્મા તે જુદાં ન પડે. ગોળથી ગળપણ જુદું ન પડે. પાણીથી નિર્મળતા જુદી ન પડે ઉષ્ણપણું અને પ્રકાશ એક રૂપ છે. તેમ ભગવાન્ આત્મા દેહમાં છે તેમાં પ્રકૃતિના

નિમિત્તે જે અસ્થિરતા થાય છે તે પરના નિમિત્તે જણાય છે, પણ પોતાના ત્રિકાળી સ્વભાવમાં અસ્થિરતાનો પ્રવેશ થઈ ગયો નથી. તે તો પર દ્રવ્યોના પરભાવોનું પરપણે પરિણમન થાય છે તેમાં મારે ખેદ, ખિન્ન થવાનું કંઈ કારણ નથી. જો જીવ પૂર્ણાનંદના એક રસની રુચિ-જિજ્ઞાસા એક જ વખત કરે તો અંશે પ્રગટતો, પ્રગટતો આગળ વધીને પૂર્ણ થઈ જશે.

કોલસાના દૃષ્ટાંતથી જ્ઞાની સમજાવે છે. કોલસામાંથી અગ્નિ નીકળી. અગ્નિ કોલસાના આકારે પરિણમી ગયેલી જણાય છે, પણ કોલસારૂપ થઈ નથી. અગ્નિ તો એકાકાર ઉષ્ણરૂપે રહે, પણ કોલસારૂપ ત્રણ કાળમાં થઈ જાય નહિ, તેમ ચૈતન્ય-જ્યોત વર્તમાન દેહમાં રહ્યા છતાં શું દેહરૂપે થઈ જાય? ના.

**જડ તે જડ ત્રણ કાળમાં,**
**ચેતન ચેતન તેમ,**
**પ્રગટ અનુભવ રૂપ છે,**
**સંશય તેમાં કેમ?**

મન, વાણી, દેહના સંયોગોમાં જણાતો જીવ-મન, વાણી, દેહ થઈ જતો નથી. તેને તો પોતે પોતારૂપ અને પર તે પરનારૂપે એવો આત્મા ક્રોધ, માન, માયા, આદિ પુદ્‌ગલના વિકાર તથા પોતાના ગુણોને જેમ છે તેમ જાણે છે, જ્ઞાતા, દૃષ્ટાપણે રહે છે. આઠ કર્મનાં આવરણ મન, વચન, કાયાના યોગમાં સાથે જ અને અત્યંત નજીક રહેવા છતાં પણ કોઈ વખતે આત્મા તે રૂપે થઈ ગયો નથી. હું મારામાં જ છું, પરમાં નથી, એમ જાણ્યું, માન્યું અને સ્વીકાર્યું, એટલે પરની ભ્રમણા ટળી અને મારો જ્ઞાન-

સ્વભાવ ગમે તે પ્રવૃત્તિમાં નિમિત્ત થતો જણાય છે પણ તે રૂપ થતો જ નથી.

જ્ઞાન-ગુણ જ્ઞાનથી જ પ્રગટે છે. મારી સાચી સમજણ શક્તિ એ જ મારો ધર્મ છે. મારી શ્રદ્ધામાં જ્ઞાન-સમુદ્ર ભર્યો છે. જ્ઞાનીની દરેક અવસ્થા જ્ઞાનરૂપે થાય. એકાગ્રતા એટલે શું ? એકાગ્રતા એટલે જ્ઞાનને મુખ્યમાં લક્ષમાં રાખીને તેમાં જો તું ટક્યો તો તું ફૂલ્યો. હુ જ્ઞાન, અને જ્ઞાનની પ્રતીતિ અનાદિથી શક્તિરૂપ એ બધું પડ્યુ છે તેને પ્રગટ કરવું એ પોતાના પુરુષાર્થને આધીન છે. સંસારની સમજણ અને દુનિયાનું ડહાપણ કોરે મૂકે ? હું કરું, હું રાખું તે સંસારમાં રખડવાનું કારણ છે, પણ જ્ઞાનની સમજણ અને જ્ઞાનનું ડહાપણ તે અનંત જ્ઞાનાનંદમાં લીન થવાનું કારણ છે. મારી શક્તિ મારા જ્ઞાનમાં છે, એવું સ્વ-સંવેદનજ્ઞાન પરાવલંબન રહિત છે, એવી શ્રદ્ધા, જ્ઞાન અને ચારિત્ર એ જ પુરુષાર્થ છે.

સમભાવ એટલે શું ? સમભાવ એટલે હું જ્ઞાન-વીતરાગ છું. તમે તમારામાં તમને જાણો, માનો, ટકો, સ્થિર થાઓ તે આત્મિક સુખનો શાશ્વત માર્ગ છે, તે જ સમભાવ છે. અનંત જ્ઞાનીઓએ એમજ કહેલ છે, પણ જ્યાંસુધી આ વાત કાળજે ન બેસે, પોતાની પાત્રતા કે યોગ્યતા ન થાય ત્યાંસુધી કેવળજ્ઞાની પણ તેને કેવી રીતે નિમિત્ત થાય ? ભગવાન મહાવીર પણ કેવી રીતે નિમિત્ત થાય ? કોઈ પણ નિમિત્ત ન થાય. સમજ, ભાઈ ! સૌ સ્વતંત્ર છે. છયે દ્રવ્ય સ્વતંત્ર છે. પાત્રે પ્રભુતા પ્રગટે, પ્રગટે ને પ્રગટે, પરંતુ જેની દશામાં પરનું કર્તૃત્વપણું ઊભું છે, પરની ક્રિયાથી સ્વનો ઉદ્ધાર થાય તેમ માનીને બેઠા છે, એટલે જેની દશામાં પરના કર્તૃત્વપણા સાથે રાગ, દ્વેષ

છે તેને સર્વજ્ઞ પણ નિમિત્તભૂત થાય તેમ નથી. સર્વજ્ઞ પણ એવા જીવોને સમજાવી શકે નહિ.

પોતાના તત્ત્વની પોતાને રુચિ થયા વિના જ્ઞાનીનો બોધ પણ ક્યાંથી નિમિત્ત થાય? શી રીતે અસર કરે? સાચા ખોટા ન્યાયની તુલના કરવાની પરીક્ષક બુદ્ધિ ન હોય તો પોતાની સ્વતંત્રતા ક્યાંથી પ્રગટે? એ તો પોતે પણ ડૂબે છે અને આશ્રિતોને પણ ડૂબાડે છે.

અનંતકાળથી શું નથી કર્યું? શું બાકી રહ્યું? અપૂર્વ શું કર્યું? અપૂર્વ કર્યું હોત તો વર્તમાનમાં આ દશા ન હોત. માખણ બન્યા પછી માખણ ફીટી ન જાય. નિરાકુલ સુખ-સ્વરૂપની છેલ્લામાં છેલ્લી દશા (સ્વતંત્ર દશા) નિરાવલંબન પરમ સુખ અતીંદ્રિય આનંદ તે મોક્ષ દશા છે તેની વર્તમાન અવસ્થામાં કચાશ છે. વર્તમાન દશામાંથી કચાશરૂપી દોષ ભળતાં જ, લાભ પમાડી દેશે એમ માની જ્ઞાનાનંદ જ્ઞાનથી જો સ્વરૂપમાં ટકી જાય તો જીવ એક ભવ કરી મોક્ષમાં ચાલ્યો જાય. જે જીવ તેમ માનતો નથી, સ્વીકારતો નથી તે એકાંત ક્રિયાવાદી છે, મિથ્યાદષ્ટિ છે, પાખંડી અનંત સંસારમાં ભટકનારો છે.

રાજા ઉદાયને તેવાં સ્વરૂપને પણ જાણ્યું છે અને સ્યાદ્વાદ શૈલીનું પણ તેને જ્ઞાન છે. તે સ્વરૂપ કેવું છે તે હવે સમજાવે છે. સર્વજ્ઞદેવ, નિર્ગ્રંથ ગુરુ, શાસ્ત્રની ભક્તિને ધર્માત્મા બાહ્ય નિમિત્ત માને છે. તમે પણ તેને બાહ્ય નિમિત્ત જ માનજો. રાજા માને છે કે મારું સ્વરૂપ રાગ રહિત છે. રાગ રહિત એવો સ્વરૂપ-આનંદ કરવો, રમણુતા કરવી એ જ મોક્ષનો માર્ગ છે. અજ્ઞાની બાહ્ય ક્રિયાકાંડથી (શુભ પરિણામ રૂપ પુણ્યથી) ધર્મ માને છે. સંપ્રદાયનું

નામ ધારણ કરવાથી કે સંપ્રદાયમાં જન્મવાથી જૈન થવાતું નથી, પણ ગુણથી જૈન થવાય છે. જૈન, મોહ, રાગ અને દ્વેષને જીતનારો છે. ધર્મી જીવ ભક્તિના રાગને પણ ઉપાદેય માનતો નથી. રાગ તે હિતકર્તા નથી. ત્રિલોકીનાથની ભક્તિના રાગને પણ તે ઉપાદેય માનતો નથી. એમ માનતો થકો સંસારના ભૂંડા રાગથી, અશુભ રાગથી, બચવા દેવ, ગુરુ, ધર્મની ભક્તિને સેવે છે. અશુભથી બચવા માટે શુભમાં આવે છે તે ઉપદેશનું કથન છે. શુભ રાગને પણ ધર્માત્મા ઉપાદેય માનતો નથી. રાગ માત્રને હેય માને છે. તેવા ધર્મી જીવનો નિશ્ચય અને વ્યવહાર બન્ને સાચા છે.

આત્માનું જેને ભાન થયું હોય અને સિદ્ધ સમાન આત્માના આનંદનો અંશે અનુભવ કરતો હોય તે અવિરતિ સમ્યગ્દૃષ્ટિ છે. ભગવાનની ભક્તિમાં તે આખો અર્પાઈ જાય છે. દીકરાઓને પણ ભક્તિના માર્ગમાં યોજે છે.

છઠ્ઠા ગુણસ્થાનકવાળા મુનિની વાત તો અદ્ભુત અને અલૌકિક છે. તેઓ અંતર આનંદમાં ઝૂલે છે. ઘડીકમાં જાણે આત્મા દેહથી છૂટો પડી ગયો હોય એવી દશા વર્તે છે. સ્યાદ્વાદ શૈલીને સમજેલા જીવની વાત વહેતી મૂકી છે તે સમજજો. સમ્યગ્દૃષ્ટિ જીવ રાગને ઉપાદેય માનતો નથી. સાચો જૈન ભક્તિનાં પરિણામને છોડીને ત્રિકાળી દ્રવ્યમાં શુદ્ધમાં રહેવાનો પ્રયત્ન કરે છે અને એ પ્રયત્નથી શુદ્ધમાં એક અંતર્મુહૂર્ત ઉપરાંત ટકે તો ક્ષપક શ્રેણી માંડી કેવળજ્ઞાન લઈ લીએ. ન ટકી શકે તો શુભ પણ કરે છે, પણ શુભને ઉપાદેય નથી માનતો, હેય માને છે. જુઓ નિશ્ચય સાચો ત્યાં વ્યવહાર સાચો, નિશ્ચય ન હોય તો એકાંત વ્યવહાર જૂઠો છે.

પુણ્ય અને ધર્મ બન્ને ભિન્ન ચીજ છે. નવતત્ત્વ પૃથક્ પૃથક્ છે. ભગવાનની ભક્તિ તે પુણ્યાશ્રવ છે. પુણ્યાશ્રવ તત્ત્વ તે સંવર, નિર્જરા નથી. સંવર, નિર્જરા ધર્મ છે, પાપાશ્રવ તે પાપ. ચિદાનંદ સ્વભાવના આશ્રયે જે દશા થાય તે નિર્જરા છે અને સંવર છે. આશ્રયથી સંવર થતો નથી. ભક્તિના રાગથી પુણ્યને ધર્મ માને, તેને નવતત્ત્વની શ્રદ્ધા નથી, તે અજ્ઞાની એકાંત દૃષ્ટિવાળો છે. અજ્ઞાની જીવ આશ્રવમાં મજા માને છે. આત્મા તો સુંદર, શ્રેષ્ઠ, ઈષ્ટ, આનંદનો પિંડ છે, તેની પર્યાયમાં રાગ દ્વેષ થાય છે, તે મેલ છે. શુભરાગ તે આછો મેલ છે, અશુભ રાગ તે ગાઢ મેલ છે, રાગ રહિત અંતર પરિણામ થવાં તે ધર્મ છે.

રાજા સ્યાદ્વાદ દૃષ્ટિને સમજેલો છે. સમ્યગ્દૃષ્ટિ છે ધર્મી જીવ ભક્તિનાં પરિણામને ઉપાદેય માનતો નથી, પણ શુદ્ધ ઉપયોગમાં ઉદ્યમી રહે છે. જ્ઞાનીઓ પડકાર કરીને કહે છે કે કેવળ ભક્તિ જેને પ્રધાન છે તેવા અને અજ્ઞાની જીવોને જ ભક્તિ પ્રધાન હોય છે, એકાંત દૃષ્ટિવાળાને જ હોય છે. પણ તીવ્ર રાગના જ્વરને મટાડવાને માટે અથવા ભૂંડી અવસ્થાનો રાગ નિષેધવાને માટે, જ્ઞાનીને ભક્તિ પણ હોય છે. એકલી ભક્તિથી કલ્યાણ થઇ જશે એવી માન્યતા સહિતની ભક્તિ અજ્ઞાનીની જ હોય છે. જ્ઞાની અશુભને ટાળવા શુભને લીએ છે, પણ શુભને ઉપાદેય માનતા નથી. શુદ્ધમાં ઉદ્યમી રહે છે. આવી રીતે જે સમજે છે તે જરૂર મોક્ષમાં જશે.

---

**સં. ૨૦૧૧ના અ. ભાદરવા વદ ૧૧ાા સોમવાર તા. ૧૧-૯-૫૫.**

અહીં ભગવતીજી સિદ્ધાંત, ૧૩મું શતક ઉદાયન રાજાની વાત ચાલે છે. ઉદાયન રાજાએ ક્રિયાવાદી, અક્રિયાવાદી, વિનયવાદી,

અજ્ઞાનવાદી એ ચારેનું જેવું સ્વરૂપ છે તેવું પોતાના જ્ઞાનમાં જાણ્યું છે. ક્રિયાવાદીનું વિવેચન થઈ ગયું છે.

હવે અક્રિયાવાદી શું કહે છે તે સમજાવે છે. અક્રિયાવાદી કહે છે કે, આત્મા કોઇનો કર્તા નથી. આત્મા કંઈ જ કરતો નથી. આત્મા તો શુદ્ધ, બુદ્ધ, નિરંજન, નિરાકાર છે. રાગ, દ્વેષ, ક્રોધ, માન, માયા, લોભ આત્મા કરતો નથી, એટલે આત્માને એકાંત અપરિણામી માને છે. આત્મા ક્રિયા વિનાનો છે તેમ માને છે, એટલે આત્માને અક્રિય માને છે. પણ તેની સામે ઉદાયન રાજા પડકાર કરીને કહે છે કે આત્મા અજ્ઞાનભાવે અજ્ઞાનનો કર્તા છે અને જ્ઞાનભાવે જ્ઞાનનો કર્તા છે. આમ અક્રિયાવાદીને જાણે છે. જ્ઞાની કહે છે, જેમ છે તેમ કહીએ છીએ, જેમ છે તેમ માનજો.

જો આત્મા એક અપેક્ષાએ અજ્ઞાનનો કર્તા ન હોય તો તે જ્ઞાનનો કર્તા ક્યાંથી થઈ શકે? પણ જો તે અજ્ઞાનનો કર્તા હોય તો અજ્ઞાનને ટાળીને જ્ઞાનનો કર્તા થઈ શકે. માટે આ રાજા અક્રિયાવાદીનો જાણકાર થઇ ગયો છે, એટલે આત્માને અક્રિયાવાદી, અકર્તા કઈ રીતે માને છે તે જાણકાર છે, એટલે તે તેનો પણ રાજા છે. આત્મા જો તદ્દન અપરિણામી, અકર્તા, અક્રિય હોય તો, અને રાગ દ્વેષમાં ટકવારૂપ કે અટકવારૂપ જરાય રાગ, દ્વેષ ન કરતો હોય, રાગ, દ્વેષની ક્રિયા ન કરતો હોય તો આ સંસાર કોનો? તથા ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, પર્યાય એ બધી પર્યાયોને પલટીને શાંતિ સ્વભાવને ધારણ ન કરી શકતો હોય તો બધાને રાગ, દ્વેષ જ કરવા પડે જો રાગ ટાળવામાં સ્વતંત્રપણે પલટીને અરાગી ન થઈ શકે, વીતરાગી ન થઇ શકે તો અજ્ઞાનભાવ ટાળીને જ્ઞાનભાવે મોક્ષસ્વભાવ પ્રગટ કરી શકે નહિ. માટે

આત્મા જરૂર જ્ઞાનમાં પરિણમે છે, આત્મા જ્ઞાનભાવે જ્ઞાનમાં ટકી શકે છે. માટે જ્ઞાનનો કર્તા આત્મા જ છે. આત્મા મોક્ષનો કર્તા છે.

અક્રિયાવાદી એમ માને છે કે આત્મા તદ્દન અક્રિય છે. પોતાના સ્વભાવ-ગુણમાં પરિણમન કરતો નથી. પરિણમનરૂપ ક્રિયા કરતો નથી, વર્તમાન વર્તતી દશામાં ભૂલ પણ કરતો નથી અને ત્રણે કાળે આત્મા પ્રગટરૂપે શુદ્ધ જ છે, નિરંજન નિરાકાર છે એમ અક્રિયાવાદી માને છે. તેને આ રાજા પડકાર કરીને કહે છે. ધર્માત્મા પડકાર કરીને કહે છે-"હે ભાઈ! વર્તમાન વર્તતી અવસ્થામાં પણ જો આત્મા પ્રગટ શુદ્ધ હોય તો આ સંસાર કોનો? ચાર ગતિ કોની? રાગ, દ્વેષ, સંકલ્પ, વિકલ્પનાં પરિણામ કોનાં? ભૂલ કોની? આ સંસારમાં રાગ ટાળવાનો પુરુષાર્થ કોણ કરશે?" એકાંતવાદીનાં દૂષણ દૂર કરવા શ્રી જિનેન્દ્ર ભગવાન એમ કહે છે- "આત્મા વસ્તુ સ્વભાવે શુદ્ધ જ છે અને પર નિમિત્તની અપેક્ષાથી અશુદ્ધ છે; એટલે આત્મા વસ્તુ છે, પદાર્થ છે, દ્રવ્ય; સ્વભાવે શુદ્ધ છે, પર્યાય દૃષ્ટિથી, વ્યવહારથી અશુદ્ધ પણ છે. અક્રિયાવાદી તેને એકાંત માને છે. તેના એટલે અક્રિયાવાદીના અને એકાંત ક્રિયાવાદીનાં દૂષણ દૂર કરવા જિનેંદ્ર ભગવાન જેમ છે તેમ કહે છે. આત્મા સ્વભાવે શુદ્ધ છે, તેમાં ફેરફાર નથી; પણ પર્યાયથી, પરનિમિત્તથી વ્યવહારથી અશુદ્ધ છે.

આત્મા પોતે પોતાના જ્ઞાન-સ્વભાવમાં એકસ્વરૂપણે ટકીને જ્ઞાન-ગુણપણે જ બદલે છે. સિદ્ધના જીવો સમયે, સમયે નવું સુખ અનુભવે છે, તેમની જ્ઞાનક્રિયા, એ પરના નિમિત્તથી રહિત, સ્વતંત્ર છે. સ્વ-સંવેદનમાં સમય સમયવર્તી પર્યાય પોતાના સ્વાધીન ગુણોનું

જ્ઞાનમાં પલટવું થાય છે. તે પરિણમન સ્વભાવનો કર્તા પોતાનો આત્મા જ છે, માટે આત્મા એકાંત અકર્તા નથી, કર્તા પણ છે. દેહાદિ જડ વસ્તુનો તે કર્તા નથી. જડની ક્રિયાનો કર્તા નથી; પોતાના અખંડ જ્ઞાન ગુણને એકત્વપણે ધારણ કરે છે. જડ–કર્મ રૂપે થવાની યોગ્યતા જડ પરમાણુમાં હતી, જ્ઞાનાવરણીય, દર્શના–વરણીય, કર્મ રૂપે થવાની યોગ્યતા, અષ્ટકર્મ રૂપે થવાની યોગ્યતા જડ પરમાણુમાં હતી, તે તેમના કારણે, પોતપોતાની યોગ્યતાના કારણે, કર્મ વર્ગણા રૂપે પરિણમે છે. તેમાં રાગી મોહી, ભોગી, મૂઢ જીવ અજ્ઞાનભાવે, મમત્વભાવે મરાપણું કરે છે, સ્થાપે છે. તે દેહ ટકે તો હું ટકું, હું દેહ, દેહને કોઈ ગાળ દીએ તો ગાળ દેનારે મને ગાળ દીધી, તેમ માને છે, પણ વિચાર તો કર. 'ગીરધરભાઈ તે દેહનું નામ કે આત્માનું નામ ?' દેહને કોઈએ ગાળ દીધી તેમાં અંદર બેઠેલા આત્માને શું ? અંદરમાં જે મમત્વભાવ કર્યો, તે મમત્વ તે હું, રાગ હું, કર્તા હું, એ ભાવકર્મના કારણે, બંધભાવનો આદર કરવાથી દેહમાં બંધાવું પડે છે.

પૂર્વ ભવમાં અજ્ઞાનભાવે, મમત્વભાવે, રાગભાવે બાંધેલાં આઠ કર્મો તેની ૧૪૮ પ્રકૃતિના ઉદય ટાણે વર્તમાન અવસ્થામાં કર્તૃત્વભાવ કરવા રૂપ અજ્ઞાન ભાવનો કરનાર, સમય, સમયની અજ્ઞાનભાવની પર્યાયને ઊભી રાખે છે અને રાગ, દ્વેષનો કર્તા થાય છે. પર નિમિત્તમાં મારાપણાની બુદ્ધિએ રાગાદિ કર્મની પોતે જ અસર લીએ છે. પોતાનું સ્વરૂપ નિર્મળ, સહજ આનંદમય, વીતરાગી હોવા છતાં, જ્ઞાનમય હોવા છતા, તેનાથી વિપરીત અભિપ્રાય પોતે જ કરે છે અને વિપરીત અભિપ્રાય કરીને રાગ, દ્વેષ, અજ્ઞાનભાવરૂપે પોતે જ પરિણમે છે. તેથી આત્મા કર્તા છે

અને અશુદ્ધ પણ છે. ક્રોધ વગેરેમાં પોતાની હયાતી માનતો પોતે જ રાગમાં ટકે છે, તેનું નિમિત્ત પામીને વર્તમાન વર્તતી પોતાની દશામાં અસ્થિરતાના ભાવ પોતે જ ઊભા કરે છે, તેથી જેટલે અંશે નિવૃત્ત દશા તેનો કરનાર પણ પોતે જ છે, જેટલા અંશે તીવ્ર, મંદ કષાય તેટલા અંશે સામે આવરણ. જેટલો બંધભાવ કરે તેટલો દ્રવ્ય – કર્મબંધ. જુનાં કર્મ જે ક્ષેત્રે બંધાયેલાં છે, તેમાં આવીને નવાં કર્મો એકઠા થાય છે.

પોતે પરથી જુદો છે તે ભૂલીને શુભ–અશુભ ભાવ કોણે કર્યા? પોતે પોતાને ભૂલીને શુભ–અશુભ ભાવ કર્યા છે તેના પ્રમાણમાં રાગના ભાવમાં સેળભેળ થઈને કર્મબંધમાં પોતાનો ઉપચાર કરવા રૂપ પોતે નિમિત્ત થાય છે તેથી અજ્ઞાનના કર્તા થાય છે. આ ધંધો ન કરે તો તે અજ્ઞાનનો કર્તા નથી થતો એકાંતે કોઈ એમ કહે કે આત્મા કંઈ કરતો નથી, રાગ દ્વેષમાં જોડાતો જ નથી, અજ્ઞાનમાં ટકતો નથી, કર્મબંધન થતું નથી તો તે એકાંત દૃષ્ટિવાળો, અક્રિયાવાદી, મિથ્યાદૃષ્ટિ છે.

આત્માની અવસ્થામાં રાગાદિ છે તે સંસાર છે. તે રાગાદિવાળો સંસાર વર્તમાન પ્રત્યક્ષ હોવા છતાં તે સંસાર દશાને મોક્ષ દશા માનવી તે ભ્રમ છે. એક સમયમાં બે દશા ન હોય. સંસાર દશા વખતે મોક્ષ દશા ન હોય. આત્માની અશુદ્ધ દશા, અશુદ્ધ પર્યાય પોતાના કારણે, પોતાના અપરાધથી જ થાય છે, પરંતુ અક્રિયાવાદી તેમ માનતા નથી. અક્રિયાવાદી કહે છે કે આત્મામાં તેવો અપરાધ કે અશુદ્ધતા નથી. તેને કોઈ કર્મનાં કારણે માને, પોતાનાં પરિણામ ન માને, પણ જડનાં પરિણામ માને તે અક્રિયાવાદી મિથ્યાદૃષ્ટિ છે.

હવે બે પ્રશ્ન મૂકે છે :– આત્મા કર્તા કે અકર્તા ? આપણે જે અકર્તા માનીએ છીએ અને અક્રિયાવાદી અકર્તા માને છે તે કઇ રીતે ? ક્રોધાદિ, રાગાદિ, જે ભાવો થાય છે તે ઔપાધિક ભાવો છે. તે આત્માની ભૂમિકામાં થાય છે, કેમકે તે ચેતનનો આભાસ છે, પણ નક્કી કરી લેજે કે અચેતન મૂર્તિક જડના તે રાગાદિ નથી, એટલે ચારિત્ર મોહનીય કર્મના કારણે તે વિકારી ભાવો નથી. સિદ્ધાંતમાં એમ કહ્યું હોય કે સંજ્વલનના તીવ્ર ઉદયથી છઠ્ઠું ગુણસ્થાન હોય અને મંદ ઉદયથી સાતમું હોય, પણ એમ નથી. કર્મના કારણે આત્માની શુદ્ધતા કે અશુદ્ધતા ન હોય. આત્માની પર્યાય જડના કારણે ત્રણ કાળમાં હોય નહિ. શાસ્ત્રમાં વિકાર, ક્રોધ, માન, માયા, લોભને પુદ્‌ગલજન્ય કહેલ છે, તે કઇ અપેક્ષાએ કહેલ છે ? એ તો વિકાર આત્માનો સ્વભાવ નથી એમ બતાવવા અથવા રાગ, દ્વેષ, અશુદ્ધિ, બધી નીકળી જાય છે તે બતાવવા પુદ્‌ગલજન્ય કહેલ છે, પણ પોતાના આત્મામાં પોતાના કારણે વિકાર થાય છે એમ પ્રથમ માને. પછી આત્માનો તે સ્વભાવ નથી એવી સ્વભાવ દૃષ્ટિ કરવા માટે અને બધા વિકાર કાઢી નાખવા માટે એમ કહેલ છે, પરંતુ તે રાગાદિરૂપ ભાવ કર્મ કોઈએ કરેલ નથી તેમ નથી. કેમકે તે કાર્યભૂત છે. રાગાદિ આત્માના ત્રિકાળી સ્વભાવમાં નથી, પણ પર્યાયમાં નવા નવા ભાવો પોતે કરે તો થાય છે અને ન કરે તો થતા નથી, માટે પુદ્‌ગલજન્ય નથી, પણ પોતે કર્યા છે.

સિદ્ધાંતમાં પાંચ ભાવ કહેલ છે. ‘ ઔદયિક, ઉપશમિક, ક્ષયોપશમિક, ક્ષાયિક અને પારિણામિક. તેમાં ઔદયિક ભાવને જીવનું સ્વતત્ત્વ કહેલ છે, એટલે કે તે આત્માનું કાર્ય છે, તેનો

કર્તા આત્મા છે, માટે રાગાદિ ભાવો કાર્ય નથી એમ નથી અને કોઈએ કર્યા નથી તેમ પણ નથી. વળી જીવ અને જડકર્મ સાથે મળીને રાગાદિ ભાવો કરે છે તેમ પણ નથી, પરંતુ આત્મા પોતે પોતાના અપરાધથી ક્રોધાદિ વિકારી ભાવો કરે છે, તેથી એમાં કર્મનો ઉદય નિમિત્ત છે. પણ ખરેખર બન્ને ભેગા થઈને રાગાદિ કરતા નથી. જો બન્ને ભેગા થઈને કરતા હોય તો તે ભાવ કર્મનું ફળ જે સુખ અને દુઃખ આવે તે જીવને ભોગવવું પડે અને કર્મને પણ ભોગવવું પડે, પણ તે 'ન ભૂતો, ન ભવિષ્યતિ' છે; એટલે કે તેમ બનતુ નથી. જ્ઞાની સમજાવે છે કે હળદર અને ફટકડી ભેગાં થાય તો લાલ રંગ થાય, તેમ જીવ અને કર્મ ભેગાં થઈને રાગાદિ કરે છે તેમ કોઈ માને તો તે સાવ ખોટી વાત છે. હળદર અને ફટકડી પોત પોતાની લાયકાતથી લાલરૂપે પરિણમે છે. વર્તમાન વર્તતી પર્યાયમાં આત્મા પોતે જ વિકાર કરે છે. વિકાર પરે કરાવ્યો નથી. અન્યમતિ માને છે કે ઈશ્વર કર્તા છે. કોઈ એમ માને છે કે કર્મને કારણે વિકાર થાય છે. કર્મ કર્તા છે, તો તે બન્ને માન્યતાવાળા, કર્મને વિકારમાં કર્તા માનનાર અને ઈશ્વરને વિકારમાં કર્તા માનનાર, એકાંત દૃષ્ટિ, મિથ્યાવાદી અને અક્રિયાવાદી છે, તેને જૈન માર્ગ–વીતરાગ માર્ગની ખબર જ નથી. જેને વીતરાગ માર્ગની ખબર છે તે તો સચોટ, જેમ છે તેમ માને છે.

આત્મા પોતે પોતાના ત્રિકાળી સ્વભાવને ભૂલીને રાગાદિ પરિણામ કરે છે માટે આત્મા એક અપેક્ષાએ પરિણમનશીલ છે, કર્તા પણ છે અને સક્રિય પણ છે. આત્મા અપેક્ષાએ અક્રિય અપરિણામી અને અકર્તા છે. હવે તે કેવી રીતે તે સમજાવશે,

પણ જો આત્મા સ્વભાવનું ભાન કરીને સ્વરૂપમાં ટકે તો, તેમાં લીન થાય, મસ્ત થાય તો, રાગાદિ કે અશુદ્ધ ભાવ થતા જ નથી, તો તેમાં એ પરિણમતો નથી, તેથી આત્મા અપરિણામી પણ છે, આત્મા શુદ્ધ પણ છે, અશુદ્ધ પણ છે.

---

## સં. ૨૦૧૧ના પ્ર. ભાદરવા વદ ૧૪ બુધવાર તા. ૧૪-૯-૫૫.

ઉદાયન રાજા અક્રિયાવાદીનું જેવું સ્વરૂપ છે તેવું સમજ્યો છે. લોકોમાં અક્રિયાવાદીનો અભિપ્રાય છે, તેના ૮૪ ભેદો છે. તેનો પરિહાર, ન્યાય અને યુક્તિથી શાસ્ત્રમાં કરેલો છે.

આત્મા તદ્દન અક્રિય, અપરિણામી હોય, અજ્ઞાનમાં રાગ, દ્વેષ રૂપ ભાવ ન કરતો હોય તો આ સંસાર કોનો? અથવા અજ્ઞાનને ટાળીને જ્ઞાનસ્વરૂપ ધારણ ન કરી શકતા હોય તો જગતના જીવોને અજ્ઞાન, રાગ દ્વેષના ભાવ કરવા જ પડશે. સ્વતંત્રપણે ગુલાંટ ખાઈને જ્ઞાન ભાવે મોક્ષ સ્વભાવ પ્રગટ કરી શકે જ નહિ. જો આત્મા એક અપેક્ષાએ અજ્ઞાન ભાવનો કર્તા ન હોય અને એકાંત અકર્તા જ હોય તો જ્ઞાનનો કર્તા ક્યાંથી થઈ શકે? પણ અજ્ઞાનનો કર્તા હોય તો અજ્ઞાન ટાળીને જ્ઞાનનો કર્તા થાય છે. આત્મા જ્ઞાનમાં પરિણમે છે, તેની સ્વાધીનપણે શ્રદ્ધા અને તે જાતના પુરુષાર્થ વડે મોક્ષમાર્ગરૂપ આત્મ-ધર્મ છે, છે અને છે. દેહની અંદર આઠ કર્મોના આવરણની પ્રગટ થતી ક્ષણ, ક્ષણની હાલત (અવસ્થા) તે બધી જડની અવસ્થા જડમાં થાય છે. તેને અને આત્માને કંઈ લેવાદેવા નથી પણ એક ક્ષેત્રે પૂર્વની ઊંધી માન્યતાના કારણે વાસનારૂપે અજ્ઞાન ભાવ આત્માએ કર્યો હતો એ જ ચિદાભાસના

કારણે અંદર કર્મની રચના થયેલી તેને નિશ્ચય સ્વભાવની દૃષ્ટિએ જુઓ તો આત્માએ કરી નથી. આત્મા, કર્મનો કર્તા નથી. શુભાશુભ કર્મ જે બંધાયેલાં છે, તે ખરેખર આત્માએ કર્યાં જ નથી, પણ માત્ર અજ્ઞાન ભાવથી તેમ માન્યું છે. પોતાના અસંગ, સ્વાધીન સ્વભાવને ભૂલીને રાગ, દ્વેષ, અજ્ઞાનરૂપ પોતાનાં પરિણામ પોતે જ કર્યાં છે. તેજ સમયે બંધ રૂપ થનાર જડ-કર્મના પરમાણુમાં સ્વતંત્રપણે જ્ઞાનાવરણાદિ કર્મરૂપે થવાની યોગ્યતા હતી તે જીવના અસ્થિરતાવાળા રાગ-ભાવ વાસનાનું નિમિત્ત પામીને જડકર્મ જે દેહમાં કાર્મણ શરીરરૂપ બંધાયેલ પડયાં છે તે એક આકાશક્ષેત્રે નવીન કર્મ આવીને બંધાય છે. તે નિમિત્તિનો ઉપચાર કરીને આત્માને, જીવને વ્યવહારથી જડકર્મનો કર્તા પણ કહેવાય છે. નિશ્ચયથી આત્મા, જડકર્મનો કર્તા નથી. અજ્ઞાન ભાવ, અહંકાર-ભાવ, રાગ-દ્વેષના ભાવ કર્યા તેથી કર્મ બંધાયાં. નિમિત્તનો તે કર્તા હોવાથી પોતે કર્મનો કર્તા, વ્યવહારે થાય છે.

અક્રિયાવાદી શું કહે છે? આત્મા કંઈ કરતો જ નથી. રાગાદિ જે કંઈ દેખાય છે તે બધું પ્રકૃતિનું કાર્ય છે. આખો સંસાર કર્મની પ્રકૃતિએ ઊભો કર્યો છે. કોઇ એમ માને છે કે આખું વિશ્વ ઈશ્વરે ઊભું કર્યું છે. આત્મા અકર્તા છે, અપરિણામી છે તેમ માને છે. પોતાના રાગાદિ ભાવ પ્રત્યક્ષ હોવા છતાં ભ્રમથી, કુવિચારથી આત્માને રાગ રહિત માને છે, શુદ્ધ, અક્રિય, અપરિણામી માને છે. એવાં એકાંત અક્રિયાવાદીને પૂછીએ કે રાગાદિ થતા જોવામાં આવે છે તે કયા દ્રવ્યની હયાતીમાં છે? જો અજ્ઞાન, રાગ, મોહ પ્રકૃતિની હયાતીમાં હોય અથવા કર્મ, પુદ્ગલ કે શરીરમાં હોય તો એ રાગાદિભાવ જડરૂપી હોય,

પણ રાગાદિ તો પ્રત્યક્ષ ચેતના સહિત અમૂર્તિક ભાવ જણાય છે, માટે એ ભાવ આત્માના જ છે. અરૂપી આત્માએ જ કર્યા છે, કર્મની પ્રકૃતિ તે ભાવોની કર્તા નથી. આત્માને એકાંત અકર્તા માનવો તે મિથ્યાત્વ છે.

વળી જીવ અને કર્મપ્રકૃતિ બન્ને મળીને રાગાદિ કરે છે તો તેમ પણ નથી જો એમ હોય તો જડપ્રકૃતિ કર્તા ઠરે અને રાગનું ફળ જે દુઃખ છે તે દુઃખ, કર્તાને જ ભોગવવું પડે. અહીં તો સુખ-દુઃખનો અનુભવ જીવને જ થાય છે, માટે એકલી જડ-પ્રકૃતિનું તે કામ નથી, કારણ કે જડકર્મમાં ચેતનપણું નથી. માટે અજ્ઞાન દશામાં, રાગ, દ્વેષ, મોહનો કર્તા જીવ છે અને રાગાદિ જીવનું કર્મ છે, માટે જીવના ભાવકર્મનો કર્તા જીવ છે. ભાવ-કર્મ, ચેતનના અનુસારી છે. ચેતના વિના તે હોય નહિ પુદ્ગલ જાણ-કાર નથી. એ પ્રમાણે રાગાદિ ભાવ, જીવની હયાતીમાં છે, માટે જે કોઇ રાગાદિ ભાવોનું નિમિત કર્મોને જ માની પોતાને એકાંત શુદ્ધ, રાગાદિનો અકર્તા માને છે તે પોતે અજ્ઞાન દશાએ કર્તા હોવા છતાં પોતાને પુરુષાર્થહીન બની અકર્તા રહેવું છે. કર્મના ઉદયનો દોષ કાઢવો છે. જે કઇ થાય છે તે બધું ઉદયના કારણે થાય છે. આમ આત્માને એકાંત અકર્તા માને તે દુઃખદાયક ભ્રમણ છે.

તે આત્માને અકર્તા માને છે અને ઉપરથી કહે છે કે જુઓ, ભાઇ ! કર્મ જગાડે છે, કર્મ સુવાડે છે, દર્શનાવરણીય કર્માનુસાર સુવાડે છે, તેનુ જોર ન હોય તો જગાડે છે. પરાઘાત નામ કર્મનો ઉદય જ હિંસા કરાવે છે, વળી સ્ત્રીવેદ, પુરુષવેદ, નપુસંકવેદનો ઉદય જ મૈથુન સેવરાવે છે. માટે કર્મ જ કર્તા છે, આત્મા શુદ્ધ, બુદ્ધ, નિરંજન,

નિરાકાર છે. જે કંઈ થઈ રહ્યું છે તે બધું ઉદયને લીધે છે, એમ માનનાર અક્રિયાવાદી છે, પાખંડી, અજ્ઞાની, મિથ્યાદૃષ્ટિ છે. આ રીતે તેઓ સ્વચ્છંદી બની અનંત સંસારમાં રખડે છે.

જ્ઞાની કહે છે કે–ખરું સ્વરૂપ તો એમ છે કે આત્મા કર્તા પણ છે અને અકર્તા પણ છે. પોતે પોતાના સ્વભાવે અક્રિય છે, પ્રયોગે સક્રિય છે. આત્મા, અજ્ઞાન દશાએ રાગ, દ્વેષનો કર્તા છે. આત્મા જ્ઞાન દશાએ જ્ઞાનનો કર્તા છે. જે સમયે જ્ઞાનનો કર્તા થયો તે સમયે અન્યનો અકર્તા છે અને જે સમયે અજ્ઞાનનો કર્તા થયો તે સમયે જ્ઞાનનો કર્તા નથી. આત્મા અપરિણામી, નિત્ય નથી, પરંતુ પરિણામી નિત્ય છે. લોઢાની એરણ જેવો નથી. જો પરિણમન સ્વભાવવાળો આત્મા ન હોય તો અજ્ઞાન ટાળીને જ્ઞાની થઈ શકે જ નહિ. આત્મા અજ્ઞાન દશાનો, સંસારનો કર્તા છે. મારાપણા–તારાપણાનો કર્તા છે, નિશ્ચય આત્મા, પુદ્ગલનો કર્તા નથી, જડ પુદ્ગલ–કર્મનો કર્તા નથી, ઉપચારથી અસદ્‌ભુત વ્યવહાર–નયથી જડકર્મનો કર્તા પણ છે.

દૃષ્ટાંત આપી સમજાવે છે. વરસાદ વરસ્યો, અંકુરા ફૂટ્યા, એ ફૂટેલા અંકુરાનો કર્તા કોણ ? વરસાદ કર્તા નથી. વરસાદ તો પડવારૂપ કાર્ય કરે છે, પણ અંકુરા વગેરે વરસાદનું નિમિત્ત પામીને ફૂટે છે, વધે છે, પ્રગટે છે, ત્યાં માત્ર વ્યવહારથી વરસાદને અંકુરાનો કર્તા કહેવાય છે, એ જ રીતે એક ક્ષેત્રે અવગાહીને પડેલાં જે કર્મો છે તે દ્રવ્યકર્મનો કર્તા આત્મા, માત્ર વ્યવહારથી કહેવાય છે, પણ ખરી રીતે દ્રવ્યકર્મનો કર્તા, પુદ્ગલ પોતે જ છે. કોઈ દ્રવ્યના પરિણમનમાં બીજું દ્રવ્ય હાથ નાખતું જ નથી.

માત્ર નિમિત્ત બનવું હોય તો બની જાય છે. જેમ છે તેમ યથાર્થ-પણે આ રાજા જાણે છે. એટલે અક્રિયાવાદીનો પણ જાણકાર છે. લોકોમાં કહેવાય છે કે– 'યથા રાજા તથા પ્રજા' હવે એ તો ઉપચાર કથન છે. પરંતુ રાજાના ગુણ પ્રજામાં નથી. પ્રજાના ગુણ રાજામાં નથી. બન્ને સ્વતંત્ર છે. 'બાપ તેવા બેટા તથા વડ તેવા ટેટા' પણ તે વ્યવહાર કથન છે તેમ આત્મા અસંગ છે, સ્વાધીન છે, સ્વતંત્ર છે, જ્ઞાતા, દ્રષ્ટા, જ્ઞાયક છે કર્મના અનંત રજકણો તેનાથી જુદા છે. તેનું એક આકાશક્ષેત્રે મળવું દેખીને અજ્ઞાની જીવને એવી ભ્રાંતિ થાય છે કે આ મારો ગુણ છે. એમ જડકર્મને પોતાના માનવારૂપ ઉપચારથી આત્માએ કર્મો બાંધ્યાં, તે અજ્ઞાનીનો વ્યવહાર છે. પોતાના નિત્ય શુદ્ધ, આનંદ સ્વભાવ, ચિદાનંદ આત્મા જ્ઞાતા, સાક્ષીપણું ભૂલ્યો એટલે રાગ, દ્વેષનો કર્તા અજ્ઞાન ભાવે થાય છે. વળી વર્તમાન અવસ્થામાં ભૂલ કરે છે તે કોણ કરે છે? એ ભૂલનો કર્તા કોણ? આત્મા. આત્મા ભૂલ કરે છે અને ભૂલ કરીને પોતાને ભૂલરૂપ માને છે, પણ આત્મા સ્વભાવિક આખું દ્રવ્ય, ત્રિકાળ શુદ્ધ જ છે. તે ભૂલને એક સમયમાં ચૈતન્યની બેહદ શ્રદ્ધાના પુરુષાર્થ વડે ટાળી શકાય છે. દોષ અવસ્થાને પલટાવી શકાય છે. ઊંધી કરી તે પલટાવીને સદ્‌ગુણ ભાવમાં સાધી પલટાવી શકાય છે, છતાં પૂર્વની ભૂલના કારણે વર્તમાન અવસ્થામાં અસ્થિરતા દેખાય છે. અધૂરાશ દેખાય છે, પણ જો એકાંત પર્યાય શુદ્ધ જ હોય તો સંસાર કોનો? અને વર્તમાન અશુદ્ધ પર્યાયમાં જે અસ્થિરતા દેખાય છે તે કોની?

દેહાદિ નોકર્મ તથા આઠ દ્રવ્યકર્મ, તે જડ પદાર્થ, આત્માના નથી, પણ તે નિમિત્તે પોતાની અવસ્થામાં ભૂલ ન થતી

હોય, તો આ વર્તમાન અશુદ્ધ પર્યાય દેખાય જ નહિ. જો આત્મા સર્વથા અસંગ હોય તો આ સંસાર કોનો? અને પ્રથમથી જ સર્વ શુદ્ધતાને કેમ ન જાણી? માટે પરમાર્થે, સ્વભાવે, આત્મા શુદ્ધ છે. પરના નિમિત્તે થતી અશુદ્ધ અવસ્થામાં છે માટે વ્યવહારથી આત્મા અશુદ્ધ છે. હવે તે અશુદ્ધ પર્યાય તે મારો સ્વભાવ નથી, એમ અંદરથી પુરુષાર્થને ઉપાડીને તે વ્યવહાર ઉપચારનો જ્ઞાનમાં નિષેધ કરે ત્યારે અનેકાંત સત્ ધર્મની તારી પર્યાયમાં સિદ્ધિ થાય. બાકી બીજી માથાકૂટથી દાળિયા વળે તેમ નથી. એકાંત પક્ષને ગ્રહણ કરનારા મિથ્યાદષ્ટિ છે. એક માણસ ધગધગતો અંગારો શરીર પર મૂકે ત્યારે કર્મનો ઉદય છે તેમ કહેતો નથી? ત્યારે દ્વેષ કેમ કરે છે? માટે જેમ છે તેમ સમજ્યા વગર છૂટકો નથી.

પ્રથમ સ્વ-ધર્મ અને પર ધર્મને જાણે તો સવળો પુરુષાર્થ પોતાની સમજણથી આવે. પોતાની ભૂલ કબૂલ કરે અને કબૂલ કરીને સવળા પુરુષાર્થ વડે પોતાના ત્રિકાળી શુદ્ધ સ્વભાવનું સ્વાધીનપણે ભાન કર્યું, એટલે ભૂલ ભાવથી, અજ્ઞાન ભાવથી પલટો માર્યો કે હું ભૂલરૂપ નથી, એટલે નિશ્ચયથી હું ભૂલનો કર્તા નથી, અજ્ઞાનથી હું ભૂલનો કર્તા હતો. મારા પોતાના સ્વાધીન પુરુષાર્થથી એ ભૂલનો ટાળનાર પણ હું છું.

હું અજ્ઞાન નથી. હું તો સળંગ જ્ઞાનનો પિંડ, જ્ઞાયક છું. રાગ-દ્વેષની ભીનાશ, ચીકાશ પણ મારા સ્વભાવમાં નથી. પર વસ્તુમાં મારાપણાની ભ્રાંતિ એ જ ભૂલ છે, તે જ મિથ્યાત્વ છે. પણ જડ-કર્મનો ઉદય આત્માને ભૂલાવે તેમ નથી. માટે ઉદયે

ભૂલ કરાવી તેમ જૈન શાસન કહેતું નથી. પોતે પોતાને ભૂલીને ભૂલરૂપ પોતાને માને છે ભૂલ કરવામાં પર નિમિત્તવાળો જે ઉપાધિભાવ છે તેનો સ્વીકાર કરવાની જરૂર પડે છે, પણ અભૂલ સ્વભાવમાં–મોક્ષ–સ્વભાવમાં ભૂલ જ નથી. માટે મોક્ષમાર્ગમાં કોઈ પણ નિમિત્તની સહાયતાની જરૂર નથી. આત્માનો મોક્ષસ્વભાવ હોવાથી સ્વાધીનપણે પોતાના શુદ્ધ સ્વભાવનો સ્વીકાર કરે ત્યારે મોક્ષસ્વભાવ જરૂર પ્રગટ કરી શકે તેમ છે, માટે હું મારા મોક્ષનો કર્તા છું, પણ રાગાદિનો કર્તા નથી. અજ્ઞાન દશાએ રાગાદિનો કર્તા છું પણ ત્રણ કાળમાં જડ–કર્મનો કર્તા નથી. અસદ્‌ભૂત વ્યવહારથી જડ–કર્મનો કર્તા પણ છું. આમ આત્મા કર્તા છે, અકર્તા પણ છે, તેમ માનનાર અનેકાંતવાદી છે, અક્રિયાવાદીનો પણ જાણકાર છે, તેથી તે બધા નયનો સ્વામી છે, માટે તમે પણ બધા નયના જાણકાર થઈ જાઓ, તે વગર છૂટકો નથી.

---

**સં. ૨૦૧૧ના પ્ર. ભાદરવા વદ ૦)) ગુરૂવાર તા. ૧૫–૯–૫૫.**

ઉદાયન રાજા ૩૬૩ નગરનો ધણી છે. એટલે ૩૬૩ પાખંડીના મતને તેણે જ્ઞાનમાં જાણી લીધા છે. ૧૮૦ ક્રિયાવાદીના મત કહેવાય ગયા છે. અક્રિયાવાદીના ૮૪ મત છે. જે આત્માને સર્વથા અકર્તા, અપરિણામી, અક્રિય માને છે, તે વર્તમાન વર્તતી પર્યાયમાં જે દોષ થાય છે તે આત્માના દોષ નથી માનતા, પર્યાયના દોષ માને છે. તે કહે છે કે કર્મ જગાડે છે, કર્મ સુવાડે છે, કર્મ બોલાવે છે, પરાઘાતની પ્રકૃતિ પણ કર્મ કરાવે છે, વળી સ્રીવેદ, પુરુષવેદ, નપુંસકવેદ છે તે વેદથી અબ્રહ્મનું સેવન છે, એ બધાના કર્તા, કર્મ જ છે, આત્માને તેમાં લેવા દેવા નથી,

તેમ માનનાર અક્રિયાવાદી, મિથ્યાદૃષ્ટિ, અનંત સંસાર વધારનાર છે. સાંખ્યમત પણ એ પ્રમાણે માને છે. જૈનધર્મનું નામ ધરાવીને તે પ્રમાણે માને તે સાંખ્યમતી જેવો છે. દર્શનાવરણીય કર્મનો ઉદય હોય ત્યારે ઊંઘ આવે. જ્ઞાનવરણીય કર્મનો ઉદય હોય તો જ જ્ઞાનહીન થાય. ક્ષયોપશમ હોય ત્યારે તેનો ઉઘાડ થાય છે, આમ માનનાર પાખંડી, અક્રિયાવાદી છે. તેઓ આત્માને સર્વથા અકર્તા માને છે અને વર્તમાન વર્તતી પર્યાયમાં જે દોષ થાય છે તે આત્માનો દોષ છે તેમ માનતા નથી, પણ કર્મનો દોષ માને છે.

વીતરાગ પ્રભુ પડકાર કરીને કહે છે, તે સુવર્ણાક્ષરે કોતરી રાખ. આત્માની પર્યાયમાં જે દોષ થાય છે તે આત્મા પોતે અપરાધ કરીને કરે છે. એક અપેક્ષાએ તમામ દોષોનો કર્તા આત્મા છે વળી આત્માને સર્વથા અકર્તા માનનાર અક્રિયાવાદી કહે છે કે—"અમારો હિંસાનો ભાવ નથી, પણ પરાઘાત કર્મનો ઉદય આવે છે, તે હિંસા કરાવે છે. પુરુષવેદનો ઉદય આવે છે ત્યારે જ વિષયસેવનનો ભાવ થાય છે, એ બધા ભાવ આત્મા કરતો નથી, પણ કર્મ જ કર્તા છે." એમ માનનાર પોતાના આત્માને અકર્તા માને છે. કર્મના પ્રભાવના કારણે વિકાર થાય છે, તેમ માનનાર આત્માને સર્વથા અકર્તા માની સ્વચ્છંદી બને છે. ભલે ત્યાગી હોય, વૈરાગી હોય પણ આત્માને અકર્તા અને કર્મને કર્તા માનનાર જૈન હોવા છતાં પણ તે સાંખ્યમતવાળો છે. તેવા અજ્ઞાની એકાંત મતવાળા પાખંડી છે.

સિદ્ધાંતમાં કહ્યું છે કે સનતકુમારનું સ્ત્રીરત્ન જોતાં સંભુતિનો જીવ નિયાણું બાંધે છે અને કહે છે કે જો મારા તપનું ફળ હોય તો મને આવું સ્ત્રીરત્ન પ્રાપ્ત થાય. સ્યાદ્વાદ શૈલીને ન માનનારા

અહીં એમ સમજે છે કે કર્મના ઉદયથી સંભુતિ પડી ગયો. નિયાણામાં કર્મને કર્તા માને છે, પણ ખરી રીતે કર્મના ઉદયે નિયાણું કરાવ્યું નથી, પરંતુ પોતાના ત્રિકાળી સ્વભાવને ભૂલીને, પોતાની પર્યાયમાં અપરાધ કરીને નિયાણું બાંધ્યું છે. નક્કી કરજો કે કર્મના ઉદયે સંભુતિ કે રહનેમિને પાડી નથી દીધા, પણ તેઓ પોતાના આત્માની ઊંધાઈથી પડયા છે

આમ નહિ માનનાર સર્વથા આત્માને અકર્તા માને છે, કર્મના ઉદયથી પડવાપણું માને છે. રાગાદિ પોતાના અપરાધથી થયા તેમ જાણતા નથી, પોતાને અકર્તા માનીને બેસી જાય છે. પોતાના અપરાધથી થયું તેમ સમજતા નથી. નિયાણું, ક્રોધ, રાગાદિ કરવાનો ભય રહ્યો નહિ. ભોગાદિના ભાવ કરવાનો ભય રહ્યો નહિ. પોતે અકર્તા છે તેમ માન્યું એટલે તેવો દોષ થયો અને નિયાણાનાં પરિણામને ટાળવાનો ઉપાય પણ તેણે કરવાનો રહ્યો નહિ. તેથી તે સ્વચ્છંદી બની, મહાન્ પાપનાં પોટલાં બાંધીને સંસારમાં, ગતાગતિમાં રખડશે

ધર્માત્મા જેને સ્વરૂપની જાગૃતિ થઈ છે તે એમ જાણે છે કે વર્તમાન પોતાની વિકારી પર્યાય, નિયાણાવાળી દશા, ભોગ ભોગવવાની દશા પોતાના કારણે જ થાય છે, તેમાં કર્મનો ઉદય નિમિત્ત માત્ર છે, એમ માનવું જોઈએ. કર્મ એક ચીજ છે, પણ તેનો પ્રભાવ આત્મા ઉપર કંઈ પડે છે, તેમ નથી. દૃષ્ટાંત :— અગિયારમા ગુણસ્થાનેથી પતિત થઇને પહેલે આવે કે નહિ? તેને કોણ પાડે છે? પોતેજ પડયો છે, તે કર્મના પ્રભાવે પડે છે તેમ અજ્ઞાની માને છે. સૂક્ષ્મ લોભના ઉદયથી પડયો તેમ માને છે. આમ માનનાર ભ્રમણામાં જ પડયો છે. પોતાની પર્યાયની

યોગ્યતાથી પડે છે. તેને બદલે તેનો દોષ કર્મ ઉપર નાખે છે, તેમ માનનાર એકાંત મિથ્યાત્વી છે.

અહીં તો જ્ઞાની કહે છે–"ભાઈ! તારી પોતાની વર્તમાન વર્તતી પર્યાયમાં અધૂરી દશા છે." ચાર જ્ઞાનના ધણી ગૌતમ સ્વામીની પર્યાયમાં પણ કેવળજ્ઞાન ન પ્રગટે ત્યાંસુધી અધૂરી દશા છે. વિકાર અને અલ્પજ્ઞતા છે તો તેના નિમિત્ત રૂપે દ્રવ્યકર્મ અને નોકર્મ પણ સામે છે. જો નિમિત્ત રૂપે દ્રવ્યકર્મ અને નોકર્મ ન હોય તો સિદ્ધ દશા જ હોય, અશરીરી દશા હોય, પણ એવી દશા વર્તમાનમાં નથી. માટે કર્મ અને નોકર્મનો સંબંધ છે, એમ પણ માનવું જોઈએ. આત્માની વિકારી પર્યાયના કારણે, અધૂરી પર્યાયના કારણે દ્રવ્યકર્મ કે નોકર્મ નથી, પણ અધૂરી દશા વખતે કર્મ અને નોકર્મ પોતપોતાના કારણે હોય છે, તેમ પણ જાણવું જોઈએ અને આત્માની પૂર્ણ દશા થાય છે ત્યારે નિમિત્ત-રૂપે કર્મ હતાં તે તેનાં કારણે છૂટી જાય છે. એ વખતે નિમિત્ત રૂપે કર્મ હોતાં નથી તેમ પણ જાણવું જોઈએ.

જો કર્મ અને નોકર્મ નિમિત્તરૂપે ન હોય તો વર્તમાન કેવળજ્ઞાન, કેવળદર્શન દશા કેમ નથી? જ્ઞાનાદિની વિકૃતતા છે એટલે કર્મ અને નોકર્મ નિમિત્તપણે છે. પણ કર્મ કે નોકર્મ-ક્રોધ, માન, માયા, લોભ કરાવતા નથી. આત્મા પોતે પોતાના અપરાધથી કરે ત્યારે તે નિમિત્તરૂપે હોય જ.

આત્મ-દ્રવ્યમાં શકિતરૂપે જ્ઞાનાદિ ગુણો છે, તેમાંથી વ્યકતરૂપે કેવળજ્ઞાન, દર્શન વગેરે પ્રગટ થાય છે, પણ તે પર્યાય, વર્તમાનમાં આપણામાં નથી પ્રગટી, એટલે નિમિત્તરૂપે કર્મને

માનવું જોઇએ, પણ એમ ન માનતાં એમ માને કે કર્મ, આત્માને રાગ કરાવે છે, જ્ઞાનાવરણીય કર્મ જ્ઞાનને રોકે છે. નિમિત્તો, રાગાદિ, નિયાણું વગેરે કરાવે છે, એમ માનનારા આત્માને સર્વથા અકર્તા માને છે. કર્મના ઉદયે બધું થતું હોય તો કર્મનો ઉદય વીતરાગપણું પણ કરાવી દીએ.

જીવને એક સમય પણ પરનો પ્રભાવ, કર્મના નિમિત્તનો પ્રભાવ માનવામાં આવે તો સંસારી આત્મા એક સમય પણ કર્મના ઉદય વગર રહેતો નથી. તો તો કર્મનો પ્રભાવ ત્રિકાળી થયો, એટલે તેને કદી પણ પુરુષાર્થ કરવાનો વખત જ રહેતો નથી, તેથી તે સ્વચ્છંદી બનીને ચાર ગતિરૂપ સંસારમાં રખડે છે, કારણ કે તેણે આત્માને એકાંતે અકર્તા માની લીધો છે.

એકાંત ક્રિયાવાદીનું તથા અક્રિયાવાદીનું સ્વરૂપ રાજાએ બરાબર જાણી લીધું છે. દેવતાઓનાં ટોળાં ઊતરે તોપણ રાજાને ડગાવી શકે તેમ નથી. રાજા પડકાર કરીને કહે છે 'હે ભવ્ય જીવો! રાગાદિ, ક્રોધાદિ, ભોગાદિ ભાવો આત્મામાં જ થાય છે. જડકર્મ કે શરીરના એ ભાવો નથી. માટે આત્મામાં તે ભાવો થાય છે તેમ માનવું, પણ રાગાદિ ભાવોનું નિમિત્ત કર્મોને જ માનીને પોતાને રાગાદિનો અકર્તા માને છે. બધાં પરિણામોનો અકર્તા માને છે. પોતે જ કર્તા હોવા છતા પોતાને અકર્તા માની, નિરુદ્યમી બની પ્રમાદી રહેવું છે અને સંસારની મીઠાશ ભોગવવી છે, તેથી કર્મનો દોષ ઠરાવે છે. એ બધું તેનો મહાન દુઃખદાયક ભ્રમ છે. આત્મા પોતે જ દોષ કરે છે અને નાખે છે કર્મ ઉપર. એ જીવ પ્રમાદી થઇ, વિષયલંપટ બનીને મિથ્યાદૃષ્ટિ જ રહેવા માગે છે.

જ્ઞાની કહે છે કે બે દ્રવ્ય ભેગાં થઈને એક પરિણામ કરે નહિ અને બે પરિણામ એક દ્રવ્યથી થાય નહિ, માટે કર્મનાં કારણે દોષ થાય છે તેમ કોઈએ માનવું નહિ. જે માને તે સંસારમા ભટકવાનો છે.

આત્મા ચેતન દ્રવ્ય છે, અરૂપી છે. કર્મ અચેતન, જડ, રૂપી છે. વિકારી ભાવો તો ચેતન અને અરૂપી છે, માટે વિકારી ભાવોનો કર્તા જીવ પોતે જ છે પણ કર્મના ઉદય, કર્તા નથી, નિમિત્તરૂપે કર્મ હોય. રાગાદિ તે જડનું કાર્ય નથી. ભાવ–કર્મ તો ચેતનના અનુસારી છે. એ ચેતના વિના ભાવકર્મ હોય જ નહિ તથા પુદ્‌ગલ તો, દૃષ્ટા, જ્ઞાયક નથી માટે તે તો કંઈ જાણતું નથી. રાગાદિ પર્યાય જે ચેતન અને અરૂપી છે અને કર્મની પર્યાય વચ્ચે અત્યંત અભાવ છે, માટે કર્મની પર્યાયના કારણે આત્માના વિકારી ભાવો થયા નથી, થતા નથી અને થશે નહિ, એમ જાણવું. તેનો અર્થ એ થયો કે વિકાર, રાગ, દ્વેષ, કષાય, આત્મા સ્વતંત્રપણે કરે છે, એમ માનવું અને જાણવું. વિકાર તો ચેતન એવા આત્માને અનુસરે છે. એટલે કે આત્મા વિકાર કરે તો થાય, ન કરે તો ન થાય. રાગાદિમાં કર્મ અનુસરતા નથી, કર્મની ભૂમિકામાં થતા નથી. આશય અને સાર એ છે કે–રાગાદિ ભાવો સ્વતંત્રપણે મંદ કરે તો મંદ થાય, તીવ્ર કરે તો તીવ્ર થાય. સ્વતંત્રતા, આત્માના હાથમાં રાખો, કર્મને જરાયે સ્વતંત્રતા નથી. કર્મની સાથે તારે કંઈ નથી રાગાદિ ભાવો તું કરે તેવા થાય છે કર્મ તેનો કર્તા નથી. જો રાગ, દ્વેષ, વિકારને સ્વતંત્ર માને તો તેને સ્વતંત્રપણે નાશ કરવાનો ઉપાય કરી શકે છે, એમ જ્ઞાનમાં નક્કી થાય છે.

આત્મામાં વર્તમાનમાં શુભાશુભ ભાવો થાય છે, છતાં જે જીવાત્માને શુભાશુભ રહિત, રાગાદિથી રહિત માને છે, આત્માને અક્રિય માને છે, અકર્તા માને છે, તેને આપણે પૂછીએ છીએ:– 'શુભાશુભ ભાવો, રાગાદિ વગેરે જોવામાં આવે છે તે કોનામાં થાય છે?' જો તે શરીરમાં કે કર્મના ઉદયમાં થતા હોય તો તે ભાવો અચેતન અને મૂર્તિક હોવા જોઇએ. રાગાદિના ભાવો તો પ્રત્યક્ષ અરૂપી જણાય છે. અમારા જ્ઞાનમાં સિદ્ધ થાય છે કે એ આત્માના ભાવો છે, કર્મનો ઉદય નિમિત્તરૂપ છે.

કોઇ એમ કહે છે કે ક્રોધ થયો તે કર્મના ઉદયના કારણે થયો છે, કેમકે કર્મનો પ્રબળ ઉદય આવે ત્યારે જ પ્રબળ ક્રોધ આવે, આમ કહેનાર, આત્માના સ્વરૂપને હજુ સમજ્યો નથી, કેમકે જે ક્રોધાદિ થાય છે તે આત્માની દશામાં થાય છે, તે આત્માની વિકારી પર્યાય છે. આત્મામાં અનંત ગુણ છે. ચારિત્ર ગુણની વિકારી પર્યાય ક્રોધાદિ છે. ક્રોધાદિ છે તેનો પ્રતિપક્ષી ક્ષમા છે. માટે ક્ષમા હોય. તેમાં ક્રોધ હોય ક્ષમાગુણ ચેતનમાં છે, ક્ષમાગુણના વિકારને ક્રોધ કહે છે.

કર્મ અચેતન છે. કર્મમાં ક્ષમા નથી, માટે કર્મમાં ક્રોધ નથી લોભનો પ્રતિપક્ષી સંતોષ છે. જ્ઞાન પણ કર્મમાં નથી. કર્મ તો અચેતન અને રૂપી છે. વિકાર તો ચેતનભૂમિમાં થાય છે, માટે વિકાર તો ચેતન અને અરૂપી છે, છતાં કર્મને કારણે તે થાય છે તેમ માનનાર અક્રિયાવાદી, મિથ્યાદષ્ટિ છે. તેણે આત્માને સર્વથા અકર્તા માની લીધો છે. વસ્તુના સ્વભાવને એ જીવો હજુ સમજ્યા નથી. વીતરાગની વાણીના સંયોગ મળ્યા. સત્ પુરુષ મળ્યા, માટે જિજ્ઞાસાને જગાડીને આત્મા શું છે, તેની શકિત શું છે, દ્રવ્ય, ગુણ, પર્યાય શામાં છે? કઇ અપેક્ષાએ આત્મા અકર્તા અને અક્રિય

છે, કઈ અપેક્ષાએ આત્મા કર્તા છે, તે જેમ છે તેમ જાણીને પોતાના ત્રિકાળી સ્વભાવ તરફ દૃષ્ટિ વાળીને પોતાનું ખરું સ્વરૂપ સમજવાનું છે.

---

## સં. ૨૦૧૧ના બી. ભાદરવા સુદ ૧ શુક્રવાર તા. ૧૬-૯-૫૫

અક્રિયાવાદીના સ્વરૂપની વાત ચાલે છે. અક્રિયાવાદી આત્માને સર્વથા અકર્તા અને અક્રિય માને છે. સર્વથા અપરિણામી માને છે. તે વર્તમાન પોતાની પર્યાયમાં થતા વિકારને જાણતો નથી, માનતો નથી, પોતાને એકાંત શુદ્ધ માનીને, સ્વચ્છંદી બનીને વિષય કષાયમાં જ વર્તે છે તે પાખંડી, અજ્ઞાની, મિથ્યાદૃષ્ટિ છે.

અહીં ભગવાન મોક્ષની વ્યાખ્યા સમજાવે છે કે :–સુખદુ:ખની બાહ્ય સામગ્રીમાં (પુણ્ય–પાપ નિમિત્તે) જો તને રાગ દ્વેષ ન થાય તો તેનું નામ વીતરાગતા છે પરંતુ અંતરમાં દ્વેષ ભાવ રાખી ત્યાગ કરે તો તે કંઇ વીતરાગતા નથી. દ્વેષ ભાવ તો અંદર ઊભો છે. પ્રતિકૂળતાના સંયોગ થાય, પાપના ઉદયનો ફણગો ફૂટે ત્યારે સાવ નજીકનાં સગાં પણ દુશ્મન બનીને બેસી જાય, પણ ત્યારે અંદર ક્લેશનાં પરિણામ ન થાય, અને પૂર્વનાં પુણ્યના ફણગા ફૂટે અને પારાવાર સુખની સામગ્રી મળે તેમાં આનંદ ન માને તેવી જો ચૈતન્યમાં અંતરલીનતા થાય તેનું નામ વીતરાગતા છે. ગજસુકુમારનું દૃષ્ટાંત વિચારો. ધગધગતા અંગારાથી શરીર સળગી જાય તોપણ જરા પણ ક્લેશ ન થાય તે વીતરાગતા છે. તીર્થંકરના ચરણમાં ૬૪ ઇંદ્ર નમી પડે, છતાં અંદરમાં તેનો આનંદ નથી તેનું નામ વીતરાગ ભાવ છે. હું જ્ઞાનાનંદ છું, અખંડ જ્ઞાયક છું

એવી દૃષ્ટિ થઈ, પછી તેમાં એકાગતા થતાં જ એવો વીતરાગ ભાવ પરિણમી ગયો કે અનુકૂળ, પ્રતિકૂળ, સામગ્રીમાં રાગ-દ્વેષ ન ઊપજે. તેને બદલે વર્તમાન વર્તતી પર્યાયમાં રાગ, દ્વેષ અલ્પજ્ઞતા છે, તેને જે જીવ ન સ્વીકારે, ન કબૂલે, અને પોતાની શુદ્ધતા માનીને ભ્રમમાં વર્તે છે તે તો આત્માને એકાંત અકર્તા, અક્રિયાવાદી, મિથ્યાદૃષ્ટિ માને છે વેદાંતી અને સાંખ્યમતી આત્માને એકાંત શુદ્ધ માને છે. તે બેમાં કેટલો ફરક છે? વેદાંતી તો અશુદ્ધતાને બીલકુલ માનતો જ નથી. સાંખ્યમતવાળા જો કે અશુદ્ધતા માને છે. પરંતુ તે પ્રકૃતિએ જ કરાવી છે એટલે કર્મથી થતી માને છે. આત્માએ કંઈ કર્યું જ નથી. એવી જ રીતે જૈન નામ ધરાવે અને અંદરથી મિથ્યાદૃષ્ટિ છૂટી ન હોય તે પોતાને એકાંત શુદ્ધ માનીને અશુદ્ધતાને માનતા નથી, અગર કદાચ અશુદ્ધતાને માને તો તે કર્મની જ છે, આત્માને લાગે વળગે નહિ, આત્માની અશુદ્ધતા છે જ નહિ એટલે તેને વેદાંત તથા સાંખ્યમતીનો ઉપદેશ ઠીક લાગે છે. આમ બધા એકાંત માનનારા પાખંડમાં પડયા છે.

વીતરાગ દેવ કહે છે કે-નિશ્ચયનું જો યથાર્થ ભાન હોય, આત્મા કઈ અપેક્ષાએ કર્તા, અકર્તા છે, તેનું ભાન હોય અને તે નિશ્ચયનો આશ્રય કરે તો તે મોક્ષમાર્ગ છે. પણ આત્મા નિશ્ચયને સમજતો નથી અને નિશ્ચયનો આશ્રય કરતો નથી; માત્ર નિશ્ચયનું નામ લઇને હું શુદ્ધ છું એમ ભ્રમથી ભ્રાંતિમાં જ વર્તે છે, ઉપાદાનનું નામ લઈને નિમિત્તને માનતો નથી, એવા જીવોની એટલે કે જેણે આત્માને સર્વથા અકર્તા માની લીધો છે, અર્થાત અશુદ્ધતા હોય તો તે કર્મની જ છે, તેની અહીં વાત ચાલે છે. અનંત આત્માઓ ભિન્ન ભિન્ન, એક એક આત્મામાં અનંત ગુણો,

તેમાંથી એકેક ગુણની સમય સમયની સ્વતંત્ર પર્યાય અને તેમાં શુદ્ધતા, અશુદ્ધતા તે પોતાને જ કારણે છે, તેમ માન્યા વિના કલ્યાણ નથી. વળી સિદ્ધાંત તો એટલે સુધી કહે છે કે ૧૪મા ગુણસ્થાનક સુધી જીવની પર્યાયમાં અશુદ્ધતા છે, કારણ કે તેરમે પૂર્ણ કેવળજ્ઞાન છે, પણ સિદ્ધ પર્યાય નથી, મનુષ્ય પર્યાય છે. હજી આત્મ-દ્રવ્યની શુદ્ધ પર્યાય પ્રગટી નથી. અશુદ્ધતા છે તે પોતાને કારણે છે. ભૂલે ચૂકે પણ અશુદ્ધતા છે તે અઘાતી કર્મને કારણે છે તેમ ન માનવું, વ્યવહારથી ભલે તેમ બોલે પણ અંદરથી તો જેમ છે તેમજ માને. પર્યાયમાં શુદ્ધતા માની લીએ તો મિથ્યાદૃષ્ટિ છે. વેદાંત કે સાંખ્યમતને માનવાવાળો છે. પોતાનાં કારણે અશુદ્ધતા માને જ નહિ તો તેનામાં અને વેદાંતમાં શું ફેર પડયો? પોતાના કારણે જ્યારે અશુદ્ધિ ટળી જાય ત્યારે સિદ્ધપદ પામી જાય.

ધર્માત્મા જીવ તો દ્રવ્યનો આશ્રય કરીને પર્યાયમાં જે રાગાદિ થાય છે તેનો વિવેક, જેવો છે તેવો બરાબર કરે છે, એટલે ધર્માત્મા, પર્યાયનો પણ વિવેક કરે પણ તે કેવી રીતે કરે છે? મારું જ્ઞાન સ્વ-પર પ્રકાશક છે, એનો વિવેક એવો હોય છે કે દ્રવ્ય દૃષ્ટિનો આત્મામાં નિમિત્ત-નૈમિત્તિક સંબંધ છે જ નહિ, પણ પર્યાય દૃષ્ટિએ, પરાશ્રય, વ્યવહાર દૃષ્ટિએ બિલકુલ આઠ કર્મ અને નોકર્મની સાથે નિમિત્ત-નૈમિત્તિક સંબંધ છે જ નહિ એમ નથી, એટલે છે. વળી તે માને છે કે સામાન્ય સ્વભાવ દૃષ્ટિમાં સિદ્ધ દશા, રાગાદિ, નોકર્મ, કર્મનો સંબંધ નથી. તે અભૂતાર્થ છે. પણ પર્યાય દૃષ્ટિએ છે. અંદરમાં જે રાગની પર્યાય થઇ તે નૈમિતિક થાય છે. અને મોહનીય કર્મનો ઉદય તે નિમિત્ત છે. આમ ન જાણે તો એકાંતપણું થઇ જાય છે, માટે જેમ છે તેમ જાણવું તો જ્ઞાન સમ્યક્

થાય છે. પર્યાય દૃષ્ટિએ દ્રવ્ય કર્મ અને નોકર્મનો સંબંધ જો ન માને તો તે મિથ્યાદૃષ્ટિ છે. જો બિલકુલ સંબંધ જ ન હોય તો વર્તમાન સિદ્ધ દશા હોવી જોઈએ વર્તમાનમાં સિદ્ધ દશા નથી એટલે વર્તમાન શરીરના નિમિત્તે આત્મામાં અવસ્થા થાય છે. મોહનિય કર્મના નિમિત્તે આત્મામાં રાગાદિ થાય છે. એમ કર્મ, નોકર્મનો સંબંધ છે. પર્યાય દૃષ્ટિએ વર્તમાનમાં કર્મનો બંધ છે એમ જાણવું જ જોઈએ અને જે ભાવે કર્મનો બંધ પડે છે તેવા નૈમિત્તિક પોતાના ભાવનો કર્તા એક અપેક્ષાએ આત્મા પોતે જ છે, માટે આત્મા કોઈ અપેક્ષાએ કર્તા અને કોઈ અપેક્ષાએ અકર્તા છે એમ જાણી, સમજીને વિવેકપૂર્વક જે જીવ આગળ વધશે તે જીવનું કલ્યાણ થશે, અલ્પકાળમાં કલ્યાણ થશે.

વિવેકપૂર્વક આગળ વધવું હશે તેને બે વસ્તુનો નિર્ણય કરવો પડશે. ૧ સ્વસમય ૨ પરસમય. જોરદાર પુરુષાર્થ ઉપાડીને તે બે વસ્તુનો નિર્ણય કરી લીઓ. બે વસ્તુનું સ્વરૂપ બતાવે છે. સ્વસમય એટલે શું? પરસમય એટલે શું? બન્ને સમયનો કર્તા કોણ અને અકર્તા કોણ? સ્વસમય એટલે શુદ્ધ પરમાત્મા, આનંદ-રૂપ, ચિદાનંદ–ચિદ્રૂપનો શુદ્ધ સ્વભાવ તેમાં ટકવું, સ્થિર થવું તે સ્વસમય અને પરસમય એટલે અતીંદ્રિય આત્મિક સુખથી તદ્દન વિપરીત, મન, વાણી, દેહ-જડની પરિણતિરૂપ, શુભાશુભ ભાવ પરિણામ, સંકલ્પ, વિકાર ભાવમાં ટકવું, ઠરવું તે પરસમય. અજ્ઞાન દશા એ પરસમયનો કર્તા છે. પરદ્રવ્ય, પરભાવરૂપ જીવનો વિભાવ-ભાવ તેમાં ટકવું એ પરસમય છે તે નથી સમજાતું? પોતે જ તેનો કર્તા છે.

આ ભગવાન આત્મા પોતાના ત્રિકાળી શુદ્ધ સ્વભાવમાં નિશ્ચયથી સ્થિત છે. હું સમ્યકત્વાદિ નિજ શુદ્ધ ગુણસ્વરૂપ છું. એવા નિર્મળ ગુણના વેદનમાં રહેવું તેજ તારો સ્વસમય છે. જે સમયે તું તારા સ્વસમયનો કર્તા થયો તેજ સમયે અન્યનો તું અકર્તા થયો. આવા નિર્મળ ગુણના વેદનમાં ટકવું તે સ્વસમય છે અને તેને વીતરાગ દેવ ચારિત્ર કહે છે. શુદ્ધ આત્માની અનુભૂતિથી ભિન્ન જે વિષય-કષાયથી રંગાયેલા અને આત્મ-જ્ઞાનના અભાવથી ઉપાર્જન કરેલા મોહ કર્મના ઉદયમાં જોડાઇને પરિણિત થયેલાં એવા રાગમાં જોડાઈને રાગી, દ્વેષી, મોહી, સંસારી એવા સંસારી જીવોને કર્મવર્ગણા યોગ્ય જે પુદ્ગલ સ્કંધો છે તે જ્ઞાનાવરણાદિ આઠ પ્રકારનાં કર્મરૂપ થઈને સમયે સમયે પરિણમે છે જે કર્મવર્ગણા યોગ્ય પુદ્ગલો છે તે રાગી જીવોનું નિમિત્ત પામીને પરિણમે છે. એ અશુદ્ધિનો કર્તા આત્મા છે. તેને જે કર્મમાં નાખે તે એકાંત મિથ્યાદૃષ્ટિ છે. જેમ છે તેમ ન માને તે મિથ્યાદૃષ્ટિ છે. જેમ તેલ ચોળવાથી શરીર ચીકણું થાય છે અને ધૂળ ચોટીને મેલરૂપ થઇને પરિણમે છે એવા રાગી, દ્વેષી, મોહી જીવ વિષય-કષાયમાં ટકયો છે. હે ભવ્ય જીવો! તમે તેને પરસમય જાણો. એ પરસમયવાળી દશામાં પુદ્ગલ-વર્ગણા કર્મરૂપ થઈને પરિણમે છે, જે કર્મોને ઉપાર્જન કરે છે એવી આત્માની અશુદ્ધ દશાને વીતરાગ દેવ પરસમય કહે છે. એ પરસમયવાળી દશામાંથી છૂટીને વીતરાગ, નિર્વિકલ્પ, સમાધિના સમયે કર્મના ભૂકા બોલાવે છે, એવી જે પોતાની ત્રિકાળ શુદ્ધ દશા, તેને તું સ્વસમય જાણ એ દશાનો કરનાર પણ તારો આત્મા છે એ સમય અન્યનો કર્તા નથી. એ આરાધનાર, સ્મરણ કરવા, વંદન કરવા પૂજવા યોગ્ય છે. એમાં ઢળી જવા, ટકી જવા યોગ્ય છે સમસ્ત પ્રકારની

શુભ-અશુભ વૃત્તિઓથી મન, ઇંદ્રિય, દેહાદિ અને સર્વ અન્ય દ્રવ્યોથી ભિન્ન, ભિન્ન અને ભિન્ન, વળી રાગદ્વેષ રહિત, શુદ્ધ સ્વરૂપમાં જે જીવ ટકયો તેને તું સ્વસમય જાણ અને તેને તું નિશ્ચય ચારિત્ર, જાણ. તેનો કર્તા પણ તું પોતે જ છે.

ઈંદ્રિય રહિત શુદ્ધાત્માથી વિપરીત જે શ્રોતેંદ્રિય આદિ પાંચ ઇંદ્રિયો શુભ-અશુભ સંકલ્પ-વિકલ્પથી રહિત એવા આત્માથી વિપરીત અનેક સંકલ્પ-વિકલ્પરૂપ જે મન: અને શુદ્ધાત્મ-તત્ત્વની અનુભૂતિથી ભિન્ન જે રાગદ્વેષ મોહાદિરૂપ સર્વ વિભાવભાવ તે બધા આત્માથી જુદા છે, તથા વીતરાગ, પરમાનંદ, સુખરૂપ અમૃતથી પરાંગ્મુખ જે સમસ્ત ચતુર્ગતિનાં મહાન દુ:ખદાયક દુ:ખો અને સર્વ જીવ-પદાર્થથી ભિન્ન છે એવું જેને ભાન નથી તે અનાદિ કાળથી પોતાના સ્વભાવથી, સ્વરૂપથી અજાણ છે, અને પ્રકૃતિના નિમિત્તથી જે શુભાશુભ કષાયભાવ થાય છે તેમાં ટકીને, તે મારા છે તેમ જાણીને, માનીને તેમાં જ જે અનાદિનો ટકયો છે તેને તું પરસમય જાણ અને તેમાં ટકનારાઓને પોતાના ત્રિકાળી સ્વભાવ માનનાર અજ્ઞાની મોહી જીવ છે. સ્વસમય શુદ્ધ સ્વભાવ, પરસમય તે મિથ્યાજ્ઞાન. સ્વસમયમાં સ્વધર્મ અને પરસમયમાં વિકારી ધર્મ. જે સમયે સ્વ-ધર્મનો કર્તા તે જ સમયે પરસમયનો, પર-ધર્મનો અકર્તા છે. હવે પરસમયમાં પર-ધર્મનો કર્તા તે હું અજ્ઞાન દશામાં રમી રહ્યો છું ત્યાં સુધી જ કર્તા છું પછી તેનો પણ કર્તા નથી. આમ જેમ છે તેમ જે જીવ સમજશે તથા પર્યાયમાં વિવેક વધારી સ્વ-ધર્મ કરશે તે જીવ અલ્પ સમયમાં કેવળ લઇને મોક્ષમાં જશે

---

## સં. ૨૦૧૧ના બી. ભાદરવા સુદ ૨ શનિવાર તા. ૧૭-૯-૫૫.

સ્વસમય તે શુદ્ધ સ્વભાવ છે. સમ્યગ્જ્ઞાન છે, સ્વ-ધર્મ છે. પરસમય અશુદ્ધ સ્વભાવ છે, મિથ્યાજ્ઞાન છે, પર-ધર્મ છે. આત્મા સ્વતંત્ર પદાર્થ છે. વર્તમાન દેહ વ્યાપક છતાં અનાદિ અનંત સ્વતંત્ર છે. સાથે સ્વતઃ સિદ્ધ છે, અનાદિ નિધાન છે. પરતંત્ર નથી, સ્વતંત્ર છે, સર્વ પદાર્થથી જુદો છે, તેવો હું આત્મા અનાદિ, અનંત, ત્રિકાળ, શુદ્ધ છું એ નિર્ણય તે સમ્યગ્દર્શન. પુણ્ય અને પાપનાં પરિણામથી હું રહિત છું, એવું યથાર્થ અનુભવપૂર્વકનું જ્ઞાન તે સમ્યગ્જ્ઞાન, સંકલ્પ-વિકલ્પ, રાગદ્વેષ રહિત અખંડ જ્ઞાનમાં ટકવું તે સમ્યક્ચારિત્ર તેમાં ટકવું તે આત્મધર્મ છે. તેમાં રમવું તે આત્મધર્મ છે. એ ત્રણે એક આત્મ-સ્વરૂપ જ છે. જાણવું, શ્રદ્ધવું અને ટકવું તેને 'સમ્યગ્જ્ઞાન, દર્શન ચારિત્રાણિ મોક્ષ માર્ગઃ' કહ્યો છે.

મન, વાણી અને દેહથી અને જગતના જેટલા પરમાણુ છે તેટલા માત્રથી જુદો આત્મા છે, તેવું યથાર્થ ભેદ જ્ઞાન વડે નિર્મળ, અવિકારી શુદ્ધ, ભગવાન અસંગ એકત્વમાં સ્થિર રહેવું તેને અનંતજ્ઞાની સત્ પુરુષો સ્વ-સમય કહેછે. પોતાના શુદ્ધ સ્વભાવની ઓળખાણ વિના જે શુભાશુભ પરિણામ, પુણ્ય-પાપનાં પરિણામ, રાગદ્વેષરૂપ પરિણામ, જે પૂર્વ કર્મના ઉદયમાં જોડાય છે તે બધો પર-સમય જાણવો. રાગ, દ્વેષ અને મોહ જે પૂર્વ કર્મના ઉદયના નિમિત્તે થતા તેમાં જે પોતે જોડાય છે તે બધાં કર્મોનો કર્તા અજ્ઞાનદશાએ આત્મા પોતે જ છે. કર્મના ઉદયે કે અભાવે પર-સમયનાં પરિણામ કરી દીધાં નથી, પર-સમય અને સ્વસમયનો

કરનાર પોતે છે. સ્વસમયથી શુદ્ધ જીવ, પરસમયથી અશુદ્ધ જીવ, એ શુદ્ધિનો કર્તા આત્મા અને અશુદ્ધિનો કર્તા પણ આત્મા છે. જે જીવ કર્મને કર્તા માને છે તે જૈન નામ ધરાવતો હોવા છતાં પાખંડી છે.

સ્વસમયથી આત્મા શુદ્ધ છે છતાં અશુદ્ધતામાં કેમ જોડાય છે? શુભાશુભ પરિણામમાં, રાગ, દ્વેષમાં કેમ ટકયો છે? સંકલ્પ-વિકલ્પમાં કેમ જોડાયો? તેનો જવાબ એમ છે કે- દ્રવ્ય દૃષ્ટિએ શુદ્ધ જ છે પણ તું આત્માને અકર્તા માનીને બેસી જા, તો તું એકાંત અક્રિયાવાદી છો. અમે સમજીને કહીએ છીએ કે આત્મા દ્રવ્ય દૃષ્ટિએ શુદ્ધ છે પણ અનાદિ કાળની પોતાની ભૂલને કારણે (કર્મે ભૂલ કરાવી તેમ સાંખ્યમતી કહે છે) પોતાને અન્યપણે સ્વીકારતો થકો જે પૂર્વ કર્મના ઉદય અનુસાર મનની વૃત્તિઓ થાય છે તે પ્રકૃતિઓનાં આંદોલનો મારામાં થાય છે એજ મારી માન્યતા છે. એવી જે ઊંધી માન્યતા છે તે અવસ્થા પૂરતી વિભાવની અનાદિની ભૂલ છે. ભૂલનો કરનાર પોતે છે, પણ દ્રવ્ય દૃષ્ટિએ તું શુદ્ધ છો.

અનાદિની ભૂલવાળો હોવા છતાં આખો આત્મા ભૂલવાળો કે વિભાવરૂપ થયો નથી માટે મારી ભૂલ થઇ છે એમ માનીને નિમિત્તરૂપે ભૂલ, કર્મે કરાવી નથી એમ માનીને દ્રવ્ય દૃષ્ટિએ તું શુદ્ધ છે એમ માનીને સ્વરૂપમાં ટકી જા, તો ભૂલ ટળી જશે અને પર્યાયમાં શુદ્ધતા આવી જશે. પાણીનું ટીપું તેલમાં પડે અને તરે એમ એક ભૂલવાળી અવસ્થા વર્તમાનમાં અખંડ દ્રવ્યમાં રાગ, દ્વેષની મલિનતારૂપ તરતી વિકારી દશા દેખાય છે તેજ જાણે મારું સ્વરૂપ હોય ને, એમ અજ્ઞાની, રાગી, દ્વેષી, મોહી જીવ

પોતાને અન્યરૂપે માને છે. જગતને બાહ્યથી દેખનારી સ્થૂલ દૃષ્ટિ છે. ચક્ષુ આદિ ઈંદ્રિયોના વિષયોમાં અને એ વિષયો માત્રને પોતારૂપે જાણે છે. એવા ભૂલપૂર્વકનાં જાણવાનાં પરિણામમાં તું જ છો, ભૂલ અને અશુદ્ધતા તારો સ્વભાવ નથી.

જડના સૂક્ષ્મ પરમાણુનો પિંડ (કાર્મણ શરીર) અને આત્મા એ બન્ને એક ક્ષેત્રે અવગાહ સંબંધે અનાદિ કાળથી જીવની ભૂલના નિમિત્તથી, નિમિત્તની પરંપરાથી, એ બંધનની સ્થિતિની જુદી જુદી અવસ્થાનો બદલો સમયે સમયે થયાં કરે છે તેમાં જે વર્તમાનમાં ક્ષણે ક્ષણે પ્રકૃતિનો ઉદય, પુણ્ય-પાપ શુભાશુભ મનની વૃત્તિ અને જડની ક્રિયા સમયે સમયે થયા જ કરે છે. આમ જે થાય છે તેમાં જીવ પોતે પોતાના ત્રિકાળી સ્વભાવની સત્તાને ભૂલીને પ્રકૃતિની ક્રિયામાં તન્મય થઈ જાય છે અને પોતે ભ્રાંતિવશ (ભ્રાંતિનો ઉત્પન્ન કરનાર પોતે છે) પરની ક્રિયાને પોતાની જાણતો, માનતો અને તેમાંજ ટકતો રહ્યો છે તેનાં કારણે પોતાની ભૂલવાળી માન્યતાથી અનંતકાળથી રખડયો છે. કોઈ કર્મે રખડાવ્યો નથી. ભૂલ ટાળીને મોક્ષે જા તેમાં તું સ્વતંત્ર છો **'કડાણ, કમ્માણ ન મોકખ અત્થિ'** તું તારો પુરુષાર્થ ઉપાડ તો તારાં બધાં કર્મો ક્ષય થઈ જશે. ભૂલને ટાળીને, વર્તમાન અવસ્થામાં પ્રકૃતિના નિમિત્તથી પુણ્ય-પાપરૂપ ક્રિયા થઈ રહી છે તેનાથી હું સર્વથા ભિન્ન, અવિકારી, ત્રિકાળી, નિર્મળ છું એવી શ્રદ્ધા અને જ્ઞાનમાં સ્થિરતા તેનું નામ સ્વસમય છે. આત્મામાં પરના નિમિત્તથી ભૂલ, વિકારી અવસ્થામાં પણ જો ભૂલ ન હોય તો મોક્ષનો ઉપાય કરવાનું આપણા માટે રહે નહિ, વર્તમાન અવસ્થામાં ભૂલ છે. સાથે સાથે એમ પણ માની લે કે

આખો આત્મા ભૂલવાળો નથી. વર્તમાન માત્રને માનનારા અજ્ઞાની અને ત્રિકાળી સળંગ દષ્ટિવાળા જ્ઞાનીઓ બન્નેની દષ્ટિ કેવી હોય છે!

કર્મના ઉદયે ભૂલ કરાવી નથી. ભૂલનો કર્તા તું છો. દ્રવ્ય દષ્ટિએ શુદ્ધ પણ તું જ છો ભૂલ કરતી વખતે કર્મ નિમિત્તરૂપે હાજર હોય છે પણ કર્મે ભૂલ કરાવી તેમ ન માનતા.

**જ્ઞાની ક્રિયા કરે ફળ સુની,**
**લગે ન લેપ નિર્જરા દુની.**

હું કંઈ કરું છું, હજી કંઇ કરીશ, જગતના જીવો મને જોઈ લેશે, લોકો મને ઠીક માનશે, મારી ક્રિયાનું આ ફળ થવું જ જોઈએ એમ નિદાન અને મમતા, અભિમાન, રાગદ્વેષ રૂપ ક્રિયાથી મિથ્યાત્વ, કર્મ અને તેની પછવાડે કષાયની મંદતા હોય તો અલ્પ શાતા-વેદનીય આદિ કર્મની પરાધીનતા, આવરણ બાંધે અને જ્ઞાની પુરુષને પર દ્રવ્યોના કાર્યમાં લાખો રૂપિયાનાં દાન પુણ્ય થઈ ગયાં હોય તોપણ એ કાર્યમાં મમત્વ નથી. ઉદય કર્મની અવસ્થા નિમિત્તપણે આવે છે અને ખરી જાય છે આત્મા અનાદિ અનંત છે. પોતાનાં સ્વરૂપને જાણીને તેમાં ઠર્યો તે સ્વસમય છે. અભિમાનની ક્રિયા કરીને રાગદ્વેષમાં ઠર્યો તે પરસમય છે. આ રાજા બન્ને ધર્મોનો જાણકાર છે. પોતાની સમજણ વિના સવળો પુરુષાર્થ આવતો નથી જો તમારે તમારી સમજણથી સવળો પુરુષાર્થ લાવીને મોક્ષની પ્રાપ્તિ કરવી હોય તો આટલી વાત હૃદયમાં ઉતારી દેવી જોઈએ.

જીવનો અનાદિ અનંત શુદ્ધ ચૈતન્ય સ્વભાવ છે એમ પારિણામિક ભાવ સાબિત કરે છે. આત્મામાં એક પારિણામિક

ભાવ છે, તે ભાવમય જ આત્મા છે. જીવનો અનાદિ ચૈતન્ય શુદ્ધ સ્વભાવ હોવા છતાં જીવની અવસ્થામાં રાગ, દ્વેષ, વિકલ્પ, ક્રોધ છે એમ ઔદયિક ભાવ સાબિત કરે છે. જડ કર્મ સાથે જીવનો અનાદિનો સંબંધ છે અને જીવ તેને વશ થાય છે. તેથી જીવની પર્યાયમાં રાગ, દ્વેષ, ક્રોધાદિ વિકાર થાય છે. પણ કર્મને કારણે વિકાર ભાવ થતો નથી. કર્મના ઉદયે વિકાર કરાવી દીધો નથી, કે કરાવી દીએ તેમ પણ નથી. એ ઔદયિક ભાવ સાબિત કરે છે. જીવ અનાદિ કાળથી વિકાર કરતો હોવા છતાં તે જડ થઇ જતો નથી. અને તેનાં જ્ઞાન, દર્શન અને વીર્યનો અંશે ઉઘાડ તો સદા રહે છે એમ ક્ષાયોપશમિક ભાવ સાબિત કરે છે. આત્માનું સ્વરૂપ યથાર્થપણે જેમ છે તેમ સમજીને સત્‌નો સમાગમ મેળવીને જ્યારે પોતાના પારિણામિક ભાવનો જીવ આશ્રય કરે છે ત્યારે ઔદયિક ભાવ ટળવાની શરૂઆત થાય છે. પ્રથમ શ્રદ્ધા ગુણનો ઔદયિક ભાવ–મિથ્યાત્વ ટળે છે, એમ ઔપશમિક ભાવ સાબિત કરે છે. સાચી સમજણ પછી જીવ જેમ જેમ સત્ય પુરુષાર્થ વધારે છે તેમ તેમ મોહ અંશે અંશે ટળતો જાય છે, એમ ક્ષાયોપશમિક ભાવ સાબિત કરે છે. જીવ જો અપ્રતિહત ભાવે પુરુષાર્થમાં આગળ વધે તો ચારિત્ર મોહ સ્વયં દબાઇ જાય છે (ઉપશમ પામે છે), એમ ઔપશમિક ભાવ સાબિત કરે છે. (૧૧મે ગુણસ્થાને). અપ્રતિહત પુરુષાર્થ વડે પારિણામિક ભાવનો આશ્રય વધતાં વિકારનો નાશ થઇ જાય છે, એમ ક્ષાયિકભાવ સાબિત કરે છે. જો કે કર્મ સાથેનો સંબંધ, પ્રવાહ અપેક્ષાએ અનાદિનો છે તો પણ સમયે સમયે જુનાં કર્મ જાય છે અને નવાં કર્મનો સંબંધ થતો જ રહે છે એ અપેક્ષાએ તેમાં શરૂઆતપણું રહેતું હોવાથી

એ સાદિ હોવથી તે કર્મ સાથેનો સબંધ સર્વથા ટળી શકે છે, એમ ક્ષાયિક ભાવ સાબિત કરે છે. કોઈ નિમિત્ત, વિકાર કરાવતું નથી, અશુદ્ધતા કરાવતું નથી, જીવ પોતે નિમિત્તાધીન થઈને વિકાર કરે છે. પોતે એક રળતો હોય અને દશ માણસ ઘરમાં ખાતા હોય, પોતે માને કે હું છું તો બધા સુખી છે, તેમાં છ મહીના પછી એક માણસ માંદો પડયો. ત્રણ મહિના ખાટલો ચાલ્યો. દુઃખનો પાર નથી. ત્યારે કહે છે કે તેનાં પાપે દુ.ખી છે, સુખી હતો તો 'હું હઈને,' એમ બોલે છે. અનાદિથી એવી ઊંધાઈ કરીને બેઠો છે હું હઈને સુખી કે દુઃખી નથી. ઘરમાં આવેલાં સૌ પુણ્ય-પાપ લઈને આવેલા છે.

જીવ જયારે પારિણામિક ભાવરૂપ પોતાના સ્વભાવ તરફ લક્ષ કરી સ્વાધીનપણું પ્રગટ કરે છે ત્યારે નિમિત્તાધીનપણું ટાળીને શુદ્ધતાની ઉત્પત્તિ કરે છે, એમ ઔપશમિક, ક્ષાયોપશમિક અને ક્ષાયિક ભાવ સાબિત કરે છે. ભાવના વખતે પારિણામિક ભાવ ધ્યાન કરવા યોગ્ય છે. એનો અર્થ એવો છે કે ભાવ ધ્યેય છે. ધ્યેયભૂત દ્રવ્યરૂપ જે શુદ્ધ પારિણામિક ભાવ તે ત્રિકાળ રહે છે તેથી તે ધ્યાન કરવા યોગ્ય છે. તે પારિણામિક ભાવ અવિનાશી છે, તેથી તે ધ્યેય છે. તે ત્રિકાળી શુદ્ધ ભાવના લક્ષે શુદ્ધ અવસ્થા પ્રગટે છે, જીવને અનાદિથી પોતાના સ્વરૂપનું ભાન નથી, તેથી પોતે પારિણામિક ભાવ સ્વરૂપ છે એમ તે જાણતો નથી. શરીર મારું, ધન મારું, કુટુંબ મારુ, દીકરો-દીકરી મારાં, શરીરને અનુકૂળ જણાતી પર વસ્તુઓ મને લાભકારી છે એમ અજ્ઞાન દશામાં જીવ સમયે સમયે માન્યા કરે છે. તેથી તેનું વલણ પર-વસ્તુઓ, શરીર અને વિકારી ભાવો તરફ રહ્યા જ કરે છે. પરંતુ

કોઈથી ઉત્પન્ન કરવામાં આવેલ નથી, અને તેનો કદી કોઈથી વિનાશ થઈ શકે તેમ નથી, તેવો પારિણામિક ભાવનો સત્‌ના સમાગમે પોતે જો લક્ષ કરે, જ્ઞાન કરે, પોતાના ગુણ, પર્યાયરૂપ ભેદોને, પરવસ્તુઓને ગૌણ કરીને, તે ઉપરનું લક્ષ છોડીને, જો અભેદ દૃષ્ટિ કરે, પોતે શુદ્ધ પારિણામિક ભાવ સ્વરૂપે છે તેનો જો આશ્રય કરે તો નિર્વિકલ્પ દૃષ્ટિ પ્રગટે. ભેદ દૃષ્ટિમાં નિર્વિકલ્પ દશા થતી નથી: ઉપશમ ભાવ પણ એક પ્રકારની નિર્વિકલ્પ દશા છે. પારિણામિક ભાવ સિવાયના ચારે ભાવો ક્ષણિક છે. એક સમય પૂરતા છે. ક્ષાયિક ભાવે પ્રગટેલું ક્ષાયિક સમ્યગ્‌દર્શન પણ સમયે સમયે પ્રગટે છે. વળી તેમાં પણ ક્ષાયિક ભાવ તો વર્તમાનમાં નથી. ઉપશમ ભાવ હોય પણ થોડો વખત ટકે છે. ઉદય અને ક્ષયોપશમ ભાવ પણ સમયે સમયે પલટે છે માટે તે ભાવો પર લક્ષ કરે તો ત્યાં એકાગ્રતા થઈ શકે નહિ. એકાગ્રતા થયા વિના સમ્યગ્‌દર્શન ધર્મ પ્રગટે નહિ. માટે ત્રિકાળ સ્વભાવી પારિણામિક ભાવનું માહાત્મ્ય જાણીને તે તરફ જો જીવ વલણ કરે તો જરૂર ધર્મની શરૂઆત થાય છે અને એકાગ્રતાને જોરે ધર્મની પૂર્ણતા થાય છે, કેવળજ્ઞાન લઈને મોક્ષે જાય છે.

પણ જો જીવ મોહના ઉદયમાં જોડાય તો બંધ થાય; દ્રવ્ય મોહનો ઉદય તો હોય, છતાં જો જીવ શુદ્ધાત્મ-ભાવનાના બળવડે ભાવ-મોહરૂપે ન પરિણમે તો બંધ થતો નથી. જો જીવને કર્મનાં કારણે બંધ થતો હોય તો સંસારીને સર્વદા કર્મનો બંધ છે, તેનો કદી મોક્ષ થાય નહિ. માટે એમ સમજવું કે કર્મનો ઉદય, બંધ કરાવતો નથી, પણ જીવનું ભાવ-મોહરૂપે પરિણમન એજ બંધનું કારણ છે, એમ માનીને પારિણામિક ભાવનું આલંબન લીએ તો વર્તમાન દશામાં શુદ્ધતાને પામે.

નવ તત્ત્વ, ચાર નિક્ષેપા, દ્રવ્ય, ગુણ, પર્યાય એનો નિશ્ચય કરવાનો ઉદ્યમ કરવો જોઈએ. તેથી ઔપશમિક આદિ સમ્યકૂત્વ થાય છે. તત્ત્વનો નિર્ણય કરવામાં જીવે પોતે ઉપયોગ લગાવવો જોઈએ. એ પુરુષાર્થથી જીવને પોતાનું ભાન આપોઆપ થાય છે. મોક્ષના ઉપાયની સિદ્ધિ આપોઆપ થાય છે. તેની વિશુદ્ધતા વધે છે. કર્મનો રસ સ્વયંહીન થાય છે અને કેટલાક કાળે જ્યારે પોતાના પુરુષાર્થવડે જીવમાં ઔપશમિક ભાવે પ્રતીતિ પ્રગટે છે ત્યારે દર્શનમોહનો આપો આપ ઉપશમ થાય છે.

જીવનું કર્તવ્ય, તત્ત્વનો નિર્ણય કરવાનો છે. જીવ જ્યારે તત્ત્વનો નિર્ણય કરે છે ત્યારે દર્શનમોહનો ઉપશમ થાય છે; કર્મના ઉપશમમાં જીવનું કંઈ કર્તવ્ય નથી.

કેટલાક લોકો આત્માને સર્વથા શુદ્ધ માને છે, વર્તમાન અવસ્થામાં અશુદ્ધિ હોવા છતાં તેનો સ્વીકાર પણ કરતા નથી. કોઈ, કર્મ અશુદ્ધિ કરાવે છે તેમ માને છે, તે પણ બરાબર નથી. આત્માને સર્વથા શુદ્ધ અને અકર્તા માને તે બરાબર નથી. પણ પાંચે ભાવનું જેવું સ્વરૂપ છે તેવું સમજવું જોઈએ. ત્રિકાળી પારિણામિક ભાવનો આશ્રય કરીને તેમાં જે જીવ ઠરશે તે નિર્વિકલ્પ દશાને પામશે.

---

## સં. ૨૦૧૧ના બી, ભાદરવા શુદ ૩ રવિવાર તા. ૧૮-૯-૫૫.

ભગવતી સૂત્રમાં ઉદયન રાજાનો અધિકાર ચાલે છે. આ રાજાની જ્ઞાનદશા સોળે કળાએ ખીલી ઊઠી છે. ૩૬૩ પાખંડી મતોને આ રાજાએ પોતાનાં જ્ઞાનમાં જાણી લીધા છે. અહીં

અક્રિયાવાદીનું સ્વરૂપ તથા સ્યાદ્વાદ શૈલીની વાત સમજાવે છે. તે સ્વરૂપ જેમ છે તેમ સમજી લેજો.

દરેક દ્રવ્યની સત્તા દરેક દ્રવ્યથી ભિન્ન, ભિન્ન છે. વિશ્વમાં છ દ્રવ્ય છે. દરેક દ્રવ્ય ઉપાદાનરૂપથી પોતાની પરિણતિનો કર્તા તો જરૂર થઈ શકે છે. પરંતુ બીજા દ્રવ્યનો–બીજા દ્રવ્યના ગુણનો કર્તા થઈ શકતો નથી. ગુણગુણીમાં એક દ્રવ્ય છે. એમાં અનંત ગુણ છે. અનંત ગુણને ધરનારો પોતે ગુણી છે. ગુણગુણી વ્યાપ્ત–વ્યપકતા થઈ શકે છે, એટલે આત્મા ગુણી દ્રવ્ય છે જ્ઞાન, દર્શન, ચારિત્ર, તેના ગુણ છે. વ્યાપક આત્માનાં જ્ઞાન, દર્શન, ચારિત્ર, વ્યાપ્ય છે. એવા અનંત ગુણો વ્યાપ્ત છે. તેવા અનંત ગુણોમાં આત્મા પોતે એકજ વ્યાપી રહ્યો છે. ભેદ બુદ્ધિથી જ્ઞાન, દર્શન, ચારિત્રનો કર્તા આત્મા છે એમ જરૂર કહી શકાય. પરંતુ શુદ્ધ નિશ્ચય નયથી જીવ પોતાની શુદ્ધ પરિણતિ–વીતરાગ પરિણતિનો જ કર્તા છે. વીતરાગ પરિણતિમાં ભેદ પાડો તો ભેદબુદ્ધિથી જ્ઞાન, દર્શન, ચારિત્રનો કર્તા આત્મા છે અને અશુદ્ધ નિશ્ચય નયથી જીવ, રાગ, દ્વેષ, મોહરૂપ પોતાના વિભાવ ભાવોનો પણ કર્તા છે. પણ જે આત્માને એકાંત અકર્તા માની બેઠા છે તે સંસારમાં રખડનારા પૂતળાં છે. જ્ઞાનાવરણાદિ પરિણતિનો કોઇ પણ રીતે ઉપાદાન કર્તા આત્મા થઇ શકતો નથી. રાગ, દ્વેષરૂપ પરિણમન, જીવમાં જીવની વૈભાવિક શકિતના નિમિત્તથી થાય છે જો કે તે નૈમિત્તિક છે, ઓપાધીક છે, તથાપિ જીવની અશુદ્ધ પરિણતિ છે. એનો કર્તા અશુદ્ધ દૃષ્ટિથી આત્મા છે તેમ ભલેને કહી દેવાય, પણ પુદ્‌ગલની કોઈ પણ પર્યાયનો જીવ, ઉપાદાન કર્તા થઈ શકતો જ નથી. એ વાત દ્રઢ કરે છે. સચોટ દ્રઢ કરે છે. જીવના અશુદ્ધ ભાવોનું નિમિત્ત પામીને

પોતે જ કર્મ પુદ્ગલ જ્ઞાનાવરણાદિ કર્મરૂપે થઈ જાય છે. આશય એ છે કે શુદ્ધ કે અશુદ્ધ પરિણતિનો કર્તા પોતે જીવ છે અને અચેતન પરિણતિનો કર્તા અજીવ છે. પ્રશ્ન એ છે કે અશુદ્ધ ચેતન પરિણતિનો કર્તા જીવ ક્યાં સુધી રહેશે? જ્યાંસુધી પરદ્રવ્યનો કર્તા હું છું, પર દ્રવ્યમાં મારું કર્યું થાય છે, આ બધું મેં કર્યું છે. હું ન હોત તો આવી રચના ન થઇ શકી હોત, આ પ્રકારે પોતાને પરદ્રવ્યનો કર્તા માને છે, પોતાની સ્વદ્રવ્યની પરિણતિને ચૂકીને પરની પરિણતિનો હું કર્તા છું આવી માન્યતાથી અજ્ઞાનમાં ઊભો છે ત્યાંસુધી જીવ અશુદ્ધ પરિણતિનો જ કર્તા છે.

હવે જો જીવ એકવાર કોઈ પણ સત પુરુષના ચરણમાં સમર્પાઇ જઈને, તેના મર્મને ઝીલીને, પોતાની દૃષ્ટિ પોતા તરફ લઈ જાય તો, સમ્યગ્દર્શન પ્રગટ થઈ જાય તો, આ જીવ કોઈ કાળે પરમાં અહં બુદ્ધિ કરે નહિ અને મિથ્યાત્વ સંબંધી કર્મનો બંધ થાય નહિ. ત્યાર પછી સમ્યગ્દર્શનની અપેક્ષાએ તે આત્માની શુદ્ધ પરિણતિનો કર્તા છે.

અહીં કોઇ પ્રશ્ન ઉપાડે છે અને જીજ્ઞાસાભાવે આવીને નમ્રતા પૂર્વક ગુરુને પૂછે છે–આનો ઉપાય શું? જો તું ઉપાયને જાણવા માગે છે તો તું તારા પોતાના શુદ્ધ આત્મ – સ્વરૂપનો અનુભવ અને તે માટે અભ્યાસ એ જ ફકત ઉપાય છે. જ્ઞાની કહે છે કે હું તો આત્મસ્વરૂપમાં રમવાનો પ્રેમી થઈ ગયો છું. આત્મા પોતાના સ્વરૂપમાં રમવાનો પ્રેમી થઇ ગયો છે. હવે આત્મા પોતાના ચૈતન્ય ભાવોનો કર્તા થઈ શકે છે. 'પરંતુ પુદ્ગલનો કોઈ પણ રીતે ઉપાદાન કર્તા થઇ શકતો નથી. જ્યારે મોહનીય કર્મનું પરનિમિત્ત હોતું નથી, ત્યારે આત્મા પોતાના જ્ઞાન

સ્વભાવમાં પરિણમન કરે છે. એટલે આત્મા પોતે ઉપાદાન શકિતના જોરે પોતાની શુદ્ધ ઉપાદાન જ્ઞાન શકિતમાં પરિણમન કરે છે ત્યારે પરનિમિત્તનું કારણ રહેતું નથી. પરંતુ આત્મા જયારે અશુદ્ધ ચેતનારૂપ પર લક્ષે પરિણમન કરે છે ત્યારે મોહનીય કર્મ નિમિત્ત થાય છે. પરંતુ અક્રિયાવાદી, અજ્ઞાની જીવો એમ માની બેઠા છે કે બધું કર્મનો ઉદય કરાવે છે. મોહનીય કર્મનો ઉદય બધું કરાવે છે તેમ માને છે, તે મિથ્યા માન્યતા છે.

જ્ઞાની સમજાવે છે કે :-

आत्मज्ञानम् स्वयम् ज्ञानम्,
ज्ञानात् अन्यत्करोति किम्;
परभावस्य कर्तात्मा,
मोहोऽयं व्यवहारिणां ॥

આ ગાથાને હૃદયમાં ઉતારી લેજો.

'આત્મા' એટલે ચેતન દ્રવ્ય. 'જ્ઞાન' એટલે ચેતના માત્ર પરિણામ. 'કરોતિ' એટલે કરે છે. તે કોના થકી કરે છે? તો કહે છે **'स्वयम् ज्ञानम्'** આત્મા પોતાથી ચેતના પરિણામ માત્ર સ્વરૂપ છે. ચેતન પરિણામી આત્મા અચેતન કર્મમાં કરે શુ? તેમાં કંઈ પણ કરી શકે નહિ 'પરભાવસ્ય' એટલે જ્ઞાનાવરણાદિ કર્મને આત્મા કરે છે તેમ કહેવું તે મિથ્યાદૃષ્ટિ જીવનુ અજ્ઞાન છે. ઉપચારથી, અસદ્‌ભૂત વ્યવહાર નયથી એમ કહેવાય છે કે આત્મા કર્મનો કર્તા છે. એટલે કે અનાદિ કાળથી સંબંધવાળી અયથાર્થ સ્વરૂપ અનુપચરિત કે ઉપચરિત અસદ્‌ભૂત વ્યવહાર નયથી જ્ઞાનાવરણાદિ કર્મબંધનો

આત્મા કર્તા છે અને અશુદ્ધ નિશ્ચય નયથી રાગાદિ ભાવ કર્મબંધનો કર્તા જીવ જ છે. આમ હોવા છતાં પણ શુદ્ધ પારિણામિક પરમ ભાવને ગ્રહણ કરવાવાળો શુદ્ધ નિશ્ચય નયથી એ કર્તા નથી. દ્રવ્ય કે ભાવ કર્મનો પણ કર્તા નથી. કઈ અપેક્ષાએ કર્તા છે અને અને કઈ અપેક્ષાએ કર્તા નથી, તે હવે ન્યાયથી સમજાવે છે. ભેદ જ્ઞાનનાં દૃષ્ટાંત પણ સમજવાં જોઈએ દૃષ્ટાંત સખત અને મજબૂત હોય છે. તેમાં પ્રત્યન વગર ચાંચ ન ખૂચે.

અગ્નિના સંયોગથી પાણી ગરમ થઈ જાય છે ત્યારે પાણી ઊનું છે એમ કહી દેવાય છે. છતાં ઉષ્ણતા એ કંઈ પાણીનો મૂળ સ્વભાવ નથી. પાણીનો સ્વભાવ તો શીતલ છે. માટે સ્વભાવની દૃષ્ટિએ પાણી શીતલતાનું કર્તા છે. ઉષ્ણતાનું કર્તા નથી. અગ્નિનો સંયોગ નિમિત્ત છે. વ્યવહારે ભલે બોલો કે અગ્નિએ પાણીને ઊનું કર્યું, સંયોગ દૃષ્ટિથી પાણી ઉષ્ણતાનું કર્તા છે. સ્વભાવ શીતળ છે. પણ પણ અગ્નિએ પાણી ઊનું કરી નાખ્યું નથી. પાણીએ ઉષ્ણતાની અવસ્થા પોતે કરેલ હોવાં છતાં સ્વભાવથી પાણી શીતળ છે. નિશ્ચય નયથી પાણી શીતળતાનું કર્તા છે. તાંદળજાની ભાજીમાં મીઠું નાખ્યું, પછી એનો સ્વાદ લેનાર કહે છે કે ભાજી ઘણી સ્વાદિષ્ટ થઈ છે. પણ ખરી રીતે જોતાં સ્વાદ મીઠાંનો છે મીઠાંનો સ્વાદ ભાજીમાં ઝળકે છે. ભાજીના સંસ્કારનો સ્વાદ છે. ભાજી સંમારતી વખતે ભાજીમાં જે સ્વાદ હતો તે જ સ્વાદ અત્યારે પણ છે. સમજદાર, ભાજીના સ્વાદને અને મીઠાંના સ્વાદને જુદાં જાણે છે. ભાજીનો અને મીઠાનો સ્વાદ છે જુદો, છતાં આરોગો છો એકરૂપમાં.

એજ રીતે ભેદજ્ઞાની મહાત્મા, ક્રોધના સ્વાદને અને આત્માના જ્ઞાનાનંદમય સ્વભાવને જુદા પાડીને પોતે ભિન્ન, ભિન્ન અનુભવે છે,

અજ્ઞાની તેને એકમેક કરીને ગળચી જાય છે. ક્રોધાદિનો કર્તા હું, મેં કર્યો, મારા કર્યા થયાં એવી ભ્રાંતિ જ્ઞાની કોઈ કાળે કરતો નથી. અજ્ઞાની કર્યા વગર રહેતો નથી. ક્રોધાદિ કર્મજનિત વિકાર છે, અશુદ્ધ નિશ્ચય નયથી જીવે કર્યો તેમ વ્યવહારથી કહેવાય છે; એમ માની પછી પુરુષાર્થથી તેનો નકાર કરીને (રાગ તે હું નહિ હું વીતરાગ), નિશ્ચયથી ક્રોધ કષાયનો અનુભાગ છે, નિશ્ચયથી એ ત્રણ કાળમાં મારો સ્વભાવ નથી એમ યથાર્થપણે જાણે છે. ચેતન, અચેતન પદાર્થોમાં રાગદ્વેષ કરવા તે મિથ્યાબુદ્ધિ છે, એ સર્વ મોહનો પ્રભાવ છે, એ મોહથી હું તદ્દન જુદો, જ્ઞાનાનંદ સ્વભાવને ભિન્ન બતવે છે, મોહથી મારે કંઈ પણ સબંધ નથી, હું તો શુદ્ધ ચૈતન્યરૂપ છું આત્મા પોતાના ચૈતન્યભાવનો કર્તા થઈ શકે છે. એટલે જીવ—દ્રવ્ય પણ અનાદિથી પરિણમનશીલ છે. એનો એ સ્વભાવ છે તો આ જગતમાં એ ઝળકી રહ્યો છે. અનેક પ્રકારના ભાવોને પણ કરે છે, અને કયારેક શુદ્ધ શાંત ભાવોમાં પરિણમન કરે છે; જ્યારે અશુદ્ધ ચૈતન્ય ભાવમાં પરિણમે છે ત્યારે કર્મોદય નિમિત્તરૂપ થાય છે. પોતે પુરુષાર્થ ઉપાડી પોતાનાં જ્ઞાનાનંદમાં પરિણમે છે ત્યારે કર્મોદય નિમિત્તરૂપે થતું જ નથી. કર્મોદય હોતો જ નથી. સ્યાદ્‌વાદ, અનેકાંત, દૃષ્ટિથી આત્મા શુદ્ધ છે, અશુદ્ધ છે, સ્વસ્વભાવે સક્રિય છે, પર પ્રયોગે અક્રિય છે, કર્તા પણ છે, અકર્તા પણ છે. આમ કેમ છે અને કેવી રીતે છે તે પોતે પોતાના જ્ઞાનમાં ટકીને જાણે તો તે ત્રિકાળી સત્ય પ્રમાણ છે. જો આમ ટકીને ન જાણે તો તે એકાંતવાદી છે. કાં તો આત્માને સર્વથા અકર્તા માને છે એ બધા એકાંતવાદી, સંસારમાં ભટકવાના છે.

ચૈતન્યનો ઉદ્યમ કરે તેને વિષય કષાય સહેજે મંદ હોય છે. ચૈતન્યનો ઉદ્યમ કરતો નથી એટલે સ્વાધ્યાયાદિ, સત્સમાગમ કરતો નથી. કરતો હોય તો અપૂર્વ વાણીને ઉપયોગમાં લેતો નથી, લેતો હોય તો અંદરમાં પરિણમાવવાનો પ્રયત્ન કરતો નથી, પ્રમાદી થઈને પડયો રહે છે. યમ, નિયમ, જપ, તપ, જ્ઞાનીઓએ બતાવેલી ક્રિયાઓને સમ્યગ્‌દર્શનને પામવાના ઉપાયપણે કરતો નથી. તારો ઉપયોગ તો પ્રમાદી થઈને અશુદ્ધમાં વર્તે છે, પાપના પરિણામમાં વર્તે છે અને તેને તું શુદ્ધ ઉપયોગ ઠરાવે છે. પરંતુ ચાર જ્ઞાનના ધણી, ગણધર ગૌતમ જેવાને પણ શુદ્ધ ઉપયોગ લાંબો કાળ રહેતો નથી. એ ગણધરોને પણ મહાવીર દેવની વાણીમાં ઉપયોગ જોડાવાનો શુભ ભાવ આવે છે, શાસ્ત્રાભ્યાસ કરવાનો શુભ ભાવ આવે છે, તો તું શુદ્ધ ઉપયોગમાં લાંબો કાળ કયાંથી રહી શકે? શુભ ભાવ આવ્યા વગર રહેતો નથી.

રાગના કાળે એ શુભમાં દેવ, ગુરુ, શાસ્ત્રની તું ભકિત ન કરે અને પોતાના સ્વરૂપને જાણવાનો ઉદ્યમ ન કરે તો અશુભ–ભાવ, પાપ–ભાવ થશે જ. માટે પરિણામનો વિવેક રાખવો જોઈએ.

અક્રિયાવાદી જીવ એકાંતમાં પડયો છે પરિણામનો વિવેક રાખ્યા વગર નિરુદ્યમી થાય છે અને જેમ તેમ પ્રમાદમાં કાળ ગુમાવે છે. અંતરમાં આનંદની વૃદ્ધિ થાય, અને સાથે ઘણી શાંતિ વધી જાય તેનું નામ શુદ્ધ ઉપયોગ છે. પણ નિરુદ્યમી થઈને બેસી રહેવું, સ્વાધ્યાયનો નકાર કરવો, એનું નામ શુદ્ધ ઉપયોગ નથી. અજ્ઞાની ઘડીકમાં ચિંતન, મનન, શ્રવણ જેવું કરે છે, અને વળી વિષયોમાં પ્રવર્તે છે, ભોજનાદિમાં પ્રવર્તે છે, વિકથામાં પ્રવર્તે છે, પણ શાસ્ત્રનો અભ્યાસ, દેવ, ગુરુ, ધર્મની ભકિત, વગેરે કાર્યો, રાગ છે,

તે બંધનું કારણ છે તેમ માનીને છોડી દીએ છે, શુભમાં વર્તતો નથી, અને અશુભમાં પડયો રહે છે. સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન પામવાના ઉપયોગમાં વર્તતો નથી, શુદ્ધ ઉપયોગની તેને ખબર જ નથી. પરંતુ ઊપરથી માને છે કે મારો આત્મા શુદ્ધ, બુદ્ધ, નિરંજન નિરાકાર છે. આવા આત્મા મિથ્યાદૃષ્ટિ, પાખંડી છે.

ગૌતમસ્વામી, રાગને ટાળવા માટે શ્રદ્ધાપૂર્વક છઠ્ઠને પારણે છઠ્ઠ કરે છે. વીતરાગે બતાવેલા ઉપાયોમાં વર્તે છે. એ જ્ઞાની જીવ છે, પરંતુ અજ્ઞાની જીવ ઇંદ્રિયોના વિષયોમાં, એશ-આરામમાં પ્રવર્તે છે. પણ શાસ્ત્રાભ્યાસ, ભક્તિ વિગેરે કાર્યોને રાગ છે, પુણ્ય છે, તેથી સંસાર વધી જાય તેમ કહીને કરતો નથી.

માટે જેમ છે તેમ સમજીને સતના સમાગમે સ્વરૂપનું ધ્યાન કરીને સ્વરૂપને આસ્વાદશે તે એક અવતાર કરીને મોક્ષમાં જશે

---

## સં. ૨૦૧૧ના બી. ભાદરવા શુદ ૪ સોમવાર તા. ૧૯-૯-૫૫.

ઉદાયન રાજાની વાત આત્મલક્ષે વહેતી મૂકવામાં આવે છે. એકાંત વાદીના ૩૬૩ મત છે. અહીં અક્રિયાવાદીના મતની વાત ચાલે છે. તેની સામે જૈનદર્શન શું કહે છે તે સમજીને જે આરાધશે, તે અવિનાશી આત્મ-સ્વરૂપને પામશે.

પોતાના ત્રિકાળી આત્મામાં સુખ, આનંદ, શાંતિની વૃદ્ધિ થાય તેને મહાવીરદેવ શુદ્ધ ઉપયોગ કહે છે. જ્યાં સુધી શાંતિ વધે નહિ ત્યાંસુધી જીવ શુદ્ધ ઉપયોગ પામ્યો કહેવાય નહિ. પોતાના

આત્માને અકર્તા માની લેવો, નિરૂદ્યમી થઈને જેમ તેમ બેસી રહેવું અને હું શુદ્ધ, નિરંજન, નિરાકાર છું તેમ માનવું તેનું નામ શુદ્ધ ઉપયોગ નથી.

નિશ્ચયાભાસી, એકાંત અક્રિયાવાદી, અજ્ઞાની, મિથ્યાત્વી ઘડીકમાં ચિંતન, મનન, ધ્યાન કરે છે અને આત્મા શુદ્ધ, બુદ્ધ છે તેવી વાતો કરે છે ઘડીકમાં પાંચે ઇંદ્રિયના વિષયોમાં પ્રવર્તે છે. શાસ્ત્રના અભ્યાસ કરવાની વાત આવે, તીર્થંકરનું સ્તવન કરવાની વાત આવે, યમ, નિયમ, જપ, તપ કરવાની વાત આવે ત્યારે આ રાગ છે, તેમાં પુણ્ય બંધાઈ જાય એમ કહીને છાંડે છે. શુભ પરિણામમાં વર્તતો જ નથી. અશુભમાં વર્તે છે અને પોતાને શુદ્ધ ઉપયોગી માને છે. શુદ્ધ ઉપયોગની શાન્તિ કેવી હોય એની તેને કંઈ ખબર નથી. જેમ સ્વપ્નામાં કોઈ પોતાને રાજા માને છે તેમ તે એકાંત અજ્ઞાની, અક્રિયાવાદી, નિશ્ચયાભાસી જીવ પણ સ્વચ્છંદે પોતાની કલ્પનાના ભ્રમથી પોતાને શુદ્ધ ઉપયોગી માની બેઠો છે અને પોતાને જ્ઞાની માનીને પ્રવર્ત્તે છે. શૂન્ય જેવો પ્રમાદી થઇ ગયો છે અને પ્રમાદને શુદ્ધ ઉપયોગ ઠરાવે છે ત્યાં કલેશ થોડો હોવાથી, જેમ કોઈ આળસુ બનીને પડયો રહે અને તેમાં સુખ માને એમ તું સુખ, શાંતિ અને આનંદ માનીને બેઠો છે. અંતરમાં આનંદ અને શાંતિની વૃદ્ધિ થાય તો સુખ કહેવાય. તું પોતાને કલ્પનાથી સિદ્ધ સમાન શુદ્ધ માને છે અને આનંદિત થાય છે. પોતાની મેળે જ પોતે સુખ માની લીએ છે. જેમ કોઈ ઠેકાણે રતિ માની, સુખી થાય તેમ કંઇક વિચાર કરવામાં રતિ માની, સુખી થાય, એને તું અનુભવજનિત સુખ માને છે. કોઈ ઠેકાણે અરતિ માની ઉદાસ થાય છે. વ્યાપારાદિ અને સ્વજનના સંબંધાદિ

અને પુત્રાદિ કુટુંબ એ બધાને ખેદનું કારણ જાણી પોતાને ઉદાસ માને છે, તેને તું વૈરાગ્ય માને છે પણ એવા જ્ઞાન વૈરાગ્ય તો કષાયગર્ભિત છે. પરનો દોષ માનીને તેનાથી ઉદાસીનતા કરે તે તો દ્વેષ છે. હવે અમે એનાથી ઉદાસ થઈ જશું એટલે અમને દ્વેષ નહિ થાય એમ માને છે. તેનો અર્થ તો એ થયો કે મારો આત્મા તો શુદ્ધ, બુદ્ધ છે, પણ પર મને દ્વેષ કરાવે છે. આમ માનનાર એકાંત પાખંડી છે.

જ્ઞાનીઓને તો અંતરમાં ચૈતન્યના આનંદનો અનુભવ થયો છે. તેના જોરે શાંતિ ઘણી વધી ગઈ છે. વીતરાગ રૂપ ઉદાસીનતા છે ત્યાં નિરાકૂળતા થઈ છે. તેથી તેને પર દ્રવ્ય પ્રત્યે સહેજે વૈરાગ્ય ઉત્પન્ન થયો છે. અજ્ઞાનીને સાચો વૈરાગ્ય નથી. જ્ઞાનીની ઉદાસીનતા વીતરાગ જ્ઞાન ગર્ભિત છે. જ્ઞાનીને પરમાં સ્વપ્ને પણ સુખ બુદ્ધિ નથી. અંદરની શાન્તિના અનુભવપૂર્વક યથાર્થ જ્ઞાન-વૈરાગ્ય જ્ઞાનીને હોય છે અને ક્ષણે ક્ષણે અંદરનો રાગ ઘટતો જાય છે. અજ્ઞાની, આખો સંસાર છોડીને મન ગમતા વિષયોમાં પ્રવર્તે છે, તેમાં પોતાને આનંદી અને શુદ્ધ માને છે. પોતે પોતાને જ્ઞાની અને શુદ્ધ માને છે અને બીજા પાસે જ્ઞાની મનાવે છે. આ અવિદ્યા અને પાખંડ છે. વિષય-કષાયમાં આનંદ માનવો તે તો આર્ત અને રૌદ્ર ધ્યાન છે. છતાં માને છે કે હું શુદ્ધ છું તેમ માનનાર એકાંત પાખંડમાં પડેલો છે.

આત્મામાં રાગ, દ્વેષ, વિકાર, થાય છે તે આશ્રવ છે. શુદ્ધ આત્માની દૃષ્ટિએ, ત્રિકાળ દૃષ્ટિએ રાગ દ્વેષ ઘટી જાય છે ત્યારે તેને બાહ્યમાં ત્યાગ એ પ્રકારનો હોય છે, તેનો શાસ્ત્રમાં નિષેધ નથી. હિંસાનો ત્યાગ, અસત્યનો ત્યાગ, અંશે અંશે બાહ્યમાં હોય છે.

જો શાસ્ત્રમાં રાગનો અભાવ કરવાનો ઉપદેશ ન આપ્યો હોય તો ગણધરાદિ તેનો ઉદ્યમ શા માટે કરે ? માટે શકિત અનુસાર તપ, ત્યાગ, યમ, નિયમ, જપ કરવા યોગ્ય છે. શકિતને ઓળંગીને જ્ઞાની તપાદિ કરતા નથી. જ્ઞાનીને સહજ દશા હોય છે. તેમને તપમાં કંટાળો હોતો નથી. તપમાં જો કલેશ થાય તો તે ધર્મ નથી, પણ આર્તધ્યાન છે. જો શુભ પરિણામ હોય તો પુણ્ય થાય છે માટે શકિત અનુસાર તપ, નિયમ, સ્વાધ્યાય, શ્રવણ, મનન, ચિંતન, ભેદ–વિજ્ઞાન કરવા યોગ્ય છે.

તું વ્રતાદિને એકાંત બંધ-ભાવ માને છે. પણ જરા સમજ તો ખરો. સ્વચ્છંદ વૃત્તિ તો અજ્ઞાન અવસ્થામાં હતી. હવે જો અંદરમાં સાચું જ્ઞાન પ્રાપ્ત થયું હોય તો રાગ, દ્વેષની પરિણતિને રોકે જ છે. જ્ઞાનમાં એકાગ્ર થાય ત્યારે રાગ પરિણતિ રોકાય છે. તથા પરિણતિને રોકવા માટે બાહ્ય હિંસાદિ કારણોનો ત્યાગ અવશ્ય થાય છે, થવો જ જોઇએ. આ નિમિત્તની વાત થઇ. બાહ્ય ક્રિયાથી પરિણામ ન રોકાય પણ એ પ્રકારનો રાગ હોતો નથી ત્યારે તેની ક્રિયાથી પણ જ્ઞાની રહિત હોય છે. હિંસા, જૂઠ, ચોરી, મૈથુન, પરિગ્રહ કરવાનો રાગ નથી હોતો એટલે જ્ઞાની તેવી ક્રિયાથી રહિત હોય છે. એટલે બાહ્ય પદાર્થો છૂટયા તેમ કહેવાય. કોઇ એમ કહે કે અમારાં પરિણામ શુદ્ધ છે, બાહ્ય ત્યાગ ન કર્યો તો ન કર્યો, આમ માનનાર જીવ, એકાંતમાં ગળા સુધી ડૂબી ગયો છે. આત્માને એકાંત અકર્તા માનનાર હોવાથી, તેને પરિણામ અને બાહ્ય ક્રિયા એ બન્નેનો નિમિત્ત–નૈમિત્તિક સંબંધ કેવો છે તેની ખબર નથી તારાં કલ્યાણ માટે એ સંબંધ સમજ અને અનાદિની એકાંત દૃષ્ટિ છોડી દે.

હિંસાદિ કાર્ય જો તારાં પરિણામ (ભાવ)ના નિમિત્ત વગર સ્વયં થતાં હોય તો અમે સમજીએ કે તું શુદ્ધ છો, અકર્તા છો. બાહ્ય હિંસાદિની પર્યાય તો જડ છે. જડ તે જડના કારણે સ્વયં થાય. પરંતુ તું નિમિત્ત થાય છે કે થનો જ નથી? મારવા આદિનાં પરિણામ તું કરે છે. જૂઠું બોલવા આદિનાં પરિણામ તું કરે છે, કાર્ય તો થવું હોય તો થાય. રૂપ સેવવાનાં પરિણામ તું કરે છે, તો તારો આત્મા શુદ્ધ છે, તારાં પરિણામ શુદ્ધ છે, તે કેમ બને? તારાં પરિણામ નિમિત્ત છે માટે તારાં પરિણામ વડે કાર્ય થાય છે એમ કહીએ છીએ. જ્ઞાનીઓ ન્યાય આપી ગયા છે. લીલોતરી કપાય છે ત્યારે લીલોતરી કાપવાની ક્રિયા તો જડની છે. પણ તે વખતે જીવનાં પરિણામ શુદ્ધ હોય તે બને નહિ. મુનિને તેવી ક્રિયા હોતી જ નથી. કારણ તે મુનિને તેવાં પરિણામ નથી. તને એવી ક્રિયા ભજે છે માટે તારા આત્માને તું શુદ્ધ માની બેઠો છે, તે બને નહિ.

હિંસા કરું, જૂઠું બોલું, ચોરી કરું, મૈથુન સેવું, પરિગ્રહ ભેગો કરું વગેરે પરિણામ જીવ કરે છે અને તે વખતે બહારની ક્રિયા એના કારણે સ્વયં થાય છે. પણ પરિણામ કોણ કરે છે? વિષય-સેવનની ક્રિયા શરીરથી થાય છે. તે તમામ ક્રિયા જડના ઘરની છે. પણ વિષય-સેવનના ભાવ કોણ કરે છે? કોઈ કહે કે મારાં પરિણામ એવાં છે જ નહિ તો તે પરિણામને સમજતો નથી. તે એકાંત વેદાંતી થઈ રહ્યો છે. ચાલવાની ક્રિયા પ્રમાદથી થાય છે. ચાલવાની ક્રિયા તે શરીરની, જડની, પરંતુ અંદર-પ્રમાદ-ભાવનાં પરિણામ ન હોય તો એવી ક્રિયા ન થાય. તેવો બહારની ક્રિયા અને અંદરનાં પરિણામને નિમિત્ત-નૈમિત્તિક સંબંધ છે. અંદરમાં

ખાવાનાં પરિણામ કરે છે અને બહારમાં ખાવાની ક્રિયા થાય છે. ખાવાની ક્રિયા જડને કારણે જડમાં થાય છે. પણ ખાવાનાં પરિણામ આત્મા કરે છે, છતાં મારાં પરિણામ શુદ્ધ છે એમ માને છે તે મિથ્યાદૃષ્ટિ છે. વિષયનાં પરિણામ કરે છે અને બહારમાં તેવી ક્રિયા થાય છે. શરીરાદિની ક્રિયા તો જડની છે. પણ તે વખતે પરિણામ તો જીવનાં છે. લક્ષ્મીનો સંગ્રહ થાય છે તે કોની ક્રિયા છે? જડની ક્રિયા છે. આણું વાળવા જાય છે ત્યારે થોકડાબંધ સાડલા ભેગા થાય છે તે જડની ક્રિયા છે. દાયજો, જડની ક્રિયા છે. પણ તે વખતે પરિગ્રહનાં અને લોભનાં પરિણામ આત્માનાં છે. હવે તેને શુદ્ધ ભાવ માને તે મિથ્યાદૃષ્ટિ, એકાંતવાદી, નિશ્ચયાભાસી, પાખંડી છે.

વરૂણ નાગ નટવો લડાઈમાં ઊભો છે. લડાઈની ક્રિયા જડને કારણે સ્વયં થાય છે. છાતી જડ છે. બાણ જડ છે. પણ તે વખતે થતી ક્રિયામાં જે જીવ ઊભો હોય તે એમ માને કે મારાં પરિણામ શુદ્ધ છે, તો તે ખોટી વાત છે. મુનિરાજને એ પ્રકારની ક્રિયા હોતી નથી કારણકે અંદરમાં લડાઈ કરવાનાં પરિણામ હોતાં નથી. એટલે તેવી ક્રિયા પણ હોતી નથી પરિણામને અને લડાઈમાં બજતી ક્રિયાને નિમિત્ત-નૈમિત્તિક સંબંધ છે તે હજી સમજતો નથી. જડનાં કાર્ય થાય છે ત્યારે પોતાનાં પરિણામ અશુદ્ધ છે, તેમ ન માને તે અને નિમિત્તથી કાર્ય થાય તેમ માને તે પણ મિથ્યાદૃષ્ટિ છે.

લાખો ખર્ચીને શ્વેતાંબર કે દિગંબરનાં દેરાં બનાવે કે પાંચ લાખ ખરચી સ્થાનક બનાવે જે ક્રિયા થાય છે તે તમામ મકાન આદિ જડની ક્રિયા છે. પણ તે બનતી વખતે રાગી જીવનું નિમિત્ત છે.

તે રાગી જીવ એમ કહે કે મને તે વખતે વીતરાગ ભાવ હતો અને જડને કારણે આ બધું બની ગયું, તો ખોટી વાત છે. આત્મા જડની ક્રિયા ત્રણ કાળમાં કદી કરી શકતો નથી. પૈસાના સંબંધમાં જે અશુદ્ધ ભાવ પોતાને થાય છે તેને શુદ્ધ ભાવ માને તે મિથ્યાદૃષ્ટિ છે. એક મકાન બને છે, તેમાં પાંચ લાખ રૂપીઆ લાગ્યા. મકાન બનતી વેળાએ રાગ થઈ રહ્યો છે છતાં માને કે હું વીતરાગ ભાવે ઊભો છું, તો તે વાત ખોટી છે. ક્રિયા, ક્રિયાના કારણે થાય છે તે બરાબર, પણ તેની પાછળ ભાવ ન હોય તેમ બને નહિ. જો ભાવ ન હોય તો ક્રિયા થાય નહિ.

જ્યારે જીવ પાંચમા ગુણસ્થાનકે હોય ત્યારે તેને બાર વ્રતનાં પરિણામ હોય અનંતાનુબંધી તથા અપ્રત્યાખાની કષાય છૂટી જાય. એ પરિણામમાંથી અંશે અંશે હિંસા, જૂઠ, ચોરી છૂટી ગયાં પણ સર્વથા છૂટયાં નથી. અંદરનાં પરિણામમાં અંશે અંશે નહોતું છૂટયું ત્યાંસુધી નહોતું છૂટયું, કારણ તે વખતે અપ્રત્યાખ્યાનીના પરિણામનો ઉદય હતો. એ જીવ જ્યારે આગળ વધ્યો અને સાતમે સ્પર્શીને છઠે આવ્યો, ત્યારે હિંસાનો સર્વથા ભાવ છૂટી ગયો અને બહારની હિંસા હોય જ નહિ શ્રાવકને જૂઠું બોલવાની બાહ્ય પ્રવૃત્તિ થાય ત્યારે તે માને કે મારાં જૂઠું બોલવાનાં પરિણામ નથી તો એ ખોટી વાત છે. અંદરમાં મૈથુનનાં પરિણામ છૂટી ગયાં હોય તો બાહ્યમાં મૈથુનની ક્રિયા હોય જ નહિ. મૈથુનની ક્રિયા શરીરથી આખી જીંદગી ન હોય છતાં અંદરમાં વિષય–ભોગનાં પરિણામ હોઇ શકે. પરંતુ વિષય–ભોગની ક્રિયા હોય અને અંદરનાં પરિણામ ન હોય તેમ બને નહિ. બહારની ક્રિયા છૂટી ગઈ હોય તેને અંદરનાં પરિણામ હોય કે ન પણ હોય પણ જેને ભાવ છૂટી ગયા છે તેને બહારની ક્રિયા હોય જ નહિ.

ચેડા રાજા લડાઈમાં ઊભા છે. વરૂણ નાગ નટવો પણ લડાઈમાં ઊભો છે. અંદરમાં લડાઈ કરવાના ભાવ છે. તે વખતે એમ માને કે મારા ભાવ પૂર્ણ વીતરાગી છે તો તે સમ્યગ્દૃષ્ટિ નથી. વિકલ્પ છૂટી ગયો હોય તો તે લડાઈની ક્રિયા ભજે જ નહિ. અંદરમાં લડાઈ કરવાના ભાવ હોય, પરંતુ લડાઈની ક્રિયા ભજવાની હોય તો ભજે અને ન ભજવાની હોય તો ન ભજે. વરૂણ નાગ નટવાને લડાઈના ભાવ છે. પણ લડાઈ થતી નથી. આનો સળંગ અર્થ એ થયો કે હિંસાદિ ક્રિયા વખતે પોતાનાં પરિણામ અશુદ્ધ હોય છે, અશુદ્ધ હોય છે, તેને શુદ્ધ માને તે મિથ્યાદૃષ્ટિ છે. મૈથુનની ક્રિયા થતી હોય ત્યારે પોતાને શુદ્ધ પરિણામવાળો માને તે એકાંત પાખંડી છે. તેને સ્વનું ભાન જ નથી એક માણસના ખીસામાંથી સો રૂપિયાની નોટ પડી ગઈ પાછળના માણસને ચોરી લેવાનાં પરિણામ થયાં. પણ હાથ લાંબો કરી નોટ ઉપાડી લે તેવો જોગ થતો નથી. છતાં અંદરમાં ચોરીનાં પરિણામ છે તે વખતે એકસોવાળી નોટ ઉપાડી લે અને એમ માને કે આ બધી જડની ક્રિયા છે, હું તો શુદ્ધ જ છું, તે વાત ખોટી છે. માટે પોતાનાં પરિણામને અને બહારની ક્રિયાને નિમિત્ત-નૈમિત્તિક સંબંધ છે. કેવો છે તે સમજવું જોઈએ.

---

## સં. ૨૦૧૧ના બી. ભાદરવા સુદ ૫ મંગળવાર તા. ૨૦-૯-૫૫.

ભગવતી સૂત્ર ૧૩સું શતક છઠ્ઠો ઉદ્દેશો ચાલે છે. આ રાજાનો આત્મા સોળે કળાએ ખીલી ઊઠયો છે. તે સ્વમત-પરમતનો જાણકાર થઈ ગયેલ છે. લોકની અંદર ચાલતા ૩૬૩ પાખંડી-મતને આ રાજાએ જાણી લીધા છે ૧૮૦ ક્રિયાવાદીના,

૮૪ અક્રિયાવાદીના, ૬૭ અજ્ઞાનવાદીના અને ૩૨ વિનયવાદીના એ ૩૬૩ મત તે જાણે છે. એકાંતવાદી, અક્રિયાવાદીનું સ્વરૂપ કહેવાય છે. આત્મા કર્તા, અકર્તા, સક્રિય, અક્રિય, પરિણામી, અપરિણામી કેવી રીતે છે તે જેમ છે તેમ સમજશે તે જીવ કેવળજ્ઞાન લઇ મોક્ષમાં જશે.

વર્તમાન વર્તતી પર્યાયમાં જે રાગાદિ, લોભાદિ અશુભ પરિણામ છે તેને કરનાર કોણ? અક્રિયાવાદી, આત્માને શુદ્ધ માને છે. તે આત્માને કર્તા માનતા નથી. વેદાંતી, આત્માને શુદ્ધ માને છે. જૈન પણ એમ માને તો તે મિથ્યાદષ્ટિ છે. સાંખ્યવાદી કહે છે કે કર્મના ઉદયે અશુદ્ધિ થાય છે, તે પણ બરાબર નથી. રાગાદિ અશુદ્ધ પરિણામનો કરનાર કોણ છે? આત્મા જ તેનો કરનાર છે. ક્રોધ વગેરે થાય છે અને પાછો મટી જાય છે, તેથી એ કાર્ય છે. ક્રોધ, માન, સંકલ્પ, વિકલ્પ થાય એ કાર્ય થયું, જે કાર્ય હોય તે કરેલું હોવું જોઇએ. કર્યા વિના કાર્ય થાય નહિ. આત્માનો સ્વભાવ રાગાદિ કરવાનો નથી અને રાગાદિ કરવામાં નથી. રાગ, આત્માનો સ્વભાવ થઈ જાય તો ટાળ્યો ટળે નહિ, માટે આત્મા, સ્વભાવે રાગાદિનો કર્તા નથી, કર્મના ઉદયને કારણ માને તો જાય સાંખ્યમાં. અશુદ્ધ નથી તો જાઓ વેદાંતમાં. રાગાદિ કાર્ય છે અને કાર્ય હોય તો કોઇનું કરેલું પણ હોય. જો એમ માનીએ કે જીવ અને પુદ્‌ગલ (કર્મનો ઉદય) બન્ને મળીને પરસ્પર સાક્ષી રૂપ રહી રાગ, દ્વેષ રૂપ કાર્ય કરે છે, જો એમ હોય તો બન્નેને રાગ દ્વેષનુ ફળ જે સુખ, દુઃખ છે તે મળવું જોઇએ. પણ એ વાત પુદ્‌ગલને માટે અસંભવિત છે, કેમકે પુદ્‌ગલ તો જડ છે, અચેતન છે. તેને જ્ઞાન નથી. સુખ–દુઃખ

જાણતું નથી. તેનું એને ભાન નથી હવે એમ કહીએ કે એકલી પ્રકૃતિ (જડ) રાગાદિ કરે છે, તોપણ તેમ બને જ નહિ, કેમકે પ્રકૃતિ અચેતન, જડ છે. રાગાદિ ભાવ તો ચેતન છે.

**ભાવકર્મ નિજ કલ્પના, માટે ચેતનરૂપ,**
**જીવ વીર્યની સ્ફુરણા, ગ્રહણ કરે જડધૂપ,**

ભાવકર્મ છે તે રાગાદિ ચેતન છે ચેતનની અવસ્થામાં થાય છે. આત્માની પર્યાયમાં થાય છે. અરૂપી છે ચેતન છે, પણ આત્માનો સ્વભાવ નથી. માટે એમ સિદ્ધ થાય છે કે આ અશુદ્ધ ભાવ, અજ્ઞાની, સંસારી જીવના કર્યા થાય છે. આ રાગાદિ ભાવ ક્યાં સુધી? જીવ અજ્ઞાન દશામાં પડ્યો રહેશે ત્યાં સુધી. જ્યાંસુધી જીવમાં અજ્ઞાન અને મિથ્યાત્વ પડ્યું છે ત્યાં સુધી. અશુદ્ધ ભાવ, સંસારી જીવના છે, અજ્ઞાનીના છે. જ્ઞાનીઓ પોતાની પામરતા કબૂલ કરે છે. સમ્યગ્દર્શનની અપેક્ષાએ રાગનો કર્તા નથી. જ્ઞાનની અપેક્ષાએ રાગ એ જ્ઞાનનું જ્ઞેય છે. ચારિત્રની અપેક્ષાએ–ચારિત્રની નબળાઈએ વિકારી પર્યાય–રાગ થાય છે. જ્ઞાનીને રાગ ટાળવાનો પુરુષાર્થ સાથે ઊભો છે. તેનું જ્ઞાન રાગને જાણવાનું નિમિત્ત છે. રાગને રાગરૂપે જાણે છે. પર્યાયની અપેક્ષાએ રાગનો કર્તા છે. ચારિત્રમોહજાળના ઉદયે રાગ કરાવ્યો તેમ માનતો નથી. જ્ઞાતા, દૃષ્ટાપણાના જોરમાં જે રાગ થાય છે તે સમયે સમયે ટળતો જાય છે. જ્ઞાનીનું જ્ઞાન સમ્યક્ છે. શ્રદ્ધા સમ્યક્ છે. કેવળજ્ઞાનની અપેક્ષાએ અધૂરો છે. રાગને રાગરૂપે જાણે છે તે જ્ઞાન પોતારૂપે રાગને જાણતો નથી રાગનો જ્ઞાતા, દૃષ્ટા છે અને તેને ટાળતો જાય છે. સમ્યગ્દૃષ્ટિ છે. એટલે શું માને છે? જેટલા અશુદ્ધભાવ સંસારી જીવના છે

તે તેનાં જ વિભાવ પરિણામ છે. તે મોહનીય કર્મનાં નિમિત્તથી થાય છે. તે જીવના સ્વાભાવિક ભાવ નથી, કારણ કે તે બધા ભાવો મટવાવાળા છે.

બીજો પ્રશ્ન એ છે કે આત્મા કર્તા છે કે નહિ? આ પ્રશ્નનું સમાધાન સ્યાદ્વાદથી કરવું તે જ ઠીક છે. જે, જીવને સર્વથા અકર્તા માને છે અને કર્મોને જ કર્તા માને છે તેને જ્ઞાની અક્રિયાવાદી, મિથ્યાદૃષ્ટિ કહે છે. કારણ કે તેમની માન્યતામાં તો જીવ શુદ્ધ, અક્રિય, અપરિણામી જ રહી જશે, જો એવો જ થઈને રહ્યો હોય તો વર્તમાન સિદ્ધ પર્યાયમાં હોય ત્યારે તો તે રાગાદિ ભાવોનું પરિણમન કરવાવાળો પણ ન રહે અને જો રાગાદિ ભાવોમાં પરિણમન કરવાવાળો ન હોય તો એ બંધનો પણ ભાગીદાર ન થાય. આવી દશા ન હોય અને માની લઈએ તો અનેક દોષ આવે છે.

પરંતુ સમ્યગ્દૃષ્ટિ જીવમાં એવી કોઈ પ્રતીતિ પોતાના ત્રિકાળી સ્વભાવમાં વર્તે છે કે જ્યાંસુધી ચારિત્ર મોહનીય કર્મનો ઉદય વર્તે છે ત્યાસુધી ઉપયોગમાં રાગ, દ્વેષની તીવ્ર અથવા મંદ કલુષિતતા હજી ઝળકે છે, એટલે મારા આત્માનો ઉપયોગ હજુ શુભ અને અશુભ ભાવમાં પરિણમે છે. પરિણમન અવશ્ય થાય છે. એને પણ સાચી દૃષ્ટિવાળા જીવો કર્મકૃત વિકાર સમજે છે એટલે કે કર્મના નિમિત્તે આ વિકાર થયા. પણ કર્મે કરાવી દીધા એમ નહિ, એમ સમજતો થકો ઔપાધિકભાવ થયો તેમ પણ માને છે. એ રૂપ આત્માનો ઉપયોગ પરિણમ્યો, તેમ પણ માને છે. વિભાવ પરિણમન શક્તિ મારામા છે એટલે વિભાવરૂપ પરિણમન થયું તેમ માને છે. મારા પોતાના ચારિત્રની, પુરુષાર્થની નબળાઈને

કારણે રાગ થયો તેમ માને છે. પણ અક્રિયાવાદીની માફક પોતાના આત્માને સર્વથા અકર્તા માનતો નથી, અને એ પરિણતિને પોતાના આત્માના સ્વભાવ પરિણામરૂપે પણ માનતો નથી. ચારિત્રની નબળાઈ એ ઉપાદાન કારણ છે અને મોહનીય કર્મનો ઉદય તે નિમિત્ત છે.

સમ્યગ્દૃષ્ટિ જીવ, રાગનો કર્તા નથી એ તો વીતરાગતાનો કર્તા છે. પરંતુ પોતાના ચારિત્રની નબળાઈને કારણે પોતે જ રાગ કર્યો છે એમ માને છે. શુદ્ધ ત્રિકાળી દ્રવ્યના જોરે તે સમયે સમયે વીતરાગતા કરે છે. સ્વરૂપની સ્થિરતામાં અંતર્મુહૂર્ત કરતાં એક સમય વધારે ટકી જાય તો બધું છૂટી જાય. રાગાદિ કર્મની ઉપાધિના નિમિત્તથી થાય, પણ કર્મની ઉપાધિએ રાગ કરાવી દીધો તેમ નહિ નિશ્ચય દૃષ્ટિથી, દ્રવ્ય દૃષ્ટિના જોરમાં રાગાદિને ટાળતો જાય છે અને વીતરાગતા પ્રગટાવતો જાય છે. નબળાઈની અપેક્ષાએ રાગનો કર્તા છે. શ્રદ્ધાની અપેક્ષાએ રાગનો કર્તા નથી. પુરુષાર્થની અપેક્ષાએ રાગને ટાળતો જાય છે અને આગળ વધતો જાય છે. જ્ઞાનની અપેક્ષાએ રાગાદિ હોય તે જાણે છે.

પ્રતીતિ, (શ્રદ્ધા) અને અનુભવ સમ્યગ્દૃષ્ટિ જીવ એવો રાખે છે કે આત્માના સ્વાભાવિક પરિણમનથી, પોતાના જ ત્રિકાળી અબાધિત શુદ્ધ સ્વભાવનો જ કર્તા છે અને ભોકતા છે. વીતરાગતાનો કર્તા બનતો જાય છે અને વીતરાગતાને વધારતો જાય છે. સમ્યગ્દૃષ્ટિ, રાગને ભોગવે જ નહિ. અશુદ્ધ પરિણમનની અપેક્ષાએ જોઈએ તો મિથ્યાદૃષ્ટિ રાગ, દ્વેષ ભાવનો કર્તા અને ભોકતા થઈ રહ્યો છે. અશુદ્ધતાનો કર્તા ભોકતા, રાગ દ્વેષનો કર્તા ભોકતા, પુદ્ગલ નથી એટલે કર્મનો ઉદય નથી. પણ કર્મનો ઉદય તો

નિમિત્તરૂપ છે. જે, આત્માને શુદ્ધ જ માને છે તે, કોઈ કાળે આત્માના શુદ્ધ સ્વરૂપને અનુભવી શકે તેમ નથી. કારણ કે એકાંતે આત્માને શુદ્ધ માની લીધો. તે આત્માને રાગનો કર્તા માનતો નથી. આત્માને અક્રિય, શુદ્ધ માની લીએ છે એટલે પુરુષાર્થ રહેતો નથી. માટે આત્મા શુદ્ધ તથા અશુદ્ધ છે તેમ યથાર્થ સ્વરૂપને જ્યાં સુધી નહિ ઓળખે ત્યાં સુધી વર્તમાન પર્યાયમાં યથાર્થ શુદ્ધતા ઝળકે તેમ નથી. આ અશુદ્ધતાનો કર્તા અજ્ઞાની જીવ છે. જ્યાં સુધી અજ્ઞાન દશામાં પડયો રહે છે ત્યાં સુધી તે અશુદ્ધતા રહે છે.

સમ્યગ્‌દર્શન થયા પછી જે રાગ થાય છે તે રાગ, કર્મનો ઉદય કરી દીએ છે તેમ માનતો નથી, પણ ચારિત્રની નબળાઇને કારણે થાય છે. તે અજ્ઞાની ન કહેવાય પરંતુ અધૂરાં જ્ઞાનવાળો કહેવાય. ચાર જ્ઞાનના ધણીને રાગ થાય પણ તેને અજ્ઞાની ન કહેવાય સમ્યગ્‌દૃષ્ટિને શ્રદ્ધાની અપેક્ષાએ રાગાદિનું કર્તાપણું નથી. જ્ઞાનની અપેક્ષાએ તેને જ્ઞેયરૂપે જાણે છે. ચારિત્રની નબળાઇને કારણે થાય છે તેમ માને છે.

સમ્યગ્‌દૃષ્ટિની માન્યતા કેવી હોય છે? પ્રતીતિનું જોર એવું હોય છે કે તે પ્રતીતિના જોરમાં તે રાગનો કર્તા નથી. પોતાનાં જ્ઞાન, દર્શન અને વીતરાગતાનો કર્તા છે તેમ માને છે. અજ્ઞાનીને રાગ થાય છે અને તેનો પોતાને કર્તા માની ભોગવે છે. કેવળ આત્મ-જ્ઞાનથી જ મોક્ષ થાય નહિ પણ નવે તત્ત્વનું શ્રદ્ધાન, જ્ઞાન થતાં તથા રાગાદિ દૂર થતાં મોક્ષ જરૂર થશે. નવે તત્ત્વ જુદા જુદા છે એમ દરેક વ્યક્તિએ જાણવું જોઈએ. હું શુદ્ધ,

સચ્ચિદાનંદ જીવ છું, શરીર તે અજીવ છે. દાનાદિનાં પરિણામથી પુણ્ય થાય છે, હિંસાદિનાં પરિણામથી પાપ થાય છે, પુણ્ય અને પાપમાં અટકી જવું તે બંધ છે, આત્માના શુદ્ધ ભાવ દ્વારા સંવર થાય છે અને શુદ્ધ ભાવની વૃદ્ધિ થતાં નિર્જરા થાય છે. સંપૂર્ણ શુદ્ધિ તે મોક્ષ છે.

હવે કર્મને લઈને આશ્રવ માને તો કર્મનો ઉદય, જીવ કે અજીવ? કર્મનો ઉદય અજીવ છે. આશ્રવ જીવ છે. તો જીવ-અજીવ એક થઈ જાય, અથવા જીવ, અજીવ થઈ જાય. રાગાદિ તે જીવનાં વિકારી પરિણામ છે. આશ્રવ અને અજીવ એક થઈ જાય તો નવ તત્ત્વમાંથી એક ઊડી જાય.

શરીરનું ચાલવું, ઊઠવું, બેસવું તે અજીવની પર્યાય છે, એટલે તે આત્માની પર્યાય નથી. આત્માથી શરીર ચાલે એમ માને તો આત્મા અને શરીર જુદા ન માન્યા. નવ તત્ત્વ જુદા જુદા ન માને તો તે પાખંડીમાં ચાલ્યો જાય. ઈચ્છા એ જીવની ક્રિયા છે. શરીરની ક્રિયા તે અજીવ ક્રિયા છે. શુભ ઈચ્છાથી પુણ્ય આશ્રવ છે. અશુભ ઇચ્છાથી પાપ આશ્રવ છે. અજ્ઞાની કહે છે કે અમને આત્માનું ભાન છે. નવ તત્ત્વની યથાર્થ સમજ વગર સાચું જ્ઞાન હોતું નથી. વ્યવહાર રત્નત્રયના શુભ આશ્રવને બદલે સંવર માને તો તે ખોટું છે. વ્યવહારને નિશ્ચય માને તે ખોટું છે. તો આશ્રવ અને સંવર એક થઈ જાય વ્યવહારથી ધર્મ માને, પુણ્યમાં ધર્મ માને તે પણ જૂઠો છે.

અક્રિયાવાદીને, એકાંત દૃષ્ટિવાળાને પડકાર કરીને કહે છે, પ્રથમ નવે તત્ત્વોનું સ્વતંત્ર શ્રદ્ધાન્ જ્ઞાન પહેલે ભડાકે થવું જોઈએ. ત્યાર પછી

સ્વભાવને આશ્રયે વીતરાગતા થાય છે. નવે તત્ત્વોનું શ્રદ્ધન અને જ્ઞાન તે સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન છે અને રાગાદિ દૂર થયા તે ચારિત્ર છે જ્ઞાયક સ્વભાવમાં એકાગ્ર થતાં આશ્રવ અને બંધ હીન થઈજાય છે અને સ્થિરતા થાય છે તે ચારિત્ર છે. પુણ્ય–પાપનાં પરિણામ આશ્રવ છે. જીવ, વિકારી પરિણામમાં અટકે તે ભાવબંધ છે. જીવ–અજીવના ભેદાનુભેદ જાણવા જોઈએ જડ કર્મ આવે છે તે દ્રવ્ય આશ્રવ છે. કર્મ બંધાય છે તે દ્રવ્યબંધ છે. જ્યાં ભાવ આશ્રવ છે ત્યાં દ્રવ્ય આશ્રવ છે ભાવ સંવર આવતાં દ્રવ્ય કર્મનું આવવું બંધ થાય છે સ્વરૂપમાં જે ટકી જશે તે સ્યાદ્વાદ શૈલી પામીને એક ભવ કરી મોક્ષમાં જશે.

---

## સં. ૨૦૧૧ના બી. ભાદરવા સુદ ૬ બુધવાર તા. ૨૧-૯-૫૫

ઉદાયન રાજાની વાત ચાલે છે. અક્રિયાવાદીના સ્વરૂપની વાત ચાલે છે. નવે તત્ત્વનું યથાર્થ જ્ઞાન કર્યું હોય, સમ્યગ્દૃષ્ટિ આત્માએ નવે તત્ત્વોને કેવી રીતે જાણ્યા છે તેની વાત ચાલે છે. નવે તત્ત્વોને ભિન્નભિન્નપણે, યથાર્થપણે, સત્યપણે જેમ છે તેમ શ્રદ્ધે તેને સમ્યગ્દર્શન હોય છે. તેની માન્યતા એકાંત હોતી જ નથી. જીવનો સ્વભાવ જ્ઞાયક, શુદ્ધ ચિદાનંદ છે તે જીવ તત્ત્વ, રાગ અને શરીરથી ભિન્ન છે. અષ્ટકર્મ અને ૧૪૮ પ્રકૃતિથી પણ ભિન્ન છે. શરીરાદિ અજીવ તત્ત્વ છે. અજીવનો સ્વભાવ જડ છે. અચેતન છે. પુણ્ય–પાપનાં પરિણામ તે આશ્રવ છે. તેનો સ્વભાવ મંદ અથવા તીવ્ર આકુળતાવાળો છે. આત્માનો સ્વભાવ અનાકુળ, આનંદમય છે. પુણ્ય પાપના વિકારમાં અટકવું તે બંધ તત્ત્વ છે, આત્માની શુદ્ધિ,

પોતાના ત્રિકાળ સ્વરૂપની યથાર્થ રુચિ, જ્ઞાન અને રમણતા તે સંવર તત્ત્વ છે. તે શુદ્ધિની વૃદ્ધિ થવી તે નિર્જરા તત્ત્વ છે અને સંપૂર્ણ શુદ્ધિ તે મોક્ષ તત્ત્વ છે.

નવતત્ત્વમાં જીવ અને અજીવ, એ બે તત્ત્વ દ્રવ્ય છે. આશ્રવ, સંવર, નિર્જરા, પુણ્ય, પાપ, બંધ, મોક્ષ એ સાત તત્ત્વ પર્યાય છે. આમ નવે તત્ત્વનુ યથાર્થ અને પ્રથક પ્રથક ભાવનું શ્રદ્ધાન્, એનું અંદરમાં ભાસન્ થવું તે સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન છે. અજ્ઞાનીને આવું શ્રદ્ધાન્ અને ભાસન્ થતાં નથી. એટલે એમને ભાવનું ભાસન હોતું નથી. શાસ્ત્રમાં જીવાદિ તત્ત્વો જેમ લખ્યા છે તેમ અજ્ઞાની જીવ ગોખી લીએ છે અને ત્યાં જ ઉપયોગ લગાવે છે. પણ તત્ત્વનો ભાવ ભાસ્યા વગર અંદરમાં સમ્યક્ત્વ થતું નથી.

આત્મા ત્રિકાળી ધ્રુવ દ્રવ્ય છે. ધ્રુવ પદાર્થ છે. તેનો શ્રદ્ધા નામનો એક ગુણ છે. આત્મામાં અનંત ગુણો છે. તેમાં શ્રદ્ધાન્ ગુણ, ત્રિકાળી ધ્રુવ એકરૂપ છે. સમ્યગ્દર્શન, શ્રદ્ધાગુણની નિર્મળ પર્યાય છે. મિથ્યાદર્શન શ્રદ્ધાગુણની વિપરીત પર્યાય છે.

સમ્યગ્દર્શન આત્માના આશ્રયે જ થાય છે. ત્રિકાળી આત્માનું અવલંબન કર્યા વગર માથું ફોડે તોપણ સમ્યગ્દર્શન આવે નહિ. સત્પુરુષની વાણી નિમિત્ત છે, શાસ્ત્ર–પરંપરા નિમિત્ત છે. તેને નિમિત્ત માને તે પણ મિથ્યાદૃષ્ટિ છે. નિમિત્ત–નૈમિત્તક સંબંધ જાણતો ન હોય અને કહે કે આત્માના વિકલ્પને કારણે પરવસ્તુ આવે છે, તો તે સત્યને જાણતો નથી. આત્માના વિકલ્પમાં પરવસ્તુ

નથી, એટલે નિમિત્ત જ નથી, એમ માને તોપણ એકાંત મિથ્યાદષ્ટિ છે.

જ્ઞાનીને શાસ્ત્ર ભણવાના વિકલ્પ આવે છે. ચાર જ્ઞાનના ધણીને ભણવાનો, સાંભળવાનો, શાસ્ત્ર રચવાનો વિકલ્પ આવે છે પણ વિકલ્પ આવ્યો એટલે શાસ્રો રચવાનાં સાધનો આવ્યાં, તેમ નથી. સાધનો આવ્યાં એ તો અજીવની પર્યાય છે. આશ્રવનો ભાવ જુદો છે અને અજીવની પર્યાય જુદી છે.

મારા વિકલ્પને લઈને આ ભોજન આવ્યું, વસ્તુ આવી, તેમ નથી. તે વિકલ્પને કારણે આવી નથી. એ તો અજીવની પર્યાય છે. જ્ઞાનીને આહારની ભાવના તે પુણ્ય આશ્રવ છે. આશ્રવ-તત્ત્વ તે જુદું ને પુદ્‌ગલની પર્યાય જુદી એમ બન્ને જુદી છે.

એક દ્રવ્ય બીજાં દ્રવ્યનો કર્તા નથી કોઈ જગતનો કર્તા ઈશ્વર છે તેમ માને છે. તેમ કોઈ જૈન નામ ધરાવીને આત્માને શરીરાદિનો કર્તા માને અને શરીરને આત્મારૂપે માને તો તે પણ મિથ્યાત્વી છે. એક પદાર્થ બીજા પદાર્થનો કર્તા તો નથી, પણ બીજા પદાર્થની સાથે મળીને, મદદ કરીને કંઈ કરી દીએ તેમ નથી. જો તેમ થતું હોય અને મને સમ્યગ્‌દર્શન થયું હોય તો તમે ચોંટી પડો કે મહારાજ! મારામાં થોડું સમ્યગ્‌દર્શન નાખી દીઓ, પણ તેમ થઈ શકે નહિ. જ્ઞાની જેમ છે તેમ જાણે છે. પોતાના ત્રિકાળી સ્વભાવના આલંબને આત્મામાં નિર્મળતા થાય છે, ત્યારે શાસ્ત્ર અને સત્‌પુરુષ નિમિત્ત થાય છે. શાસ્ત્રથી નિર્મળતા થઈ તેમ વ્યવહારથી કહીએ છીએ પણ તારે સમજી લેવું જોઈએ કે મારા સ્વભાવમાં નિર્મળતા કરું, તેવો નિર્ણય કરું, તો જ શાસ્ત્ર

નિમિત્ત થાય. જો તું રાગ ઘટાડવાનો પ્રયત્ન કરે નહિ અને માની લે કે હું શુદ્ધ છું, પૂર્ણ છું, તો તું એકાંત મિથ્યાત્વી છો.

જે મોક્ષાર્થી છે, જેને અંદરમાં સત્‌ની ઝંખના છે તેનો રાગ ઘટવો જ જોઇએ. આત્માની પર્યાયમાં અજીવ તત્ત્વના લક્ષે વિકાર થાય છે, તે ભાવબંધ છે અને એક ક્ષેત્ર અવગાહપણે કર્મનું બંધન થાય છે તે દ્રવ્યબંધ છે. સમયે સમયે સાત, આઠ કર્મ બંધાય છે તે વાત વિનયવાદી તથા અજ્ઞાનવાદીની વાત આવશે ત્યારે આવશે. દ્રવ્યબંધ થયો તે જડ અને અજીવ છે. ભાવબંધ તે આત્માની પર્યાયમાં છે, માટે તે જીવ છે. દ્રવ્યબંધમાં ભાવ બંધનો અભાવ છે. ભાવબંધ આત્માની પર્યાયમાં છે. એટલે દ્રવ્યબંધ અને. ભાવબંધ બન્ને ચીજ જુદી છે. તે બન્ને એક ક્ષેત્ર અવગાહપણે સાવ નજીક રહે માટે એક બીજામાં ભળી જાય એમ નથી. કર્મ પોતાના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવમાં રહે છે. આત્મા પણ પોતાના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવમાં રહે છે. માટે આત્મામાં કર્મ નથી કર્મમાં આત્મા નથી. બન્નેને નિમિત્ત–નૈમિત્તિક સંબંધ છે. એક પ્યાલાની અંદર દૂધ છે અને તેમાં ભરવાડે પાણી નાખ્યું છે. એક ક્ષેત્ર અવગાહીને દૂધ અને પાણી રહ્યાં છે. છતાં દૂધ તે દૂધ અને પાણી તે પાણી છે. પાણી દૂધ થઈ જતું નથી અને દૂધ પાણી થઇ જતું નથી. હંસની ચાંચ લાગતાં દૂધ ખેંચી લીએ છે અને પાણી પડયું રહે છે, તેમ કર્મ અને આત્મા એક ક્ષેત્રે રહેવા છતાં પણ એક બીજામાં ભળી જાય તેમ નથી. લોહપિંડ અગ્નિનો દાખલો–ગોળો લાલચોળ થયો છે પણ અગ્નિનું લોઢું થતું નથી અને લોઢું અગ્નિ થતું નથી

અજીવ તત્ત્વ અને જીવ તત્ત્વ બન્ને ભિન્ન છે. એમ ન માન, તો નવે તત્ત્વોની યથાર્થ પ્રતીતિ રહેતી નથી. માટે નવે તત્ત્વોની જેને ખબર નથી તેને સમ્યગ્દર્શન હોય નહિ. હું જ્ઞાયક સ્વરૂપ છું, પુણ્ય–પાપ વિકાર છે, વિકાર તે આશ્રવ તત્ત્વ છે. શરીર તે અજીવ તત્ત્વ છે આત્માના આશ્રયે શુદ્ધતા પ્રગટે છે તે સંવર તત્ત્વ છે. વિશેષ સ્થિરતા થતાં શુદ્ધિ વધે છે, તે નિર્જરા તત્ત્વ છે. હું જીવ છું, વિકારાદિ રહિત, હું શુદ્ધ છું, રાગ રહિત પરિણામ શાંતિદાયક છે, હું શુદ્ધ જ્ઞાયક છું એ જીવ તત્ત્વ છે. આશ્રવમાં અટકી જવું તે બંધ તત્ત્વ છે. સ્વભાવના આલંબને જે પ્રગટે છે તે નિર્જરા, સંવર તત્ત્વ છે. આમ પોતાને અંદરમાં ભાવ ભાસે તો તે જીવ સમ્યગ્દર્શની છે. મિથ્યાદર્શનીની આ વીતરાગ માર્ગમાં કંઈ કિંમત નથી.

નવે તત્ત્વોનું યથાર્થ શ્રદ્ધાન્ અને જ્ઞાન જેમ છે તેમ થતાં, રાગાદિ દૂર થતાં, જરૂર સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર થશે અને મોક્ષ પણ થશે. નવે તત્ત્વ પૃથક્, પૃથક્ છે એમ પ્રથમ જાણવું જોઈએ.

શરીર, કર્માદિ, અજીવ તત્ત્વ છે. તે મારાથી ભિન્ન છે. અહિંસા, સત્ય, અચૌર્ય વગેરેનાં પરિણામો, પુણ્ય આશ્રવ છે. હિંસા, જૂઠ, ચોરી, મૈથુન, પરિગ્રહ, અનીતિનાં પરિણામ, પાપાશ્રવ છે. તે બન્નેમાં અટકી જવું તે બંધ તત્ત્વ છે. રાગ, દ્વેષ, મોહનાં વિકારી પરિણામ, ભાવ આશ્રવ છે. તેમાં ઉપયોગને ખૂબ લગાવવો તે ભાવબંધ છે. આત્મભાવ દ્વારા જે સંવર થાય છે તે સંવર તત્ત્વ છે. વિશેષ સ્થિરતા થતાં નિર્જરા થાય છે અને સંપૂર્ણ સિદ્ધિ થાય તે મોક્ષ છે.

જે જીવ કર્મને લઈને આશ્રવ માને છે તેણે અજીવ તત્ત્વ અને આશ્રવ તત્ત્વ બન્નેને એક માન્યા, તે મિથ્યાદૃષ્ટિ છે.

શરીરનું હાલવું, ચાલવું વગેરે શરીરની બધી ક્રિયા અજીવની પર્યાય છે, પણ તે આત્માની પર્યાય નથી, એમ નક્કી કરો. શરીરને નચાવવાની પ્રેરણા થઈ, પ્રેરણા એ આશ્રવ તત્ત્વ છે. ગમે તેટલી પ્રેરણા હોય પણ શરીરની શકિત હોય તો નાચે અને શકિત ન હોય તો ન નાચે. આશ્રવથી અજીવ આવે છે એમ માનનાર બન્ને તત્ત્વને એક માને છે. આત્માથી શરીર ચાલે તેમ માને તો આત્મા અને શરીર જુદાં ન માન્યાં. પુણ્ય-પાપના ભાવ, તે ભાવ આશ્રવ છે. તેમાં અટકી જવું તે બંધ છે. પોતાના ત્રિકાળી આત્માના અવલંબને જે સમ્યગ્જ્ઞાન પ્રગટે છે તેને વીતરાગ દેવ, સંવર, નિર્જરા કહે છે, પૂર્ણ શુદ્ધ દશા પ્રગટે તે મોક્ષ છે.

કર્મથી વિકાર માને તો અજીવ અને આશ્રવને એક માન્યો. આત્મા શરીરથી ચાલે છે તેમ માને તો જીવ અને અજીવને એક માન્યા. આમ માનવાથી નવતત્ત્વ, નવ રૂપે રહેતા નથી. નવતત્ત્વ જુદા જુદા ન માને તે મિથ્યાદૃષ્ટિ છે. શરીર પોતાની યોગ્યતાથી હલન-ચલન કરે છે. મરવાની અણી ઉપર હોય, દશ હજારનું સોનું દાટયું હોય, બોલવાની ઈચ્છા હોય છતાં જીભ વળવી હોય તો વળે. હાથમાં પણ કલમ પકડવાની તાકાત હોય તો પકડે, નહિતર તે પણ ન થાય. એક ઉપાશ્રયને ધોળાવવો છે. એક પીપમાં ચૂનો છે. તે પીપ એક માણસના માથા ઉપર છે. બીજાના હાથમાં પીછો છે. પીપમાં પીછો નાખી ચૂનો લીએ છે. પીપવાળો મજુર આઘો ગયો ને વ્હાઈટવૉશનું કામ બંધ થયું.

તેવી રીતે શરીરની ક્રિયા, હાલવું, ચાલવું વગેરે સમજવું. આત્મા છે એટલે શરીર કૂદકા મારે છે તેમ નથી. શરીર કૂદકા મારતું હતું ત્યારે શરીરની લાયકાત હતી. આત્માની સાથે તેજસ અને કાર્મણ શરીર ગયું. નામ પ્રકૃતિથી શરીર હાલતું હતું. તે પ્રકૃતિ પણ ભેગી જાય આત્મા બીજી ગતિમાં ગયો. શરીરનું કામ સ્વતંત્રપણે થાય છે. આત્માનું કાર્ય શરીરને હલન-ચલન કરાવવાનું નથી. પ્રત્યક્ષ દાખલો લીઓ જીવ એનો એ છે. પચ્ચીસ વર્ષની યુવાન અવસ્થા હતી ત્યારે જે એકધારો દોડી શકતો હતો, હવે તે પ્રકારની શરીરની યોગ્યતા ન રહી.

શરીરની ક્રિયા અજીવની છે. ઈચ્છા આશ્રવ છે. તું શરીરમાં ક્રિયા કરવાની ઇચ્છા કરી શકે છે, પણ થવું ન થવું એ તારે આધીન નથી. શરીર પોતે પોતાને આધીન છે. કોઇ કોઈને આધીન નથી. શુભ ઈચ્છા તે પુણ્યાશ્રવ છે. દગા, ફટકા, વિશ્વાસઘાત આદિ અશુભ ઈચ્છા તે પાપાશ્રવ છે. જ્ઞાતા-દૃષ્ટા તે જીવ તત્ત્વ છે. એમ નવે તત્ત્વ જુદા જુદા છે. અજ્ઞાની કહે છે, અમને આત્માનું ભાન છે. કારણ નવે તત્ત્વો અમને મોઢે છે. પણ જ્ઞાની કહે છે 'ભાઈ, જરા ધીરો થા.' નવતત્ત્વનાં ભિન્ન, ભિન્ન યથાર્થ જ્ઞાન વગર એકલા આત્માનું જ્ઞાન સાચું હોતું નથી. જેને સમ્યક્ આત્માનું જ્ઞાન છે, તેને નવે તત્ત્વનું જ્ઞાન છે. જીવાદિ જેમ છે તેમ માનવા જોઇએ.

વ્યવહાર રત્નત્રયનાં શુભ પરિણામ મુખ્યતાએ છે. તેને નિશ્ચય સમ્યગ્દર્શન માને તો આશ્રવ અને સંવર એક થઈ જાય છે. ત્યાં નવતત્ત્વનું ઠેકાણું નથી આવો માણસ પોતાને આત્મજ્ઞાની

માને તે જૂઠો છે. નવે તત્ત્વની શ્રદ્ધા અને યથાર્થ જ્ઞાન વિના રાગદિનો ત્યાગ થઈને ચારિત્ર થતું નથી. પાપને ટાળવા માટે પુણ્યનો નિષેધ નથી, પણ તે ધર્મ નથી તેમ સમજવું જોઈએ.

સર્વથા આત્માને અકર્તા માનનારને પડકાર કરીને કહે છે:- પ્રથમ નવતત્ત્વનું સ્વતંત્ર શ્રદ્ધાન્, જ્ઞાન થવું જોઈએ. ત્યાર પછી પોતાના સ્વભાવના આશ્રયે વીતરાગતા થાય છે. રાગાદિનું દૂર થવું તે ચારિત્ર છે. '**તત્ત્વાર્થ શ્રદ્ધાન્, સમ્યગ્દર્શનમ્**' તત્ત્વનું યથાર્થ શ્રદ્ધાન્ કરવું તે સમ્યગ્દર્શન છે. જ્ઞાયક સ્વભાવમાં એકાગ્રતા થતાં જ આશ્રવ અને બંધ હીન થઈ જાય છે અને અંદરમાં સ્થિરતા જામતી જાય છે. તે સ્થિરતા તે ચારિત્ર છે. નવતત્ત્વને યથાર્થરૂપે જાણવા માટે પ્રથમ જીવ અને અજીવના વિશેષ ભેદો જાણવા જોઈએ. બીજા તત્ત્વોના ભેદોને પણ જાણવા જોઈએ.

પુણ્ય અને પાપનાં પરિણામ, તે ભાવ આશ્રવ છે. ભાવ આશ્રવનું નિમિત્ત પામીને જડ કર્મ પોતાની લાયકાતથી સ્વતંત્ર આવે છે તે દ્રવ્ય આશ્રવ છે. જીવ વિકારી પરિણામમાં અટકે છે તથા જીવે પોતાના ઉપયોગને તેમાં અટકાવી દીધો તે ભાવબંધ છે. કર્મ બંધાય છે તે દ્રવ્યબંધ છે જ્યાં ભાવ આશ્રવ છે. ત્યાં દ્રવ્ય આશ્રવ છે. એક બીજાને લઈને એક બીજા આવે છે તેમ કહેવું તે નિમિત્તનું કથન છે અને પરિણમન થવું પણ સ્વતંત્ર છે. તે કર્મનું આવવું સ્વતંત્ર છે. આશ્રવરૂપી કર્મનું આવવું પણ સ્વતંત્ર છે. કોઈ કોઈને લીધે આવતું નથી, છતાં જીવની પર્યાયમાં પરલક્ષે જે પરિણામ થાય તે ભાવ આશ્રવ છે. તો તેટલા પ્રમાણમાં

દ્રવ્ય આશ્રવ આવે જ, તેટલો નિમિત્ત-નૈમિત્તિક સંબંધ છે. તે સંબંધ બતાવવા માટે ભાવ આશ્રવથી દ્રવ્ય આશ્રવ થાય છે તેમ કહેવાય છે. છતાં એકને લીધે બીજું થતું નથી. કર્મની પર્યાય નૈમિત્તિક સ્વતંત્ર થાય છે, તો ભાવ આશ્રવને નિમિત્ત કહેવાય છે. તેવી રીતે જીવ પોતે ઊંધો પડી સ્વતંત્રપણે વર્તમાન પર્યાયમાં વિકાર કરે તો કર્મના ઉદયને નિમિત્ત કહેવાય છે. અશુભ નિમિત્તોથી ઉપયોગને હઠાવીને દ્રવ્ય, ગુણ, પર્યાયનો વિચાર કરવો, ત્રિકાળી સ્વભાવમાં ટકવું તે ભાવ સંવર છે. કર્મ આવતાં અટકયાં તે દ્રવ્ય સંવર છે અને ઉપયોગની શુદ્ધિની વૃદ્ધિ થઈ, સ્વભાવમાં લીનતા થઈ તે ભાવ નિર્જરા છે અને કર્મ ખરી ગયાં તે દ્રવ્ય નિર્જરા છે.

દ્રવ્ય, ગુણ, પર્યાયનો વિચાર કરવો. હું ત્રિકાળી શુદ્ધ દ્રવ્ય છું તેવો વિચાર કરવો, ગુણસ્થાનાદિનો વિચાર કરવો તે રાગ ઘટાડવાનાં નિમિત્ત છે. વીતરાગ વાણીમાં મારું હિત કયાં રહેલું છે તેનો પણ વિચાર કરવો. રાગ ઘટાડવાનો સાચે સાચો ઉપાય તો આત્માના અવલંબનમાં જ છે, તથા અશુભ ટાળીને શુભમાં રહેવું અને શુભમાં રહેવા માટે નય નિક્ષેપના વિચાર કરવા. સમ્યગ્દર્શન થયા પછી પણ સમ્યગ્દૃષ્ટિ આ વિચારમાં લાગી જાય છે. પરંતુ જીવ, શુદ્ધાત્માને પામ્યો નથી અને અશુભને ટાળી શુભમાં ઉપયોગ લગાવવાનું છોડી દીએ છે અને પોતાને જ્ઞાની માની લીએ છે તે જીવ, મિથ્યાદૃષ્ટિ આત્માને એકાંત અકર્તા માનનાર છે.

---

## સં. ૨૦૧૧ના બી. ભાદરવા શુદ ૭ ગુરુવાર તા. ૨૨-૯-૫૫.

ભગવતીજી સિદ્ધાંતનું વાંચન ચાલે છે. રાજા ૩૬૩ નગરીનો ધણી છે. તેનો ન્યાય એ છે કે–તે ૩૬૩ પાખંડી મતનો જાણનાર છે.

ઉપદેશમાં નિમિત્તથી ત્યાગ, વૈરાગ્યની ભાવના વધારવા માટે શુભ વ્યવહારની જરૂર જણાવેલ છે. યમ, નિયમ, જપ, તપ તે ભલો વ્યવહાર છે, પરંતુ તે પણ પરમાર્થને અર્થે છે. પાંચે ઇંદ્રિયોના ૨૩ વિષયની રુચિ ટાળવા જેવી છે. જગતની બાહ્ય ચેષ્ટાઓ જોવાથી કલ્યાણ નથી, પરંતુ તેમાં જીવે અનંત કાળ કાઢી નાખ્યો. વિષય અને કષાયમાં જે જે વૃત્તિઓ જાય છે, તે તે વૃત્તિઓનો સંયમ કરીને શાસ્ત્રાભ્યાસ કરવો જોઇએ. સત્ પુરુષ શું કહે છે, તે પોતાના જ્ઞાનમાં સમજીને વિવેક કેળવવો, સહજ, સત્, અસંગ, જ્ઞાયક ભાવને ખૂબ કેળવવો, તેની સતત્ ભાવના ભાવવી અને તેનો જ અભ્યાસ કરવો. તે સમજવા માટે નિવૃત્તિ ઇચ્છવી, મધ્યસ્થતા અને વિશાળ બુદ્ધિ તે પાત્રતાનું કારણ છે. સમ્યગ્દર્શન પામવાનું કારણ છે, તેથી પરીક્ષા–શકિત–સાચા ખોટાને પારખવાની શકિત ખીલે છે. પાત્રતા પામે નહિ ત્યાંસુધી પરીક્ષા–શકિત ખીલે નહિ. સરળતા પૂર્વકની વિશાળ બુદ્ધિ અનેકાંતપણું સૂચવે છે. અનેકાંતમય સ્વરૂપે વસ્તુને જાણનારને જ વિશાળ બુદ્ધિ કહેવાય છે અને અનેક ધર્મની અપેક્ષા સમજનારને, જ્ઞાનદષ્ટિ વડે મધ્યસ્થતા સહેજે આવી જાય છે. વિશાળ બુદ્ધિ અને મધ્યસ્થતા એ બે ગુણ, દર્શનમોહને ટાળવાનો ખરેખરો ઉપાય છે અને સરળતા અને જીતેંદ્રિયપણું ચારિત્રમોહને ટાળનાર છે અને તે જ્ઞાનની સ્થિરતાને સૂચવે છે અને તેમાં પણ જીતેંદ્રિયપણું તે

સમ્યગ્દર્શનથી પ્રગટેછે. એ અપેક્ષાએ દર્શનમોહને નાશ કરનાર ગુણને જીતેંદ્રિયપણું કહી શકાય. મધ્યસ્થભાવ તે વીતરાગ સ્વભાવને પુષ્ટ કરનાર છે. જ્ઞાતા, દ્રષ્ટા, સાક્ષીસ્વભાવને પોષણ આપે છે. માટે જેથી અપૂર્વ સમાધિ પ્રગટ થાય તેવું સાચું જીવન કેમ જીવવું તે સમજો એમ અનંત જ્ઞાનીઓએ નિષ્કારણ કરૂણાથી કહ્યું છે. તેમનો અનંત ઉપકાર મેળવવા માટે, સ્વ સ્વરૂપને સમજવા માટે, સમજણના ઘરમાં આવો અને જ્ઞાનીને સમજવાનો તથા ઓળખવાનો જ્ઞાનમાં પુરુષાર્થ કરે તો બધા ચમત્કાર અંદર જ પડયા છે. પોતે ઉત્કૃષ્ટ શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ ચમત્કાર દીપી રહ્યો છે. તેની રુચિ થાય તો અનંત સુખ, બધું સ્વાધીનપણે ભર્યું પડયું છે. પરમહિત સ્વરૂપ ભગવાન આત્માને પોતાને ઓળખવાની ગરજ પોતાને જ કરવી પડશે. સમજણની પાત્રતા, તૈયારી પોતાને જ કરવી પડશે. ઉદાયન રાજાએ જાતે તૈયાર કરીને જાણ્યું છે, એટલે ૩૬૩ પાખંડી મતનો રાજા જાણકાર છે. આત્મા જયારે પોતાના સ્વરૂપ તરફ વલણ કરે છે, ત્યારે એકાંત દૃષ્ટિવાળા ૩૬૩ મત છે તેને જાણીને, પોતે પોતાના જ્ઞાનમાં મશગુલ રહે છે. એટલે ઉદાયન રાજા ૩૬૩ પાખંડી મતનો જાણકાર છે. પરંતુ પોતે તેમાં ભળતો નથી, મન, વચન કે કાયાથી તેનું અનુમોદન કરતો નથી અને તેનો તિરસ્કાર પણ કરતો નથી સાધક સ્વભાવ ખૂલ્યો એટલે એને અંદરથી આત્માનું પોષણ મળ્યાં કરેછે. એકાંત ક્રિયાવાદી તથા એકાંત અક્રિયાવાદીની માન્યતા, રાજાએ જાણી લીધી છે. અનેકાંત દૃષ્ટિથી જ આત્માની સિદ્ધિ છે.

હવે વિનયવાદીનો મત કેવો છે તે કહે છે. સમ્યગ્દર્શન પૂર્વકના વિનયની વાત નથી, પણ એકાંત વિનયવાદીની વાત છે.

એકાંત વિનયવાદી કહે છે કે- બધાં શાસ્ત્રો, બધા ગુરુ, બધા દેવોને આપણે માનવા. દેવ, ગુરુ અને શાસ્ત્ર જેટલા દુનિયામાં છે તે બધાને માનવા. એવા અભિપ્રાયવાળા એકાંત વિનયવાદી છે. સત્ય શું છે તેનું ભાન નથી, અને સત્ય ન હોય તેમાં સત્ય માની બેઠો છે, ધર્મ શું છે તેનું ભાન નથી અને ધર્મ ન હોય ત્યાં ધર્મ માની બેઠો છે, કારણકે અમે બધા ધર્મ કરીએ છીએ એવું તે મનાવી રહ્યા છે. જો બધા ધર્મ કરનાર હોય તો આત્માની વિભાવ અવસ્થા રહેતી નથી, એટલે કે સંસાર રહે જ નહિ. તો તેમાં સત્ય શું? બધું સત્ય હોય તો અસત્ય શું? તેનો વિવેક પણ રહેતો નથી. બધાનો વિનય કરનારા વિનયવાદી એકાંત દૃષ્ટિવાળા પાખંડી છે.

**દૃષ્ટાંત :-**

તુલસીદાસ બજારમાં ચાલ્યા જાય છે. તે રામચંદ્રના પરમ ભક્ત છે. ત્યાં રસ્તામાં એજ નગરનો રાજા ચાલ્યો આવે છે અને તે રસ્તામાં એક ગધેડું પણ ચાલ્યું જાય છે. રાતી ભગવીનું તે ગધેડાંને ચિન્હ છે. હવે આ રાજા ગધેડા ઉપર રાતી ભગવીનું ચિન્હ જોતાં તેને નમસ્કાર કરે છે. નમસ્કાર કરતા રાજાને જોઈ તુલસીદાસ કહે છે-"રાજા! આ શું?" જ્યાં ભગવાં વસ્ત્રનો જોગ દેખીએ ત્યાં 'જય નારાયણ' કરીએ. એ દૃષ્ટાંતે વિનયવાદીવાળાં, બધા દેવ, ગુરુ, શાસ્ત્રને માનવા એવા અભિપ્રાયવાળા છે, અને ગુણ ન હોય ત્યાં ગુણ માની બેસે છે. પણ તેમાં ગુણ શું, સાચું શું? બધું ગુણમય ને બધું સાચું હોય તો ખોટું શું અને અવગુણ શું? તેનો વિવેક વિનયવાદીને રહેતો નથી. માટે બધાનો વિનય કરનારા વિનયવાદી એકાંત દૃષ્ટિવાળા છે. તાજિયા નીચે ચાલવું અને માનવું

કે તેમ કરવાથી પુત્ર થશે તે વિનયવાદી છે. આવા વિનયવાદી એકાંત દૃષ્ટિવાળા છે.

જૈનશાસન એમ કહે છે કે જ્ઞાનનો વિનય, જ્ઞાનના પાંચ પ્રકારનું અંતરંગ પ્રીતિ સહિત બહુમાન કરવું તે વિનય. પાંચ જ્ઞાન કરીને સમ્યક્ પ્રકારે ભાવના કરવી તેનું નામ વિનય. પાંચ જ્ઞાનનો અભ્યાસ કરવો તે પણ વિનય. આત્મગુણે અધિક ધર્માત્માનો વિનય–તે પણ પોતાના ગુણમાં જવા માટે કરવું તેનું નામ વિનય. પરંતુ બધાને માનીએ તેમાંથી કોઈ ગુણી નીકળી પડશે તો આપણને લાભ થઈ જશે એમ માનીને બધાનો વિનય કરે તેમાં મહા નુકશાન છે.

એક શેઠ હતા. તેમને બે પત્ની હતી. નવી અને જુની. તેમાં જુની પ્રત્યે શેઠને અણગમો છે અને નવી ઉપર શેઠને વહાલ છે. જુનીથી આ સહન થયું નહિ જુનીએ સાધના કરી દેવને બોલાવ્યા. પુણ્યને લઈને દેવ આવ્યા. દેવ પાસે જુનીએ માગ્યું કે–'મારો પતિ બળદ થઈ જાય' અને પતિ બળદ રૂપે પરિણમ્યો. નવીને દુઃખ થયું નવી પત્ની રોજ બળદને ચારવા લઈ જાય છે. આમ બે વરસ નીકળી ગયાં. એક વખતે બળદ ચારતી વખતે ઉપરથી શંકર અને પાર્વતી ચાલ્યાં જાય છે પાર્વતીને શંકરે કહ્યું "આ બળદ છે તે સ્રીનો પતિ છે. જુની પત્નીના કારસ્તાનને લઈને આ થયું છે. અહીંથી અર્ધા ગાઉ પર સંજીવની ચારો છે તે બળદને ખવરાવે તો પાછો પુરુષ થઈ જાય.' હવે અર્ધા ગાઉ ઉપર અનેક પ્રકારના ચારા પડેલ છે. નવી પત્નો સંજીવની ચારાને ઓળખતી નથી. એટલે જે ચારો જોયો તે બધાનો પોટલો બાંધીને લાવી. તેમાં ઝેરી

ચારો પણ આવી ગયો. બળદને આ ચારો ખવરાવ્યો અને બળદ મરી ગયો. બધા સાચા હોય તો કોઈ ખોટું રહેતું નથી. બધાનો વિનય કરે તો ઝેર પરિણમી જતાં મરણ પણ થઈ જાય અને નાશ થઈ જાય.

પોતામાં ગુણ આવે માટે આદર કરવો તેનું નામ વિનય. આમ જ્ઞાનની ભૂમિકામાં એક અંશ ઊઘડયા પછી પૂર્ણ સ્વભાવની પ્રાપ્તિ માટે પૂર્ણ પદની ભાવના ભાવવી તેનું નામ વિનય. વિનય એટલે સર્વ ઉત્કૃષ્ટ પરમ પદ મેં સ્વાધીનપણે સ્વીકાર્યું છે અને મન, વાણી, દેહની ક્રિયા, પુણ્ય, પાપ, રાગાદિ રહિત, શુદ્ધ અંતરંગ સ્વરૂપનું એકત્વપણે મેં જાતે લક્ષ કર્યું છે તેનો અનુભવ બેહદ શ્રદ્ધા સહિત, નિઃસંદેહપણે પૂર્ણતાની ખાત્રી આપે છે. પૂર્ણમાંથી નિર્ણય આવ્યો તે પૂર્ણ પરમાત્મા થવાનોજ છે. જે જ્ઞાની પુરુષો આત્માની શ્રદ્ધા વડે પૂર્ણપદને પામ્યા તેવું જ મારું શાશ્વતપદ છે અને તેની વિધિની મને પૂર્ણ શ્રદ્ધા છે. ભગવાન મહાવીર તરી ગયા તે વાટે હું પણ પરમ પદ પ્રાપ્ત કરીશ. તેમની આજ્ઞાનો સ્વીકાર કરીને અનંત જ્ઞાની પ્રત્યે પરમ વિનય જણાવ્યો છે. એવા વીતરાગના લોકોત્તર માર્ગના વિનયની પોતાના વીતરાગ ભાવની વૃદ્ધિ માટે ભાવના કરવી તે ભાવના વિનય છે.

જ્ઞાની ધર્માત્મા કેવી રીતે વિનય કરે છે? "હે પ્રભુ! તું અભય-દયાણું, ચકખુ-દયાણું, મગ્ગ-દયાણું, સરણ-દયાણું, જીવ-દયાણું, બોહિ-દયાણું, ધમ્મ-દયાણું, ધમ્મ-દેસયાણું, ધમ્મ-નાયગાણું, ધમ્મ સારહિણું, ધમ્મ-વર-ચાઉરંત-ચક્કવટ્ટીણું, દીવો તાણું, સરણું-ગઇ પઇટ્ઠા, અપ્પડિહય-વર-નાણદંસણ-ધરાણું, વિઅટ્ટ-છઉમાણું, જિણાણું

જાવયાણં, તિન્નાણં, તારયાણં છે.” આ રીતે, આ ન્યાયે સત્પુરુષને ઓળખનાર આત્માનું સાચું જ્ઞાન પામ્યો તે જ્ઞાનીઓનો જ ઉપકાર છે એમ વિનયભાવે સત્પુરુષોનું બહુમાન લાવીને, ઉપકારીનો ઉપકાર જ્ઞાનમાં સ્વીકારીને, પૂર્ણ વીતરાગ સ્વરૂપમાં અર્પણતા કરે છે– “હે નાથ! આપે આત્મા આપ્યો. આપે સર્વસ્વ આપ્યું, જેના નિમિત્તથી પોતે સમજ્યો છે (જો કે સમજે છે તો પોતાના ઉપાદાન શકિતથી) તે ઇષ્ટ નિમિત્તનું અંતરંગમાં બહુમાન આવ્યા વગર રહે નહિ. તેથી પૂર્ણ વીતરાગતાનો જ આદર થવાથી પૂર્ણ વીતરાગતાનો મહિમા ગાય છે અને વિનયથી ઇષ્ટ નિમિત્તમાં આરોપ કરીને અર્પણતા દેખાડે છે.

કેવી રીતે અર્પણતા દેખાડે? ‘આપે દ્રવ્ય, ગુણ, પર્યાય સમજાવ્યાં. અનંત કાળથી હું મને જડ જેવો માનતો હતો. આપે મને આત્મા સમજાવ્યો. આપે મને માન, મમત્વ, મમતા છોડાવ્યાં. જડત્વપણું આપે છોડાવ્યું. એટલું જ નહિ પણ અનંત કાળથી હું ભાવ મરણે મરી રહ્યો હતો, તે ભાવ મરણથી આપે મને બચાવ્યો. હે નાથ! હું હવે આપની આજ્ઞા વડે પૂર્ણ વીતરાગનું શરણ માગું છું. સ્વરૂપનું ભાન કરાવનાર આપ જ છો.’ એમ પોતાનો પરમાર્થ ભાવ ઉછાળીને પોતાના ભાવને પોતે જ લાવે છે. ભાષા તો વિનયયુકત વ્યવહારની જ આવે. વ્યવહારથી જ્ઞાની સત્ પુરુષનું બહુમાન કરે છે, સત્કાર કરે છે. નિશ્ચયથી પોતે પોતાના પરમાર્થનું બહુમાન કરે છે. આદર પૂર્વક વિનય કરે છે. પૂર્ણ વીતરાગતાનો બહુમાનપૂર્વક વિનય સહિત આદર લાવીને પોતે વીતરાગી થવા માટે પુરુષાર્થ ઉપાડે છે. સત્ પુરુષના વિનયમાં, વીતરાગના વિનયમાં ઇચ્છાનો આદર નથી,

પણ કેવળ વીતરાગ સ્વરૂપનો આદર છે. જો વિનયની પાછળ વીતરાગતાનો આદર હોય તો જરૂર વીતરાગતા પામી જાય. વીતરાગ થવાની ઇચ્છારૂપ રુચિ પાછળ વીતરાગ થવાનો પુરુષાર્થ, સળંગ જ્ઞાનમાં જાગૃત રાખીને નિમિત્તમાં ઉપકારીપણાનો આદર કરે છે અને નિમિત્તનાં વાકયો આવે છે કે–'હે પ્રભુ! આપે મને તાર્યો, બોધ્યો, સમજાવ્યો, ઉપકાર કર્યો, મોક્ષનો માર્ગ દેખાડયો, અપૂર્વ ભાન કરાવ્યું.' સમજનાર પોતાના સ્વાધીન સ્વભાવ-ભાવને લક્ષમાં રાખીને, પ્રભુના ઉપકારને સ્વીકારીને, પૂર્ણ થવા માટે પૂર્ણ વીતરાગતાનું બહુમાન કર્યા વગર રહે નહિ, એજ જ્ઞાનનો વિનય છે. તે સમજાઈ જાય તો કેવળજ્ઞાન પામી જાય. લોકોત્તર માર્ગના વિનયની લોકોને ખબર નથી. વિનયનું ભાન હોય તો અંદરના ઝગડા ન હોય. સંઘાડામાં ઝગડા ન હોય.

એકાંત વિનયવાદીઓ નાના મોટા, ઉચ્ચ, નીચ સર્વનો નમસ્કારાદિથી વિનય કરવો, તેમ માને છે. ૩૨ મતમાં એક મત એવો છે કે છાપરાં પર કાગડો બેઠો હોય તેનોય વિનય કરવો. સમ્યગ્દર્શન પામીને પતિત થયેલા એવા કાગડા હોય, તિર્યંચ હોય, માટે નાના મોટા સૌનો વિનય કરવો. તેઓ તેને જ ધર્મ માની બેઠા છે. સર્વ ઠેકાણે એક સરખો વિનય કરવાથી નિર્ગુણનો પણ વિનય કરવો પડશે અને નિર્ગુણના વિનયનું તો અશુભ ફળ શાસ્ત્રમાં કહ્યું છે. ગુણ વિષે જ વિનય કરવાથી શુભ ફળ પ્રાપ્ત થાય છે. તેથી એકાંત વિનય પણ સાચો નથી. હજારોવાર વ્યભિચાર સેવ્યો હોય છતાં મહાવીરનો વેશ પહેર્યો છે માટે તેનો વિનય કરવો, તેવો એકાંત વિનય સારો નથી. કેટલાક કહે છે, બધા વેશનો વિનય કરવો. આવી માન્યતાવાળા સત્યાર્થ, ભૂતાર્થ શું છે તેનો

ખ્યાલ કરતા નથી અને ધર્મ ન હોય તેમાં ધર્મ માની બેસે છે, કારણકે બધા વેશવાળા કહે છે કે–"અમે સંસાર છોડીને ધર્મ કરીએ છીએ." જો બધા ધર્મ કરનારા હોય તો આત્માની વિભાવ પર્યાય રહેતી જ નથી, કેમકે સંસાર રહેજ નહિ, તો તેમાં સત્યાર્થ શું છે, ભૂતાર્થ શું છે તે જોજો બધું સત્યાર્થ અને ભૂતાર્થ હોય તો અસત્યાર્થ અને અભૂતાર્થનો વિવેક રહેતો નથી, માટે બધાનો વિનય કરનારા એકાંતદૃષ્ટિ પાખંડી છે.

ધર્માત્મા પોતાના ગુણની વૃદ્ધિ માટે ઈષ્ટ નિમિત્તનું બહુ માન કરે છે અને ધર્માત્મા ગુરુની વંદના, ભક્તિમાં ઉત્સાહ લાવીને પ્રભાવનાના અંગરૂપે પોતાના સાધક ભાવની અનુમોદનાની પ્રભાવના કરે છે કે વીતરાગ માર્ગ જયવંત ટકી રહે. વીતરાગ માર્ગને દેખાડનાર દેવ, તેને પ્રરૂપવાવાળા ગુરુઓ જયવંત રહો, વીતરાગના સિદ્ધાંત જયવંત ટકી રહો. વીતરાગનો વિનય કરનાર બહુમાન વડે ભક્તિથી હોંસ લાવીને સત્ધર્મની પ્રભાવના કરે. પોતાના પૂર્ણ વીતરાગ–સ્વભાવનું સ્વાધીનપણે ભાન થયું છે પણ વર્તમાન વર્તતી અવસ્થાએ હજી પૂર્ણ થયો નથી. માટે પૂર્ણ વીતરાગ થવા માટે જે પૂર્ણતા પામી ગયા છે એવા વીતરાગ પરમાત્માનું બહુમાન કરે છે, તે પોતાના અર્થે કરે છે. પ્રતીતિમાં અખંડ પૂર્ણતા વર્તી રહે છે. પર્યાયમાં પૂર્ણતા નથી, તેથી વીતરાગ પ્રભુનું બહુ માન કરે છે, તે પણ પોતાના અર્થે અને પૂર્ણ વીતરાગતા પામવાના લક્ષે.

---

## સં.૨૦૧૧ના બીજા ભાદરવા સુદ ૮ શુક્રવાર તા. ૨૩-૯-૫૫.

ઉદાયન રાજાનો અધિકાર ચાલે છે. ૧૮૦ મત ક્રિયાવાદીના અને ૮૪ અક્રિયાવાદીના, તેની વાત થઈ ગઈ. એકાંત વિનયવાદી કેવા છે તે કહે છે. તેઓ માને છે કે બધાનો વિનય કરવાથી મોક્ષ થશે. આમ માનનાર એકાંત મિથ્યાદૃષ્ટિ છે. જ્યાં જ્યાં ઇષ્ટ નિમિત્ત દેખે ત્યાં ત્યાં પોતાને ગોઠના અકષાય ભાવનો આરોપ (નિક્ષેપ) કરીને પોતાના ગુણુ અર્થે પોતાના પુરુષાર્થને ઉછાળે છે, બાહ્ય અને અભ્યંતર જિન માર્ગની પ્રભાવના વડે દેવ, ગુરુ, ધર્મની ભકિત અને વિનય પોતાના ગુણુ અર્થે કરે અને અંદરમાંથી પડકાર છૂટે છે કે–'ધન્ય પ્રભુ! આપે અમારા ઉપર અનંત ઉપકાર કર્યો છે,' એમ પરમ ઉપકારીને પરમ ઉપકાર કરવા રૂપે ગણીને પોતાના નિર્મળ જ્ઞાનસ્વભાવની વૃદ્ધિ કરે છે. પોતાના પૂર્ણ સ્વભાવની રુચિ વધી છે. અંદરમાંથી પૂર્ણતાનું પોષણુ આવ્યું છે તેથી જેને પૂર્ણ ગુણુ અંદરમાંથી પ્રગટયો છે તેનું બહુમાન, ભકિત કર્યા વગર રહે નહિ, તેના ચરણુમાં પડયા વગર રહે નહિ, તેમ કરતાં નિશ્ચયથી તે પોતાનું બહુમાન કરે છે. **'તિત્થયરો મે પસિયંતુ'** તીર્થંકર ભગવંત મારા પર પ્રસન્ન થાઓ. કૃપા કરો, તમે જ દુઃખમાંથી મુકત કરાનારા છો, તારનારા છો, તમે જ તારનાર છો તેમ નિમિત્તના ઉપકારનાં ગુણુગાન કરે છે. અમે તો જડ જેવા હતા. આ પામર ઉપર આપે ઉપકાર કર્યો છે, સમ્યક્ત્વ બોધિબીજની પ્રાપ્તિ કરાવનારા એવા ગુણીના ગુણુને લક્ષમાં લઈને પોતાના શુદ્ધ સ્વરૂપની સન્મુખતાની દૃષ્ટિ વડે પોતાના વીર્યનો વેગ, પોતાનો વર્તમાન પુરુષાર્થ, પ્રયત્ન અધિક અધિક વધારતો જાય છે. ગુરુદેવની ભકિત કરતો જાય છે. પોતાની વીતરાગતાની

પુષ્ટિ કરતો જાય છે. તે બાહ્ય અને અભ્યંતર વિનય છે. અભ્યંતરમાં પોતાના અનંત ગુણોનો વિનય છે. આનું નામ તે સાચો વિનય. બાહ્યમાં દેવ, ગુરૂ અને ધર્મનો વિનય તે પણ સાચો વિનય છે. આવો વિનય જો એક સેકંડ પણ આવી જાય તો આત્મા ન્યાલ થઇ જાય. લોકોત્તર વિનયને સમજવાની ખાસ જરૂર છે. લૌકિક વિનયમાં પણ વિવેક હોવો જોઇએ. જ્યારે આ તો લોકોત્તર વિનય જે પોતાને માટે અંદરમાં કરવો છે તો તેમાં કેટલો વિવેક જોઇએ? જો વિવેક પૂર્વકનો વિનય ન હોય તો આત્માને લાભ થતો નથી.

જ્ઞાની ધર્માત્મા તો પોતાના સ્વરૂપમાં મસ્ત છે, નિર્વિકલ્પ દશામાં ઝૂકેલા હોય છે ત્યારે વીતરાગ–જ્ઞાનીને પણ ભૂલી ગયા હોય છે. પરંતુ જ્યારે ઉપયોગ બહાર આવે છે ત્યારે પૂર્ણતાના લક્ષે વીતરાગતા પ્રગટાવવા માટે પૂર્ણ વીતરાગી થઇ ગયા છે, તેનાં મોંફાટ ગુણગાન કરે છે, પણ જો તે લક્ષ ન હોય તો ભગવાન તેને વિનયી કહેતા નથી.

આપણે રોજ નવકાર મંત્ર બોલીએ છીએ. પંચ પરમેષ્ઠીને નમસ્કાર કર્યા, તેમાં જરા વિચાર તો કર કે તારા નમસ્કાર પંચ પરમેષ્ઠીને પહોંચ્યા કે નહિ? નમસ્કાર શા માટે કર્યા? નમસ્કાર કરવાનું પ્રયોજન શું? તેનું ફળ તારામાં બેઠું? આ વાતનો વિચાર ન હોય તો પંચ પરમેષ્ઠીને નમસ્કાર પહોંચ્યા નથી, પરંતુ તે વાતનો વિચાર હોય, સાચી સમજણ હોય, યથાર્થ ભાન હોય તો તે વિનય સાચો છે, પરંતુ એમાનું કંઇ ન હોય તો તારા નમસ્કાર સાચા નથી.

'નમો અરિહંતાણું' અરિહંતદેવને નમસ્કાર કર્યા. અરિહંતદેવ કોણ છે ? અરિહંતનો અર્થ કરો. જેણે ચાર ઘાતી કર્મ ટાળી નાખ્યાં છે. તે ચાર કર્મનો ક્ષય થતાં અંદરમાં બાર ગુણ પ્રગટયા છે, તેવા અરિહંત છે. તે બાર ગુણ, ગુણ નથી પણ નિર્મળ પર્યાય છે. એવી જ પર્યાયની શકિત આત્મામાં અપ્રગટપણે પડી છે, તે પ્રગટ કરવા માટે, તે શકિતને વ્યકત કરવા માટે હું નમસ્કાર કરૂં છું, તે માટે તેમના બાર ગુણ જાણી લેવા જોઈએ. તે ગુણોને જાણ્યા વગર પંચ પરમેષ્ઠીને નમસ્કાર કરે તો તેવા નમસ્કાર ત્રણ કાળમાં તેમને પહોંચે નહિ.

અનાદિ કાળથી જીવને પુણ્યની મીઠાશ છે, તીર્થંકરની વાણી મીઠી લાગે, તન, મન, અને ધનની મીઠાશ લાગી, એ તો જડ પર્યાય છે. તીર્થંકરની વાણી અને દેહ મીઠાં લાગ્યાં અને નમસ્કાર કર્યા તે તીર્થંકરના આત્માને ન પહોંચ્યા પણ પુણ્યનાં ફળને પહોંચ્યા.

વર્તમાન જીવો અરિહંતને નમસ્કાર કરે છે. એમના ૩૪ અતિશયને નમસ્કાર કરે છે, એ બધા લૌકિક ખાતે ખતવાય છે, તેમ સમજી લેવું એ તો જડ પુદ્‌ગલની પર્યાયને નમસ્કાર છે. પુદ્‌ગલ કંઈ જાણતું નથી કે કોણે નમસ્કાર કર્યા અને કોણે ન કર્યા. આ રીતે જીવોએ જડનો વિનય કર્યો છે પણ ચેતનનો વિનય કર્યો નથી. જેને જડરૂપી પૈસાની રૂચિ હોય તેને આંગણે લક્ષાધીપતિ આવીને ઊભો રહે તો તે એવો વિનય કરે છે કે જાણે મારે આંગણે આજે મોતીના સાથિયા પુરાયા. ધન્ય ઘડી અને ધન્ય ભાગ્ય કે મારે આંગણે રાજા કે શેઠ પધાર્યા. તેમની આગતાસ્વાગતામાં પાંચ પચાસ રૂપિયા ખરચી નાખે. આમ જીવે

પોતાના સંસારની સુખ-સગવડતા માટે વિનય કરવામાં બાકી નથી રાખી. જૈન થઈને આવો વિનય કરે તો તે પણ એકાંત વિનયવાદી છે.

અંદરમાં ઊંડો ઊતરીને વિચાર તો કર કે અધર્મીનાં પગલાં તારે ઘેર થાય તેમાં તને શું લાભ થવાનો છે? મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યવ અને કેવળજ્ઞાનનો વિનય કરે તો તે જ્ઞાનનો વિનય છે. આ પાંચે જ્ઞાનની ભાવનાનો વિનય કરે, તે પણ વિનય છે. ચાર કર્મ ક્ષય થતાં બાર ગુણ પ્રગટ થાય છે તે પોતાના જ્ઞાનમાં પહેલે ધડાકે જાણી લેવા જોઈએ.

કેવળજ્ઞાનાવરણીયનો ક્ષય થતાં કેવળજ્ઞાન પ્રગટેછે. કેવળ-દર્શનાવરણીયનો ક્ષય થતાં કેવળદર્શન પ્રગટેછે. કેવળજ્ઞાન અને કેવળદર્શન સાદિ અનંત પર્યાય છે અને તે ગુણ પણ કહેવાય છે. આ પ્રથમ બે ગુણો.

મોહનીય કર્મના બે ભેદ છે. દર્શનમોહનીય અને ચારિત્ર-મોહનીય. દર્શન મોહનીયની ત્રણ પ્રકૃતિ-સમ્યક્ત્વ મોહનીય, મિશ્ર મોહનીય અને મિથ્યાત્વ મોહનીય. એ ત્રણેનો ક્ષય થતાં ક્ષાયક સમ્યગ્‌દર્શન પ્રગટે છે. તે ત્રીજો ગુણ. તે કેવળજ્ઞાનને લાવી મૂકે છે. કેવળીમાં તે પરમ અવગાઢ, ક્ષાયક સમ્યગ્‌દર્શન કહેવાય છે. ચારિત્રમોહનીયના બે ભેદ. કષાય ચારિત્રમોહનીય અને નોકષાય ચારિત્રમોહનીય. કષાયની ૧૬ પ્રકૃતિનો અંદરમાંથી બારમા ગુણસ્થાને ક્ષય થાય છે, ત્યારે યથાખ્યાત ચારિત્ર પ્રગટે છે, તે ચોથો ગુણ. નોકષાયની નવ પ્રકૃતિમાંથી ત્રણ વેદનો નવમા ગુણસ્થાને ક્ષય થાય છે. એટલે અવેદીપણાનો પાંચમો

ગુણ પ્રગટ્યો. હાસ્ય, શોક અને દુગંછાનો ક્ષય થતાં અતીંદ્રિયપણાનો છઠ્ઠો ગુણ પ્રગટ્યો અને રતિ, અરતિ અને ભયનો ક્ષય થતાં અનંત સુખ નામનો સાતમો ગુણ પ્રગટ્યો. આમ ત્રણ કર્મનો ક્ષય થતાં સાત ગુણ પ્રગટ્યા. અંતરાયની પાંચ પ્રકૃતિ છે. દાનાંતરાયનો ક્ષય થતાં અનંત દાનની લબ્ધિ પ્રગટે છે. લાભાંત-રાયનો ક્ષય થતાં અનંત આત્મિક લાભશકિત પ્રગટે. ભોગાંતરાયનો ક્ષય થતાં અનંત આત્મિક ભોગવટાની શકિત પ્રગટે છે. ઉપભોગાંતરાયનો ક્ષય થતાં અનંત આત્મિક ઉપભોગ કરવાની શકિત પ્રગટી. વીર્યાંતરાયનો ક્ષય થતાં અનંત ગુણોને ટકાવી રાખવાની વીર્ય-શકિત પ્રગટે છે. આવા જ્યારે બાર ગુણો પ્રગટ થયા ત્યારે ચાર કર્મનો ક્ષય થઇ ગયો. એવી શકિત મારા આત્મામાં પણ પડેલી છે. તે શકિતને પ્રગટ કરવાને માટે નમસ્કાર કરે. પોતાના ગુણને લક્ષે વિનય કરતો થકો, પોતાના ત્રિકાળી સ્વભાવમાં અંશે પણ ટકીને નમસ્કાર કરે તો તે વિનયથી દ્રવ્ય-દૃષ્ટિના જોરમાં એટલો આગળ વધી જાય કે પરિણામે કેવળજ્ઞાન અને કેવળદર્શન-વીતરાગતા લાવી આપે.

તેવીજ રીતે સિદ્ધ ભગવંતના આઠ ગુણને સમજીને, લક્ષમાં લઈને, મારા આત્મામાં પણ એવી જ શકિત છે, તેવી પ્રતીતિ લાવીને જો તેની ભકિત કરે તો ભગવાનનો વિનય કર્યો, તેમ કહેવાય.

જૈનશાસનનો વિનય અનોખો છે. વિ=વિશેષે કરીને નય= To lead, દોરવું એટલે પોતાના ઉપયોગને પોતાના સ્વભાવ તરફ દોરી જવો, એ ભાવનાને વિનય કહે છે. આવો વિનય એક વખત આવી જાય તો આત્માનું કલ્યાણ થઈ જાય. એક વખત

ભગવાન મહાવીર કહેતા હતા કે–" હે મુનીઓ ! અમે જે વિનય કર્યો હતો તે વાણીમાં મૂકીએ છીએ. અમે કેવળજ્ઞાન પામેલા, પણ ગુરુનો વિનય કરવાનું ચૂકતા નથી. ગુરુ છદ્મસ્ત છે અને ભગવાન વિનય કરે છે એમ એક તરફ કહે છે જ્યારે બીજી તરફ એમ કહે છે કે કેવળજ્ઞાની કોઇને પણ મસ્તક નમાવતા નથી; તો આનો આશય શું ? એક માણસ પોતાની અંદર ગુણ છે તેથી વિશેષ ગુણ તરફ દૃષ્ટિ પડતાં શીશ નમાવે છે. પરંતુ જે પૂર્ણતાને પામી ગયા તે કોને શીશ નમાવે ? કંઇ પણ પ્રયોજન જેમને હવે સાધવાનું બાકી રહ્યું નથી તેની વાણીમાં પડકાર છૂટે છે કે–અમે પણ પૂર્વે ગુરુઓનો વિનય કરીને આ દશાને પામ્યા છીએ, ભૂત નૈગમ નયનો આરોપ કરીને કેવળજ્ઞાની ગુરુનો વિનય કરે છે તેમ કહેવું હોય તો કહેવાય.

**દૃષ્ટાંત :–**

કેવી રીતે પૂર્ણતાએ પહોંચે છે ? પોતામાં જે ગુણ ઊઘડયા છે તેથી વિશેષ ગુણવાળો દૃષ્ટિમાં પડે તો પોતે એમ માને કે હું એનાથી વધારે ગુણવાળો નથી. મારે જે જોઇએ છીએ તેવું થોડું તો એનામાં છે. માટે મારા ગુણની વૃદ્ધિ માટે વધેલા ગુણીઓનો વિનય તો મારે કરવો જ જોઇએ. પોતાની સ્થિતિમાં આગળ વધતો જાય તેને વીતરાગદેવે વિનય કહ્યો છે. પોતાના જેટલો ગુણવાળો જુએ તો માને કે હું કંઇ તેના કરતાં આગળ વધ્યો નથી. એમ માની તે પોતાના ગુણોની વૃદ્ધિ કરતો જાય છે. પોતાના કરતાં ઓછા ગુણવાળા પર દૃષ્ટિ પડે તો પોતાના ત્રિકાળ સ્વભાવમાં ટકીને પોતાના ગુણને વધારતો જાય અને સાવ અવગુણી ઉપર દૃષ્ટિ પડે તો માને કે–' એક વખત

હું પણ એવી દશામાં જ હતો.' મેં પુરુષાર્થ ઉપાડયો, તો હું ગુણને પામ્યો. તેમ તે પણ પુરુષાર્થ ઉપાડશે તો ગુણ પામી જશે. આ રીતે તે નિરાભિમાની બની વિનય કરે છે, પરંતુ આજકાલ તો ગુણનાં ઠેકાણું નહિ અને અભિમાનનો પાર નહિ, તેવી દશા છે.

ચક્રવર્તી દીક્ષિત થઈને વીતરાગને માર્ગે ચાલ્યા ગયા હોય અને શહેરમાં સંયમના લક્ષે ગોચરી લેવા પધારે ત્યારે તેમની જુના વખતની દાસી તેમને કહે કે–'તમારે શહેરમાં આવવું ન જોઈએ. તમે તો છ ખંડના ધણી હતા. તમને કોણ ન ઓળખે? માટે તમારે તો જંગલમાં રહેવું જોઈએ.' એમ શાસ્ત્રના ન્યાયથી તેમને કહે, તો ચક્રવર્તી, દાસીને કહે કે–" હે માતા! તારી વાત બરાબર છે; અમારે તો જંગલમાં રહેવું જોઈએ." મુનિ થયા પછી તે એમ ન કહે કે–"તું એક વખતની મારી દાસી–તું મને કહેનાર કોણ?" અને જો તેમ કહે તો તે વીતરાગના વિનયને સમજ્યો નથી. એક વાર વીતરાગના વિનયનો અંશ બેસી જાય તો જીવ જરૂર કેવળજ્ઞાન પામી જાય. વ્યવહારથી કહેવાય કે વિનય, ધર્મનું મૂળ છે. પરંતુ સમ્યગ્દર્શન, ધર્મનું મૂળ છે. તે વિના વિનય ન હોય.

કેશી અને ગૌતમ સ્વામીનો જે મેળાપ થયો તે પ્રસંગ વિચારવા જેવો છે. રીતભાતમાં ફેરફાર દેખાયો. સૌ પોત–પોતાના ગુરુ સમીપે જઈને વિનયપૂર્વક પૂછે છે. પાર્શ્વનાથ ભગવાનના પરિવારના આચાર જુદા અને મહાવીર ભગવાનના પરિવારના આચાર–વિચાર જુદા. બન્ને સંપ્રદાય એક સ્થળે ભેગા થાય છે. ગૌતમ સ્વામીને આવતા જોઈને કેશી સ્વામી તેમને 'ભંતે' કહે છે. વયમાં કેશી સ્વામી મોટા છે પણ જ્ઞાનમાં ગૌતમ સ્વામી મોટા

છે. ગૌતમ સ્વામી ચાર જ્ઞાનના ધણી છે અને ગણધર છે એટલે કેશી સ્વામી ગૌતમ સ્વામીનો વિનય સાચવે છે. એક બીજાને આસન આપી પ્રશ્નોના સમાધાન માટે જ્ઞાનચર્ચા ચાલી અને બન્ને સંપ્રદાય એક થયા. આ વિનય છે.

સંસારની વાત કરીએ તો તમને વિનયવાળો દીકરો વહાલો લાગે કે અવિનયવાળો? વીતરાગ માર્ગ સમ્યગ્દર્શન પૂર્વકના વિનયમાં સમાઈ ગયો છે.

પરદેશી રાજા મહાન અધર્મી હતો. તેના હાથ સદા લોહીથી ખરડાયેલા રહેતા હતા. તેને એક વાર કેશીસ્વામીનો ભેટો થયો. હૃદયમાં સ્વરૂપને જાણવાનો વેગ આવ્યો. તેને થયું કે–'આ કોઈ સમર્થ પુરુષ લાગે છે.' એમ તેના પ્રત્યે બહુમાન અને વિનય જાગ્યો. તેમની પાસે બેઠા. બેઠા પછી પ્રશ્નોની પરસ્પર ઝડી ચાલી. રાજા અંદરમાં સમજી ગયો. શ્રદ્ધાને પામી ગયો. વિશેષ સમજણને માટે અનેક પ્રકારના આડા અવળા પ્રશ્નો પૂછે છે. ચાર જ્ઞાનના ધણી કેશી સ્વામી બધું સમજી ગયા છે. વિશેષ લાભ થાય, માટે કહે છે–"હે રાજન! તું તો મૂઢ છો." પરદેશી રાજા જેને પોતાની સત્તા પ્રિય હતી તેવો રાજા હવે સમ્યગ્દર્શન પામ્યો છે. તે–"તહત્ પ્રમાણ" કરી પૂછે છે, હું કોના જેવો મૂઢ છું તે સમજાવો.

કેશીસ્વામી ચાર કઠિયારાનું દૃષ્ટાંત આપી સમજાવે છે. ચાર કઠિયારા જંગલમાં લાકડાના ભારા લેવા જાય છે. ત્રણ જણા ચોથાને કહે છે–'તારો ભારો અમે બાંધી આપશું. તું અમારા માટે રસોઈ કરી રાખજે.' તેઓ કહી ગયા હતા કે લાકડામાંથી

અગ્નિ કાઢી લેજે. ત્રણ જણા ગયા. ચોથાએ લાકડાના રાઈ રાઈ જેવડા ટુકડા કર્યા, પરંતુ અગ્નિ નીકળ્યો નહિ, એટલે તે તો સૂઈ ગયો. ત્રણ કઠિયારા ચાર ભારા લઈને આવ્યા. ચોથાને સૂતેલો જોયો. રસોઈ તૈયાર ન હતી. પછી લાકડાં ઘસ્યાં અને અગ્નિ પ્રગટી. તેમ હે રાજન! શરીરના ટુકડા કરવાથી આત્મા દેખાય નહિ. પોતાના ત્રિકાળી સ્વભાવમાં ટકી જાય તો આત્માને અનુભવી, કેવળ લઈ મોક્ષે જાય.

ગુરુ અને શિષ્ય સૂતા છે. ત્યાં પૂર્વ ભવનો વેરી, ફણીધર નાગ રાતના બાર વાગ્યે આવ્યો. શિષ્યની ડોક પાસે આવી ઉભો રહ્યો. ગુરુ જાગ્યા. સાપને પૂછે છે–શું છે? સાપ કહે છે–'મારે તમારા શિષ્યનું લોહી પીવું છે. ગુરુ કહે છે–'મારું લોહી કાઢી આપું' સાપ કહે છે–'તે ન ચાલે.' ગુરુ કહે છે–'શિષ્યનું લોહી હું કાઢી આપું' સાપ મંજૂર કરે છે. ગુરુ શિષ્યની છાતી પર છરો લઈને બેસે છે અને નરગોટામાંથી લોહી કાઢે છે. શિષ્ય જાગી જાય છે, પરંતુ ગુરુને જોતાં એ તો નિરાંતે સૂઈ જાય છે. કારણ તેને શ્રદ્ધા હતી કે મારા ગુરુ મારું, અહિત કદી કરે જ નહિ. ગુરુ સવારે શિષ્યને પૂછે છે–"રાત્રે શું હતું?" શિષ્ય કહે છે:–

"मम लाभो त्ति पेहाए."

'મારા લાભની વાત હતી.' કેટલો વિનય!

એક શિષ્ય ભગવતીજીનાં પાનાં લઈ વાંચવા બેઠો છે. અંદરમાં વાંચવામાં તલ્લીન થયો છે. પોતાના જ્ઞાનમાં ઊંડો ઊતરતો જાય છે. એટલામાં ગુરુએ ફરમાન કર્યું "એક વાટકો પાણી લાવ." આ વખતે શિષ્ય વિકલ્પ કરે કે આ છેલ્લું ચરણ પૂરું કરીને

પાણી આપું છું, તો શિષ્ય અવિનીત છે. ગૌતમ સ્વામી પૂછે છે– "ભગવાન, આપ તેને અવિનીત કેમ કહો છો ?" ભગવાન કહે છે– "ગુરુનો આદેશ, ચેતન–વંતાનો આદેશ છે. જ્યારે ગાથાનું ચરણ એ જડનું બહુમાન છે. વિનીત હોય તે તો ગુરુનું ફરમાન થતાં જ 'તહત્ પ્રમાણ' કરીને ઊભો થઈ જાય. ચેતનવંતા ગુરુનું બહુમાન તે, પોતાના જ્ઞાનનું બહુમાન છે, પોતાના જ્ઞાનનો વિનય છે.

**અહો ! અહો ! હું મુજને કહું, નમો મુજ નમો મુજ રે**
**અમિત ફ્ળદાન દાતારની જેહની ભેટ થઈ તુજ રે**

શાંતિ – ગા. ૧૩ મી

આનંદઘનજી મહારાજ કહેતા હતા–" નમો નમો મુજ ભાવ" હે નાથ ! મારા વીતરાગ ભાવને પ્રગટ કરવા માટે, મારી પૂર્ણતાની પ્રાપ્તિ માટે હું આપને નમસ્કાર કરું છું. હું માખણીઓ થઈને નમું છું તેમ નથી, પણ પૂર્ણ વીતરાગ થવા માગું છું તે માટે પૂર્ણ વીતરાગ ભાવને નમસ્કાર કરું છું. અને તારા ગાણા ગાઉં છું. આમ પોતાના ગુણનાં ગાણાં ગાવાં–પોતાના ગુણ લક્ષમાં લેવાં તે પણ એક વિનય છે. પૂર્ણતાના લક્ષે, પૂર્ણતા પામી ગયેલાનો, પૂર્ણતા પામવા માટે વિનય, તે સાચો વિનય છે. પરંતુ જે બધાનો સરખો વિનય કરે છે, તેમાંથી કોઈ ગુણવાન નીકળી જશે તો આપણું કલ્યાણ થશે, તેમ માનવું તે વિનય નથી. એકાંત વિનયવાદી મિથ્યાદષ્ટિ છે. જેમ છે તેમ સમજીને પોતાનાં જ્ઞાનનું જો બહુમાન કરશે તો તે પોતાની પૂર્ણતાનું બહુમાન છે. સમ્યગ્દર્શનની અંદર જે વિનય છે, તે બધો સાચો વિનય છે.

## સં. ૨૦૧૧ના બી. ભાદરવા શુદ ૯ શનિવાર તા. ૨૪-૯-૫૫.

ઉદાયન રાજાની જ્ઞાનકળા અંદરથી ખીલી નીકળી છે. તેણે સ્વમત અને પરમતનું જેવું સ્વરૂપ છે તેવું જાણી લીધું છે. વિનયવાદીની વાત ચાલે છે.

એકાંત વિનયવાદીના પક્ષનો આગ્રહ છોડીને, મમત્વભાવને છોડીને, સાચો વિનય અને વીર્ય ઉપાડીને તું એક વખત સમજી લે. વિનય કરવો તે વાત સાચી, પરંતુ કોનો વિનય કરવાનો છે? લોકોત્તર વિનયને, સમ્યક્ત્વ વિનયને, વીતરાગના વિનયને, તારા પોતાના સ્વરૂપના વિનયને એકવાર સમજી લે.

કોનો વિનય કરવો? જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપનો વિનય. ધર્માત્મા જીવ પૂર્ણ શુદ્ધ સ્વભાવના લક્ષે અખંડ જ્ઞાન માત્રપણે વર્તમાનમાં એક અંશે જાગ્યો, તે પૂર્ણતાનો અંશ ૧૪ બ્રહ્માંડના ચોકમાં અતિ ઉત્કૃષ્ટ, શુદ્ધ સ્વભાવના લક્ષે તેજપુંજ આત્મા દીપી ઊઠયો છે. મહિમાવંત આત્મા અંદરથી ખીલી નીકળ્યો છે, તેને હું સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, સમ્યક્ ચારિત્ર અને સમ્યક્ તપ રૂપ મોતીઓથી વધાવું છું અને પવિત્ર સ્વભાવના ભાવથી નમસ્કાર કરું છું. તે વીતરાગતાનું બહુમાન (વિનય) કરનાર પૂર્ણતાનો એક અંશ પામેલો એવો જીવ સંપૂર્ણ વીતરાગતા માટે જે સંપૂર્ણ પૂર્ણતા પામ્યા છે અથવા જે સંપૂર્ણ પૂર્ણતા પામી રહ્યા છે અથવા પોતાના કરતાં જ્ઞાન ગુણે અધિક છે એવા સત્સ્વરૂપ પોતાના દેવ, ગુરુ, ધર્મ તથા પંચ પરમેષ્ઠીને એ બધાને જેમ છે તેમ પોતાના જ્ઞાનમાં બરાબર ઓળખીને તેમાં નમતો જ રહે છે, ઢળતો રહે છે, ભજતો રહે છે તેને વીતરાગદેવ, વિનય કહે છે.

પરમાર્થ ભકિત વડે, દ્રવ્યભાવ નમસ્કાર વડે નમતો જ રહે છે. પોતાના વીતરાગ સ્વરૂપનું બહુમાન વધ્યું, આત્મામાં ત્રિકાળી જ્ઞાનસમુદ્ર છોળ મારતો શાંત ગંભીરપણે ઊછળ્યો, તેને ત્રિકાળી મારા નમસ્કાર છે. તે જ ઉત્કૃષ્ટ જયવંત હો! તેનું જ બહુમાન કરનાર, તેમાં ઢળનાર, તેમાં નમતો, ભજતો રહેનાર, જ્ઞાન, દર્શન, ચારિત્રમાં ઢળતો જ હોય અને જ્યાં પોતા કરતાં ગુણમાં અધિક દેખે ત્યાં નિજ ગુણને માટે ગુણનું બહુમાન કરે, તે પોતાના જ ગુણનો વિનય છે.

અકષાય વીતરાગ સ્વભાવના લક્ષે વ્યવહારથી પ્રભુની સ્તુતિ કરે છે–'લોગસ્સ ઉજ્જોયગરે, ધમ્મ તિત્થયરે, જિણે અરિહંતે કિત્તઇસ્સં, ચઉવિસંપિ કેવલી.' અને નિશ્ચયથી પોતાના અનંત ગુણસમુદ્ર ભગવાન આત્માને જ નમસ્કાર કરે છે. તેમાં પૂર્ણ વીતરાગતાનું બહુમાન કરે છે. હું પૂર્ણ સ્વાધીન છું, અનંત જ્ઞાનનો પિંડ છું, સૂર્ય જેમ સ્વતંત્ર રીતે તપે તેમ જ્ઞાનમાં તપી રહ્યો છું, એવો સ્વાધીન આત્માનો સ્વીકાર કરીને પોતાના ત્રિકાળી સ્વરૂપના સાચા અભિપ્રાયથી, નિત્યત્વના અભિપ્રાયથી જે જાગ્યો, સાવધાન થયો, એટલે પૂર્ણ શાન્તિનો એક અંશ પોતાના પૂર્ણ જ્ઞાનમાં જ્ઞાતાપણે જાગ્યો કે બેહદ સમતા, અનંત આનંદ, સહજ શકિત એ મારા પૂર્ણ વીતરાગ સ્વભાવમાં છે, છે ને છે, તે રૂપ જ હું છું તેવી પ્રતીતિ થતાં, આત્માની નિર્વિકલ્પ શ્રદ્ધા થતાં, આત્માની પ્રતીતિ થતાં બહુમાન પૂર્વક વિનય સહિત વીતરાગતાને નમન કરે છે, ઢળે છે, હું પોતે મારા પોતાના આશ્રય વડે મને પોતાને, મારા ગુણોને જ નમન કરું છું. આમાં હું કંઈ બીજી બાથ મારતો નથી, સાચી શ્રદ્ધા વડે સ્વમાં ઢળું છું, નમું છું,

ઓતપ્રોત એકાકાર થાઉં છું, સ્વને જાણું છું, સ્વ તત્ત્વ ગુણપુંજને જ નમસ્કાર કરૂં છું. આ પરમ તત્ત્વ અતીંદ્રિય સુખ એવા પોતાના સ્વભાવથી ભરપૂર ભગવાન આત્મા હું પોતે છું. તેનો એકત્વપણે મને ભેટો થયો. નિજ સ્વાધીન સહજ સ્વભાવ વડે હું જાગૃત થયો. તેની અનંત શકિત ખૂટે તેમ નથી. પાતાળ ફાડીને નીકળેલું પાણી ખૂટે તેમ નથી એમ પ્રતીતિથી જાણ્યું, તેમ પોતાના આત્માની અનંત શકિત ખીલી તે ખૂટે તેમ નથી. જીવને પોતાના ગુણનું બહુમાન, વિનય, આદર, સત્કાર થયા વગર રહેતો નથી. થાય જ તેનું નામ લોકોત્તર વિનય.

જૈનદર્શનનું બીજા કોઇ પણ દર્શન સાથે સમાનપણું માનવું તે વિનય–મિથ્યાત્વ છે, અત્યારે ઘણા પંડિતો જૈન દર્શનનો અન્ય દર્શન સાથે સમન્વય કરે છે, પણ ત્યાં વિનય–મિથ્યાત્વ છે.

જૈનદર્શનના વિનયને પામી ચૂકેલો જીવ, એક અંશે જાગૃત થયેલો સમકિતી જીવ, કર્મનું સ્વરૂપ કેવું છે તે બરાબર જાણે છે, કર્મ જડ છે તેમ જાણે છે પણ તેનો વિનય કરતો નથી, વીતરાગતાનો વિનય કરી, વીતરાગતામાં આગળ વધે છે. ‘જડ અને ચૈતન્ય,’ તેમાં કોનો વિનય કરવો તે આ જીવ જાણે છે. જીવના એક સમયના વિકારી ભાવમાં સાત કર્મો અને તે જ વખતે આઠે પ્રકારનાં કર્મના બંધમાં નિમિત્ત થવાની લાયકાત કેવી રીતે છે. તે સમ્યગ્દર્શની અને જૈન દર્શનના વિનયવાળો જેમ છે તેમ જાણે છે. અજ્ઞાનીને તેનું ભાન નથી હોતું. વિસ્તારથી સમજાવે છે.

પહેલે બોલે : જીવ પોતાના સ્વરૂપની અસાવધાની રાખે છે. કોઈ કર્મનો ઉદય, જીવને સ્વરૂપથી અસાવધાન કરાવી દેતો નથી. તે મોહકર્મના બંધનું નિમિત્ત થાય છે, મોહકર્મના બંધમાં અસાવધાનીનું નિમિત્ત છે. જીવ પોતાના સ્વરૂપની અસાવધાની રાખે તે ભાવ, મોહકર્મના બંધનું નિમિત્ત થાય છે.

બીજે બોલે : સ્વરૂપની અસાવધાની હોવાથી તે જ સમયે જીવ પોતાનું જ્ઞાન પોતા તરફ ન વાળતાં પર તરફ વાળે છે તે ભાવ, જ્ઞાનાવરણીય કર્મના બંધનું નિમિત્ત થાય છે.

ત્રીજે બોલે : તેજ સમયે સ્વરૂપની અસાવધાનીને લીધે પોતાનું દર્શન પોતા તરફ ન વળતાં પર તરફ વળે છે તે ભાવ, દર્શનાવરણીય કર્મના બંધનું નિમિત્ત થાય છે.

ચોથે બોલે : તેજ સમયે પોતાના અખંડ ત્રિકાળી અભેદ સ્વરૂપની અસાવધાની હોવાથી પોતાનું વીર્ય પોતા તરફ ન વાળતાં પર તરફ વાળે છે તે ભાવ, અંતરાય કર્મના બંધનું નિમિત્ત થાય છે.

પાંચમે બોલે : પર તરફના લક્ષે પરનો સંયોગ થાય છે તેથી તેજ સમયનો એટલે સ્વરૂપની અસાવધાની સમયનો ભાવ, શરીર વગેરે નામ કર્મના બંધનું નિમિત્ત થાય છે.

છઠ્ઠે બોલે : જ્યાં શરીર હોય ત્યાં ઉચ્ચ નીચ આચરણવાળા કુળમાં ઉત્પત્તિ હોય તેથી તેજ સમયનો વિકારીભાવ, ગોત્ર કર્મના બંધનું નિમિત્ત થાય છે.

સાતમે બોલે : જ્યાં શરીર હોય ત્યાં બહારની સગવડતા, અગવડતા, સાજું, માંદું વગેરે હોય તેથી સમયે સમયે ભાવ,

વેદનીય કર્મના બંધનું નિમિત્ત થાય છે. અજ્ઞાન દશામાં કે મિથ્યાત્વ દશામાં સાતે કર્મ સમયે બંધાયા કરે છે. સમ્યગ્દર્શન જ્ઞાન થયા પછી જેમ જેમ ક્રમે ક્રમે ચારિત્રની અસાવધાની દૂર થાય છે, તેમ તેમ જીવમાં અવિકારી દશા વધતી જાય છે અને તે અવિકારી ભાવ, પુદ્‌ગલ કર્મના બંધમાં નિમિત્ત થાય નહિ. (આમ જૈન દર્શન પામેલો વિનયને જાણે, જાણે ને જાણે) તેથી તેટલે અંશે બંધન ટળે. પૂર્ણ અવિકારી ભાવ થઈ જાય તો બધાં બંધન ટળી જાય છે. ચોથે ગુણસ્થાને ગુણ-શ્રેણી નિર્જરા થાય છે તેને વિનયવંત, પોતાના ગુણને માટે નમસ્કાર કરે છે.

આઠમે બોલે : શરીર તે સંયોગી વસ્તુ છે. તેથી જ્યાં સંયોગ હોય ત્યાં વિયોગ પણ થાય. એટલે શરીરની સ્થિતિ અમુક કાળની હોય, ચાલુ ભવમાં જે ભવને લાયક ભાવ, જીવને થાય તેવો આયુનો બંધ નવા શરીર માટે થાય છે. દેવગતિના, તિર્યંચ ગતિના, નરક ગતિના, મનુષ્ય ગતિના ભવને લાયક ભાવ, જીવને થાય. અગર એક પણ ગતિને લાયક ભાવ ન થાય.

વર્તમાન આયુષ્યના બે ભાગ પછી ત્રીજા ભાગમાં, નહિતર ૯ મા ભાગમાં અગર ૨૭મા ભાગમાં, નહિતર છેવટ જીવનું અંતર્મુહૂર્ત આયુષ્ય બાકી રહે ત્યારે પરભવના આયુષ્યનો બંધ પડે. લાંબા આયુષ્યવાળાને ત્રીજા ભાગમાં પડે, થોડા આયુષ્યવાળાને છેલ્લી બે ઘડીમાં, નિકાચિત આયુષ્યવાળાને ત્રીજા ભાગમાં પડે. દેવ નારકી, જુગલીઆને છ મહિના બાકી રહે ત્યારે પડે. અત્યારથી સ્વરૂપના લક્ષે જીંદગી જીવાતી હશે તો જીવન સુધરી જશે.

કર્મબંધનાં પાંચ કારણ છે, તેમાં મિથ્યાત્વ મુખ્ય છે. કર્મ-બંધનો અભાવ કરવા માટે સમ્યગ્દર્શન સૌથી પહેલું કારણ છે.

સમ્યગ્દર્શન થતાં મિથ્યાત્વનો અભાવ થાય છે અને ત્યાર પછી ક્રમે ક્રમે અવિરતિ, પ્રમાદ, કષાય, યોગનો અભાવ થાય છે. સમ્યગ્દર્શનમાં આયુષ્યનો બંધ પડે તો એક વૈમાનિકનો પડે. ભવનપતિ, વાણવ્યંતર, જ્યોતિષી, સ્ત્રી, નપુંસક, તિર્યંચ, મનુષ્ય અને નરકનો બંધ ન પડે.

સમ્યગ્જ્ઞાનીના જ્ઞાનમાં જ્ઞાનની શ્રેણી ઊપડે છે તેથી મરીને હું કયાં જઈશ અને મારા કેટલા ભવ બાકી છે તે સમ્યગ્દર્શની જાણી શકે છે. આવી રીતે વિનયવંત, આત્માનું સ્વરૂપ જાણતા થકા જડનું સ્વરૂપ ફગાવી દીએ છે અને ચૈતન્ય પ્રતિ વિનયસંપન્ન રહે છે. આ વિનય કોનો છે? સમ્યગ્જ્ઞાનાદિ તથા સમ્યગ્જ્ઞાનાદિ યુકત જ્ઞાનીનો છે. આ વિનયમાં રાગ છે તે પુણ્યાશ્રવ બંધનું કારણ છે. વિનય બે પ્રકારના છે. એક શુદ્ધ ભાવરૂપ વિનય છે. તેને નિશ્ચય વિનય કહેવામાં આવે છે. પોતાના શુદ્ધ સ્વરૂપમાં ટકી રહેવું તે નિશ્ચય વિનય છે. આ વિનય, કર્મબંધનું કારણ નથી. બીજો શુભ ભાવરૂપ વિનય છે, તેને વ્યવહાર–વિનય કહેવામાં આવેછે.

અજ્ઞાનીને સાચો વિનય હોતો નથી. સમ્યગ્દષ્ટિને શુભ ભાવરૂપ વિનય હોય છે, તેથી તીર્થંકર નામ ગોત્ર કર્મના આશ્રવનું કારણ છે. છઠ્ઠા ગુણસ્થાન પછી વ્યવહાર–વિનય હોતો નથી, નિશ્ચય–વિનય હોય છે. નિશ્ચય–વિનયના જોરમાં તીર્થંકર ગોત્ર બંધાવું હોય તો બંધાય છે. પોતાના અકષાય ભાવમાં અભેદ પરિણમન થતાં જ શુદ્ધાત્મારૂપે ટકવું, તે નિશ્ચય વિનય છે.

**વિનયવંત ભગવંત કહાવે,**
**નહિ કીસીકું શીશ નમાવે.**

ભગવાન વિનયવાળા કહેવાય છે. પરંતુ કોઈને મસ્તક નમાવતા નથી. છતાં વિનયવંત છે કારણકે તેઓ સદા શુદ્ધાત્મરૂપે ટકી રહેવાના છે. શુદ્ધાત્મરૂપે સદા ટકી રહેવું, તે પરિપૂર્ણ નિશ્ચય-વિનય કહેવાય છે.

સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર, તપ, સંયમ, ધ્યાનાદિ વગર, માત્ર ગુરુ પૂજનાદિ વિનયથી મુક્તિ થશે, તેમ માનવું તે મિથ્યાત્વ છે. સર્વ દેવ, સર્વ શાસ્ત્ર, સર્વ મત અને સર્વ વેષધારકોને સમાન માનીને બધાનો વિનય કરવો, તે પણ વિનય-મિથ્યાત્વ છે અને વિનય માત્રથી પોતાનું કલ્યાણ થઈ જશે તેમ માનવું તે પણ વિનય-મિથ્યાત્વ છે. સંસારમાં જેટલા દેવ પુજાય છે, જેટલી દેવી પુજાય છે, જેટલાં શાસ્ત્રો કે દર્શનો પ્રચલિત છે તે બધા સુખદાયી, શાંતિદાયી, આનંદદાયી છે, તેમાં ભેદ નથી, બધાથી મુક્તિ છે, તેમ માનવું તે પણ વિનય-મિથ્યાત્વ છે.

ગુણ-ગુણીની અપેક્ષાએ અનેક ધર્મમાં પ્રવૃત્તિ કરવી એનો અર્થ એવો થયો કે સત્ અસત્નો વિવેક કર્યા વગર, સાચા ખોટાના વિવેક કર્યા વગર, પરીક્ષા-શક્તિને અંદરમાંથી ઉઘાડયા વગર, સાચા ખોટા બધા ધર્મોને સમાનપણે જાણે, જાણીને તેનું સેવન પુજન કરવું, માથું નમાવવું, તેમાં અજ્ઞાનની મુખ્યતા નથી પણ વિનયની મુખ્યતા, અતિરેકતા છે, તેથી તેને વિનય-મિથ્યાત્વ કહેવામાં આવે છે, માટે જેમ છે તેમ સમજીને ઠરશે તેનું કલ્યાણ થશે.

---

**સં. ૨૦૧૧ના બી. ભાદરવા સુદ ૧૦ રવિવાર તા. ૨૫-૯-૫૫**

**આજે શ્રી સંઘજમણ હોવાથી વ્યાખ્યાન બંધ છે.**

(બાકીનાં વ્યાખ્યાનો બીજા ભાગમાં છે)

પૂ. શ્રી સદ્‌ગુરુદેવ બા. બ્ર. પંડિતરત્ન અધ્યાત્મ યોગી મુનિ

# શ્રી કેશવલાલજી મહારાજશ્રીનાં

## અંતિમ અપૂર્વ ઉદ્‌ગારો :–

અનંત ગુણી આત્મા, કરે નિજ નિજ ગુણનું કામ.
જો સમજે આ જીવડો, સરે પોતાનું કામ.
સત્ સ્વરૂપી આત્મા, ઉત્પાદ, વ્યય ધ્રુવ યુક્ત.
સમજે કોઈ વીરલા, થઈ જાય ભવ મુક્ત.
અનંત શક્તિ આત્મા, એજ જ્ઞાન પ્રમાણ.
અંતે મોક્ષ નિર્વાણ છે, એજ મારી આશ છે.
વેદું છું નિજ આત્મા, બાકી સઘળું ફોક.
છૂટી જાય આ દેહતો, નહીં કાંઈ હર્ષ કે શોક.
મૈ ચૈતન હું, મૈ જડ નહિ હું, શરીર મૈ નહિ હું.
શરીરમેં લાખો રોગોકી જવાલા કયોં ન હો?
ઈસસે મુઝે કયા મતલબ?
જ્ઞાની ધ્યાની આત્મા, સમજ તારું સ્વરૂપ.
વિશ્વ અંધા હૈ, મૈં દેખ રહા હું.

પૂજ્ય શ્રી સદ્‌ગુરુદેવ શ્રી બા. બ્ર. શ્રી કેશવલાલજી મહારાજશ્રીનાં આ અંતિમ ઉદ્‌ગારોમાં અપૂર્વ રહસ્યો ભર્યાં છે. શ્રી અનંત સર્વજ્ઞોએ જગત સમક્ષ જે વાત વહેતી મૂકી તેજ શ્રી સદ્‌ગુરુદેવ શ્રી પોતાના અંતિમ ભાવોદ્વારા પ્રગટ કરી રહ્યા છે.

શ્રી આચારાંગજી સૂત્રમાં કહ્યું છે કે :-

जो एगं जाणइ सो सव्वं जाणइ ।
जो सव्वं जाणइ सो एगं जाणइ ॥

"જે એક આત્માને (પોતાના આત્માને) જાણે છે. તે સર્વને જાણે છે અને જે સર્વને જાણે છે તે એક (પોતાના) આત્માને જાણે છે."

શ્રી સદ્‌ગુરુદેવ આ કથનને અનુસરીને ફરમાવે છે કે જો જીવ પોતના આત્માના દ્રવ્ય, ગુણ અને પર્યાય સ્વરૂપને સમજે તો તેનું કામ થઈ જાય. હવે એવા આત્માને કઇ રીતે જાણવો તે પ્રશ્ન થયો. એક આત્માને યથાર્થ જાણવા માટે જગતના બીજા બધા પદાર્થોને પણ જાણવા પડશે. કારણ કે આત્મા જગતમાં એકલો નથી, પરંતુ અનાદિ કાળથી સંયોગમાં છે. માટે જગતને અને જગતમાં રહેલા પદાર્થોને જાણ્યા સિવાય એક આત્મા યથાર્થ જણાય નહિ.

જગત (વિશ્વ) શું છે? તે કૃત છે કે અકૃત છે? સત્‌ છે કે અસત્‌ છે? ત્રિકાળ છે કે ક્ષણિક છે? દલીલની ખાતર માનીએ કે જગત કૃત છે, અસત્‌ છે, કે ક્ષણિક છે. હવે પ્રશ્ન એ રહ્યો કે જગતનો કર્તા કોણ? તે કર્તાનો કર્તા કોણ? તેનો કર્તા કોણ? આમ કોઇ અંત આવશે નહિ. આ રીતે કર્તાનો કોઈ કર્તા નહિ હોવાથી જગત અકૃત ઠરે છે.

જગત પહેલાં ન હતું અને પછી થયું. એટલે જગત પહેલાં અસત્‌ હતું અને પછી સત્‌ થયું. આમ જો હોય તો અસત્‌નું

ક્ષેત્ર શું? શૂન્ય. શૂન્યમાંથી કોઈ વસ્તુ થાય નહિ. જેનો નાશ થાય તે સત્ કહેવાય નહિ. હોય તેનો નાશ નહિ અને ન હોય તેની ઉત્પત્તિ નહિ. આ ઉપરથી એમ નક્કી થાય છે કે જગત (વિશ્વ)નો કોઈ કર્તા નથી પરંતુ ત્રિકાળ છે, સત્ છે, અકૃત છે.

વિશ્વ એટલે શું? જેમાં પદાર્થો વસે તે વિશ્વ. પદાર્થોના વસવાટને લઈને વિશ્વ છે. જો પદાર્થોનો વસવાટ ન હોય તો તેનું કોઈ નામ કે નિશાન નથી, પણ ખાલી અવકાશ છે. પદાર્થો હઈને જો વિશ્વ છે તો વિશ્વ સત્ હોવાના કારણે તેમાં રહેલા પદાર્થો પણ સત્ છે.

વિશ્વમાં પદાર્થો બે છે. એક ચેતન અને બીજો જડ. ચેતન તે જીવ અને જડ તે અજીવ. આમ બે પદાર્થો છે.

તે પદાર્થોનું બંધારણ શું છે? જે પદાર્થ સત્ હોય તેને પોતાનું સ્વતંત્ર વ્યક્તત્વપણું હોવું જોઈએ. જો તેનું સ્વતંત્ર વ્યક્તત્વપણું કે ક્ષેત્રત્વપણું ન હોય તો તેનું સત્પણું રહી શકે નહિ. જે સત્ હોય તે પોતાથી હોય, પરથી ન હોય. માટે જે પદાર્થ સત્ છે તે સ્વતંત્ર વ્યક્તત્વપણાવાળો – ક્ષેત્રત્વપણાવાળો છે. એટલે પદાર્થમાં બે ગુણો થયા. બન્ને ગુણો જુદા જુદા સ્વભાવ-વાળા હોવા છતાં એક સત્ ગુણ હોય ત્યાં બીજો વ્યક્તત્વ ગુણ અવશ્ય હોય અને બન્ને પોતપોતાનું સ્વતંત્ર કાર્ય કરવા છતાં ભેગાં રહે. હવે પદાર્થ બે ગુણોવાળો હોય કે વિશેષ ગુણો-વાળો હોય તે નક્કી કરવું પડશે. જો બે જ ગુણો હોય તો પદાર્થનું સ્વરૂપ અધૂરું થશે, અપૂર્ણ થાય અને પોતાની પૂર્ણતા માટે અન્ય પદાર્થની જરૂરીઆત ઊભી થાય. આવી પરાધીન

અવસ્થા હોય તો પદાર્થની સ્વતંત્રતા ટકી શકે નહિ એટલે પદાર્થ સત્ રહી શકે નહિ. પણ તેમ બને નહિ. માટે એમ નક્કી થાય છે કે જે પદાર્થ સત્ હોય તે પરિપૂર્ણ હોવો જોઈએ. પરિપૂર્ણ એટલે અનંત શકિત–ગુણવાળો હોવો જોઈએ. તે અનંત ગુણો વિધવિધ સ્વભાવના હોય કે એક સ્વભાવના હોય? ગુણ તેને કહેવાય કે જેને પોતાનો સ્વતંત્ર એક સ્વભાવ હોય. ગુણમાં ગુણ ન હોય. માટે એક સ્વભાવવાળા અનંત ગુણો હોઈ શકે નહિ. બીજી રીતે કહીએ તો દરેક ગુણને પોતાનો એક જ સ્વતંત્ર સ્વભાવ હોવો જોઈએ. બે કે વધારે સ્વભાવ પાલવે નહિ. જુદા જુદા સ્વભાવવાળા અનંત ગુણો એક સાથે કેવી રીતે રહી શકે? ગુણો ગુણો વચ્ચે કોઈ એવો સંબંધ હોય તો જુદા જુદા સ્વભાવવાળા હોવા છતાં અનંત ગુણો એક સાથે રહી શકે. તે સંબંધ કેવો હોય તો બંધારણ શકય બને? જેવી રીતે જ્યાં સત્પણું છે ત્યાં સ્વતંત્ર વ્યાપકત્વપણું અવશ્ય હોય છે. બન્ને જુદા જુદા સ્વભાવવાળા હોવા છતાં એક જ પદાર્થમાં સાથે રહેવાનો (એકની હૈયાતી એ બીજાને હોવું જોઈએ) સંબંધ ધરાવે છે. તે સંબંધનું નામ બદ્ધ સંબંધ અગર અવિનાભાવ સંબંધ કહેવાય છે. આ સંબંધે વિધવિધ સ્વભાવવાળા અનંત ગુણોવાળું પદાર્થનું બંધારણ બનવા છતાં દરેક ગુણ પોતપોતાના સ્વભાવનુંજ કાર્ય કરે અને પર ગુણના સ્વભાવનું કાર્ય બીલકુલ ન કરે એટલે ગુણ પોતે નિર્ગુણ રહે. આવી જાતનો ગુણ ગુણ વચ્ચે તત્ અતત્ સંબંધ છે કે જેથી ગુણ પોતાના સ્વભાવનું કાર્ય કર્યા વગર રહે નહિ અને પરગુણના સ્વભાવનું કાર્ય કરે નહિ. કોઈ એક ગુણ બીજા ગુણનું કાર્ય કરે તો તે ગુણનું અસ્તિત્વ ન રહે એટલે ગુણનો નાશ થાય. એક

ગુણુનો નાશ થતાં અનંત ગુણવાળા પદાર્થનું બંધારણ તૂટે એટલે પદાર્થનો નાશ થાય. પરંતુ તેમ બને નહિ કારણ પદાર્થ સત્ છે અને તેના દરેક ગુણો પણ સત્ છે. આ ઉપરથી પદાર્થનું બંધારણ અનંત ગુણોવાળું થયું.

ગુણ પોતાના સ્વભાવની ક્રિયા કરવાવાળો છે. જેને પોતાના સ્વભાવની ક્રિયા ન હોય તે ગુણ નથી. ક્રિયા માત્રનો કાળ એક સમયથી વધારે હોતો નથી. આવી સમય સમયની અનંત ક્રિયા અંતવગરના કાળ સુધી ક્રમબદ્ધ થયા જ કરે પણ દરેક ક્રિયા એક સમયથી વધારે એટલે બે કે તેથી વધારે સમયો સુધી લંબાય નહિ અને સમયે સમયે નવી નવી ક્રિયા થયા જ કરવી એવો ગુણનો સ્વભાવ છે.

ગુણ સત્ છે તો તેની સમય સમયની ક્રિયા પણ સત હોય છે. ગુણના સ્વભાવની ક્રિયાનો સમય સમયનો પ્રવાહ પણ સત્ છે. એક સમયની ક્રિયાનો જો નાશ થાય તો પ્રવાહ તૂટી જાય અને તેમ થતાં ગુણનો નાશ થાય. સત્માં દોષ થાય તેમ બને નહિ. માટે સમય સમયની ક્રિયા–અવસ્થા–હાલત કે પર્યાય (એક અર્થ વાચક જુદાં નામો છે) સત્ અને સ્વતંત્ર છે. આ પ્રમાણે પર્યાયની સ્વતંત્રતા નક્કી થાય છે.

ગુણ પોતાના સ્વભાવની ક્રિયા કરે છે તેને પરિણમન પણ કહેવાય છે. આ પરિણમનની રીત બે પ્રકારની થાય છે. એક સદૃશ પરિણમન અને બીજું વિદૃસ પરિણમન. ગુણનો સ્વભાવ જેવો હોય તેવો પૂરેપૂરો પરિણમન કરે તેને સદૃશ પરિણમન કહેવાય છે અને સ્વભાવથી વિપરીત કે ઓછું પરિણમન થાય

તેને વિદસ પરિણમન કહેવાય છે. આ બન્ને પ્રકારના પરિણમનો સ્વતંત્ર સ્વાધીન છે એટલે પોતપોતાના સામર્થ્યે થાય છે.

આત્માનું પૂરેપૂરું સ્વરૂપ જાણવાના હેતુએ વિશ્વનું સ્વરૂપ જાણતાં નીચેની વાત નક્કી થઈ જાય છે.

૧. વિશ્વ સત્ છે. ૨. પદાર્થ સત્ છે. ૩. પદાર્થ સ્વતંત્ર વ્યાપકતા વાળો છે. ૪. પદાર્થ પરિપૂર્ણ છે. ૫. પદાર્થ ત્રિકાળ છે. ૬. ગુણ પણ સત છે. ૭. પર્યાય પણ સત્ છે ૮. ગુણ અને તેની પર્યાય પણ ત્રિકાળ છે.

દ્રવ્ય ગુણ અને પર્યાય–સત્, સ્વતંત્ર, પૂર્ણ અને ત્રિકાળ છે.

પદાર્થની વ્યાપકતાનું વિશ્વવ્યાપી માપ પ્રદેશ શ્રી સર્વજ્ઞોએ જણાવ્યું છે. પ્રદેશ એટલે નાનામાં નાનો અવિભાજ્ય અંશ કે જેમાંથી બીજો અંશ ન નીકળી શકે. આ પ્રદેશોથી દરેક પદાર્થની વ્યાપકતા રહેલી છે. પ્રદેશ વ્યાપકતા તે દરેક પદાર્થનું સ્વક્ષેત્ર છે. દરેક પદાર્થ સ્વતંત્ર ક્ષેત્રવાળો છે, પોતાના ક્ષેત્ર માટે અંશે પણ કોઈનો આધાર, ટેકો કે સહાયતા નથી.

વિશ્વમાં બે જાતના પદાર્થો છે. ચેતન અગર જીવ અને જડ અગર અજીવ. જીવની જાતમાં જીવો અનંતા છે અને જડની જાતમાં જડ અનંતા છે. દરેક ચેતન કે જીવ અને દરેક જડ પદાર્થ સત્ છે, સ્વતંત્ર છે, ત્રિકાળ છે, પરિપૂર્ણ છે અને સ્વતંત્ર ક્ષેત્રવાળોછે.

જીવ અને અજીવ બન્ને પદાર્થો સત છે એટલે કોઈ પદાર્થનો નાશ થાય નહિ પદાર્થ પોતાથી તેમજ પરથી નાશ ન પામે. તેમજ કોઈની ઉત્પત્તિ થાય નહિ. બધા પદાર્થો ત્રિકાળ ટકી રહે છે દરેક પદાર્થ પોતાથી છે અને પરથી નથી. પોતાના દ્રવ્ય, ક્ષેત્ર,

કાળ, ભાવથી અસ્તિરૂપે છે અને પરના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી નાસ્તિ રૂપે છે.

પદાર્થ માત્ર પરિપૂર્ણ છે, સ્વતંત્ર છે અને સ્વાધીન છે. પોતાની પૂરતી માટે બહારમાંથી કોઈનો આધાર, ટેકો કે સહાયતાની તેને જરૂરીઆત રહેતી નથી, પદાર્થ માત્ર અનંત શકિતઓ–ગુણોનો પિંડ છે. પદાર્થમાં અંશે પણ ન્યુનાધિકતા નથી કે જેથી તેને બહારથી પૂરતી કરવી પડે.

દરેક પદાર્થમાં અનંત ગુણો છે. તે ગુણોમાં બે વિભાગ છે. ૧. અસાધારણ ગુણ અને બીજો સાધારણ ગુણ. પદાર્થ બે પ્રકારના છે. જીવ અને અજીવ. જીવ અનંતા છે છતાં દરેક જીવ સરખા હોવાથી એક જીવની વાતમાં તે દરેક જીવની વાત આવી જાય છે. અજીવમાં પાંચ મોટા વિભાગ છે. ૧. ધર્માસ્તિકાય, ૨. અધર્માસ્તિકાય ૩. આકાશાસ્તિકાય, ૪. કાળ ૫. પુદ્દગલાસ્તિકાય. ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાય એ ત્રણે દ્રવ્યો એકેક છે. કાળ અસંખ્ય દ્રવ્યો છે. પુદ્દગલાસ્તિકાય અનંતાનંત દ્રવ્યો છે. પુદ્દગલાસ્તિકાયનો નાનામાં નાનો દ્રવ્ય તે પરમાણું છે. કાળ–દ્રવ્ય એટલે એક સમય કે જેનાથી નાનો કોઈ કાળ નથી. પરમાણું દ્રવ્ય નાનામાં નાનો છે કે જેના બે ભાગ ન થઈ શકે. કાળ દ્રવ્ય 'સમય અને પરમાણું એ બન્નેની વ્યાપકતા એક પ્રદેશની છે. પરમાણું પ્રગટપણે પાંચ ગુણોવાળો છે. ૧ વર્ણ, ૧. ગંધ, ૧. રસ અને બે સ્પર્શ. અપ્રગટપણે અનંત ગુણોનો પિંડ છે. આ દરેક દ્રવ્ય સત્ છે, પરિપૂર્ણ છે, ત્રિકાળ છે, સ્વતંત્ર વ્યાપકતા વાળા છે અને સ્વાધીન છે.

અસાધારણ ગુણ તેને કહેવાય કે જે એકજ પદાર્થમાં હોય, બીજા કોઈ પદાર્થમાં ન હોય. અને તેનાથી તે પદાર્થ ઓળખાતો હોય. સાધારણ ગુણ તેને કહેવાય કે તે એક કરતાં વધારે પદાર્થમાં હોય.

જીવનો અસાધારણ ગુણ ચેતના લક્ષણ છે. જીવ સિવાય બીજા કોઈ પદાર્થમાં નથી, અને તે લક્ષણના કારણે જીવ ચેતનના નામથી ઓળખાય છે. ધર્માસ્તિકાયનો અસાધારણ ગુણ ચલન સહાય, અધર્માસ્તિકાયનો સ્થિર સહાય, આકાશાસ્તિકાયનો અવગાહનાદાન અને કાળનો વર્તના લક્ષણ તથા પુદ્ગલ-પરમાણુંનો ગુણ પુરન-ગલન છે.

ધર્માસ્તિકાયનો ચલન સહાય ગુણ સદાને માટે ચલન સહાય રૂપે જ પરિણમે છે.

અધર્માસ્તિકાયનો સ્થિર સહાય ગુણ સદાને માટે સ્થિર સહાય રૂપે જ પરિણમન કરે છે.

આકાશાસ્તિકાય તો અવગાહનાદાન ગુણ સદાને માટે અવકાશ દેવા રૂપે પરિણમે છે.

કાળનો વર્તના લક્ષણ ગુણ સદાને માટે પરિવર્તનમાં નિમિત્ત રૂપે પરિણમે છે.

પુદ્ગલ-પરમાણુંનો પૂરન ગલન ગુણ પરમાણું અને જેના બનેલા સ્કંધો ભેગા થયા અને જુદા થવાની ક્રિયા કર્યા કરે છે.

જીવનો ચેતના લક્ષણ નામનો અસાધારણ ગુણ સદા કાળ જીવમાં ભરેલો છે. તેના બે કામ મૂખ્ય છે. જ્ઞાન ચેતના અને દર્શન ચેતના. જ્ઞાન ચેતનાનું કામ જાણવું અને દર્શન ચેતનાનું

કામ દેખવું છે. એટલે જીવ સદા કાળ જાણવા દેખવા રૂપે રહેવા વાળો છે.

ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય અને કાળ આ ચાર દ્રવ્યો અરૂપી છે. એટલે તેમાં વર્ણ, ગંધ, રસ અને સ્પર્શના ગુણ નથી. તેને અમૂર્તિક પણ કહેવાય છે. આ ચારે દ્રવ્યો સદા કાળ એક સરખું એટલે સદશ પરિણમન (સ્વભાવ પરિણમન) કરવા વાળા છે. અંશ પણ ફેરફાર વગર જેવા તેના ગુણો છે તેવા જ એક સરખા પરિણમન કરે છે. એટલે તે ચાર દ્રવ્યો એકાંત ત્રિકાળ શુદ્ધ પરિણમન શીલ છે.

જીવ દ્રવ્ય પણ અરૂપી છે એટલે અમૂર્તિક છે. પુદ્‌ગલ-પરમાણું દ્રવ્ય રૂપી છે અને મૂર્તિક છે.

પુદ્‌ગલ-પરમાણુંમાં પૂરન ગલન ગુણની ક્રિયાના કારણે અનેક પ્રકારની અવસ્થાઓ થાય છે. પરમાણું નાનામાં નાનો અખંડ અવિભાજ્ય અને શુદ્ધ દ્રવ્ય છે. પૂરન ગલન એટલે મળવું અને વિખરાવું. બે પરમાણું ભેગા થાય, ત્રણ પરમાણું ભેગા થાય. યાવત્ અનંતા પરમાણુંઓ ભેગા થાય અને પાછા જુદા પડે. ભેગાં થતાં જે અવસ્થા થાય તેને સ્કંધ કહેવાય છે. આવા સ્કંધોની અનંત જાત થઈ. પરમાણું સ્કંધમાં ભળે ત્યારે તે પ્રદેશરૂપ ઓળખાય છે. તેથી બે પ્રદેશી સ્કંધ, ત્રણ પ્રદેશી સ્કંધ યાવત્ અનંત પ્રદેશી સ્કધો બને છે. પરમાણુંના બનેલા સ્કધોમાંથી જે પરમાણું જુદો પડે તેની જગ્યા બીજો પરમાણું લઈ લીએ કે જેથી સ્કંધોના અવસ્થા ટકી રહે છે. પરમાણું પોતે પોતાના દ્રવ્ય ગુણ પર્યાય પણે પરિણમતો થકો બીજા પરમાણું સાથે ભળે અને

પાછો જુદો પડે ત્યારે જેવો ભળ્યો હતો તેવો જ નીકળે. આ પ્રમાણે પોતાના મૂળ ભૂત સ્વરૂપને સ્કંધમાં પરિણમતાં થકાં ટકાવી રાખે છે. એટલે ટકતો છતાં પલટતો રહે છે. પરમાણું પોતે શુદ્ધ છે અને સ્કંધમાં ભળતાં તેની અવસ્થા મિશ્ર થઈ જાય છે, તેથી સ્કંધ અવસ્થા તે અશુદ્ધ છે. અશુદ્ધ અવસ્થાવાળા સ્કંધોમાં તારતમ્યતા બહુ છે તેથી તેમાં શુભ અને અશુભ એવા બે ભાગ પડયા છે. પરમાણુંમાં એક ખાસિયત છે કે જેમ અધિક પરમાણુંઓ ભેગાં મળે ત્યારે સ્કંધ પ્રમાણુમાં સૂક્ષ્મ બને અને સ્કંધની શકિત અનંત ગણી વધે. આ સ્કંધોમાં વિશેષ વિશેષ પ્રકારની ગુણ કાર્યશકિતઓ થાય છે અને તે શકિતઓના કારણે તે સ્કધોમા વિભાગ પડયા. છે. તે વિભાગોની જ્ઞાનીઓએ ૨૩ જાત બતાવી છે. પણ તેમાંની મૂખ્ય આઠ જાત છે.

૧. ઉદારીક, ૨. વૈક્રિય, ૩. આહારક, ૪. તેજસ, ૫. ભાષા, ૬. શ્વાસોશ્વાસ ૭ મન ૮ કાર્મણ આ આઠ પ્રકારની ગુણ શક્તિઓ પ્રગટી છે. સમાન ગુણશકિત વાળા પરમાણુંઓ વ્યવસ્થિતપણે એક સાથે ગોઠવાયને રહ્યા તેને વર્ગણા કહેવાય છે. ઉપરના આઠ નામની આઠ વર્ગણા છે. દરેક વર્ગણાની સ્વતંત્ર શકિત ખીલી છે અને તે નીજ નીજ શકિતઓના આધારે.

ઉદારીક વર્ગણામાંથી ઉદારીક શરીર બને છે.
વૈક્રિય વર્ગણામાંથી વૈક્રિય શરીર બને છે.
આહારક વર્ગણામાંથી આહારક શરીર બને છે.
તેજસ વર્ગણામાંથી તેજસ શરીર બને છે.
ભાષા વર્ગણામાંથી ભાષા બને છે.

શ્વાસોશ્વાસ વર્ગણામાંથી શ્વાસોશ્વાસ યંત્ર બને છે.

મનો વર્ગણામાંથી મન બને છે.

કાર્મણ વર્ગણામાંથી કાર્મણ શરીર બને છે.

કાર્મણ શરીરમાં આઠ કાર્ય વિભાગ છે તેને આઠ કર્મ કહેવાય છે. આઠે કર્મનાં કાર્ય જુદાં છે. જીવના ગુણોની કોઈ ક્રિયાને સંપૂર્ણ ઘાતમાં નિમિત્ત રૂપે, કોઈ ક્રિયાને દેશ ઘાતમાં નિમિત્ત રૂપે અને કોઈને સંપૂર્ણ આવરણમાં નિમિત્ત રૂપે રહે છે.

**૧. જ્ઞાના વરણીય કર્મ :–** જીવના જ્ઞાન ગુણની પાંચ ક્રિયા છે તેમાં કોઈની સંપૂર્ણ ઘાત રૂપે અને કોઈની દેશ ઘાત રૂપે કામ કરે.

**૨. દર્શના વરણીય કર્મ :–** જીવના દર્શન ગુણની ચાર ક્રિયા છે તેમાં કોઈની સંપૂર્ણ ઘાત રૂપે અને કોઈની દેશ ઘાત રૂપે કામ કરે.

**૩. મોહીનીય કર્મ :–** જીવની શ્રદ્ધા ગુણમાં વિકૃતિ રૂપે અને રમણતા ગુણમાં સર્વઘાતી અને દેશ ઘાતિ રૂપે કામ કરે.

**૪. અંતરાય કર્મ :–** જીવની પાંચ પ્રકારની શકિતઓ (દાન, લાભ, ભોગ, ઉપભોગ અને વીર્ય)માં દેશ ઘાતિ રૂપે રહી શકિતની ક્રિયામાં અંતરાય પડાવે.

આ ચાર કર્મ જીવના સ્વભાવની અનુજીવી ગુણોની કોઈક અંશ અને કોઈક સર્વથા ઘાત રૂપે રહે છે તેથી તેને ઘનઘાતિ કર્મ કહેવાય છે.

**૫. નામ કર્મથી** :– અરૂપી જીવને ઉદારીક કે વૈક્રિય એ એમાંથી કોઈ એક શરીરાકારે રહેવું પડે, અમૂર્તિક ગુણનું સંપૂર્ણ આવરણ થાય. આ ઉપરાંત કાર્મણ શરીર અને તેજસ શરીર આ કર્મના ફલ રૂપે હોય.

**૬. આયુષ્ય કર્મથી** :– અમૂર્તિક જીવ ને ઉપર કહ્યા તે શરીરમાં મર્યાદિત કાળ સુધી રહેવું જ પડે કે જેથી જીવનો અવગાહન ગુણ સંપૂર્ણ ઢંકાય.

**૭. ગોત્ર કર્મથી** :– જીવ અગુરુલઘુ ગુણવાળો હોવા છતાં શરીરના કારણે ગુરુ લઘુપણે રહેવું પડે.

**૮. વેદનીય કર્મથી** :– શરીરમાં જે પ્રમાણે આંતરીક અને બાહ્ય ફેરફાર થાય તે પ્રમાણે રહેવું પડે. પ્રતિકૂળ, અનુકૂળ ગમે તેવી અવસ્થા થાય તે પ્રમાણે રહેવું પડે જેથી જીવનો અવ્યાબાધ ગુણ અવરાઈ રહે.

આ પ્રમાણે પુદ્‌ગલ પરમાણુંના પૂરન ગલન નામના અસાધારણ ગુણની ક્રિયા થાય છે.

જીવનો અસાધારણ ગુણ ચેતના લક્ષણ છે. ચેતના કહેતાં અનંત ગુણો–તે અદ્વિતીય અને અખૂટને ધરવાવાળી શકિત છે. તે બધા ગુણો ચેતનાને પ્રભાવીત અને પ્રકાશીત કરવાવાળા છે. તે બધા વચનાતીત છે. આ ગુણોમાં બે જાત છે. પ્રધાન અને ગૌણ. પ્રધાન ગુણ તે જ્ઞાનદર્શન અને બાકીના ગૌણ ગુણો તે અનંત અને કથનાતીત છે. ચેતનાના પ્રધાનપણે બે વિભાગ થયા. જ્ઞાન ચેતના અને દર્શન ચેતના. જ્ઞાન ચેતનાનું કામ જાણવું અને દર્શન ચેતનાનું કામ દેખવું છે. આ બન્ને ગુણો સ્વ પર પ્રકાશક શકિતવાળા છે.

દરેક પદાર્થના બે સ્વરૂપ છે. સામાન્ય અને વિશેષ. સામાન્ય અને વિશેષવાળો હોય તેજ પદાર્થ કહેવાય છે. સામાન્યપણું એટલે પદાર્થનું સત્‌પણું–હોવાપણું પરથી ભિન્ન અને સ્વથી અભિન્નપણું. સ્વાધીન વ્યાપકતાપણું દ્રવ્ય – ગુણ પીંડ સ્વરૂપ વિશેષપણું એટલે દ્રવ્ય પર્યાય–ગુણ પર્યાય સ્વરૂપ. સામાન્ય-પણાને દેખવું તે દર્શનનું કામ છે અને તે સામાન્યપણામાં વિશેષ-પણું કેવું કેટલું કેવડું છે તેને સવિસ્તાર જાણવું તે જ્ઞાનનું કામ છે. જીવમાં પોતામાં સામાન્ય અને વિશેષપણું છે. જીવનું સત તત્‌ પરથી ભિન્ન સ્વથી અભિન્નપણું એને સામાન્યપણું કહે છે અને ગુણ પર્યાય સ્વરૂપને વિશેષપણું કહે છે. જીવના જ્ઞાન દર્શન ગુણોનું કામ (કે તેનો સ્વભાવ) જીવમાં આવા બે સ્વરૂપ રહેલા છે તેને દેખે જાણે છે. આ બે ગુણોની શકિત એટલી બધી અમર્યાદિત છે કે જગતના પદાર્થોનું દ્રવ્ય ગુણ પર્યાય સ્વરૂપ જે સત્‌ છે તે જ્ઞેય છે અને તે જ્ઞાનદર્શનમાં ઝળકી ઊઠે છે. એટલે જણાય છે. દેખાય છે. આ કારણે જ્ઞાનદર્શન જે સમયે સ્વનું જાણે છે, દેખે છે. તેજ સમયે પર માત્રનું જાણે, દેખે છે. આથી તે બન્ને શકિતઓ સ્વ પર પ્રકાશક છે. આ ઉપરાંત બીજા અનંત ગુણો છે. તે દરેક ગુણ સ્વતંત્ર સ્વાધીન સ્વભાવવાળા છે.

હવે પદાર્થના સાધારણ–સામાન્ય ગુણોનું કાર્ય જોઇએ. દરેક પદાર્થમાં અસ્તિત્વ, વસ્તુત્વ, દ્રવ્યત્વ, પ્રમેયત્વ, અગુરુલઘુત્વ, પ્રદેશત્વ, નિત્યત્વ, અવસ્થિતત્વ, ઉત્પાદ વ્યય ધ્રુવત્વ આદિ સામાન્ય ગુણો છે.

**૧. અસ્તિત્વ :–** આ ગુણ શકિતના કારણે પદાર્થ સદા કાળ ટકી રહે. કદી નાશ ન થાય. પદાર્થ સદા કાળ ટકી

રહે એટલે પોતાથી ટકી રહે, પરથી નહિ. પદાર્થ પોતાથી છે. અને પરથી નથી. પદાર્થનું બધું પોતામાં અને પરનું પોતામાં શૂન્ય. આ ઉપરથી એ ફલીત થયું કે પદાર્થ પોતાનું બધું કરી શકે પરંતુ પરનું કાંઈ ન કરી શકે. પદાર્થ ત્રિકાળ સ્વાધીન સત્ છે. આ વાત સમજાય તો સ્વાધીન ધર્મ પ્રગટે.

**૨. વસ્તુત્વ** :– આ ગુણના કારણે દરેક દ્રવ્યની અંદર પોતાની અર્થ ક્રિયા પ્રયોજનભૂત ક્રિયા થઈ જ રહી છે. દરેક દ્રવ્યના ગુણપર્યાય આ ગુણ શકિતના કારણે પોતામાં વસી રહ્યા છે. દરેક દ્રવ્ય પોતાની પ્રયોજનભૂત ક્રિયા પોતે જ કરી શકે છે અને કરી રહ્યો છે. આત્માનો ધર્મ આત્મામાં થાય. આત્મામાં બીજો કોઈ પદાર્થ પેસી ધર્મ કરાવી શકે નહિ કે આત્મા બીજા પદાર્થમાં પેસી (બીજા પદાર્થ દ્વારા) ધર્મ કરી શકે નહિ. દરેક દ્રવ્ય એક સમય માત્ર નિવૃત્ત નથી. પરંતુ સમય સમય પોતાની અર્થ ક્રિયા પોતામાં કર્યા જ કરે છે, ચેતનની ક્રિયા ચેતનમાં થાય, જડની ક્રિયા જડમાં થાય, પણ ચેતનની ક્રિયા જડમાં ન થાય અને જડની ક્રિયા ચેતનમાં ન થાય એક બીજાથી એક બીજાની ક્રિયા થાય નહિ. આ ગુણનું મહાત્મ્ય સમજાય તો સાચી ધર્મ ક્રિયા પ્રગટે.

**૩. પ્રમેયત્વ** :– આ ગુણ શકિતના કારણે દરેક પદાર્થ કે દ્રવ્યમાં જણાવવાની યોગ્યતા છે. કોઈને કોઈ જ્ઞાનનો વિષય બની રહે છે. જ્ઞાનનો સ્વભાવ જાણવાનો છે અને દરેક પદાર્થમાં જ્ઞેયપણુ–પ્રમેયત્વપણું છે જેથી તે જણાવવા યોગ્ય છે. અગ્નિમાં બાળવાનો ગુણ છે. પાણીમાં ઠારવાનો ગુણ છે. અને આત્મામાં જાણવાનો સ્વભાવ છે. પણ બીજાના સ્વભાવને જાણીને રાગ દ્વેષ

કરવાનો નથી. જ્ઞાન ક્રિયામાં જ્ઞાન અર્થાત્ આત્મા પોતે પોતાથી જાણે છે અને પર તેમાં નિમિત્તપણે જણાય છે. ભિન્નપણે, જ્ઞેયપણે, પ્રમેયપણે જણાય છે એવો સ્વતંત્ર ગુણ છે. જાણવું તે દરેક આત્માનો ગુણ છે આ ગુણનો મહિમા સમજે તો વીતરાગ સ્વ-ભાવને પ્રગટાવી શકે.

૪. પ્રદેશત્વ :- આ ગુણ શકિતના કારણે દરેક દ્રવ્યને કાંઈને કાંઇ આકાર હોય છે. કોઈપણ પદાર્થ નિશ્ચય આકાર વિનાનો હોય જ નહિ. પદાર્થ માત્ર સ્વ ક્ષેત્રવાળો છે. અને પર ક્ષેત્રના સંબંધ રહિત છે. પોતાના જ સ્વ-ક્ષેત્રમાં પોતાના જ સ્વગુણ રૂપે ત્રિકાળ પોતાના સ્વરૂપે દરેક પદાર્થ છે. આત્માનો આકાર આ ગુણના કારણે થયો છે.

૫. દ્રવ્યત્વ ગુણ :- આ ગુણ શકિતના કારણે દ્રવ્ય સદા એક સરખો ન રહે પણ તેની પર્યાયો હાલતો બદલતો રહે. સમુદ્રનું પાણી સમયે સમયે તરંગ રૂપ જ પરિણમી રહ્યું છે તે તેના દ્રવ્યત્વ ગુણને કારણે જ થયા કરે છે. પણ પવનના કારણે નહિ. એક હાથી સમુદ્રમાં પડે અને પાણી ઊછળે તે હાથીના કારણે ઊછળ્યું નથી. પરંતુ દ્રવ્યત્વ ગુણના કારણે ઊછળ્યું છે. અને તેમાં હાથી નિમિત્ત છે.

૬. અગુરુલઘુત્વ ગુણ :- આ ગુણ શકિતના કારણે દ્રવ્યની દ્રવ્યતા કાયમ રહે. એટલે એક દ્રવ્ય બીજા દ્રવ્યરૂપે ન પરિણમે. છએ દ્રવ્યો એક બીજા દ્રવ્યો એક બીજા રૂપે ન પરિણમે તે આ ગુણના કારણે જ. એક ગુણ બીજા ગુણરૂપે ન પરિણમે, જ્ઞાન ગુણ દર્શન ગુણરૂપે ન પરિણમે, અને દર્શન ગુણ જ્ઞાન

ગુણરૂપે ન પરિણમે એટલે એક ગુણ બીજા ગુણનું કાર્ય ન કરે પરંતુ પોત પોતાનું જ કાર્ય કરે. જ્ઞાન જાણવાનું કામ કરે, દર્શન દેખવાનું કામ કરે.

એક દ્રવ્યના અનંત ગુણો વિખરાઇને જુદા જુદા ન થઈ જાય. એક દ્રવ્યના પ્રદેશો વિખરાઇને બીજા દ્રવ્યના ન થઈ શકે. એક આકાશ દ્રવ્યમાં બધા રહેતાં હોવા છતાં કોઇનો એક પ્રદેશ ઘટી પડીને બીજામાં ભળી ન જાય. કોઇનો એક ગુણ છૂટો પડીને બીજામાં જોડાઈ ન જાય. એક પર્યાય પણ બીજી પર્યાયમાં ભળી ન જાય. પ્રદેશો એક સરખા હોવા છતાં કદીપણ એકમેક ન થઈ જાય. દ્રવ્યનું બંધારણ બરાબર ટકી રહે.

ગણો અનંત છે. અને તેનું સમય સમય પરિણમન થાય છે એટલે તેની પર્યાય પણ અનંત છે. દરેક દ્રવ્યમાં અનંત ગુણો અને તેઓનું સમય સમયનું પરિણમન એટલે અનંત પર્યાયની પલટતી અવસ્થા થાય છે. તે દ્રવ્યત્વ ગુણના કારણે થાય છે અને દ્રવ્ય ત્રિકાળ ટકી રહે છે તે અસ્તિત્વ ગુણનું કાર્ય છે.

૭. નિત્યત્વ :– આ ગુણ શકિતના કારણે પદાર્થ પોતાનો સ્વભાવ કદી છોડે નહિ.

૮. અવસ્થિતત્વ :– પરનો સ્વભાવ કદી ગ્રહણ કરે નહિ.

ઉત્પાદ વ્યય ધ્રુવત્વ :– પદાર્થ ટકતો થકો પલટતો રહે. આવો ગુણ જેનામાં હોય તે સત્ અને તેજ પદાર્થ હોઇ શકે.

વિશ્વનું આવું સ્વરૂપ છે. તેમાંથી હવે આપણે જીવનું સ્વરૂપ તારવવું છે.

જીવ માત્ર સત્ છે. એટલે જીવનો નાશ પોતાથી થાય નહિ તેમજ પરથી પણ થાય નહિ તેમજ પોતાથી કે પરથી જીવની ઉત્પત્તિ થાય નહિ, ત્રિકાળ ટકી રહે. ત્રિકાળ જીવે તે જીવ.

દરેક જીવ સ્વતંત્ર ક્ષેત્રવાળો છે. પોતાના ક્ષેત્ર માટે અંશે પણ કોઈનો આધાર, ટેકો કે સહાયતા નથી. એક વિશેષતા છે. સંકોચ વિકાસ શકિતના કારણે ગમે તેવા દેહ પ્રમાણ અવગાહના રાખીને રહી શકે છે.

જીવ માત્ર પરિપૂર્ણ છે. સ્વતંત્ર છે. સ્વાધીન છે. તેની પૂરતી માટે બહારમાંથી કોઈનો આધાર ટેકો કે સહાયતાની તેને જરૂર રહેતી નથી. પોતે અનંત શકિતઓ–ગુણોનો પિંડ છે. ગમે તે અવસ્થામાં જીવ હોય છતાં જયારે જુઓ ત્યારે જીવ પરિપૂર્ણ અનંત ગુણથી ભરેલો જ છે. તે પોતાના જીવત્વ ગુણના કારણે જીવે છે. કોઇના કારણે જીવતો નથી. તેનામાં અંશ પણ અધૂરાશ નથી કે જેને પરનો ઓશિયાળો થવું પડે. પોતાના દરેક ગુણનું કાર્ય સ્વયં થયા કરે છે. તેનાં કાર્ય પરથી થાતાં નથી.

પદાર્થ માત્ર સત્ છે. જે કોઈ સ્વભાવિક અને સ્વતંત્ર પદાર્થ વર્તમાન છે તેનું ભવિષ્ય અને ભુત પણ હોયજ. જીવ સત્ છે. એટલે હું છું એવું જે અનુભવાય છે તે આજે છે, અનંત વર્ષો પહેલાં પણ હતું અને તેટલાં વર્ષો પછી પણ હશે.

'હું નું હોવાપણુ' એટલે મારું હોવાપણું અત્યારે જે સંયોગોમાં જેવાં કે મન, વાણી અને દેહ, કપડાં, લતાં અને ખોરાકી, ઘર ખેતર કે ગામ અને પ્રિયા કે પરિવાર વચ્ચે રહે છે તે સંયોગો પોતે ઈચ્છે તોયે પોતાની સાથે સદાય રહેતા નથી.

એટલે કે પોતે કાયમ રહે છે અને સંયોગો તો એના ક્રમ પ્રમાણે બદલ્યા જ કરે છે.

જિજ્ઞાસુપણે અને વિવેક બુદ્ધિથી આ વાતનો જો વિચાર કરવામાં આવે તો એક વાત સમજીને સ્વીકારવી પડશે કે "પોતે હું પણ છે તો તે હોવારૂપ સ્વભાવિક જ છે. સ્વતંત્ર જ છે. પરિપૂર્ણ જ છે. અખંડ જ છે. ત્રિકાળ જ છે. અને તેવી રીતે વિશ્વના બધા પદાર્થો પણ હોવા રૂપ સ્વભાવિક, સ્વતંત્ર, પરિપૂર્ણ અખંડ અને ત્રિકાળ જ છે.

એ વાત નક્કી થઇ કે દરેક પદાર્થ જે સત્ છે એટલે હોવારૂપ છે તે અનંત શકિતઓને ધારણ કરવાવાળો છે. તે શકિતઓ કહો કે ગુણો કહો પણ પદાર્થ તે વડે જ સદાય ટકી રહ્યો છે. અનંતગુણોનું સદાય એકરૂપ અખંડપણે ટકવું-હોવું તે પ્રત્યેક પદાર્થનું ધ્રુવ એટલે કે અસલ મૂળ સ્વરૂપ છે. અને તેજ વખતે એ અનંતેય ગુણોનું એક ક્ષણવર્તી અવસ્થાપણે ઉપજવું અને વિણસવું તે પણ અનંત ગુણોના પિંડરૂપ પ્રત્યેક પદાર્થનું ઉત્પાદ વ્યય એટલે કે અવસ્થા–હાલત સ્વરૂપ છે.

જેમ અનંત ગુણોવાળા દરેક પદાર્થનું સદાય એકરૂપ અખંડપણે ટકવું એવું ધ્રુવ સ્વરૂપ સહજ છે, તેમ એજ અનંત ગુણો-વાળા પ્રત્યેક પદાર્થનું ક્ષણવર્તી ઉત્પાદ-વ્યય સ્વરૂપ પણ સહજ છે. આમ સહજ હોવારૂપ ઉત્પાદ-વ્યય ધ્રુવ સ્વરૂપ વિશ્વના સમસ્ત પદાર્થોનું છે.

પદાર્થનું ધ્રુવપણું ઉત્પાદપણું અને વ્યયપણું જુદું જુદું સમજાવાય છે પણ તેવી રીતે જુદું જુદું નથી. આ ત્રણ પ્રકારની અવસ્થા પદાર્થમાં સમયે સમયે હોય છે.

આ ઉપરથી જીવને પોતાના પ્રયોજન વશ નક્કી એ કરવાનું છે કે હું એક આત્મા સત્ છું, સ્વતંત્ર છું, અખંડ છું, ત્રિકાળ છું, સ્વભાવિક છું, સહજ છું, પરિપૂર્ણ છું અનંત ગુણો કે શકિતઓનો સમુદ્ર છું દરેક ગુણ સ્વતંત્ર સ્વાધીન અને સહજ સ્વભાવિક સત સ્વરૂપ છે. પોતપોતાનું કામ કર્યા કરે છે. અનંત કાળથી નથી સમજ્યો એવું સમજવાની આ વાત છે. એટલે અપૂર્વ છે. આવી અપૂર્વ વાતને જો જીવ સમજી જાય તો તેનું પરમહિત થઈ જાય.

સમજવું એટલે શું ? પોતાની વિવેક બુદ્ધિથી વસ્તુનું સ્વરૂપ દ્રવ્ય–ગુણ પર્યાય સ્વરૂપ જેમ છે તેમ જાણી નક્કી કરવું અને પછી તેનો વિશ્વાસ કરવો. એમ જ માનવું. વસ્તુ તે હું પોતે આમ જ છું, એવી સ્વાનુભવ સહિત પ્રતીતિ કરવી તેનું નામ સમજવું. આ પ્રમાણે જો જીવ સમજે તો તેનું અહિત માત્ર ટળી જાય. માટે હે જગત જીવ ! તું તને પોતાને આ પ્રમાણે સમજ તો તારું અપૂર્વ કલ્યાણ થઈ જાય. જીવ અનંત કાળથી ઘણું સમજ્યો પણ પોતાને સમજવાનું રહી ગયું તેથી તેની બધી સમજણ જુઠી થઈ. હવે સમજવાનો અપૂર્વ અવસર આવ્યો છે. સાથે બધા સાનુકૂળ સંયોગો પણ છે. આવી તક અને આવો સંયોગ મળવો ઘણો દુર્લભ છે. માટે હે જીવ ! તું આ આંગણે આવેલી તકને વધાવી લે તો તારું અનંત કાળનું દારિદ્રપણું છૂટી જાય.

**સત્ સ્વરૂપી આત્મા ઉત્પાદ વ્યય ધ્રુવ યુકત,**
**સમજે કોઈ વીરલા, થઈ જાય ભવ મુકત.**

હે આત્મન્! તારું હોવાપણું જ્યારે જુઓ ત્યારે અનંત વર્ષો પહેલાં કે અનંત વર્ષો પછી મોજુદ છે. તેમાં કાળનો પણ ભેદ નથી. વિશ્વ સત્ છે તેથી જે પદાર્થો હઇને વિશ્વ છે તે પદાર્થો પણ સત્ છે. પદાર્થ પોતાપણે છે પણ પરપણે નથી. ચેતન અને જડ બન્ને પદાર્થો સત્ છે. ચેતન અનંતા છે તે બધાય સત્ છે. જડ અનંતા તે બધાય સત્ છે. સત્ એટલે જેનો કદી નાશ નહિ અને ઉત્પત્તિ પણ નહિ. સત્ એટલે જે ટકે અને પલટે.

શ્રી તત્ત્વાર્થસૂત્રમાં આચાર્ય શ્રી ઉમાસ્વાતિ મહારાજે સત્‌ની વ્યાખ્યા આંકી છે. "ઉત્પાદ્ વ્યય ધ્રુવ યુક્ત" તે સત અને તે પદાર્થ. આ ત્રિપદી જેનામાં ન હોય તે પદાર્થ નથી. ટકવું અને પલટવું તે પદાર્થોના સામાન્ય સ્વભાવોમાંનો એક સ્વભાવ છે. જે સત્ છે તે બધું જ્ઞેય છે અને જ્ઞેયને જાણનાર દેખનાર જ્ઞાન દર્શન ગુણ ધરવાવાળો એક ચેતન પદાર્થ છે.

સત્ એટલે હોવું. એવું હોવું કયારે ન હોય! હોવું ભૂતકાળમાં પણ હોય, વર્તમાન કાળમાં પણ હોય અને ભવિષ્યમાં પણ હોય. હોવું એટલે સદાય હોવુંજ. સદાય હોવું એટલે જ સત અને સત્ એટલે ત્રિકાળ હોવું.

જે ત્રિકાળ હોય તે વર્તમાનમાં પણ હોય અને જે વર્તમાનમાં હોય તે ભૂત ભવિષ્યમાં પણ હોય જ. કારણ ભૂતકાળ અને ભવિષ્યકાળ બન્ને વર્તમાન કાળના સમુહ છે, તેથી જે હોય તે કયારે ન હોય? આવું હોવું તે સત છે, જે છે તે સત છે.

જે હોય છે તેનું હોવાપણું કઇ રીતે છે તેની સમજ નહિ હોવાને કારણે મતિ મુંઝાય છે. એ હોનારનું હોવાપણું ખરેખર કઇ રીતે છે તે જાણવું અત્યંત જરૂરી છે.

હોનારનું હોવાપણું, એટલે કે સત્‌ને સ્યાદ્‌વાદ યથાર્થ રીતે પ્રસિદ્ધ કરે છે. વસ્તુનો સ્વભાવ પોતાપણે-સ્વપણે છે અને પરપણે-બીજી કોઈ વસ્તુપણે નથી; વસ્તુ સ્વભાવ સત્ છે એટલે સત્ સ્વપણે છે અને પરપણે નથી.

સ્વ પોતારૂપ છે, પોતામાં પર – બીજું લેશમાત્ર નથી, એટલે સ્વનું હોવાપણું સ્વયં સિદ્ધ છે. તેમાં પરનો અત્યંત અભાવ હોવાથી સ્વ પરના અભાવરૂપ સ્વતંત્ર, સ્વાધીન સહેજ વસ્તુ છે.

વસ્તુ એટલે પદાર્થ, વસ્તુ એટલે જગતમાં ત્રિકાળ હૈયાતી ધરાવતી એક ચીજ. વસ્તુ એટલે જેમાં પોતાના અનંત ગુણો અને અનંતી અવસ્થાઓ વસે તેને વસ્તુ એટલે કે પદાર્થ કહેવામાં આવે છે.

આવા પદાર્થો વિશ્વમાં અનંત છે. દરેક પદાર્થ અનાદિ-અનંત-સત્ સ્વાધીન; અને સ્વતંત્ર છે. પ્રત્યેક પદાર્થનો માલીક-સ્વામી પદાર્થ પોતે જ છે. કોઈ પદાર્થનું કોઈ પણ બીજા પદાર્થ ઉપર સ્વામીપણું ચાલતું નથી. પદાર્થ કોઈનો ઓશિયાળો નથી. પદાર્થ પોતે સત્ હોવાથી તેનો કોઈ ઉત્પન્ન કરનાર કે વિનાશ કરનાર નથી.

પદાર્થ પોતે ત્રિકાળ ટકી તેનું સમયે સમયે પરિણમન (રૂપાંતર) થયાં કરે છે. આવો જ વસ્તુનો સ્વભાવ છે.

આત્મા એક પદાર્થ વસ્તુ છે. હવે આત્મા છે એટલે આત્મા છે તે પોતાથી છે, પરથી નથી. આત્માને પોતે એટલે હું છું એવી કબુલાતમાં હું પરથી સ્વતંત્ર જુદો છું એમ આવી જાય છે,

આત્મા છે એટલે કે હું છું એમ કહેવામાં હું બીજા આત્માપણે નથી. અને રજકણો-પરમાણુપણે પણ નથી. એમ બન્ને વાત આવી જાય છે. આ છે અસ્તિ-નાસ્તિ સ્વરૂપ. આ છે સ્યાદ્‌વાદ-અનેકાંત સ્વરૂપ.

આ પ્રમાણે આત્મા છે એમ નક્કી થયું ત્યાં તેને ત્રિકાળ લાગુ પડી ગયા છે. છે કહેતા તેની ઉત્પત્તિ નથી અને નાશ પણ નથી. એટલે છે તે ત્રિકાળ છે. એટલે એટલું નક્કી થયું કે હું છું, હું પરથી નથી અને હું ત્રિકાળ છું.

અનંતાનંત પરમાણુંઓ અને અનંત આત્મા સત્‌ છે, ત્રિકાળ છે. પોતાથી છે, પરથી નથી એટલે કે ધ્રુવ છે. એ સૌ પદાર્થો પરિણમન સ્વભાવ વાળા છે. એટલે કે પોતાની શકિતરૂપે સદાય - ત્રિકાળ ટકે છે અને અવસ્થા એટલે હાલતરૂપ વર્તમાન-વર્તમાન થયાં કરે છે. એ ત્રિકાળ શકિતરૂપે ટકી રહેવું તે સ્વભાવને ધ્રુવ કહે છે અને વર્તમાન અવસ્થારૂપ પલટવું એટલે કે જુની અવસ્થાનો વ્યય થવો અને નવી અવસ્થા-રૂપે ઉત્પન્ન થવું તે વર્તમાન હાલત એટલે અવસ્થા એટલે રૂપાંતર થવા રૂપ સ્વભાવને ઉત્પાદ્‌-વ્યય કહે છે.

જેમ સાગરમાં રહેલું પાણી પાણીરૂપે-પાણી સ્વભાવે ધ્રુવ રહીને એમાં ઊપજતા તરંગો (મોજાં) રૂપે ઉત્પાદ્‌-વ્યય થયા કરે છે તેમ અરૂપી આત્મ પદાર્થ કે રૂપી પુદ્‌ગલ પરમાણું પોત પોતાના ત્રિકાળ શકિત સ્વભાવ રૂપે ધ્રુવ રહીને વર્તમાન અવસ્થા સ્વભાવરૂપે ઉત્પન્ન-વ્યય થયાં કરે છે.

આ પ્રમાણે શક્તિપણે ટકી રહેવું અને વર્તમાન અવસ્થા-પણે ઉત્પન્ન વ્યય થવું તે પ્રત્યેક સમયે થયાં જ કરે છે, એથી સારા વિશ્વમાં રહેલા સમસ્ત પદાર્થો ઉત્પન્ન-વ્યય અને ધ્રુવ સ્વભાવ પ્રમાણે ટકીને પલટી રહ્યા છે.

પદાર્થનો આ સ્વભાવ અનાદિ અનંત છે. આવા સ્વભાવની કોઈ કાળે શરૂઆત થઈ નથી અને કોઈ કાળે અંત આવે તેમ નથી. એવો આ સ્વભાવ છે. પરંતુ અનાદિ કાળથી અજ્ઞાનના કારણે જીવ અને જડનું જુદાપણું ખ્યાલમાં આવ્યું નથી અને એથી જડ અને ચેતનની એકત્વ બુદ્ધિ રાખી વસ્તુના સ્વભાવને નહિ જાણતો તે દુ:ખી દુ:ખી થઈ રહ્યો છે.

જડ અને ચેતનના સ્વરૂપો—સ્વભાવો તદ્દન જુદા છે, જીવમાં જ્ઞાન છે, આનંદ છે, જ્યારે જડ (પુદ્ગલ) પદાર્થમાં જ્ઞાન, સુખ કે આનંદ નથી છતાં જડ દ્રવ્યોમાં તેના અનંતા ગુણો રહેલાં છે.

જડ એવું શરીરથી ચેતન એવો જીવ અન્ય છે. શરીર જીવથી અન્ય છે. એટલું જ નહિ શરીરનો એક એક પરમાણું બીજા સાથે રહેલ પરમાણુંથી અન્ય છે. જે અન્ય હોય તે સ્વ હોય નહિ. જીવ અને શરીર એક બીજાથી અન્ય હોવાથી તે એક બીજાના થઈ શકે નહિ. જીવ શરીરરૂપ થાય નહિ તેમજ શરીર જીવરૂપ થાય નહિ. શરીરનું એક રજકણ બીજા રજકણ રૂપે થાય નહિ. એમ જીવ અને રજકણે રજકણ પોતાની હૈયાતી ત્રણે કાળ જગતમાં ટકાવી રાખે છે. આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે જીવને શરીર નથી, શરીર જીવનું નથી. શરીર પોતે પોતારૂપ છે. જીવ પોતે પોતારૂપ છે. શરીરનું એક પરમાણું બીજા પરમાણું રૂપ પણ થઈ શકે નહિ. આવી જગતના તમામ પદાર્થની સ્વભાવત: સ્વતંત્ર સ્થિતિ છે.

શરીર અનંત પરમાણુંઓનો પિંડ છે. તે જડ, રૂપી અને દૃશ્ય છે. દરેક જીવ એકેક ચૈતન્ય અરૂપી વસ્તુ છે અને ઇન્દ્રિયથી અદૃશ્ય છે. તે બધાનો સરવાળો કરીએ તો અનંત થાય છે છતાં તેને એક માનવું તે અનાદિની મોટામાં મોટી જીવની ભૂલ છે. જીવની સર્વ ભૂલોમાં આ મૂળભૂત ભૂલ છે.

સૌથી પ્રથમ સત સમાગમે કરી સાચી સમજણદ્વારા જીવ અને જડના ભિન્ન ભિન્ન લક્ષણો જાણવા જોઇએ કે જેથી એક-પણાની બુદ્ધિ અને પરમાં કર્તા-ભોક્તાપણાનું અભિમાન વર્તે છે તે ટળી શકે.

સાચી સમજણ થયે અજ્ઞાનતાને કારણે ઊભી કરેલી ટકતા પલટતા સ્વ અને પર પદાર્થોને પોતે કર્તા બની ટકાવવા પલટાવવાની માન્યતા પલટાશે અને એવી રીતે કર્તાપણાની દૃષ્ટિ પલટાવવાથી સૃષ્ટિ જુદી રીતે જ દેખાશે.

પદાર્થ માત્ર સત્ છે, સ્વતંત્ર છે, સ્વાધીન છે, ત્રિકાળ છે, ધ્રુવ છે અને પોતે પોતાથી પલટતો છે. માટે હું આત્મા સત્ છું, સ્વાધીન છું, ત્રિકાળ છું, સ્વતંત્ર છું, ધ્રુવ છું અને મારી પોતાની શક્તિથી પલટતો પણ છું મારી અવસ્થાનો કર્તા હું મારામાં થવા યોગ્ય જે અવસ્થા હોય તે મારામાં થાય અને તે મારી પોતાની શક્તિથી થાય, તેમજ પર પદાર્થનો કર્તા પર. તેની અવસ્થા તેનામાં થવા યોગ્ય હોય તે તેનામાં થાય અને તે પણ તેની થવા યોગ્ય શક્તિથી થાય. મારું કર્તા કર્મ અને ક્રિયાપણું મારામાં અને પર માત્રનું કર્તા, કર્મ અને ક્રિયાપણું પરમાં. મારું પરમાં નહિ અને પરનું મારામાં નહિ.

જીવની આવી સાચી સમજણ થઈ જાય તો અનાદિ કાળની અણસમજણ-ઊંધી સમજણને કારણે થતાં જન્મ-મરણ રૂપ મહા દુઃખો ટળી જન્મ-મરણથી મુકત થઈ અમર અવસ્થાને પામે.

**અનંત શકિત આત્મા, એજ જ્ઞાન પ્રમાણ,**
**અંતે મોક્ષ નિર્વાણ છે, એજ મારી આશ છે.**

આત્મા એક પદાર્થ છે, એક દ્રવ્ય છે, અને અનંત શકિતઓથી-ધર્મોથી ભરેલો છે. આવા આત્મા અનંતા છે અને તે બધા એક સરખા છે. આવો આત્મ દ્રવ્ય તે હું છું એવું જેના જ્ઞાનમાં સ્વાનુભવ સહિત નિર્ણીત થાય તેજ સત્યજ્ઞાન છે, પ્રમાણ જ્ઞાન છે. અને જયાંસુધી આવો યથાર્થ નિર્ણય થયો નથી ત્યાંસુધી જ્ઞાન અપ્રમાણ, અસત્ય કહેવાય છે, તેનું નામ અજ્ઞાન છે. આવી સાચી સમજણ કરવા માટે વિશ્વના અને તેમાં રહેલા પદાર્થોના મૂળભૂત સ્વરૂપને યથાર્થ રીતે જાણવા જોઈશે.

વિશ્વ એક અનાદિ અનંત વસ્તુ છે, એટલે કે ત્રિકાળ છે, અને સત્ છે. વિશ્વમાં રહેલાં પદાર્થો પણ તેવાંજ સ્વભાવવાળા છે એટલે સત છે, ત્રિકાળ છે અને અનાદિના છે અને અનંતકાળ રહેવાવાળાં છે. વિશ્વ સત્ અને ત્રિકાળ છે તેથી તેમાં રહેલા બધા પદાર્થોમાં સત ગુણ છે એટલે અસ્તિત્વ નામનો ગુણ છે.

જે સત હોય તે પોતાથી હોય, પરથી ન સંભવે. એટલે પદાર્થનું બહારમાં કાંઈ ન રહ્યું અને બહારનું પદાર્થમાં શૂન્ય થયું. એક પદાર્થ બીજા પદાર્થમાં કાંઈ ન કરી શકે. પદાર્થ પોતાથી જ હોય તો તે અધૂરો હોય કે પરિપૂર્ણ હોય? પરિપૂર્ણ હોય. આ ઉપરથી પદાર્થ સત્ છે, પરિપૂર્ણ છે, ત્રિકાળ છે. પોતાનામાં પોતાનું બધું કરી શકે એવી અમર્યાદિત શકિતવાળો છે.

વિશ્વમાં ચેતનની જાતવાળા અનંતા ચેતન પદાર્થો છે અને તે દરેક ચેતન સરખા છે. અજીવ પદાર્થની પાંચ મૂખ્ય જાત છે: ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, કાળ અને પુદ્‌ગલાસ્તિકાય. ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાય આ ત્રણે દ્રવ્યો દરેક એકેક છે. કાળ દ્રવ્ય અસંખ્ય છે અને પુદ્‌ગલાસ્તિકાય અનંતાનંત છે. જે સત્ હોય છે તે અખંડ, અભેદ, અછેદ, અભંગ અને સળંગ હોય છે. માટે દરેક દ્રવ્ય અખંડ, અભેદ, અછેદ, અભંગ અને સળંગ છે.

પુદ્‌ગલાસ્તિકાય એ પરમાણુંઓનો સમુહ છે. પરમાણુંઓ અનંતાનંત છે. દરેક પરમાણું સત, સ્વતંત્ર, પરિપૂર્ણ અને સ્વાધીન દ્રવ્ય છે. દરેક પદાર્થને પોતાનું સ્વાધીન લક્ષણ હોય છે કે જેથી તે બીજા પદાર્થોથી જુદો ઓળખાય છે.

જીવનું લક્ષણ ચેતના — જ્ઞાનચેતના અને દર્શનચેતના જાણવું, દેખવું.

ધર્માસ્તિકાયનું લક્ષણ ગતિ સહાયક રૂપે રહેવું.
અધર્માસ્તિકાયનું લક્ષણ સ્થિર સહાય રૂપે રહેવું.
આકાશાસ્તિકાયનું લક્ષણ અવગાહનાદાન રૂપે રહેવું.
કાળ દ્રવ્યનું લક્ષણ વર્તના લક્ષણ છે.
પુદ્‌ગલ—પરમાણુંનું લક્ષણ પુરન—ગલન એટલે મળવું—વિખરાવું.

ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય અને કાળ દ્રવ્યો સ્થિત છે. જીવ અને પુદ્‌ગલ પરમાણું દ્રવ્યો ક્રિયાવતી શક્તિવાળા છે. કે જેથી તે બન્ને દ્રવ્યો પોત પોતાની શકિતથી ગતિ અને સ્થિરતા કરે છે.

આકાશાસ્તિકાય અનંત પ્રદેશી છે. તેથી તે સર્વ વ્યાપક છે. ધર્માસ્તિકાય અસંખ્યાત પ્રદેશી છે તેથી તે દેશ વ્યાપક છે. અસંખ્યાત પ્રદેશ જેટલી આકાશાસ્તિકાયની અવગાહનમાં રહેલ છે. જીવ અને પુદ્ગલ–પરમાણું બન્ને ગતિ કરવાવાળા તેમજ સ્થિતિ કરવાળા છે. તે ક્રિયા નૈમિત્તિક છે કે જેથી ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય, નિમિત્ત તરીકે હાજર હોય છે આ કારણ ધર્માસ્તિકાય ક્ષેત્રમાં જીવ અને પુદ્ગલ–પરમાણુંઓ રહ્યાં. ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય બન્ને દ્રવ્યો અસંખ્યાત પ્રદેશી છે. જયાં ગતિ સહાયક તત્ત્વ રહ્યું ત્યાં સ્થિર સહાયક તત્ત્વ પણ રહ્યું. આકાશાસ્તિકાયના અનંત પ્રદેશી ક્ષેત્રમાંથી અસંખ્યાત પ્રદેશ જેટલા ક્ષેત્રમાં ચારે દ્રવ્યો રહ્યાં તે ક્ષેત્રને લોક કહેવાય છે અને તેના એકેક પ્રદેશે કાળ દ્રવ્ય પણ રહે છે. તે સિવાયના આકાશ દ્રવ્યને અલોક કહેવાય છે.

ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય અને કાળ દ્રવ્યો તો અરૂપી છે અને પોતપોતાની સ્વભાવ ક્રિયામાં મસ્ત છે.

પરમાણું પોતે શુદ્ધ છે. પરમાણું ભેગાં થતાં જે અવસ્થા થાય છે તેને સ્કંધ કહેવાય છે, અને તે મિશ્ર અવસ્થા હોવાથી અશુદ્ધ છે. ભેગા થયેલા પરમાણુંઓની દ્વિપ્રદેશી, ત્રિપ્રદેશી યાવત્ અનુક્રમે અનંત પ્રદેશી સ્કંધ રૂપ અવસ્થાઓ થાય છે. અનંત તારતમ્યતાવાળી અનંતાનંત અવસ્થાઓ થાય છે તેથી સ્કંધરૂપ અશુદ્ધ અવસ્થામાં શુભ અને અશુભ એવા બે ભાગ પડે છે. આ પ્રમાણે પુદ્ગલ–પરમાણું દ્રવ્યમાં બે પ્રકારની અવસ્થાઓ થાય છે. એક શુદ્ધ તે પરમાણુંનું સ્વતંત્ર સ્વરૂપ અને બીજી અશુદ્ધ તે પરમાણુંનું સ્કંધ સ્વરૂપ. પરમાણું મહાસૂક્ષ્મ હોવાથી ઈન્દ્રિય–

ગોચર થતો નથી. પરંતુ તેના બનેલા સ્કંધોમાંના સ્થુલ સ્કંધોની અવસ્થા ઇન્દ્રિયગોચર થાય છે. પરમાણુંઓ પોતાના પુરન-ગલન સ્વભાવની ક્રિયા સમયે સમયે કર્યા કરે છે. તેઓ સર્વથા સ્થિર રહી શકતા નથી. સ્કંધ રૂપે બનવું અને પાછું વિખરાઈ મૂળ સ્વરૂપે-પરમાણુંરૂપે થવું તે તેના સ્વભાવની ક્રિયા છે. પરમાણું જડ છે તેથી તેનામાં જ્ઞાન નથી પણ તેનામાં તેના ગુણો અનંત સંખ્યામાં ભર્યા પડયાં છે. જેવાં કે વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, શબ્દ, આકાર આદિ. તે બધા ગુણો પોતપોતાનું સ્વકાર્ય સમયે સમયે કર્યા કરે છે. તેનામાં જ્ઞાન નથી તેથી સુખ દુઃખ જાણવાની, અનુભવવાની દેવાની કે લેવાની કોઈ શકિત નથી.

નાના સ્કંધો ભેગા થઈ મોટો સ્કંધ બને. મોટો સ્કંધ વિખરાઈ નાના નાના સ્કંધ રૂપે પણ થઈ જાય. આ બધી તેના સ્વભાવની સહજ ક્રિયા છે. તેમાં કાંઈ વિશેષતા નથી. સ્કંધરૂપે જે અવસ્થાઓ થાય છે તેમાં એવી શકિતઓ પ્રગટે છે કે જે દ્વારા પુદ્‌ગલ સ્કંધ રચના જીવના ભાવને-પરિણામને અનુકૂળ રૂપી અવસ્થાઓ ધારણ કરે છે.

જીવ દ્રવ્ય અરૂપી પદાર્થ છે. તેનું લક્ષણ ચેતના છે. તે ચેતનાના બે પ્રકાર છે. એક જ્ઞાન ચેતના અને બીજી દર્શન ચેતના. જ્ઞાન ચેતના અને દર્શન ચેતના લક્ષણ પ્રધાન જીવ છે. જ્ઞાન-ચેતનાનું કામ જાણવાનું, દર્શન ચેતનાનું કામ દેખવાનું, જગતના બધા પદાર્થોમાં બે અવસ્થાઓ છે. એક સામાન્ય સ્વરૂપ અને બીજું વિશેષ સ્વરૂપ. સામાન્યપણું તે વસ્તુનું સતપણું, ત્રિકાળપણું, સ્વતંત્રપણું, સ્વાધીનપણું, પરિપૂર્ણપણું, પરથી ભિન્ન અને સ્વથી અભિન્નપણું. અને વિશેષપણું (કાર્યસ્વરૂપ) તે વસ્તુના

ગુણોની ક્રિયા સ્વરૂપ. વસ્તુનું દ્રવ્ય-ગુણ સ્વરૂપ તે સામાન્ય અને અને તેની પર્યાય સ્વરૂપ તે વિશેષ છે. પદાર્થ માત્ર સત્ છે. જે સત્ હોય તે છૂપું ન હોય પણ પ્રગટ હોય. પદાર્થમાં પ્રમેયત્વ નામનો સામાન્ય ગુણ છે. તે ગુણના કારણે પદાર્થ, તેના ગુણ અને ગુણની ક્રિયા કોઈપણ જ્ઞાનનું જ્ઞેયરૂપે બની રહે છે. જીવનો જ્ઞાન ગુણ પદાર્થના વિશેષ સ્વરૂપને જાણે અને દર્શન ગુણ પદાર્થના સામાન્ય સ્વરૂપને દેખે.

દરેક પદાર્થ, તેના દરેક ગુણ અને તે દરેક ગુણની દરેક પર્યાય, એમ ત્રણેય સત્ છે, જ્ઞાનનાં જ્ઞેય છે. પદાર્થમાં વસ્તુત્વ નામનો બીજો સામાન્ય ગુણ છે કે જેથી પદાર્થ પોત પોતાની અર્થક્રિયા, પ્રયોજનભૂત ક્રિયા, ગુણક્રિયા કર્યાં જ કરે. પણ પરની ક્રિયા ન કરે કે પર પાસે પોતાની ક્રિયા ન કરાવી શકે. પોતાના ગુણનો જે સ્વભાવ છે તેનું કાર્ય નિરંતર થયાં જ કરે. તે પદાર્થમાં ત્રીજો દ્રવ્યત્વ નામનો સામાન્ય ગુણ છે કે જે શકિતદ્વારા પદાર્થ કદી એક અવસ્થામાં રહે નહિ પણ સદાય વહેતો, દ્રવતો એટલે પલટતો રહે. પદાર્થના ગુણોનું કેમ પરિણમન થવું તે ગુણની સત્તાનું કાર્ય છે. પદાર્થની અને તેના ગુણોની આવી વ્યવસ્થિત અવસ્થાઓ થવા યોગ્ય હોય તે થયાં જ કરે, થઈ તે થવા યોગ્ય હતી તેજ થઈ. પદાર્થની શકિતમાં હતી તે જ થઈ. થઈ ગયેલી અવસ્થાઓનો વર્તમાન અભાવ થયો પરંતુ શકિતરૂપે તો પદાર્થની સત્તામાં સત્ રૂપે પડી છે. અને જે થશે તે શકિતરૂપ હશે-થવાની હશે તેજ થશે. એટલે તે સત્ રૂપે પદાર્થમાં છે તે પ્રગટ થશે. આ પ્રમાણે પદાર્થની ત્રિકાળવર્તી બધી અવસ્થાઓ સત્ રૂપ છે એટલે જ્ઞાનમાં જ્યારે જુઓ ત્યારે જ્ઞેય છે. પૂર્ણ જ્ઞાનનું જ્ઞેય છે.

જીવના કેવળજ્ઞાનની એક સમયની ક્રિયામાં જગતનું ત્રિકાળવર્તી સ્વરૂપ, તેમાં રહેલા દ્રવ્ય, ગુણ, પર્યાય માત્રનું ત્રિકાળવર્તી સ્વરૂપ જે બધું સત્ છે તે જણાયા જ કરે છે. આટલું જાણવા છતાં જ્યારે જુઓ ત્યારે જ્ઞાન ખાલી ને ખાલી જ છે. અનંતા લોકાલોક હોય તોપણ જ્ઞાનને એક સમયની ક્રિયામાં જાણવામાં જરાય ભીડ ન પડે. બધું સત્ તેથી ન જાણનારની શકિત ખૂટે કે ન જણાવનારની અવસ્થા ખૂટે.

એક આત્મામાં એક સાથે અનંત ધર્મો છે, તે દરેક ધર્મોનું લક્ષણ જુદું જુદું છે. પોતાના ભિન્ન ભિન્ન કાર્ય વડે દરેક ગુણ ભિન્ન ભિન્ન લક્ષિત છે, જેમકે જાણવું તે જ્ઞાનનું લક્ષણ, પ્રતીત તે શ્રદ્ધાનું લક્ષણ, આહ્લાદનો અનુભવ થવો તે આનંદનું લક્ષણ, અનાકુળતા તે સુખનું લક્ષણ, અખંડિત પ્રતાપવાળી સ્વતંત્રતાથી શોભાયમાનપણું તે પ્રભુત્વનું લક્ષણ, ત્રિકાળ હોવાપણું તે અસ્તિત્વનું લક્ષણ, જણાવું તે પ્રમેયત્વનું લક્ષણ–આમ દરેક શકિતના જુદા જુદા લક્ષણ છે, એ રીતે અનંતી શકિતઓ વિલક્ષણ સ્વભાવવાળી છે, છતાં આત્મા તે અનંત શકિતઓથી ખંડિત નથી થઇ જતો, આત્મા તો અનંત શકિતઓથી અભેદ એવા એક ભાવ સ્વરૂપ છે. ગુણો એક બીજાથી જુદા હોવા છતાં વસ્તુથી કોઈ ગુણ જુદો નથી, ભિન્ન ભિન્ન અનંત ધર્મો હોવા છતાં એક ભાવ સ્વરૂપે રહેવાની આત્માની શકિત છે. તેનું નામ અનંત ધર્મત્વ શકિત છે.

દરેક આત્મા અનંતા પર દ્રવ્યોથી તો જુદો છે ને પોતાના અનંત ધર્મોમાં વ્યાપેલો છે. આત્માના અનંત ગુણો વસ્તુ તરીકે એક છે, પણ ગુણ તરીકે દરેકના લક્ષણ જુદા જુદા છે. અનંત ધર્મો પરસ્પર વિલક્ષણ હોવા છતાં એક ભાવસ્વરૂપ છે. આત્મામાં

એકેય વિકાર લક્ષણવાળી શક્તિ નથી. આત્માની બધી શક્તિઓ પરથી તો જુદી છે ને વિકારથી પણ ખરેખર જુદી છે.

આત્મા પરથી તો જુદો, એક સમયના વિકારથી આત્માની શક્તિનો સ્વભાવ જુદો, અને આત્માની અનંત શક્તિઓમાં પણ દરેકનો સ્વભાવ જુદો છે, છતાં આત્મામાં તે બધી શક્તિઓ એક ભાવરૂપ થઈને રહેલી છે. એવો જ આત્માનો સ્વભાવ છે. જેમ ઓષધિની એક ગોળીમાં અનેક પ્રકારના ઓસડનો સ્વાદ રહેલો છે, તેમ આત્મ સ્વભાવના અનુભવમાં અનંત શક્તિઓનો રસ ભેગો છે.

આ રીતે અનંત ધર્મત્વ શક્તિવાળો એક આત્મા છે; આ શક્તિઓના વર્ણન દ્વારા ધર્મોના ભેદ બતાવવાનું કારણ નથી, પણ ધર્મીના ધર્મો દ્વારા ધર્મી એવા અખંડ અનંત શક્તિ પુંજ આત્માને લક્ષ્ય કરવાનું કારણ છે.

આત્મામાં અનંત શક્તિઓ છે, પરંતુ તેમાં એવી તો કોઈ શક્તિ નથી કે પરનું કાંઈ કરી દે આત્માની શક્તિઓ વડે તો આત્મા લક્ષિત થાય છે, પરંતુ આત્માની શક્તિ તે લક્ષણ અને પર તેનું લક્ષ્ય–એમ થતું નથી. તેથી પરના લક્ષે આત્માની શક્તિઓની પ્રતીતિ થતી નથી, અખંડ આત્માના લક્ષે જ તેની શક્તિઓની યથાર્થ પ્રતીતિ થાય છે.

આવા અભેદ આત્માને જ્ઞાન લક્ષણ વડે લક્ષમાં લઈને એકપણે અનુભવ કરતાં, તેમાં એક સાથે અનંત ધર્મોના નિર્મળ પરિણમનનો અનુભવ થાય છે. અનંત ધર્મવાળો આત્મા પ્રસિદ્ધ

થાય છે. સમસ્ત પર પદાર્થોથી જુદો, ને પોતાના અનંત ધર્મોનો પિંડ એવો આત્મા જ્ઞાન લક્ષણ વડેજ ઓળખાય છે. જ્ઞાન લક્ષણ તો ખરેખર વિકારથી પણ આત્માને જુદો બતાવે છે. "જ્ઞાન લક્ષણ" અનંત ધર્મોવાળા આત્માને લક્ષિત કરે છે, પણ કોઈ વિકારને લક્ષિત કરતું નથી. આત્માની અનંત શકિતઓમાં વિકાર થવાની કોઈ શકિત નથી.

આત્મા પોતે સ્વયં સિદ્ધ તત્વ છે, તે પરથી અને વિકારથી જુદું છે પણ પોતાના અનંત ગુણોથી જુદું નથી. અનંત ગુણોથી અભેદ એક તત્વ હોવા છતાં તેના દરેક ગુણનો સ્વભાવ જુદો જુદો છે. આવા આત્માની સાચી સમજણ કરવી તે પહેલો અને અપૂર્વ ધર્મ છે. તે વિના ધર્મ થતો નથી.

આત્મા અનંત શકિતનો પિંડ છે, છતાં આત્મા, તેનો કોઈ ગુણ કે તેની કોઇ ગુણની પર્યાય પરનું કામ કરતા નથી. પરની વાત તો દૂર રહો, પરંતુ પોતાનામાં ને પોતામાં એક ગુણ બીજા ગુણનું કાર્ય કરતો નથી, જાણવું તે જ્ઞાનનું કાર્ય છે, તે કાર્ય શ્રદ્ધા વગેરે ગુણો ન કરે. અહો! પોતાનો એક ગુણ પોતાના જ બીજા ગુણનું કાર્ય નથી કરતો તો પછી તે બીજા પર દ્રવ્યોનું શું કરે? જ્ઞાનનું કામ જાણવાનું તે શું પુણ્ય - પાપને કરે? પરને કરે? એ જ પ્રમાણે શ્રદ્ધાનું કાર્ય પ્રતીતિ, આનંદનું કાર્ય આહ્લાદ, એમ દરેક ગુણ પોતપોતાના કાર્યને કરે છે. કોઇ ગુણનું એવું કાર્ય નથી કે વિકારને કરે કે પરને કરે!

રાગદ્વેષ તે ચારિત્ર ગુણનું કાર્ય નથી. જે જીવ રાગદ્વેષને એટલે વિકારને ચારિત્ર ગુણનું કાર્ય માને છે તે વિકારને પોતાના

ગુણનું કાર્ય માને છે, તેને સ્વભાવ અને વિકારનું ભેદજ્ઞાન નથી. અને તે અજ્ઞાની છે. જ્ઞાની તો ગુણ-ગુણીની એકતાની દૃષ્ટિથી; ગુણ સ્વભાવના આશ્રયે નિર્મળતા રૂપે જ પરિણમે છે. નિર્મળતારૂપ પરિણમનાર સાધકને જે થોડોક વિકાર રહ્યો છે તેને; સ્વભાવની દૃષ્ટિમાં ગુણના કાર્ય તરીકે તે સ્વીકારતો નથી, પણ તેને ગુણથી ભિન્નપણે જાણે છે. ગુણ સાથે એકતા થઈને જેટલી નિર્મળ પરિણતિ થઈ તે જ ગુણનું કાર્ય છે.

એક ગુણની નિર્મળ પર્યાયને પણ બીજો ગુણ કરતો નથી કેમકે દરેક ગુણો વિલક્ષણ છે. અખંડ આત્માના આશ્રયે તેના બધાય ગુણોનું નિર્મળ કાર્ય એક સાથે થવા માંડે છે. એક વસ્તુમાં રહેલા અનંત ગુણોમાં પણ સર્વ ગુણ પરસ્પર અસહાય છે, એક ગુણ બીજા ગુણને સહાય રૂપ નથી. જો એક ગુણ બીજા ગુણને સહાય કરે તો વસ્તુના અનંત ગુણો સિદ્ધ ન થાય; ગુણોનું ભિન્ન ભિન્નપણું ન રહે. કોઈને શ્રદ્ધા ક્ષાયક થાય છતાં જ્ઞાન ક્ષાયક ન થાય, કારણ કે તે બન્ને ગુણો જુદા છે અને બન્નેના કાર્યો જુદા છે. એક ગુણ બીજા ગુણના કાર્યને પણ મદદ નથી કરતો, તો પછી આત્મા પરના કે વિકારના કામ કરે એ માન્યતા ક્યાં રહી? અને શરીર કે શુભરાગ ધર્મમાં મદદ કરે એ વાત પણ ક્યાં રહી? એકલો જ્ઞાનનો ઉઘાડ પણ સમ્યક્ શ્રદ્ધાને મદદગાર નથી થતો (કારણકે એકલા જ્ઞાનના ઉઘાડથી સમ્યક્ શ્રદ્ધા થતી નથી) તો પછી રાગ કે બહારની ચીજ સમ્યક્ શ્રદ્ધા વગેરેમાં મદદગાર કેમ થાય?

અનંત ધર્મવાળા આત્માને જે ખરેખર માને તે જ જ્ઞાન પ્રમાણ-સમ્યક્ છે અને તે પોતાના ધર્મમાં બહારની ચીજને કે

રાગને મદદગાર માને જ નહિ, અને એકલા એક ગુણના આધારે પણ ધર્મ ન માને એટલે ભેદ ઉપર પણ દૃષ્ટિ ન રાખે; પણ અનંત ગુણના અભેદ પિંડરૂપ આત્મા ઉપરની દૃષ્ટિથી પર્યાયે પર્યાયે ધર્મ થાય છે.

બધાયં આત્મા અનંત ગુણુથી ભરેલા હોવા છતાં સ્વ–સન્મુખ થઇને જે તેની સંભાળ કરે તેને માટે જ તેનું ખરું અસ્તિત્વ છે, અનંત શકિતવાળા આત્માનો જેને નિર્ણય નથી તેને અનંત શકિત હોવા છતાં તેનો શું લાભ? એટલે તે તો નહિ હોવા સમાન જ છે. જેમ ઘરમાં રત્ન વગેરેના ભંડાર ભર્યા હોય પણ તેની ખબર ન હોય તો તે નહિ હોવા સમાન જ છે. ઘરમાં અનાજની કોઠી ભરી હોય પણ તેની ખબર ન હોય ને ભૂખે મરતો હોય તો, તેને તો તે અનાજ હોવા છતાં તે ન હોવા જેવું જ છે.

શ્રી ગુરુદેવનો આત્મા આ બધી વાતનો નિર્ણય કરી ચૂકયો છે "અહો! મારો આત્મા તો અનંત શકિત સંપન્ન છે, ક્ષણિક વિકાર જેટલું મારું અસ્તિત્વ નથી" આવો નિર્ણય તેમનામાં બેઠો છે ત્યાં સ્વ–સન્મુખ અપૂર્વ પુરુષાર્થથી તે શકિતઓ પર્યાયમાં ઉછળવા માંડે છે. અને અનંત શકિતઓ નિર્મળપણે વેદનમાં આવે છે. આથી તેમનો આત્મા પડકાર કરીને કહે છે, મારો અનંત શકિતશાળી ભગવાન આત્મા પ્રસિદ્ધ થઈ ગયો છે. હવે તો તેમને એક જ ભાવના છે કે તેવા ભગવાન આત્માને પૂર્ણપણે પ્રગટ કરવો. અશુદ્ધતાથી મુકત કરી પરમ શુદ્ધતામાં લાવવો.

અનંત શક્તિના જુદા જુદા લક્ષણો વાણીથી વર્ણવી ન શકાય, તેમજ વિકલ્પથી કે છદ્મસ્થના જ્ઞાનથી પણ તે પકડી ન શકાય, પરંતુ અનંત શક્તિથી અભેદ એક દ્રવ્યને જ્ઞાન લક્ષણ વડે પકડીને તેમાં એક સમય માટે લીન થતાં સમ્યગ્ દર્શન થાય છે અને અંતરમુહૂર્ત લીન થતાં બધી શક્તિઓને પૃથક પૃથક લક્ષણ સહિત પ્રત્યક્ષ જાણે એવી બેહદ તાકાતવાળું કેવળજ્ઞાન ખીલી જાય છે.

આત્મામાં પોતાની અનંતી શક્તિઓ છે તેમ ધર્માસ્તિકાય વગેરે દ્રવ્યોમાં પણ અનંતી શક્તિઓ છે. અનંત શક્તિ વગરની કોઈ વસ્તુ હોય જ નહિ. આ છે જૈન તત્વનું મૂળ રહસ્ય. આવા મૂળ વસ્તુ સ્વરૂપના જાણપણા વગર જ્ઞાન પ્રમાણ થતું નથી.

અનંત પદાર્થોની મધ્યમાં રહેવા છતાં આત્મા કદી કોઈ પર રૂપે થતો નથી. તેમજ પોતાના અનંત ધર્મોથી આત્મા કદી જુદો પડતો નથી,—એવો અનંત શક્તિવાળો એક આત્મા છે. જગતના છ એ પ્રકારનાં દ્રવ્યો, તેના કોઈ ગુણો કે તેની કોઈ પર્યાયો કદી પરપણે થતાં નથી, બીજો કોઈ દ્રવ્ય–ગુણ કે પર્યાયને કરે એવી શક્તિ જગતના કોઈ તત્વમાં નથી, દરેક દ્રવ્ય પોતાની અનંત શક્તિથી પોતાના દ્રવ્ય–ગુણ–પર્યાયપણે ટકી રહ્યું છે. વિકાર પરને લીધે થાય, એમ માનનાર પોતાના તત્વને પરથી ભિન્ન જાણતો નથી, તેમજ વિકાર થાય તેને જ આત્મા માનીને અનુભવનાર પોતાના શુદ્ધ અનંત શક્તિ સંપન્ન ચૈતન્યતત્વને વિકારથી ભિન્ન જાણતો નથી. મારામાં અનંત ધર્મત્વ શક્તિ છે એટલે મારા એક સ્વભાવપણે રહીને અનંત શક્તિઓને હું ધારણ કરનાર છું. એજ મારું સ્વતત્વ છે, વિકારને કે પરને હું મારા સ્વભાવમા ધારણ કરતો નથી.

આવું મારું આત્મ તત્વ છે એમ જો જીવ જાણે અને માને એટલે સ્વાનુભવ સહિત–પ્રતીતિ સાથ જાણે તે જ્ઞાન સત્ય છે–પ્રમાણ છે. આવા આત્મ તત્વને દેખનારું જ્ઞાન તેજ સમ્યગ્જ્ઞાન છે.

પૂ. ગુરુદેવને પોતાના જ્ઞાન લક્ષણ વડે અભેદ આત્માને લક્ષમાં લઇને એકપણે અનુભવ કરતાં, તેમાં એક સાથે અનંત ધર્મોના નિર્મળ પરિણમનનો અનુભવ થયો છે અને તેથી તેમનો આત્મા આ વાતની સાક્ષી આપે છે કે મેં આ પ્રમાણે અનંત શકિતવાળા શુદ્ધ ચૈતન્ય તત્વને અંતરમાં દેખીને મારા જ્ઞાનને પ્રમાણ બનાવ્યું છે. સત્ય બનાવ્યું છે. આવા અનંત ધર્મ સ્વરૂપ આત્માને ઓળખીને તેનો અનુભવ કરવો તે મુકિતનું કારણ છે. અનંત ધર્મ સ્વરૂપ આત્માના સ્વભાવમાં ભવ નથી. પૂ ગુરુદેવને પોતાની પરિપૂર્ણ શુદ્ધ દશા પોતાના જ્ઞાનમાં ઝળકી ઊઠે છે. ભવની તો ત્યાં વાત જ નથી પણ મારું જ્ઞાનાનંદ પૂર્ણ સ્વરૂપ આ રહ્યું એટલે હવે તે દૂર નથી. તેને રોકનારા કારણોની અભાવ થવાની અવસ્થા અને તે જ સમયે પૂર્ણ જ્ઞાનાનંદ સ્વરૂપનો સદ્ભાવ થવાની અવસ્થા એટલે મારો મોક્ષ અને નિર્વાણ બહુ નજીક છે તેમ ભાસી રહ્યું છે. મારું જે ધ્યેય છે, જે લક્ષ્ય છે અને જે મારું સાધ્ય છે તેની સિદ્ધિ હથેલીવત્ દેખાય છે અને તેનો તેમને આનંદ વર્તે છે.

વેદું છું નિજ આત્મા, બાકી સઘળું ફોક,
છૂટી જાય આ દેહ તો, નહીં કાંઈ હર્ષ કે શોક.

પૂ ગુરુદેવને અંતિમ અવસ્થામાં અશાતા વેદનીયનો જોરદાર ઉદય હતો. બાહ્ય દષ્ટિથી એમ લાગતું કે પૂ. ગુરુદેવ અસહ્ય અને

અસાધારણ રોગના પરિસહથી ઘેરાઈ ગયા છે પરંતુ અંતરંગ દ્રષ્ટિએ તો તેમનો આત્મા બીલકુલ નિરાળો હતો. તેમના રોજીંદા ઉપદેશમાંથી તેમજ તેમના અંગત પરિચયમાંથી એ વાત તરી આવતી કે તેમનો આત્મા વસ્તુ સ્વરૂપને પામી ગયો છે. તેમના આત્માને નિજ સ્વરૂપનો સ્વાનુભવ વર્તે છે. "હૈયે હોય તેવું હોઠે આવે" એ કહેવત પ્રમાણે તેમની વાણીમાં આત્મ પ્રભાવના સિવાય બીજી કશી વાત નહોતી. જો હૈયામાં ન હોય તો આત્મ સ્વરૂપની એક ધારી પ્રભાવના થાય કયાંથી? તેમના વચનોમાં નિજ સ્વરૂપની સ્વાનુભવ પ્રતીતિની વાતો ઘણી વખત ઝળકી ઊઠતી હતી હું કોણ? તે નકકી કરવાનું હવે તેમનામાં રહ્યું ન હતું.

હું એક સત્ પદાર્થ છું સત્ છું એટલે મારાથી છું અને પરથી નથી. મારું મારામાં; પરમાં મારું શૂન્ય અને પરનું મારામાં શૂન્ય. હું સત્ છું એટલે સ્વતંત્ર છું, પરના આધારે નથી પણ મારા પોતાના આધારે છું. મારું વ્યાપકપણું મારામાં, પરમાં નહિ. લોકમાં અનંતાનંત સ્વજાતિય દ્રવ્યો તેમજ પરજાતિય દ્રવ્યોની વચમાં એક લોકાકાશ ક્ષેત્રમાં રહેતો છતાં મારું ક્ષેત્ર મારામાં પણ પરમાં નહિ. તેમ પરનું ક્ષેત્ર મારામાં નહિ.

હું સત્ છું એટલે સદાય હોવાપણા વાળો છું હતો, છું અને હઇશ તેવા પણ મારામાં ભેદ નથી. એટલે ત્રિકાળ છું મારામાં કાળ ભેદ નથી. હું જીવત્વ લક્ષણવાળો છું સદાકાળ જીવવાવાળો છું. મારામાં જન્મવું અને મરવું તેવા ભેદ નથી. હું સત છું એટલે નિત્ય છું, ધ્રુવ છું.

હું સત્ છું એટલે પરિપૂર્ણ છું ઊણું, અધૂરું કે હીણું તે મારું સ્વરૂપ નથી, ઊણું, અધૂરું કે હીણું હોય તે સત્, સ્વાધીન અને સ્વતંત્ર ન હોય શકે. વસ્તુ માત્ર સત્ છે, પરિપૂર્ણ છે, ત્રિકાળ છે. તેથી મારામાં બહારથી પૂરતી કરવા જેવું રહેતું નથી તેમ બહારના કોઈ પદાર્થમાં પૂરતી કરવાનુ રહેતું નથી. હું પરિપૂર્ણ છું એટલે અંશે પણ ઓછપ કે ઘાટપવાળો નથી. દરેક પદાર્થ પરિપૂર્ણ છે એટલે કોઈ પદાર્થ અંશે પણ ઓછપ કે ઘાટપવાળો નથી. જ્યારે જુઓ ત્યારે હું પૂર્ણ પૂર્ણ અને પૂર્ણ છું મારા પરિપૂર્ણ સ્વરૂપને કોઈની સહાયતા, મદદ, ટેકો, પ્રેરણા કે આધારની જરૂર નથી વિશ્વના પદાર્થોનું સ્વરૂપ જ સત્ ત્રિકાળ અને પરિપૂર્ણ છે કે જેથી કોઇ કોઈને સહાયતારૂપ, આધારરૂપ, ટેકારૂપ, મદદરૂપ કે પ્રેરકરૂપ થઇ શકતો નથી. મારું પરિપૂર્ણ સ્વરૂપ-મારામાં ત્રિકાળ છે, બહારમાં મારું શૂન્ય છે તેમજ બહારનું મારામાં શૂન્ય છે.

વસ્તુ માત્ર સત્ તત્ (પરિપૂર્ણ) અને સ્વતંત્ર સ્વાધીન અને ત્રિકાળ છે એટલે કે કોઈ પદાર્થ કે પદાર્થો બીજા કોઈ પદાર્થ કે પદાર્થોનો છેદ, ભેદ, ખંડ, હાનિ કે નાશ ન કરી શકે. હું સત્ છું એટલે મારો છેદ, ભેદ, ખંડ, હાનિ કે નાશ કદી થાય નહિ. હું સ્વથી અભિન્ન અને પરથી ભિન્ન છું એટલે મારું મારાથી કદી છૂટું ન પડી શકે અને પરનું મારામાં કાંઈ પ્રવેશી ન શકે.

હું કોણ છું ? સદાય અરૂપી, શુદ્ધ અસંખ્યાત પ્રદેશી અચિંત્ય ચૈતન્ય શકિતમય અનંત ગુણોથી ભરેલો માત્ર જાણવા દેખવાવાળો પર માત્રથી ભિન્ન અને સ્વથી અભિન્ન સ્વતંત્ર સ્વાધીન ત્રિકાળ સત્ આત્મ તત્વ છું અરૂપી કહેતાં વર્ણ, ગંધ, રસ

સ્પર્શાદિથી રહિત છું. પ્રદેશ એટલે નાનામાં નાનો અંશ કે જેના બે ભાગ ત્રણ કાળમાં પણ ન થઈ શકે, જેનામાં મિશ્રપણું નહિ. માટે પ્રદેશ એટલે શુદ્ધ અંશ એવા અસંખ્યાત શુદ્ધ અરૂપી અંશોનો બનેલો હું છું. તે અસંખ્યાત પ્રદેશ સ્વરૂપ તે મારૂં ક્ષેત્ર છે. તે ક્ષેત્રની બહાર મારૂં કોઈ નથી અને મારા શુદ્ધ ક્ષેત્રમાં બહારનું કોઈ નથી. હું અબદ્ધ, સ્પૃષ્ટ, નિયત, અવિશેષ, અનન્ય અને અણુસંયુક્ત છું.

મારામાં એક એવી વિશિષ્ટ શક્તિ છે કે ગમે તેવા દેહમાં (ઉદારીક કે વૈક્રિય) તે દેહ પ્રમાણ અવગાહના રાખીને તેમાં ઓતપ્રોત રહી શકું. તે શક્તિનું નામ છે સંકોચવિકાસ શક્તિ. તે શક્તિના આધારે લોકાકાશ પ્રમાણે પણ અવગાહન કરી શકું અને સંકોચું તો દેહ પ્રમાણે અવગાહના રાખી સૂક્ષ્મમાં સૂક્ષ્મ દેહમાં પણ અનંતની સાથે રહી શકું.

વિશ્વમાં રહેલાં બધા પદાર્થો સત્ છે. બીજા પદાર્થોથી હું જુદો પડતો હોઉં તો તેનું કારણ ચેતના લક્ષણ છે. આ લક્ષણ જીવ સિવાય અન્ય કોઈ પદાર્થમાં નથી. જીવ પણ અનંતા છે. તેમાં દરેક જીવનું આ લક્ષણ સ્વતંત્ર અને સ્વાધીન છે.

**દ્રવ્યથી** :–હું અનંત ગુણોનો પિંડ એક સત્ આત્મપદાર્થ છું.

**ક્ષેત્રથી** :–શુદ્ધ અસંખ્યાત પ્રદેશોનો સ્વાધીન ક્ષેત્રવાળો છું.

**કાળથી** :–ત્રિકાળ છું.

**ભાવથી** :–અરૂપી છું. વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, શબ્દ રહિત છું.

**ગુણોથી** :–અનંત ધર્મો–શક્તિઓ–કે ગુણોથી ભરેલો છું. તેમાં સાધારણ, અસાધારણ, સાધારણાસાધારણ એવા ત્રણ વિભાગ છે, અસાધારણ ગુણથી હું પરથી તદ્દન જુદો છું, સાધારણ ગુણોથી બીજાઓથી અભિન્ન પણ છું અને સાધારણા-સાધારણ ગુણોથી હું પરથી ભિન્નાભિન્ન પણ છું આવું મારું અનેકાંત સ્વરૂપ છે.

હું પરિણમનાર છું એટલે કર્તા છું. મારા પરિણમનનું કાર્ય તે મારી ક્રિયા છે અને મારું પરિણામ તે મારું કર્મ છે. એટલે કે હું મારી મૂડીનો કર્તા ભોકતા છું. પરની મૂડીનો હું નહિ કર્તા કે નહિ ભોકતા. જો પરની મૂડીનો હું કર્તા કે ભોકતા બની શકું તો હું કે પર કોઇ સત્, સ્વતંત્ર અને સ્વાધીન ન રહી શકીએ. દરેક પદાર્થ પોતે પરિણમનાર છે તે પોતે જ કર્તા છે. તેનું પરિણામ તે તેનું કાર્ય કે કર્મ અને પરિણમનારની પરિણતિને તે તેની ક્રિયા. પદાર્થ પોતે જ કર્તા, કર્મ અને ક્રિયા રૂપે છે. કર્તાનું કર્મ કે ક્રિયા કર્તાની બહારમાં કે બહારથી થતી નથી. બહુમાં બહુ ભૂલ કરું તો પરના કર્તા અને ભોકતાપણાના મિથ્યાભાવો સેવું પણ ત્રણ કાળમાં પરનો માલીક તો નજ બની શકું કારણ કે વસ્તુ સ્વરૂપની મર્યાદા એવી છે.

આદિ વગરનો કાળ મારા વાસ્તવિક સ્વરૂપના અલૌકિક સ્વરૂપના ભાન, પિછાન અને પ્રતીતિ વગર ગયો. ભવિતવ્યતાના યોગે મારા ત્રિકાળી સ્વાધીન સત્ સ્વરૂપને, ઓળખવાના, પિછાણવાના અને તેની પ્રતીતિ કરવાના ટાણાં, તક અને સાધનો મળતાં મેં તેને ઓળખ્યો, પિછાણ્યો અને અનુભવ સહિત પ્રતીતિમાં લઇ તેના અંશને માણ્યો. મારી અનાદિની સ્વરૂપ ભ્રાંતિ ટળી. મારું મારામાં અનંત શકિત સ્વરૂપ બહારમાં કાંઇ નહિ એવું મારું જ્ઞાન પ્રમાણ થયું.

અનંત ગુણો અને તેની પર્યાઓનો હું પિંડ સ્વરૂપ છું અનંત ગુણોની પર્યાય રૂપ પરિણમનાર હું પોતે જ છું. તેજ મારું કર્તાપણું છે. સમય સમયના નવીન નવીન પરિણામ પ્રગટે તેજ મારું કાર્ય કે કર્મ છે અને સમય સમયની પરિણમવાની રીત તેજ મારી ક્રિયા છે. આ સિવાય મારું કર્તા, કર્મ અને ક્રિયાપણું બહારમાં છે જ નહિ અને હોય શકે પણ નહિ.

આવી મારી સ્વતંત્ર સ્વાધીન અવસ્થા હોવા છતાં આ પુદ્ગલના પિંડરૂપ દેહમાં કેમ રહ્યો! મારા સ્વાધીન સ્વરૂપની ભ્રાન્તિના કારણે અનાદિથી તેને નહિ જાણવા માનવાના કારણે અને તેની ગદલીમાં પરને પોતાનું જાણવા માનવાના કારણે, પરમાં કર્તાપણાના અને ભોકતાપણાના જૂઠા ભાવો સેવવાના કારણે દેહાકારે પુદ્ગલ પિંડ સ્વરૂપ દેહમાં ફસાવવું પડયું છે. પણ હવે એ ભ્રાંતિ ટળી ગઈ છે. મેં મારી જાતને પૂરેપૂરી ઓળખી પિછાણી અને માણી લીધી છે. હવે તે ભ્રમ-ભ્રાંતિના ભાવો મારાથી દૂર થઈ ગયા છે.

દેહ તો પુદ્ગલનો પિંડ છે, વિજાતિય દ્રવ્યોનો સમુહ છે. તેના આશ્રયે હું કેમ પડયો છું તે પણ મેં જાણી લીધું છે. હવે તો મારું પ્રમાણ જ્ઞાન સ્વાનુભવના પડકાર કરીને કહે છે કે હું કોણ છું?

"હું એક સદા અરૂપી, શુદ્ધ અસંખ્યાત પ્રદેશી અચિંત્ય ચૈતન્ય શકિતમય. અનંત શકિત-ગુણો કે ધર્મોથી ભરેલો માત્ર જાણવા દેખવાવાળો, પરથી ભિન્ન અને સ્વથી અભિન્ન, સ્વતંત્ર સ્વાધીન સહજ સ્વભાવી સત્ આત્મ પદાર્થ છું."

આ સિવાય મારું શૂન્ય છે એટલે કાંઈ નથી. અત્યારે દેહાકારે દેહના ઘરમાં છું છતાં મારે અને દેહને કશી લેવાદેવા નથી. તે જુદો અને હું પણ જુદો. અમે બન્ને વિજાતિય દ્રવ્યો રહ્યાં ત્રણ કાળમાં અમે એકમેક થઈ જાય નહિ. દેહ તે અનંત પરમાણુંઓનો પિંડ અનિત્ય સ્વભાવવાળો. હું એક સ્વતંત્ર સ્વાધીન ચૈતન્યમૂર્તિ નિત્ય સ્વભાવવાળો, દેહ અનિત્ય મટી નિત્ય ન થાય અને હું નિત્ય ટળી અનિત્ય ત્રણકાળમાં ન થાઉં, પુદ્ગલ પિંડ દેહમાં સમયે સમયે પરિણમનરૂપ, વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, શબ્દ અને આકાર અવસ્થાઓ થાય તેનો કર્તા પુદ્ગલ પોતે. થવા યોગ્ય હોય તે જ થાય તે પણ પુદ્ગલની એક અવસ્થા છૂટી બીજી અવસ્થા થાય તે પુદ્ગલની પરિણમન ક્રિયા અને તે પુદ્ગલમાં જ થાય. મારું કર્તા, કર્મ અને ક્રિયાપણું મારામાં અને દેહનું કર્તા, કર્મ અને ક્રિયાપણું દેહમાં, બહારમાં કે મારામાં ન હોઇ શકે.

હું ભોક્તા મારા સ્વભાવનો મારા ગુણોની ક્રિયાનો પણ પરનો કે પરના ગુણોની ક્રિયાનો તો નહિ જ, તેવી જ રીતે પર-કોઈ મારા સ્વભાવ કે ગુણોની ક્રિયાનો કર્તા કે ભોક્તા ન બની શકે.

આ બધું મારા જ્ઞાનમાં હવે ખુલ્લુ થઈ ગયું છે તેથી હું તો મારા સ્વભાવનો—મારા ગુણોની ક્રિયાનો ભોક્તા છું. મારો સ્વભાવ જ્ઞાનાનંદમય છે. જ્ઞાનાનંદમય મારા સહજ સ્વભાવને હું વેદું છું, બાકી બધું જે કાંઇ પુદ્ગલ પિંડ ઘરમાં થઇ રહ્યું છે તેને જાણનાર તરીકે જાણું છું મારે અને દેહને જ્ઞાતા જ્ઞેય સિવાય બીજો કોઇ સંબંધ નથી, તેથી મારા વેદનની તે વસ્તુ નથી,

દેહમાં ગમે તેવી અવસ્થા તેના કારણે થાય તેથી મારે કોઈ લાભ-હાની નથી. મારા વેદનની બહારની વસ્તુ છે તેથી તે બધું ફોગટ છે.

દેહની અવસ્થા ગમે તેવી વિપરીત થાય તોપણ તેની મને પરવા નથી. મારું જ્ઞાન જાણે છે કે તે તેનો સ્વભાવ છે. તેમાં કાંઈ વિશેષતા નથી. આ દેહ મારાથી છૂટી જાય મારાથી અલગ થઈ જાય તો તેમાં મને કાંઈ હર્ષ કે શોક નથી. કારણ સ્વતંત્ર પદાર્થની સ્વતંત્ર ક્રિયા થાય તે પદાર્થનો સ્વભાવ છે. દેહ રહે તો તેના કારણે અને છૂટી જાય તો તે તેના કારણે. હું તો તેની બધી અવસ્થાનો માત્ર જાણનાર દેખનાર છું તેથી તેની કોઈપણ ક્રિયાથી મને નથી હર્ષ કે નથી શોક.

**મૈં ચેતન હું, મૈં જડ નહિ હું, શરીર મૈં નહિ હું, શરીરમેં લાખો રોગોકી જ્વાલા ક્યોં ન હો? ઇસસે મુઝે ક્યા મતલબ હૈ.**

પૂ. ગુરુદેવને પ્રકૃતિનું ભીષણ તાંડવ જામ્યું છે ત્યારે તેમનો આત્મ-સ્વભાવ પડકાર કરીને કહે છે હું તારી જાતનો નથી પણ તારાથી તદ્દન ભિન્ન દ્રવ્ય છું હું ચેતનાથી અભિમંડિત છું. તું જડતાથી તરબોળ છે. મારી ચેતના તે મારી સુંવાગ ચીજ છે તે તારી ત્રણ કાળમાં ન બને. તારી જડતા તે તારી સ્વતંત્ર ચીજ છે તે પણ તને છોડી ત્રણ કાળમાં મારામાં ન પેસી શકે. હું જાગૃત છું. અપાર ચૈતન્ય શકિતથી ભરેલો છું હું જડ નથી. તેથી મારે અને તારે કાંઈ લેવા દેવા નથી. હું સત, સ્વતંત્ર, સ્વાધીન, પરિપૂર્ણ છું, તેમ તું પણ સત, સ્વતંત્ર, સ્વાધીન અને પરિપૂર્ણ છો. તારા ખેલો તારાથી તારામાં-તારા સ્વક્ષેત્રમાં તારી શકિતથી થાય

મારાં કાર્ય મારી શકિતથી મારા સ્વક્ષેત્રમાં થાય. તારાં કાર્યનો કર્તા તું અને તે કરવાની રીત પણ તારી. મારાં કાર્યનો કર્તા હું અને તેની રીત તે પણ મારી અને મારામાં. તું તો જડ છો જ્યારે હું તો ચેતન છું. તું તને ન જાણ તો મને શું જાણે? અને શું કરી શકે? હું તો મને અને તને બધાયને પૂરેપૂરા જાણું. મારાથી તારી એક પણ ચાલ છૂપી નથી કે જે મને છેતરી જાય, હચમચાવી જાય, વિહ્વળ કરી જાય કે મને મુંઝવી જાય. હું તો સદાય સભાન છું. તારા ખેલાને હું બરાબર જાણું છું. તારા તાંડવ માટે તેં શરીરની રચના ગોઠવી છે. અને હું તે શરીરાકારે શરીરમાં ગોઠવાઇને રહ્યો છું છતાં શરીર મારું બની શકે તેમ નથી અને હું શરીરનો કદી થઈ શકતો નથી. અનંતા શરીરો વોસરાવ્યાં, કોઇના અત્યારે નામ નિશાન નથી અને હું તો એવો ને એવો અત્યારે પણ મોજુદ છું.

શરીર રૂપી હું અરૂપી.

શરીર અનિત્ય હું નિત્ય.

શરીર હલકું–ભારે, હું નહિ હલકો, નહિ ભારે.

શરીર બાધાપીડાથી ભરપૂર અને હું સદાય અબાધિત.

શરીર ન જાણે, ન દેખે કે ન અનુભવે. હું જાણું દેખું અને અખૂટ સુખ શાંતિ આનંદને અનુભવું.

હે પ્રકૃતિ! તું શરીરના ઘરમાં પેસી ગમે તેવી અવસ્થાઓ રચે તેથી હું જાગૃત જ છું, રખે માનતી કે તારી કળામાં હું ભોળવાઈ જાઉં, ભ્રમિત થઈ જાઉં, કે પાગલ બની જાઉં. તારી કોઈપણ અવસ્થાથી હવે મને હર્ષ કે શોક થાય તેમ નથી. હું તો મારા

સહજાનંદ સ્વભાવને જાણુવા માણુવાવાળો છું. મારાં સુખ-શાંતિ આનંદને ભોગવનારો છું મારા અનંત ગુણોની અનંતી ક્રિયા જે સમયે સમયે થઈ રહી છે તેને જાણુવા માણુવાવાળો છું તારા પોતામાં નથી સુખ કે દુઃખ ગુણ, કે જેથી તું મને સુખ દુઃખ દાતા થઈ શકે. સુખ શાંતિ આનંદ તે મારા સહજ સ્વભાવ છે. મારા સ્વભાવમાં રહું તો મને એકાંત સુખ છે અને તારે પડખે ચડું તો મને એકાંત દુઃખ છે. હું આ બધું સમજી ગયો છું, મારા સ્વતંત્ર સ્વભાવને હું પામી ગયો છું તારે પડખે ચડી દુઃખી થવાની રીત હવે મારામાં નથી રહી.

હે પ્રકૃતિ! મારા સ્વભાવને ચૂકવાની ભૂલને કારણે તારા ફળ રૂપે જે આ દેહ મળ્યો છે અને જેના આકારે રહી હું તેમાં વસ્યો છું તે તારી જાતનું છે મારી જાતનું નથી. તે જેવી તું તેવાં તારાં ફળ. તેની સાથે એકાકાર રહેવાથી, તે મારા જાણુવા દેખવાના કાળમાં સાથ આપતું હોવાથી અને તેના વગર મારા જાણુવા દેખવાના કામ અટકી પડતાં હોવા છતાં તે મારું નહિ અને હું તેનો નહિ. તેનો સ્વભાવ તે મારો સ્વભાવ નહિ. એકદમ નિકટવાસીપણું હોવા છતાં જેમ શરીર ઉપરનું કપડું શરીરાકારે રહેવા છતાં શરીરથી ભિન્ન છે તેમ તું મારાથી તદ્દન ભિન્ન છે. આમ તારું તે મારું નહિ, મારું તે તારું નહિ, તારા કામ તે મારાં નહિ, મારાં કામ તે તારાં નહિ. તારી અવસ્થા તારામાં થાય, મારામાં ન થાય. અને મારી અવસ્થા મારામાં થાય, તારામાં ન થાય.

તું જેવો આકાર ધારે છે તેવો હું મારો આકાર મારી યોગ્યતાએ ધારું છું, છતાં તારો આકાર તે મારો નહિ અને મારો આકાર તે તારો નહિ. હું અસંખ્ય અરૂપી પ્રદેશની ભૂમિકાવાળો

છતાં અખંડ, અભેદ, અછેદ, અભંગ અને સળંગ તું સાડાત્રણ કરોડ રોમરાયની ભૂમિકાવાળું અને ભંગ, ભેદ, ખંડ, છેદ અવસ્થાવાળું, તું અનિત્ય ક્ષણે ક્ષણે પલટતું. હું ત્રિકાળ સદાય એકરૂપ રહેવાવાળો. તારા સાડા ત્રણ કરોડ રોમરાયમાં એકેક રોમરાયે પોણા બે રોગ, તેથી તું રોગનો ભંડાર અને હું શુદ્ધ અસંખ્ય પ્રદેશી–એકેક પ્રદેશે અચિંત્ય ચૈતન્ય શકિતનો પૂંજ, અનંત ગુણોનો નિધિ, અવ્યાબાધ સુખનો ખજાનો, અપાર આનંદનો સાગર, અસીમ શાંતિનો કૂપ, વીતરાગતાએ તરબોળ છું. તારામાં પાંચ કરોડ ઉપશાંત રોગોનો ભંડાર એકી સાથે જ્વાલારૂપ ભભૂકી ઊઠે તોપણ મને તેનાથી કાંઈ લેવા દેવા નથી. તેવી તારી અવસ્થાઓ તારામાં થાય તેમાં શું નવાઇ પણ તે મારામાં ન થાય. માટે તેનાથી હું લાપરવા છું. તારી સાથે મારે કશી નિસ્બત નથી. હિતાહિત સંબંધ નથી. તું મારું જ્ઞેય અને હું તારા અને તારા જેવા બધાયનો જ્ઞાતા. ફકત આટલો જ સંબંધ છે. તે સિવાય કોઈ પ્રકારનો તારે અને મારે સંબંધ નથી.

**જ્ઞાની ધ્યાની આત્મા, સમજ તારું સ્વરૂપ,**
**વિશ્વ અંધા હૈ, મૈં દેખ રહા હું.**

જડ માત્રથી ભિન્ન એક ચૈતન્યતત્વ અનાદિ અનંત છે, તે અચિંત્ય અપાર અને અગાધ ચેતનાનો અખૂટ ભંડાર છે. તેનો મૂખ્ય સ્વભાવ જાણવું–દેખવું છે અને તે સ્વભાવમાં લયલીન રહેવું તે તેની ક્રિયા છે. તે સિવાય કંઈ પણ કરવું તે તેના સ્વભાવમાં નથી,

ચૈતન્યત્વમાં જડત્વનો તદ્દન અભાવ છે તેમજ જડત્વમાં ચૈતન્યત્વની પણ બીલકુલ નાસ્તિ છે. ત્રણે કાળમાં જડત્વ મટી ચૈતન્યત્વ થતું નથી તેમજ ચૈતન્યત્વ ફીટી જડત્વ થતું નથી. બન્ને તત્વો પોતપોતાનાથી પરિપૂર્ણ છે, સ્વતંત્ર છે, સ્વાધીન છે, ત્રિકાળ અને સહજ સ્વભાવી છે. વસ્તુત્વ ગુણને કારણે પદાર્થ પોતે પોતામાં વસીને પોતાની ગુણ ક્રિયા–અર્થ ક્રિયા કરવાવાળો છે. તેથી કોઈ પદાર્થને પોતાના ગુણ કાર્ય માટે બીજા કોઈ પદાર્થની જરૂર પડતી નથી. કોઈ પદાર્થને બીજા પદાર્થ માંથી મદદ કે સહાય લેવા કે દેવા જેવું રહેતું નથી ચૈતન્યત્વ જડત્વનું કાંઈ ન કરી શકે કે કરાવી શકે અને જડત્વ ચૈતન્યત્વનું કાંઈ ન કરી શકે કે કરાવી શકે. ચેતનને પોતાના ધર્મ કાર્ય માટે કોઈ અન્ય પદાર્થની મદદ કે સહાયતાની જરૂર રહેતી નથી. તેમજ જડને એક પણ પરમાણું માત્રને પોતાના ગુણ કાર્ય–સ્વભાવ કાર્ય માટે અન્ય કોઈ પદાર્થની મદદ કે સહાયતા રહેતી નથી. ચેતનનો ધર્મ ચેતનથી–પોતાથી અને પોતામાં થાય પણ બહારમાં અને બહારથી થાય નહિ. આ વાત જીવે પહલે તબક્કે સમજવી પડશે.

પદાર્થ માત્ર સત્ છે. ત્રિકાળ છે. એમ અસ્તિત્વ ગુણનું કાર્ય કરે છે. પદાર્થનો નાશ નથી તેમજ તેની ઉત્પતિ નથી. પદાર્થ પોતાના અસ્તિત્વ ગુણના કારણે ટકેલો છે. પરથી ટકેલો નથી. જીવ પોતાના અસ્તિત્વ ગુણથી ટકેલો છે. અનંત પરમાણુંના પિંડ રૂપ શરીર પોતાના અસ્તિત્વ ગુણથી ટકેલુ છે. જીવથી શરીર ટક્યું નથી તેમ શરીરથી જીવ ટકેલો નથી. અનાદિથી જીવ સંયોગમાં હોવા છતાં જીવ પોતાના અસ્તિત્વ ગુણના કારણે છે

અને સંયોગી પદાર્થ પોતાના ગુણને કારણે છે. જીવ શરીરને ટકાવી કે નભાવી શકતો નથી તેમ શરીરથી જીવ ટકાવી કે નભાવી શકાયો નથી. આવી પદાર્થની સ્વાતંત્રતા સ્વીકાર્યે જ છૂટકો છે. તે વિના અનાદિના ગોટા કે ઉંધી માન્યતા તૂટે તેમ નથી અને સાચી માન્યતા આવે તેમ નથી. પદાર્થોના સામાન્ય ગુણો શું છે અને તે દરેકનું શું કામ થઈ રહ્યું છે તે સાચી રીતે જીવે જાણ્યું નથી, માન્યું નથી. કોઈકવાર જાણ્યું પણ યથાવત્ વસ્તુ સ્વરૂપ જેમ છે તેમ માન્યું નથી. આવી ભૂલ જીવ અનાદિથી સેવી રહ્યો છે.

જુવાન પુરુષ એક વખત તોફાની પાડાને પકડી શકતો હતો, વૃદ્ધ થતાં લાકડીના ટેકે હાલવા લાગ્યો શરીરનું કાંઈ જીવ કરી શકતો હોત તો જુવાનીને કેમ ન રોકી શકયો અને વૃદ્ધાવસ્થાને કેમ અટકાવી ન શકયો? જીવ પોતાનું કાર્ય કરી શકે, શરીરનું કાંઈ ન કરી શકે અને શરીર જીવનું કાંઇ ન કરી શકે. બન્ને પદાર્થો પોતપોતાના વસ્તુત્વ ગુણને કારણે પોતામાં જ પોતાની ક્રિયા કરી રહ્યાં છે.

દરેક દ્રવ્ય એક સમય માટે પણ નિવૃત નથી કે બીજાની ક્રિયા કરવા જાય. એકેક દ્રવ્ય એક સમય માત્ર નિવૃત નથી. પણ સમય સમય પોતાની ક્રિયા પોતામાં જ કર્યા કરે છે. દરેક દ્રવ્યની પ્રવૃતિ વસ્તુત્વ નામના ગુણને લઈને અંદરમાં જ થયા કરે છે. આત્મા પોતાની પ્રવૃતિ દરેક સમયે કર્યા જ કરે છે અને જડ, પરમાણું વગેરે પોતાની ક્રિયા પોતાથી સમય સમય કર્યા જ કરે છે, તેમાં બીજા કોઈની જરૂર નથી. દેહની ક્રિયા જીવની મદદ વગર દેહ દરેક સમયે સમયે વસ્તુત્વ નામના ગુણને લઇને કર્યા જ કરે છે. દેહની ક્રિયા દેહમાં રહેલા પરમાણુંઓ દરેક સમયે વસ્તુત્વ નામના ગુણને કારણે કર્યા જ કરે છે.

સમજનાર અને શ્રદ્ધનાર જીવ ! આ તારી વાત છે. તારે સમજવાની વાત છે. તારા હિતની વાત છે. માટે તેનો મહિમા લાવીને સમજ. એમ ન કહેતો કે આવી ઝીણી વાત મને ન સમજાય. અરે ભઇ ! જો તારા હિતની વાત તને સમજાય એવી ન હોય તો અનંતકાળે મહા દુર્લભ મનુષ્યપણું મળ્યું છે તેની કિંમત શું ? તારા ધર્મની વાત, તારા અનંત ગુણો પ્રગટે તેવી તારી અલૌકિક વાત, જો આ ભવમાં ન સમજાય તો આ માનવ–પણાની કિંમત શું ? પોતાના શુદ્ધ સ્વરૂપના ભાંન વગર કેટલાએ કાગડા, કૂતરા, બિલાડા, દેડકાં, અળસિયા તરીકે જન્મે છે અને મરે છે, તેનો કંઇ મહિમા નથી. અનંતકાળે પૂર્વના અનંત પુરુષાર્થથી મળેલા મનુષ્યભવમાં તું તારા નિજ આત્મ સ્વભાવને સત્‌ના સમાગમે ન જાણુ તો તેની કંઈ કિમત નથી. જો ખપી અને જીજ્ઞાસુ થઈને જાણુ તો તેનો મહિમા અપરંપાર છે.

વિશ્વના બધા પદાર્થોમાં પ્રમેયત્વ નામનો ગુણ છે. આ ગુણના શકિતના કારણે પદાર્થ કોઈ જ્ઞાનનો વિષય એટલે પ્રમેય બની રહે છે. પદાર્થ તેના ગુણ અને તેની દરેક પર્યાય સત્ છે પ્રમેયત્વ ગુણના કારણે કોઈપણ જ્ઞાનમાં જ્ઞેય રૂપે ઊભા જ છે. આત્મા, તેના દરેક ગુણો અને દરેક તેની દરેક પર્યાય જ્યારે જુઓ ત્યારે જ્ઞાનમાં જ્ઞેય એટલે પ્રમેયત્વ ગુણના કારણે જણાવવાવાળાં છે. આ બધાને જાણનાર જ્ઞાન છે. જાણવાની શકિત એક ચેતન્યત્વ સિવાય બીજા કોઇ દ્રવ્યમાં નથી ચેતન પદાર્થ બીજા પદાર્થોથી તેના જ્ઞાન લક્ષણથી જુદો પડે છે. આત્માનો જ્ઞાન ગુણ પોતાને અને જગતના બધા પદાર્થોને જાણનાર છે. જડ અને ચેતન બન્ને ભિન્ન ભિન્ન પદાર્થો હોવા છતાં તેમની વચ્ચે એ સંબંધ છે.

ચેતન જાણનાર અને જડ જ્ઞેય એટલે જાણાવનાર છે. આ પ્રમાણે જડ અને ચેતનને, જ્ઞાતાજ્ઞેયનો સંબંધ છે.

ચૈતન્યત્વ ને ધરનાર પદાર્થ ચેતન–આત્મા કે જીવ કહેવાય છે.

આવા આત્માઓ અનંતા છે પણ દરેક એક બીજાથી ન્યારા ન્યારા છે છતાં બધા એક સરખા છે. દરેક આત્મા સત્ છે, સ્વતંત્ર છે, પરિપૂર્ણ છે, સ્વાધીન ક્ષેત્રવાળા છે, પરથી ભિન્ન અને સ્વથી અભિન્ન છે અને ત્રિકાળ છે.

જડત્વને ધરનાર પદાર્થ અજીવ કે જડ કહેવાય છે. આવા જડ પદાર્થો અનંતાનંત તેમાં મૂખ્ય પાંચ જાત છે. એક ધર્માસ્તિકાય, એક અધર્માસ્તિકાય, એક આકાશાસ્તિકાય, અસંખ્ય કાળ દ્રવ્યો અને અનંતાનંત પુદ્દગલ–પરમાણુંઓ છે. કાળ અસંખ્ય દ્રવ્યો હોવા છતાં બધા એક સરખા છે. પુદ્દગલ–પરમાણુંઓ અનંતાનંત છે છતાં બધા એક સરખા છે.

ચેતન અને જડનો અનાદિનો સંબંધ–સંયોગ સંબંધ હોવા છતાં પ્રદેશત્વ ગુણના કારણે ચેતન ચેતનના ક્ષેત્રમાં છે. અને જડ જડના ક્ષેત્રમાં છે. પ્રદેશત્વ ગુણના કારણે દરેક પદાર્થને પોતાનો સ્વયં સ્વતંત્ર આકાર છે. આ આકારનું સર્વમાન્ય માપ પ્રદેશ છે. પ્રદેશ એટલે જેના બે ખંડ ન થઈ શકે એવો નાનામાં નાનો અંશ. આવા અંશમાં કોઈ મિશ્રતા ન હોવાથી શુદ્ધ છે. આવા અસંખ્ય પ્રદેશોનો સમુહ જીવ દ્રવ્ય, ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય દરેક અસંખ્ય પ્રદેશોના સમુહ છે. લોક પ્રમાણ આકાશ પણ અસંખ્ય પ્રદેશોનો સમુહ છે. અને અલોકાકાશ અનંત અનંત પ્રદેશોનો સમુહ છે. કાળ અને પરમાણું એક પ્રદેશી છે.

અનંત પરમાણુંઓના પિંડરૂપ દેહ અને એક આત્મા એટલે અનંતાના સંયોગ રૂપ એક અવસ્થા જેનું નામ માનવ પર્યાય, જીવ પર્યાય કહેવાય છે તેને એકરૂપ માનવી તે પ્રદેશત્વ ગુણનો નકાર કરવા બરાબર છે. ગુણનો નકાર થતાં ગુણીનો નકાર થાય છે અને પરિણામે વિશ્વનો પણ નકાર ઊભો થાય છે. આ એક અનાદિની ભયંકર ભૂલ છે. અનંત પરમાણુંઓના પિંડરૂપ દેહમાં રહેલા દરેક પરમાણું પોતાના સ્વતંત્ર અને સ્વાધીન ક્ષેત્રવાળો છે, કોઇ કોઇના ક્ષેત્રમાં પ્રવેશી શકયો નથી–શકતો નથી અને શકશે પણ નહિં. લોહપિંડ અગ્નિમાં અગ્નિ અને લોહ બન્ને એકરૂપ ભાસે છે પરંતુ તેમ વસ્તુ સ્વરૂપ નથી. બન્ને ભિન્ન ભિન્ન છે. જો ભિન્ન ભિન્ન સ્વતંત્ર ક્ષેત્રવાળા ન હોય તો કદી જુદા થઈ શકે નહિ. જ્યારે બન્ને જુદા થઈ શકતા જોવામાં આવે છે. દૂધ અને પાણી એક રૂપ ભાસે છે પરંતુ તેમાંય પાણી પાણીના ક્ષેત્રમાં છે અને દૂધ દૂધના ક્ષેત્રમાં છે. પાણીએ દૂધનું ક્ષેત્ર પચાવી પાડયું નથી કે દૂધમાં પાણીનું ક્ષેત્ર પ્રવેશ્યું નથી. હંસની ચાંચ દ્વારા બન્ને જુદા જુદા થઇ શકે છે. માટે નકકી થાય છે કે સંયોગમાં બન્ને હોવા છતાં બન્નેના ક્ષેત્ર ન્યારા ન્યારા છે. એક બીજામાં એક બીજા પ્રવેશી ગયા નથી કે પ્રવેશી શકતા નથી. પદાર્થોના આકારની ક્ષેત્રની સ્વતંત્રતા જાળવી રાખવાનું કામ પદાર્થોમાં રહેલા સામાન્ય ગુણ પ્રદેશત્વ ગુણનું કાર્ય છે. ધર્મ પામવા માટે વસ્તુ સ્વરૂપનું આવું જે ત્રિકાળ બંધારણ છે તે માન્યા વગર છૂટકો નથી.

આ વિશ્વમાં ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય અને કાળ. આ ચાર દ્રવ્યો તો પોતપોતાના ગુણ કાર્યમાં – સ્વભાવ કાર્યમાં મસ્ત છે. વિશ્વ એ એક રંગભૂમિ છે. તેના ક્ષેત્રમાં

પડદાઓની ફેરબદલી, દેખાવોની ફેરબદલી, ફરનીચરની ફેરબદલી જેમ થવા યોગ્ય હોય તેમ સેવકો કર્યા કરે છે. અગર એવી રચના હોય કે જેથી ટાણે ટાણે ફેરબદલી થયા કરે. તે જ પ્રમાણે આ ચાર દ્રવ્યો વિશ્વની રંગભૂમિમાં પોત પોતાના સ્વભાવની આવડતની કે શક્તિઓની ક્રિયા કેશાય પણ વિલંબ વગર કર્યા કરે છે. તે કદી અટકતા નથી. વિશ્વનું નાટક અટકે તો તેમનું કામ અટકે. તે અટકતું નથી તેથી તેમનું કામ બંધ થતું નથી. હવે રંગભૂમિમાં કલાકારો તો જોઈએ. કલાકાર વગરની રંગભૂમિ તે રંગભૂમિ જ ન કહેવાય. તેમ વિશ્વમાં કલાકારો ન હોય તો વિશ્વ ન કહેવાય. કલાકારો બે છે. એક વિભાવિક જીવ અને બીજા વિભાવિક અવસ્થાવાળા પરમાણુંઓના સ્કંધો અને તેની બનેલી વર્ગણાઓ. આ બે કલાકારો એવા કળાબાજ છે કે કોઈ પોતાની કળામાં જરાય ઓછા ઊતરતા નથી. આ બે કલાકારોમાં જેનામાં બીલકુલ ઓતપ્રોત થઈને કામ કરવાની આવડત છે તેવા જીવમાં તેવી આવડતમાં લયલીન થતાં પોતાની જાતને ભૂલી જવાની યોગ્યતા-પણ છે અને તે એવી ભૂલ કરી બેઠો છે કે તે નાટક પૂરું કરતો નથી પણ નાટકને જ પોતાનું વાસ્તવિક જીવન માની બેઠો છે. પરિણામ એ આવ્યું કે તેને જે જોઈએ છીએ તે મળતું નથી અને તેને માટે નાટકના ભાવમાં વલખાં મારી રહ્યો છે. નાટક એટલે અવાસ્તવિક. તેમાં વાસ્તવિકપણું ન જ આવે. અને જીવ કળાકાર નાટકમાંથી અવાસ્તવિકતામાંથી વાસ્તવિકતાની ચીજ એટલે ન ખૂટે એવું સુખ મેળવવા મથી રહ્યો છે. જેમ પાણી વલોવતાં માખણ ત્રણ કાળમાં ન નીકળે અને દુઃખી મહાદુઃખી જ થાવું પડે તેમ આ જીવ કલાકાર મહાદુઃખી આદિ વગરના કાળથી

આ નાટક ભજવવાના કારણે થઈ રહ્યો છે. મહા દુઃખના અનુભવમાં કંઈક દુઃખ ઓછું થાય તેને તે સુખ માની દુઃખમાં વિશેષ ઊંડો ઊતરી રહ્યો છે.

બીજો કલાકાર તે પુદ્‌ગલ સ્કંધ છે. તે બેથી લઈને અનંતાનંત પરમાણુંઓનો બનેલો હોય છે. તેની અનેક પ્રકારની અવસ્થાઓ થાય છે. આવી સ્કંધોની રચના પરમાણુંના પુરન–ગલન ગુણના કારણે થાય છે. તે ગુણની સ્વભાવ ક્રિયા છે. આ કળાકારો સમયે સમયે બદલતા જાય છે અને પોતપોતાના મૂળ સ્વરૂપે સમયે સમયે આવતા જાય છે, ઉપરાંત તેનામાં જડતા હોવાથી સુખદુઃખ જાણવાની માણવાની કે દેવા લેવાની કોઈ યોગ્યતા નથી. સ્કંધ રૂપ અવસ્થાઓ ધારણ કરવી અને છોડી દેવી તે તેના પુરન–ગલન ગુણની સ્વભાવ ક્રિયા છે. આ કળાકારને અનેક પ્રકારના સ્વરૂપ ધારણ કરવા તે તો તેના સ્વભાવની ક્રિયા છે. તેથી તેમાં તેને લાભ કે હાનિ છે જ નહિ.

જીવ કળાકાર ચેતન છે. જાણનાર–દેખનાર છે. સાર–અસારનો હિતાહિતનો, સત્યાસત્યનો અને કર્તવ્યાકર્તવ્યનો નિર્ણય કરી સાર, હિત, સત્ય અને કર્તવ્યનો પક્ષ કરવાવાળો છે. અસાર, અહિત, અસત્ય અને અકર્તવ્યનો પક્ષ છોડવાવાળો છે. આવો કળાકાર પોતાની યોગ્યતા પ્રમાણે મહાદુઃખો ભોગવી–ભોગવીને ત્રાહી ત્રાહી થાય છે ત્યારે તેના અંતરમાં ન ખૂટે એવું સુખ મેળવવાની તીવ્ર ભાવના થાય છે. અને તેની શોધમાં નીકળે છે. મોટામાં મોટું દુઃખ તો જન્મ–મરણનું છે. ઈચ્છા અને તેના કારણે થતી આકુળતાનું છે. વિશ્વમાં સર્વ દુઃખો ટાળી એકાંત સુખી કોઈ

થયા છે કે નહિ ? કોઈ જન્મ-મરણ રહિત આકુળતા માત્રથી રહિત થયા છે કે નહિ તેની તે શોધમાં નીકળે છે. જગતમાં એવા જીવો ત્રિકાળ મોજુદ છે તેથી તેને મળી આવે છે અને તેને ઓળખી પોતાની ધારણા પ્રમાણે મળતાં તેમાં અર્પણ થઈ જાય છે. પરિણામ એ આવે છે કે પોતાની જાતની ઓળખાણ થાય છે અને પોતાના ત્રિકાળ સત્ સ્વાધીન સ્વતંત્ર પરિપૂર્ણ સ્વરૂપને જાણતા અત્યંત આદર, માન, ભક્તિ, પ્રીતિ અને પોતા પ્રત્યે પ્રેમ જાગે છે અને તે પણ એટલો બધો કે તે સિવાય બધું શૂન્ય લાગે છે. એ પ્રેમની જ્યારે પરાકાષ્ટા પહોંચે છે ત્યારે સ્વાનુભવ થાય છે. આવો અનુભવ થતાં પોતાના અખૂટ સુખ શાંતિ આનંદ ભંડારનો અનુભવ થાય છે, અને જીવોનો રાહ બદલાઈ જાય છે હવે તે કળાકાર નથી બનવા માગતો પણ તમાસાને દેખનાર તમાસગીર બને છે ફક્ત સંસાર નાટકનો જાણનાર દેખનાર રહે છે અને પરિણામે સદાને માટે તેવો પ્રેક્ષક બની જાય છે વિશ્વ રંગભૂમિના પ્રેક્ષક પણ આદિ વગરના કાળથી અનંતા છે અને થઈ રહ્યા છે, જીવ કળાકાર પોતાના મૂળભૂત સ્વરૂપને પ્રાપ્ત કરી ત્રિકાળ પ્રેક્ષક તરીકે ટકી રહે છે, જીવના અસલી સ્વરૂપમાં સુખ શાંતિ આનંદના અખૂટ ભંડાર ભર્યા પડયા છે, પોતાના પ્રેક્ષક સ્વભાવમાં એટલે જ્ઞાતા-દૃષ્ટા સ્વભાવમાં ટકતાં તેના ફળમાં સદાનંદી, પરમાનંદી, સંપૂર્ણાનંદી, અખંડાનંદી, જ્ઞાનાનંદી બની રહે છે.

હે ચેતન ! તું જ્ઞાનાનંદનો ખજાનો છે. જાણવું, દેખવું તે જ તારૂં કાર્ય છે, પણ તે સિવાય કોઈનું કાંઈ કરવું તે તારું કાર્ય નથી. જાણવું, દેખવું તે સ્વ પર પ્રકાશક શકિત છે. જ્યોતિ

નાની હોય કે મોટી હોય પણ પોતામાં જેટલી શક્તિ હોય તેટલી તે પોતામાં પરિપૂર્ણપણે પ્રકાશિત રહે છે અને તેટલો તેનો બહારમાં પણ પ્રકાશ છૂટે છે. જ્ઞાનદર્શન તે જ્યોતિ સમાન છે. તે જ્યોતિ ભવ્ય, દિવ્ય, પરમ ઉત્કૃષ્ટ, અલૌકિક અને ચમત્કારથી ભરપૂર છે. તે જ્ઞાનદર્શન જ્યોતિ પોતામાં અમર્યાદિતપણે વર્તે છે તેથી બહારમાં પણ તેનો પ્રકાશ અમર્યાદિતપણે છૂટી પડે છે. ત્રણ કાળ ત્રણ લોકનું સ્વરૂપ તે જ્યોતિની એક સમયની ક્રિયામાં પ્રકાશિત થઈ જાય છે. આ જ્ઞાનદર્શન જ્યોતિને પોતાના કાર્ય કરવા માટે– જાણવા, દેખવા માટે પોતાના ઉપયોગને લંબાવવો, ક્યાંય જોડવો, ખંડ કરવો કે ક્યાંય બાંધવો કે અટકાવવો પડતો નથી. કોઈની ઓશિયારી, ગરજ, પરાધીનતા કે લાચારી કરવી પડતી નથી. પરંતુ બાદશાહીથી, શહેનશાહીથી, ખરી ખાનદાનીથી, સાચી ખુમારીથી અને અમીરાતથી પોતે પોતામાં રહી જાણી દેખી રહી છે તે તેની ભવ્યતા છે.

પદાર્થને, જ્ઞેયને કે બિંબને તે જાણતું નથી પણ જ્ઞેયના (બિંબના) પ્રતિબિંબ જ્ઞાનની ભૂમિકામાં આવી પડે છે તેને જાણે છે. એટલે બિંબ પ્રતિબિંબ ન્યાયે જાણે છે.

જ્ઞેયમાત્રના પ્રતિબિંબોને પોતાની એક સમયની જાણવા દેખવાની ક્રિયામાં સંઘરે છે. સમય સમયની જ્ઞાન પર્યાય પ્રતિબિંબોનું ક્ષેત્ર બને છે. ત્રણ કાળ ત્રણ લોકની અવસ્થાઓનું પ્રતિબિંબ જ્ઞાનની સમય સમયની પર્યાયમાં પડવા છતાં જ્ઞાન ખાલી ને ખાલી છે. ત્યાં ક્ષેત્રની પણ ખેંચ પડતી નથી. ખીરનીરની પેઠે જ્ઞાન પોતાની સમય સમયની ક્રિયામાં પ્રતિબિંબોને રાખે

છે. આવું એકમેકપણું હોવા છતાં દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવે જેવું બિંબ તેવું જ પ્રતિબિંબને જાણે છે. આ પ્રમાણે જ્ઞાન ખીરનીરની પેઠે જાણે છે.

એક પણ પ્રતિબિંબને અન્યાય થતો નથી કારણ જ્ઞાન જ્યોતિ દરેક પ્રતિબિંબના સામો આકાર ધારણ કરીને તેને જાણે છે. નીઃસ્પૃહ થઈને જાણે છે. આ છે જ્ઞાન જ્યોતિની દિવ્યતા.

એક સમયની જ્ઞાન ક્રિયામાં લોકાલોકને જાણે છે. લોકાલોકમાં રહેલા સકળ પદાર્થને જાણે છે. દરેક પદાર્થના અંશ, એક એક ગુણ અને તેની શુદ્ધ અને અશુદ્ધ અવસ્થા માત્રને જાણે છે. તે ત્રણેની ત્રિકાળવર્તી પર્યાયને જાણે છે. આમ સકળ રીતે, સકળ કાળે, સકળરૂપે, નિરંતર, અખંડ અવિચ્છિન્ન અને અવિરત–ધારાએ, પ્રત્યક્ષ, હસ્તકમલવત, પરની સહાય વગર યુગપત્ વસ્તુ માત્રના વિશેષ સ્વરૂપને જ્ઞાન જાણે છે અને સામાન્ય સ્વરૂપને દર્શન દેખે છે. આ છે હે ચેતન! તારા જ્ઞાન દર્શન ગુણોની પરમ ઉત્કૃષ્ટતા.

વસ્તુ માત્રમાં તેનું સામાન્ય સ્વરૂપ છે તેમજ વિશેષ સ્વરૂપ પણ છે, વસ્તુ સત, તત્ (પરિપૂર્ણ) સ્વતંત્ર સ્વાધીન, પરથી ભિન્ન અને સ્વથી અભિન્ન છે. એવું વસ્તુનું સામાન્ય ત્રિકાળ સ્વરૂપ છે તેને દેખવાનું કામ દર્શન ગુણનું છે. અને તે કેવું, કેટલું, ક્યારનું, કેવડું છે તેને સવિસ્તાર પરિપૂર્ણપણે જાણનાર જ્ઞાન છે.

હે જ્ઞાન સમુદ્ર ભગવાન આત્મા! તારું દર્શન સમયે સમયે તારા સામાન્ય સ્વરૂપને અનુભવ સહિત દેખી રહ્યું છે

અને તે વિશેષરૂપે કેવું છે તેને જ્ઞાન સ્વાનુભવ કે સ્વસંવેદન સહિત જાણી રહ્યું છે. તેજ સમયે પર જ્ઞેય માત્રનું સામાન્ય સ્વરૂપ દર્શનમાં ઝળકી રહ્યું છે તેને દર્શન દેખે છે અને તેનું વિશેષ સ્વરૂપ જ્ઞાનમાં પ્રતિબિંબ રૂપે પ્રકાશિત થઈ રહ્યું છે તેને જ્ઞાન જાણે છે. આ પછી સ્વ અને પર દરેક પદાર્થ પ્રત્યેનું કશું પણ જાણવા દેખવાનું બાકી રહેતું નથી. આનું સહજ પરિણામ એ આવ્યું કે સ્વ અને પર માત્ર જેવાં છે તેવાંની અખંડ શ્રદ્ધા વર્તે છે. આ છે જ્ઞાનદર્શનની અલૌકિકતા અને અદ્ભૂતતા.

ત્રણ કાળ ત્રણ લોકનું સ્વરૂપ જ્ઞાનની સમય સમયની ક્રિયામાં જણાય દેખાય છે કે જેથી જાણવા દેખવા જેવું કાંઈ બાકી રહેતું નથી. એકી સાથે બધાય વિષયોનું ગ્રહણ કરવું થયું કે જેથી કોઈ પણ વિષય બાકી ન રહ્યો તેથી જાણવા દેખવાની કોઈ ઈચ્છા કે, અતૃપ્તિ રહેતી નથી. પૂર્ણ તૃપ્તિ વર્તે છે. એટલે સંપૂર્ણ નિરાકુળતા છે. જે જણાય છે તેમાં કાંઈ મિથ્યા—અસત્ જણાતું નથી તેથી તેના ફળમાં અનંત સુખ વર્તે છે.

ન જાણ્યું દેખ્યું હોય તેવું કાંઈ જાણવા દેખવાનું બાકી રહેતું નથી કે જેથી આશ્ચર્ય કે હાસ્યનું કાંઈ કારણ રહેતું નથી.

વસ્તુમાં જે થવા યોગ્ય હોય તે અવસ્થા—હાલત—પર્યાય કે પરિણમન થાય તેવો વસ્તુનો અને તેના ગુણોનો ક્રમવર્તી પરિણમન સ્વભાવ છે. વસ્તુમાં અને ગુણોમાં શક્તિરૂપે સામર્થ્યરૂપે જે હોય તે ક્રમસર વસ્તુત્વ નામના ગુણને કારણે થયા કરે છે. આવું બધું શક્તિ સ્વરૂપ સામર્થ્ય સ્વરૂપ કે સત્ સ્વરૂપ જ્ઞાન—દર્શનની એકેક સમયની પર્યાયમાં જણાઈ દેખાઈ રહ્યું છે. તેથી

કોઈ વસ્તુ ઇષ્ટ કે અનિષ્ટ રૂપ ભાસતી નથી. પરંતુ વસ્તુની ક્રમવર્તી પર્યાયની એક અવસ્થા છે. આના કારણે રતિ કે અરતિ રૂપ ભાવો થવાના કોઈ કારણો ન રહ્યાં.

વસ્તુ માત્ર સ્વતંત્ર, સત્, ત્રિકાળ, પરિપૂર્ણ, પરથી ભિન્ન અને સ્વથી અભિન્ન છે તેથી કોઈ પ્રકારના ભયનુ કારણુ ન રહ્યું.

પોતાનું કદી ઓછું થવાનું નથી તેમજ પરનું પોતાનામાં પ્રવેશવાનું નથી કે જેથી શોક ખેદ કે ઉદ્વેગનું કાંઈ કારણ નથી.

કોઈ અનિષ્ટ રૂપ નથી જેથી ઘૃણા થવાનું કારણ ન રહ્યું.

લિંગ સ્વરૂપ તો પુદ્ગલનું છે. તે આત્માની ચીજ નથી. આત્માનું તે માત્ર જ્ઞેય છે. તે વિજાતીય દ્રવ્યની એક સ્કંધ રૂપ અવસ્થા છે. આથી તેની માલિકી ન રહી માલિકીનો અભાવ થતાં તેને ભોગવવાનો ભાવ ન રહ્યો. ભોગવવાના ભાવનો અભાવ થતાં વિકાર ન રહ્યો વિકારના અભાવમાં પૂર્ણ અવિકારી સ્વરૂપ રહ્યું.

આ બધા કારણોનો અભાવ થતાં અપાર આનંદ અને અસીમ શાંતિ આત્મામાં વર્તે છે.

જ્યાં સુધી જ્ઞાન અધૂરી દશામાં હતું ત્યાં સુધી કષાય યુક્ત થઇ પરમાં માલિકીપણાની બુદ્ધિ કરી પરમાં ઇષ્ટ અનિષ્ટનાં ભાવો કરી અનેક પ્રકારની વિષમતા સેવતું હતું. કષાય અને ભ્રમ સર્વથા ટળી જતાં જ્ઞાન પરિપૂર્ણતા અને સ્થિરતાને પામી ગયું, સાથે જગતના પદાર્થોનુ ત્રિકાળવર્તી સ્વરૂપ પ્રમેયત્વ ગુણના કારણે જ્ઞાનની એક સમયની પર્યાયમાં પ્રતિબિંબરૂપે ઝળકી રહ્યું છે. તેથી

હવે કોઈ પણ પ્રકારની વિષમતાનું કારણ ન રહ્યું. પરિણામમાં પૂર્ણ સમતા વીતરાગતા પ્રગટી.

પૂર્ણ જ્ઞાયક સ્વભાવ પ્રગટતાં પોતાના અનંત ગુણોની ત્રિકાળવર્તી પર્યાયો જ્ઞાનમાં જ્ઞેયરૂપે સમયે સમયે પ્રગટી રહી છે. ગુણો પોતે પોતાનું પોતામાં થવા યોગ્ય કાર્ય ક્રમબદ્ધ કર્યા કરે છે. તેઓ પોતાને કે પોતાના કાર્યને જાણતા નથી. જાણનાર તો જ્ઞાયક સ્વભાવ જ છે. વર્તમાન–વર્તમાન એટલે સમયે સમયે અનંત ગુણોની કેવી પર્યાયો પ્રગટશે તે જ્ઞાયક સ્વભાવમાં જ્ઞેયરૂપે પડી છે. જ્ઞાયક સ્વભાવ સમય સમયની અનંત ગુણોની પર્યાયોનું નિજને વર્તમાન જ્ઞાન પર્યાયનું દાન આપે છે. વર્તમાન જ્ઞાન પર્યાયનો આત્મા લાભ ઉઠાવે છે. ભોગ ઉપભોગ કરે છે. અને જ્ઞાયક સ્વભાવ ગુણોની ત્રિકાળવર્તી ક્રમબદ્ધ અવસ્થાને વ્યવસ્થિતપણે જાણી દેખી રહ્યો છે તે આત્માના વીર્યનું કાર્ય થઈ રહ્યું છે.

આ પ્રમાણે આત્માના એકેક ગુણનું સ્વતંત્ર કાર્ય સ્વતંત્રપણે ભજી રહ્યું છે તે બધાનો જ્ઞાતા દૃષ્ટા અને ભોક્તા એટલે તેમાં લયલીનપણે ટકનાર હે આત્મન્! તું છો!

હે ચિદાનંદ! તારા અનંત ગુણનો ભંડાર તારા જ્ઞાનમાં ચડયો છે છતાં દરેક ગુણ સ્વતંત્ર સ્વાધીન છે. પોતપોતાના સ્વભાવ પ્રમાણે પરિણમનાર છે. આમ છતાં પોતાની ત્રિકાળવર્તી પર્યાયો સહિત જ્ઞાનમાં જ્ઞેય રૂપ ઊભાં છે. જ્ઞાનની એક સમયની ક્રિયાનું એવું સામર્થ્ય છે કે તે બધાયના પ્રતિબિંબોને સમાવી શકે છે. તે બધાયનું ક્ષેત્ર પોતે બને છે. બધા ગુણોની બધી પર્યાયોને પોતામાં રાખતાં છતાં, જેવાં છે તેવાં જાણતો માણતો થકો

પોતાપણે પરણુમી રહ્યો છે. જ્ઞાન સ્વરૂપી આત્મા દિવ્ય ભવ્ય પરમ ઉત્કૃષ્ટ જ્યોતિર્ધર છે. તે જ્યોતિ પોતાની ક્રિયામાં મસ્તપણે–અસ્ખલિતપણે ઝળહળી રહી છે. હે પ્રભો! આવું તારું અલૌકિક સ્વરૂપ છે. મહા ભાગ્યોદયે તેવા સ્વરૂપને હું પામી ચુક્યો છું, તે સ્વરૂપને દેખવાની મારી દિવ્ય ચક્ષુઓ ખુલ્લી ગઈ છે અને તેમાં તારા અખંડ સ્વરૂપનું પ્રતિબિંબ પડી રહ્યું છે, અહો! જગત જીવો! આજ કામ કરવાનું છે. તે સિવાય જીવનું બીજું કાંઈ કાર્ય નથી. પણ જગતવાસી જીવો આ કાર્ય ચૂકી ગયા છે. ભૂલી ગયા છે. તે ભૂલના પરિણામે ચતુર્ગતિરૂપ સંસાર ખડો છે. ત્રિલોક રચના ઊભી છે.

હે પર્યાય મૂઢ જીવ! તું કોને તારું સ્વરૂપ માની બેઠો છે? જેને તારું સ્વરૂપ માને છે તે વાસ્તવિક તારું છે? નથી, છતાં તારું માને છે તો તું જાણનાર, દેખનાર થઈ આવું ખોટું જાણ અને માન તેને આંધળો ન કહેવો તો શું કહેવું? દેખે નહિ તે આંધળો. તું, છે છતાં દેખતો નથી તો આંધળો નહિ તો શું?

શરીર જડ પદાર્થનું બનેલું છે અને તું ચેતન પદાર્થ છો. તારે અને શરીરને વિજાતીયપણું છે એટલે કંઈ પણ સંબંધ ન મળે છતાં શરીરને તારું માની બેઠો છું. શરીરમાં જાણવા દેખવાની શકિત નથી. માટે તેનો તો કંઈ વાક ન રહ્યો. પણ તું તો જાણનાર, દેખનાર સાચા ખોટાનો વિવેક કરનાર હોવા છતાં શરીરને તારું માની બેઠો છે તો તેને અધાપો ન કહેવો તો શું નામ આપવું?

ઇન્દ્રિયો તારી નહિ અને તેના વિષયો પણ તારા નહિ. તારાથી તદ્દન ભિન્ન હોવા છતાં તે બધાને તારાં માની રહ્યો છું તો તે શું સાચું છે? વિષયોને ભોગવવાના અને ઉપભોગ કરવાના ભાવો સેવી રહ્યો છે, તે શું તારી સત ક્રિયા છે? તે તું કરી શકે છે? તું તારા ગુણોની ક્રિયાનો ભોગ ઉપભોગ કરવાવાળો છો. પરનો તું માત્ર જ્ઞાતા દૃષ્ટા છો પણ કોઇ રીતે ભોકતા તો ન જ બની શકે છતાં ન થઇ શકે તે કરવા મથી રહ્યો છે તે શું તારા જેવા જાણતા, દેખતાના કામ છે?

એકેન્દ્રિયથી માંડીને અસંજ્ઞી પચેન્દ્રિય સુધી તો એકાંત ઊંધી માન્યતાવાળા જ જીવો છે. સદાય અંધાપાવાળા જ જીવો છે. સંજ્ઞી પચેન્દ્રિય જીવોમાં પણ પોતાને નહિ જાણનાર અને નહિ શ્રદ્ધનાર અધિકમાં અધિક છે. પોતાને જાણનાર માનનાર જે જીવો બન્યા તે જેણે અનાદિનો અંધાપો ટાળ્યો તે વિશ્વના ચતુર્ગતિ રૂપ ચક્કરમાં લાંબો કાળ નથી રહી શકતા.

જીવો અનંતા અને તે બધાય એક સરખા છે છતાં એકેક જીવની ૫૬૩ ભેદવાળી સ્થૂલરૂપે અવસ્થાઓ થઇ. સૂક્ષ્મ રૂપે તો અનંત ભેદવાળી એકેક જીવની અવસ્થા થઇ છે. તે શાના કારણે? જીવને પોતા પ્રત્યે પોતામાં અંધાપો વર્તે છે તેને કારણે. દેખતાં જાણતાં છતાં આંધળાપણે વર્તી રહ્યો છે અને તેના કારણે વિશ્વ રચના ખડી છે. તે અનાદિની છે અને અનંત કાળ રહેવાની છે. વિશ્વ રચના તેજ જીવના અંધાપાનું ફળ છે.

જીવ નથી પુરુષ, નથી સ્ત્રી, કે નથી નપુંસક છતાં તે પોતાની જાતને આ ત્રણ પ્રકારમાંથી કોઇ એક પ્રકારવાળી (તેને ઓળ–

ખાવનાર લિંગ વાળી) માની રહ્યો છે. પોતે અલિંગી છે. લિંગ સ્વરૂપ જડનું છે, પોતાનું નથી છતાં જે લિગવાળું શરીર છે તેને પોતાનું શા માટે માની રહ્યો છે? કારણુ કે જીવોને પોતાના અલિંગી સ્વરૂપ પ્રત્યે અંધાપો છે.

પોતાના ત્રિકાળી શુદ્ધ સ્વરૂપને ભુલી બહારમાં ભલા ભૂંડા ભાવો કરવાવાળો થયો. અત્યંત પરમાં ભુંડા ભાવો કર્યાં તો તેના ફળમાં નરક રચના ઊભી થઇ. ઓછીવતી વક્રતાવાળા ભાવો કર્યા તો તિર્યંચ દશા ઊભી થઈ. બહુ ડાહ્યા થઈને પરમાં ભલા ભાવો કર્યા તો દેવલોકની રચના તેના ફળ માટે ઊભી થઈ. ન બહુ ડાહ્યો થયો કે ન બહુ ગાંડો થયો, ન બહુ ભલા ભાવો કર્યા કે બહુ ભુંડા ભાવો કર્યા ને વક્રતા બહુ ઓછી કરી તો મધ્યલોક તેના ફળ ભોગવવાના સ્થળરૂપે ઊભો થયો. કરણી કોઈ વાંઝણી રહેતી નથી તેથી ફળરૂપે કંઈ ને કંઈ મળવું જોઇએ. પોતાના ત્રિકાળી સ્વરૂપનો બેહદ નકાર કર્યો. અણગમો અરુચી અભાવ, અનાદર અમહિમા અને તીવ્ર અસંતોષ સેવ્યો તો નિગોદ રચના તેના ફળ માટે ઊભી થઈ. વિશ્વની આખી રચના જીવનાં અંધાપાના ફળરૂપે ઊભી છે. માટે કહેવું પડે છે કે "વિશ્વ અંધા હૈ"

જીવ સુખનો ભંડાર છે. અખૂટ નિધિ છે. જીવ સિવાય બીજા કોઈ પદાર્થમાં તે ચીજ નથી. જીવ સિવાય અન્ય પદાર્થો બધાય જડ છે. એટલે તેમનામાં ચેતનાનો અભાવ છે. તેમનામાં સુખદુઃખ જાણવા, દેખવા, દેવા કે લેવાનું કાંઇ પણ કાર્ય નથી,

આ ઉપરાંત એકેક જીવ સ્વતંત્ર છે. સ્વાધીન છે. બીજા જીવથી જુદો છે. દરેક પોતાનું અભિન્ન સ્વરૂપ ધરાવે છે તેથી એક જીવ બીજા જીવને કાંઈ કરી શકે નહિ. આવું વસ્તુનું બંધારણ છે તેને જેમ છે તેમ જાણવા દેખવાની શકિતવાળો હોવા છતાં જીવ માને છે કે બહારના પદાર્થથી મને સુખ છે કે દુઃખ છે. બહારના પદાર્થો મારું હિતાહિત કરનાર છે. અનુકૂળ સંયોગોને સુખદાતા માને છે અને પ્રતિકૂળ સંયોગોને દુઃખ દાતા માને છે. આવું સત્યથી સળગ વેગળું જ્ઞાનદર્શનનો ધણી, જીવ જેવો જીવ, માને તો તેનો અંધાપો નહિ તો શું ?

જીવત્વ શકિતના કારણે સદાય જીવવાવાળો હોઇ પોતાને જન્મવાવાળો અને મરવાવાળો માને અને આવી ઊંધી માન્યતાને કારણે મરવા જેવી હાલત ભોગવે તે જીવનો અંધાપો કેવો ?

પોતાનું નિરોગી સ્વરૂપ સદાય શુદ્ધ સ્વરૂપ હોવા છતાં શરીરના રોગોને પોતાના માની મહ દુઃખી થય, શરીરની રુષ્ટતાને પોતાની માની ફુલાઇ જાય, શરીરના નાનાપણાને પોતાને બાલક માને, શરીરના જરજરીત પણાને કારણે પોતાને વૃદ્ધ માને, શરીર અશુચિનું ઘર તો પોતાને પણ અશુચિમય માને, ઈન્દ્રિયો મન, વચન અને કાયા તે બધા જડ શરીરના પોતાના ત્રિકાળ નહિ છતાં તે બધાને પોતાના માને, જીવ માત્ર એક સરખા છતાં શરીર જયાંથી નીપજ્યું તેને માતા–પિતા માને, શરીરને રમાડે તેને રમણી માને, શરીરથી જે શરીર નીપજે તેને પરિવાર માને, શરીરનું બુરું કરે કે ચાહે તેને શત્રુ માને, શરીરનું ભલું ઇચ્છે તેને મિત્ર માને, ઇત્યાદિ શરીરના કારણે એક બીજા શરીરની અવસ્થાઓને પોતાની

જુદી જુદી રૂપે માને, તે શું સત્ય છે! આવા જીવમાં કેટલાય અંધાપા પડયા છે જો આવા અંધાપા ન હોય તો ચાર ગતિની અવસ્થા જ ન થાય પણ પાંચમી ગતિની અવસ્થા થાય.

પોતે જાણનાર દેખનાર હોવા છતાં ઈન્દ્રિયો ને જાણનાર દેખનાર માને, પોતે સ્વતંત્ર પદાર્થ હોવા છતાં શરીરને પોતાનું સ્વરૂપ માને, પોતાના સ્વતંત્ર સ્વરૂપ સ્વભાવમાં રમણતા કરવાનો અખૂટ વેપાર હોવા છતાં તે ન સ્વીકારે અને તેને છોડી શરીર ઈન્દ્રિયો અને તેના વિષયોમાં જ પોતાપણું મૂકી ઓતપ્રોત થઈ રમણતા જ કર્યા કરે ત્યાં તેના અંધાપાની હદ કયાં રહી?

અંશ રૂપ જ્ઞાન પોતે જાણનાર દેખનાર હોવા છતાં ઈન્દ્રિયોને જાણનાર દેખનાર માને, તે પોતાનો મહા ખૂની–પોતે ત્રિકાળ જીવવા-વાળો છતાં શરીરના કારણે પોતાને મરવાવાળો અને જન્મવાવાળો માને, તે મહા જૂઠો. શરીરનો ઈન્દ્રિયોનો, તેના વિષયોનો, વિકારનો માલિક બને અને પોતાના જ્ઞાનાદિ ગુણોનો માલિક જડને બનાવે તે મહાચોર. પોતાની રમણતા છોડી પર જડમાં ભલા બુરા ભાવો કરે તે મહા વિકારી–અબ્રહ્મ. પરમાં મારાપણું ધરાવે તે મહા પરિગ્રહી. આવા મહા પાપો એક સમયની ઊંધી માન્યતામાં આદિ વગરના કાળથી જીવ સેવ્યે જાય છે તે અંધાપો કેવો?

પૂ. ગુરુદેવ જગત જીવોને તેના અંધાપાનું ભાન કરાવે છે અને કહે છે કે હું પણ અંધાપામાં આદિ વગરના કાળથી સબળતો હતો પરંતુ મારા ભાગ્યોદયે મારી ભવિતવ્યતાના જોરે, હું આ અંધાપો ઓળખી ગયો અને તેને ટાળવા મારો પુરુષાર્થ સફળ

થયો છે. હવે તે અંધાપો મારામાં રહ્યો નથી. હવે હું તે અનાદિની વિશ્વની અંધાપાની ચાલવાળો નથી રહ્યો. હું હવે જાગી ચૂકયો છું.

હે જગત જીવો! તમો પણ અનાદિ કાળથી અંધાપાની ખાણુ એવા વિશ્વને ઓળખો. તમારું નિજ સ્વરૂપ તેજ વિશ્વ છે. તેમાં ચતુર્ગતિના ભાવો સમાયેલા છે. ત્યાં નરક છે, તિર્યંચપણું છે, માનવતા છે, અને દેવપણું છે. તેને ઓળખો તે બધી એક સમયની ઉપરની ઝાંઈ છે. તેની નીચે ત્રિકાળ સહજાનંદી, સ્વરૂપાનંદી, પરમાનંદી, પૂર્ણાનંદી, સચ્ચિદાનંદી, જ્ઞાનાનંદી, અખંડાનંદી, નિત્યાનંદી, નિર્મળાનંદી, સત્યાનંદી, સદાય જાગ્રત બેઠો છે તેને ઓળખો. તેને ઓળખી અનાદિની અંધાપારૂપી જુઠી ઝાંઈ વળી ગઈ છે તેને ટાળો. સમુદ્રમાં ઉછળતાં મોજાંને એકલા ન જોતા. કારણુ કે તે તો ક્ષણિક અને પરના કારણે છે. મોજાની નીચે સમુદ્રની ગંભીરતા, અગાધતા, શીતળતા ને જુઓ તો સાગરનો મહિમા આવશે હે જગત જીવો! તમારી પ્રજ્ઞાચક્ષુને, તમારા દિવ્યચક્ષુને અંતરમાં પ્રગટાવો કે જેથી અંતરમાં રહેલી ભવ્ય દિવ્ય જ્યોતિર્મૂર્તિનાં દર્શન જ્ઞાન થતાં અંધાપો આપાઆપ ટળી જશે. પરિણામે વિશ્વની અંધાર ચકકરડીમાં ભમવાનું બંધ થઈ જશે અને શાશ્વત અનંત સુખધામ સ્વરૂપ પાસ થઈ જશે.

---

# અગાઉથી થયેલાં ગ્રાહકોનાં મુબારક નામો.

કલકત્તા

૫ શ્રી મોતીચંદ દામોદર રૂપાણી
૧ ,, ન્યાલચંદ જાદવજી શેઠ
૧ ,, વસંતરાય ટી. દોશી
૧ ,, મગનલાલ જેઠાલાલ દેશી
૧ ,, હેમતલાલ રતીલાલ મહેતા
૧ ,, કાન્તીલાલ ન્યાલચંદ શાહ
૩ ,, ચીમનલાલ મોહનલાલ દફતરી
૧ ,, રેવાશંકર હકમીચંદ શેઠ
૧ ,, ઉત્તમચંદ હરીચંદ કામદાર
૧ ,, બાબુલાલ ગલાલચંદ દોશી
૧ ,, અમૃતલાલ બાલાચંદ દોશી
૧ ,, નંદલાલ મદનજી શાહ
૧ ,, ત્રીભોવનદાસ મદનજી શાહ
૧ ,, પરસોતમ લવજી મહેતા
૧ ,, ગુણવંતી બહેન
૧ ,, શાન્તાબહેન મણીલાલ બદાણી
૧ ,, નારણજી ગોવિંદજી બદાણી
૧ ,, ડાહ્યાલાલ ગોવિંદજી બદાણી
૧ ,, મનસુખલાલ ગોરધનદાસ બદાણી
૧ શ્રી જયંતિલાલ ધનજી સંઘવી
૧ ,, મનહરલાલ ટપુભાઈ ગાંધી
૧ ,, જયસુખલાલ લાધાભાઈ સંઘાણી
૧ ,, શાંતિલાલ પ્રેમચંદ મહેતા
૧ ,, વ્રજલાલ જગજીવન દોમડીઆ
૧ ,, કાન્તિલાલ હરીલાલ દેશાઈ
૧ ,, રોશનલાલજી જૈન
૧ ,, જયંતિલાલ નંદલાલ દોશી
૧ ,, છોટાલાલ હરીદાસ ગાંધી
૧ ,, હસમુખલાલ હરીલાલ જસાણી
૧ ,, ન્યાલચંદ દેવજી
૧ ,, નાથાલાલ પાનાચંદ
૧ ,, હકમીચંદ પોપટલાલ ભીમાણી
૧ ,, વૃજલાલ કે. વોરા
૧ ,, પ્રભુદાસ અમરશી શેઠ
૧ ,, પ્રાણુલાલ મણીલાલ કામદાર
૧ ,, મગનલાલ હંસરાજ દોશી
૧ ,, ધનજી-રામજી કોઠારી
૧ ,, હરકીશનદાસ દામોદર શાહ

૧ શ્રી મણીલાલભાઈ રતનશી મેઘાણી
૧ ,, ઝવેરચંદ કાળીદાસ હેમાણી
૧ ,, કાનજીભાઈ પાનાચંદ ભીમાણી
૧ ,, ધીરજલલાલ કેશવજી દોશી
૧ ,, હરગોવિંદ કપુરચંદ
૧ ,, લલીતકુમાર છગનલાલ
૧ ,, જેસુખલાલ ત્રીભોવન પીપલીઆ
૧ ,, શીવલાલ માણેકચંદ ગાંધી
૧ ,, કાન્તીલાલ વનમાલી
૧ ,, પ્રતાપરાય પ્રાણલાલ કોઠારી
૧ ,, રમણીકલાલ ચુ દફતરી
૧ ,, બાપાલાલ ઉજમશી ગાંધી
૧ ,, ભાનુલાલ મુળશંકર દેશાઈ
૧ ,, જમનાદાસ જસવીર ગાંધી
૧ ,, મણીલાલ જશવીર ગાંધી
૧ ,, વનેચંદ પોપટલાલ
૧ ,, મનહરલાલ અમૃતલાલ મોદી
૧ મેસર્સ હેમાણી હાર્ડવેર સ્ટોર્સ
૨ શ્રી અનોપચંદ સૌભાગ્યચંદ વિપાણી
૧ ,, પાનાચંદ ગોવિંદજી કામાણી
૧ ,, દુર્લભજી પ્રેમજી દેશાઈ
૧ ,, ભાઈલાલ ભાઈ તુરખીયા

૧ શ્રી શાન્તીલાલ કેશવલાલ ભણશાળી
૨ ,, શાન્તીલાલ રેવાશંકર શાહ

**ધ્રાંગધ્રા**

૨૫ શ્રી સ્થા. મોટો સંઘ
૧૦ ,, નરસીદાસભાઈ સંઘવી
૨ ,, મંગળજી જીવરાજ સંઘવી
૧ ,, રસીકલાલ મણીલાલ સંઘવી
૧ ,, હરજીવન દેવકરણ ભાવસાર
૧ ,, કાન્તિલાલ ત્રીકમભાઈ
૧ ,, શાહ વૃજલાલ ઓઘડભાઈ

**રાણપુર (ગુ. જીલ્લો)**

૧ શ્રી મનસુખભાઈ ગોપાણી

**જામનગર**

૧૦ શ્રી વલમજીભાઈ ખેતશી
૧ ,, વોરા મોનજી તુલસીદાસ
૧ ,, રંગીલદાસ પી મહેતા

**ઉપલેટા**

૧ શ્રી મોહનલાલ કાનજી

**ભાવનગર**

૧ શ્રી ચુનીલાલ સકનજી પારેખ

**મતવા**

૧ શ્રી ઝવેરચંદ અમરશી મહેત

## લીંબડી

૧ શ્રી શાહ ચંપકલાલ ભગવાન

## પોરબંદર

૧ શ્રી શ્વે. સ્થા જૈન સંઘ
૧ ,, રુણીલાલ કુલચંદ પંચમીયા

## ખાગેશ્રી

૧ ડૉ લાભશંકર અંબાશંકર જોશી

## જુનાગઢ

૧ શ્રી તારાચંદ ડામરશી શાહ

## વડાલ

૩ શ્રી ન્યાલચંદ જેચંદ કોઠારી

## વાંકાનેર

૩ શ્રી લલીતભાઈ રુણીલાલ દોશી

## કલોલ

૧ શ્રી આત્મારામ મોહનલાલ શેઠ

૧ શ્રી શાહ આત્મારામ વાડીલાલ
૧ ,, બાબુલાલ છગનલાલ

## શાલબની

૨ ,, દોશી ચુનીલાલભાઇ કુલચંદ

## અમરાવતી

૨ શ્રી મગનલાલ સુંદરજી વોરા

## પાંથાવાડા

ડૉ પ્રાણુલાલ સવચંદ સંઘણી

## જમશેદપુર

૧ શ્રી સ્થા જૈન સંઘ.
૧ ,, જેઠાલાલ જેચંદ મહેતા
૧ ,, ભાઈચંદ માવજી ખારા
૧ ,, દુર્લભજી નાગજી મડીયા
૧ ,, ધીરજલાલ પરમાનંદ
૧ ,, મનુભાઈ ગાંધી
૫ ,, શાહ જાદવજીભાઇ ગુલાબચંદ દાસનગરવાળા

## મુંબઈ

૫૦ શ્રી વાડીલાલ જેઠાલાલ શાહ

૧૦ શ્રી હરખચંદભાઈ ત્રીભોવનભાઈ

## પીપરાલી

૧ ન્યાલચંદ ભુરાભાઈ તુરખીયા
૧ પારેખ વીઠલદાસ કાર્યાભાઈ

## ભીવાની (પંજાબ)

૧ ગુરૂપ્રસાદ રંગીલાલ જૈન

## ધોલેરા (ડી. અમદાવાદ)

૧૫ શ્રી ગોપાળ જ્ઞાન ભંડાર
હા. સંઘવી મણિલાલ ડુંગરશી
૧ શ્રી ગાંધી મણિલાલ સુખલાલ
૪ શ્રી સ્થા. જૈન સંઘ

## રાજકોટ

૧૦ શ્રી રામજીભાઈ શામજી વીરાણી
૧૦ શ્રી સૌભાગ્યચંદ મો. મોદી
૨ રા. બા. મોહનલાલ પોપટભાઈ
૧ શ્રી પ્રભુદાસ તલકચંદ શેઠ
૧ ,, પ્રાણજીવન નારણજી પારેખ
૨ કુ ભદ્રાબહેન શાન્તિલાલ શાહ
૨ કુ સાનુબહેન વેલજીભાઈ દોશી
૧ શ્રી જસવંતી વેલજીભાઈ દોશી
૧ શ્રી વિજયાબહેન વ્રજલાલ પારેખ
૧ ,, ઈન્દુબહેન મુળચંદભાઈ
૨ ,, શાહ પોપટલાલ શામળજી
૧ ,, મણિલાલભાઈ સંઘવી
૧ ,, મણિલાલભાઈ સંઘવી
૫ ,, મુલચંદભાઈ કરાંચીવાળા
હા. ચંપાબહેન
૧ શ્રી મણિલાલ કરસનજી વકીલ
૧ ,, અમૃતલાલ પરમાણંદ મહેતા
૧ ,, ગીરધરલાલ લક્ષ્મીચંદ મહેતા
૧ ,, વલ્લભદાસ ચત્રભુજ
૧ ,, છબલ બહેન
૧ ,, અંબાવીદાસ ન્યાલચંદ ગાંધી
૧ ,, માણેકચંદ પોપટભાઈ મહેતા
૧ ,, દીવાળીબહેન—સરધારવાળાં
૧ ,, કાન્તિલાલ છગનલાલ પારેખ
૧ નેમચંદ છોટાલાલ ઝવેરી (ખંભાતવાળા)
૧ છોટાલાલ કેશવલાલ કામદાર

૧ ,, કેશવલાલ પાનાચંદ દોશી
૧ ,, અમૃતલાલ ટોકરશી
૧ ,, ભુપતલાલ અમૃતલાલ
૧ ,, સૌભાગ્યચંદ રૂપચંદ કામદાર
૧ ,, નાથાલાલ શામજીભાઈ
૫ ,, ન્યાલચંદ ઝવેરચંદ ગાંધી
૧ ,, ગીરધરલાલ વીરચંદ ગોડા
૧ ,, શીવલાલ હેમચંદ મહેતા
૨ ,, નેમીદાસ મકનજી
૨ ,, ગોવિંદજી રવજી ખદાણી
૨ ,, વાલજી વછરાજ દેશાઈ
૧ ,, શીવલાલ જગજીવન બાવીસી
૧ ,, પરમાણંદ ત્રીભોવન પારેખ
૧ ,, રતીલાલ માણેકચંદ મહેતા
૧ ,, હરખલાલ હરખચંદ દોશી
૧ ,, જગજીવન રામજી મહેતા
૧ ,, વૃજલાલ જીવરાજ વોરા

૧ ,, સંઘવી લાલજી વસનજી
૨ ,, રમેશચંદ્ર ડાહ્યાલાલ
(રામગંજ મંડી)
૧ ,, નંદલાલ અમરચંદ
(આકોલા)
૧ ,, હરીલાલ રામજીભાઈ વાઘર
૧ ,, લક્ષ્મીચંદ જુઠાભાઈ કોઠારી
૧ ,, લીલાધર હરજીવન ભીમાણી
૧ ,, અમૃતલાલ હકમીચંદ
૧ ,, મોનજી દેવચંદ કમાણી
૨ ,, વિજયાબહેન કામદાર
૧ ,, નૌતમલાલ દેવકરણ જસાણી
૧ ,, મનસુખલાલ કાનજી ગોડા
૨ ,, રાયચંદ નાગરદાસ
૨ ,, નરોત્તમદાસ મુળજી
ભીમાણી

# શુદ્ધિ પત્રક

| પાનું | લીટી | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૧૦૫ | ૨૪ | સ્વરૂપ | સ્વરૂપ માની |
| ૧૪૫ | ૨૪ | હૈયાતીમાં | હયાતીમાં |
| ૧૪૬ | ૨ | હૈયાતીમાં | હયાતીમાં |
| ૧૭૧ | ૧ | તજ્ઞાની | શ્રુતજ્ઞાની |
| ૧૭૧ | ૬ | સિંધુસૌર | સિંધુસૌવીર |
| ૧૭૧ | ૧૩ | ઐશ્ચર્યવાળા | ઐશ્વર્યવાળા |
| ૨૦૦ | ૮ | મહાત્મ્ય | માહાત્મ્ય |
| ૨૧૨ | ૧૦ | મહાત્મ્યમાં | માહાત્મ્યમાં |
| ૨૪૦ | ૧૧ | કાલામાને | કાલીમાને |
| ૨૫૧ | ૬ | હૈયાતી | હયાતી |
| ૨૫૧ | ૨૨ | જ્યેતિમાં | જ્યોતમાં, |
| ૨૫૪ | ૧ | इ ी गारवेहिं | इह्वी गाहरवेहिं |
| ૨૫૯ | ૨૨ | બંધાણો | બંધાણો. |
| ૨૫૯ | ૨૨ | નહીં | નહીં |
| ૨૬૦ | ૧૫ | પર્યાયધમે | પર્યાયધર્મે |
| ૨૬૦ | ૧૮ | અનેરૂપ | એકરૂપ |

| પાનું | લીટી | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૨૬૪ | ૪ | હૈયાતીને | હયાતીને |
| ૨૬૯ | ૭ | આવે, | આવે ? |
| ૨૭૪ | ૨ | લાવ | લાવ. |
| ૨૭૫ | ૧ | આસકિત | આસક્તિ |
| ૨૮૫ | ૭ | આ ક્રમ, | અતિક્રમ, |
| ૨૮૭ | ૩ | ધર્ી | ધર્મી. |
| ૩૦૫ | ૨૩ | લોકોનો સસરામા | લોકોના સંસારમાં |
| ૩૨૧ | ૭ | હૈયાતી | હયાતી. |
| ૩૨૮ | ૭ | જ્ઞાતનો | જ્ઞાતાનો |
| ૩૩૬ | ૧૦ | આશ્રયેએ | આશ્રયથી |
| ૩૩૬ | ૧૧ | આશ્રયેથી | આશ્રયથી |
| ૩૩૭ | ૮ | અનંતાનંદ | અનંતાનંત |
| ૩૫૨ | ૨૨ | ત ઉત્પાદ, | તે ઉત્પાદ, |
| ૩૫૩ | ૧ | ધ્રુવ | ધ્રુવ. |
| ૩૫૩ | ૧૩ | પોતના | પોતાના |
| ૩૫૪ | ૧૯ | બધાનૌ | બધાનો |
| ૩૫૪ | ૨૦ | આસકિતતા | આસક્તિના |
| ૩૫૯ | ૫ | અપૂવ | અપૂર્વ |
| ૩૬૩ | ૧ | ત્યાથી | ત્યાંથી |
| ૩૬૪ | ૧૦ | આત્મ-દ્રવ્યોનો | આત્મ-દ્રવ્યને |

| પાનું | લીટી | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૩૬૪ | ૨૧ | થાય | થાય |
| ૩૬૫ | ૬ | નિશ્ચયથ | નિશ્ચયથી |
| ૩૬૭ | ૨૩ | ઢંકયું | ઢાકયું |
| ૩૬૮ | ૧૬ | તેની | તેને |
| ૩૭૦ | ૨૦ | વાંચો | વાંચે |
| ૩૭૪ | ૧૨ | પાપુના | પાપના |
| ૩૭૪ | ૨૩ | થયું | થયું. |
| ૩૭૫ | ૧૯ | છઠ્ઠા—સાતમો | છઠ્ઠા—સાતમા |
| ૩૮૩ | ૨ | અહિ | અહીં |
| ૩૯૧ | ૨૩ | " ગુણ | ગુણ |
| ૩૯૨ | ૩ | મહાવ્રર્ | મહાવ્રત |
| ૩૯૩ | ૧૨ ને ૨૩ | આકૂસ | હાકૂસ |
| ૩૯૮ | ૧૨ | અવ | અને |
| ૪૦૮ | ૯ | નિદ્દામિ, | નિદ્દામિ, |
| ૪૧૨ | ૧૦ | વીતરાગને માર્ગે | વીતરાગના માર્ગે, |
| ૪૨૨ | ૪ | આશ્રયથા | આશ્રવથી |
| ૪૨૨ | ૨૨ | તા. ૧૧-૯—૫૫ | તા. ૧૩-૯—૫૫ |
| ૪૨૬ | ૧૧ | અજ્ઞાનના | અજ્ઞાનના |
| ૪૨૭ | ૨૨ | આદયિક | ઓદયિક |
| ૪૨૯ | ૧૨ | શકતા | શકતા |

| પાનું | લીટી | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૪૩૨ | ૯ | અપરિંણામી | અપરિણામી |
| ૪૪૫ | ૧ | દૃષ્ટિઅ | દૃષ્ટિએ |
| ૪૫૨ | ૧૭ | અપ્રતિહત | પ્રતિહત |
| ૪૫૬ | ૧૦ | વ્યાપ્ત | વ્યાપ્ય |
| ૪૫૬ | ૧૭ | પૂતૃળાં | પૂતળાં |
| ૪૫૭ | ૧૧ | ઝીધીને | ઝીલીને |
| ૪૬૧ | ૧૧ | શસ્ત્રભ્યાસ | શાસ્ત્રાભ્યાસ |
| ૪૬૩ | ૭ | શસ્ત્રના | શાસ્ત્રના |
| ૪૬૫ | ૧ | આપ્યા | આપ્યો |
| ૪૭૬ | ૧ | શ્રદ્ધન્ | શ્રદ્ધાન્ |
| ૪૭૭ | ૨૦ | નિમિત્ત માને | નિમિત્ત ન માને |
| ૪૮૬ | ૧ | દર્શનમોહને | દર્શનમોહનો |
| ૪૮૯ | ૧૫ | વાટે | માટે |
| ૪૯૩ | ૧૬ | તિત્થયરે | તિત્થયરા |